# રણજિતરામ ગદ્યસંચય - ૧

રણજિતરામ વાવાભાઈ મહેતા




ગુજરાતી સાહિત્ય પરિષદ

અમદાવાદ-૩૮૦ ૦૦૯

પ્રકાશક :
રઘુવીર ચૌધરી
મંત્રી, ગુજરાતી સાહિત્ય પરિષદ
આશ્રમ માર્ગ, નદીકિનારે
અમદાવાદ-૩૮૦ ૦૦૯

રણજિતકૃતિ સંગ્રહ (પ્ર. આ. ૧૯૨૧)
રણજિતરામના નિબંધો (પ્ર. આ. ૧૯૨૩)
રણજિતરામ ગદ્યસંચય-૧ (નામથી ઉપરોક્ત બન્નેનું)
પુનર્મુદ્રણ : એપ્રિલ, ૧૯૮૨

રૂ. ૪૦/-



આવરણ સંયોજન : માધવ રામાનુજ



મુદ્રક :
કિરીટ સી. પટેલ
અંકુર પ્રિન્ટર્સ
૧૦૯૯/૧, ભવાનપુરા, શાહપુર
અમદાવાદ-૩૮૦ ૦૦૧

શ્રી રણજિતરામ વાવાભાઈ મહેતા



જન્મ : કાર્તિક સુદી ૨ સં. ૧૯૩૮

અવસાન : જેઠ સુદી ૧૪ સં. ૧૯૭૩

# નિવેદન

ગુજરાતી સાહિત્ય પરિષદના સ્થાપક શ્રી રણજિતરામ વાવાભાઈ મહેતાનું આ જન્મશતાબ્દી વર્ષ છે. ગુજરાતી સાહિત્ય પરિષદે ૧૯૮૦માં પંચોતેર વર્ષ પૂરાં કર્યાં તેના ઉપલક્ષ્યમાં અમૃતપર્વ સાથે આ સ્થાપકની જન્મશતાબ્દી ઉજવવાનો સુયોગ પ્રાપ્ત થયો છે. એ નિમિત્તે શ્રી રણજિતરામનાં બે અપ્રાપ્ય પુસ્તકો 'રણજિતકૃતિ સંગ્રહ' (પ્ર. આ. ૧૯૨૧) અને 'રણજિતરામના નિબંધો' (પ્ર. આ. ૧૯૨૩) પરિષદ તરફથી પુનર્મુદ્રિત કરવાનું વિચારાયું. 'રણજિતરામ ગદ્યસંચય–૧' રૂપે પ્રગટ થતા આ ગ્રંથના 'સર્જન' અને 'વિવેચન' એવા બે વિભાગ રાખ્યા છે. 'સર્જન' વિભાગમાં 'રણજિતકૃતિ સંગ્રહ', અને 'વિવેચન' વિભાગમાં 'રણજિતરામના નિબંધો'નો સમાવેશ કરવામાં આવ્યો છે. 'રણજિતકૃતિ સંગ્રહ' માટે શ્રી કનૈયાલાલ મુનશીએ લખેલો ઉપોદ્‌ઘાત પણ આ ગ્રંથના પ્રારંભે મૂકયો છે.

'વિવેચન' વિભાગમાં સમાવિષ્ટ કરેલા 'રણજિતરામના નિબંધો'ની ટૂંકી પ્રસ્તાવનાના લેખકના નામનો ઉલ્લેખ મળતો નથી. તેમાં નોંધાયું છે :

> 'સ્વ. રણજિતરામના લેખોનો સંગ્રહ પણ મોટો છે. તેમણે સાહિત્ય, ઇતિહાસ, સમાજશાસ્ત્ર અને રાજ્ય ઉપર ઘણા લેખો વિવિધ પ્રકારની માહિતીથી ભરપૂર લખેલા છે. આ પુસ્તકમાં તેમણે પરિષદ વિશે તથા સાહિત્ય વિશે લખેલા લેખોનો સંગ્રહ મૂકયો છે. સ્વ. રણજિતરામભાઈ ગુજરાતી ભાષાના અનન્ય સેવક હતા; તેની ઉન્નતિ એ તેમના નિરન્તર ચિન્તનનો વિષય હતો. તેમનું અકાળ અવસાન ન થયું હોત તો એમની અનેક મુરાદો પાર પડી શકત અને પરિણામે પ્રાન્ત તથા ભાષા એમની સેવાથી સમૃદ્ધ થાત અને દીપી નીકળત. હાલ તુરત તો એમના લેખોનો જે સંગ્રહ આપણી સમક્ષ રહેલો છે. એટલાથી જ સંતોષ માનવો રહ્યો છે.'

'વિક્રમ સંવતના ૧૮મા સૈકામાં ગુજરાતનું સાંસારિક અને ધાર્મિક દર્શન' નામનો તેમનો સર્વથી પહેલો લખાયેલો વિસ્તૃત લેખ તેમાં સમાવી શકાયો

# અનુક્રમ

# ઉપોદ્‌ઘાત

કેટલાકનાં જીવન સાગર સમા ઊછળ્યા કરે છે; કેટલાકનાં નદીના પ્રવાહની પેઠે ક્વચિત્ તોફાની, ક્વચિત્ શાન્ત, ઘડીમાં એક દિશામાં, ઘડીમાં બીજી દિશામાં વહે છે; અને કેટલાકનાં જીવન નહેરો સમાં સખ્ત અને સીધી મર્યાદામાં શાન્ત રીતે વહ્યાં જાય છે. સદ્‌ગત ભાઈ રણજિતરામનું જીવન આ ત્રીજા પ્રકારનું હતું. કદીયે તેમાં સ્વછંદી તરંગો આવતા નહિ, કદીયે તેનો પટ બદલાતો નહિ; કદીયે તેની સરલતામાં ભંગ પડતો નહિ. આવી જિંદગીમાં ધ્યાન ખેંચે એવા ખાસ બનાવો ઘણા થોડા હોય એમાં શું નવાઈ?

રણજિતરામના પિતા વાવાભાઈ નાતે સુરતના કાયસ્થ હતા અને સરકારી રેવન્યુખાતામાં નોકરી કરતા હતા. એમનાં માનું નામ કમળાબહેન (તુળજાબહેન) છે. વિ. સં. ૧૯૩૮ના કાર્તિક સુદી ૨ બીજને દિને પ્રાતઃકાળમાં રણજિતરામનો જન્મ સુરતમાં એમની માના મોસાળમાં થયો હતો. તેમનાં ભાંડુમાં હાલ તેમનાથી નાનાં એક ભાઈ અને બહેન હયાત છે.

નોકરીને અંગે વાવાભાઈને ભરૂચ ને સુરત જિલ્લાનાં ગામોમાં ફરવાનું થતું અને તેની સાથે રણજિતરામને પણ ગામડામાં બાળપણ ગાળવાનો લાભ મળ્યો. તેનું શરીર પહેલેથી ઘણું નબળું હતું અને પાછળથી નબળાઈ દૂર થઈ હતી છતાં છેલ્લે સુધી તે એકવડી કાઠીના અને નાજુક રહ્યા.

રણજિતરામે પાટી પર ધૂળ સુરતના નારણ મહેતાની ગામઠી શાળામાં નાંખી; અને પછી અભ્યાસ માટે પોતાના પિતા સાથે અમદાવાદમાં રહ્યા. તેણે ગુજરાતી અભ્યાસ ત્યાંની પ્રેક્ટિસીંગ સ્કૂલમાં અને અંગ્રેજી મિશન હાઈસ્કૂલમાં કર્યો. ઈ. સ. ૧૮૯૯માં મેટ્રિક પસાર કરી ગુજરાત કૉલેજમાં ગયા. ઈ. સ. ૧૯૦૩માં બી. એ. થયા અને એક વર્ષ કૉલેજમાં ફેલોશીપ ભોગવી. બી. એ. થયા અગાઉ એક વરસે એટલે ઈ. સ. ૧૯૦૨માં વિ. સ. સં. ૧૯૫૮ના મહા સુદી પૂર્ણિમાને દિવસે તેમનાં સુરતમાં રા. રા. મહાસુખરામ માણેકરામ વકીલનાં પુત્રી અ. સૌ. શાન્તીગૌરી સાથે લગ્ન થયાં હતાં.

ઈ. સ. ૧૯૦૫ ના એપ્રિલમાં તેમણે ઉમરેઠની હાઈસ્કૂલના હેડમાસ્તરની

નોકરી લીધી અને તે જ વર્ષના નવેમ્બર માસમાં સદ્‌ગત પ્રો. ગજ્જરના ખાનગી કારભારીની નોકરી સ્વીકારી. મહત્ત્વાકાંક્ષા લલચાય એવી, મન લોભાય એવી ઘણી તકો તેમને મળી હતી; પણ જે નોકરીમાં સંસ્કારી અને સીધું કામ હોય, જ્યાં સાહિત્યનો શોખ કેળવી શકાય એવા પ્રસંગો અને ફુરસદ મળતી હોય તેવી જ નોકરી કરવી એ એમનો જે દૃઢ સંકલ્પ હતો તેનાથી તે ડગ્યા નહીં. ઈ. સ. ૧૯૦૮માં તેમણે સર પ્રભાશંકર પટણીના ખાનગી કારભારીની નોકરી લીધી અને ઈ. સ. ૧૯૧૬માં ત્યાંથી શેઠ નરોત્તમ મોરારજીને ત્યાં તે જ જગ્યાએ રહ્યા. ઈ. સ. ૧૯૧૭ની શરૂઆતમાં શેઠ ગોકળદાસ તેજપાલ બોર્ડિંગના સુપરીટેન્ડન્ટની નોકરી મેળવવા તેમને અભિલાષા થઈ; પણ શેઠ નરોત્તમના આગ્રહથી તે વિચાર માંડી વાળ્યો. તે વર્ષના મે મહિનામાં શેઠ નરોત્તમના પુત્ર સાથે જુઈમાં તે રહેવા ગયા અને તા. ૪ થી જૂન સં. ૧૯૭૩ના જેઠ સુદી ૧૪ ને સોમવારે ત્યાંના દરિયામાં નહાવા પડતાં તે ડૂબી ગયા. જે સવારે તેઓ નહાવા ગયા અને આમ અકસ્માત પાછા ન ફર્યા તે જ સવારે તેઓએ યુનિવર્સિટીના લાઇબ્રેરિયનની જગા માટેની અરજી સર્ટિફિકેટો સાથે તૈયાર કરી ટેબલ ઉપર જ રાખેલી હતી. એમના મિત્રો અને હિતેચ્છુઓ એમને માટે અનેક જગાઓ ખોળી તેની ભાળ એમને આપતા અને પ્રયત્નો કરવા ઉશ્કેરતા, તેમાંની ઘણીખરીને માટે એ લલચાતા જ નહિ. એમનો છેવટ પ્રયત્ન પણ આવી શાન્ત અને અનેક દિશામાં અભ્યાસ વધારી શકાય એવી નોકરીને માટે જ હતો. ૩૫ વર્ષની વયે આ પ્રમાણે તે અકાળ મૃત્યુને વશ થયા. તેમના મરણ પછી વરસ સવા વરસે તેમનાં વિધવા ગં. સ્વ. શાન્તિબહેન પણ એક પુત્ર અને બે પુત્રી મૂકીને સ્વધામ ગયાં.

રણજિતરામ સ્વભાવે શાંત, સરલ અને મીઠા હતા; બોલવે સદાય હસમુખા ને સ્નેહાળ હતા; રહેણીકરણીએ મર્યાદાશીલ અને મિલનસાર હતા.

મિત્ર તરીકે તે અપૂર્વ હતા. તે ધાઈને ભેટતા નહીં; વધારેપડતો સ્નેહસંબંધ બાંધતા નહીં કે બીજા પાસે તેવી આશા રાખતા નહિ; અને છતાં, જ્યારે જોઈએ ત્યારે સ્નેહભર્યા હાસ્ય, સહાનુભૂતિથી ને સલાહથી—બનતી મદદથી—મિત્રની વહારે ધાવા તત્પર રહેતા. કદી એવું બનતું નહિ કે એને મળતાં કોઈને કચવાટ થતો કે તેમને કચવાટ થાય છે એવો ભાસ થતો.

મિત્રો સાથેના એના વ્યવહારમાં બે ખૂબીઓ અદ્‌ભુત હતી: એક તો વિશ્વાસ આકર્ષવાની અને બીજી વ્યવહારને માનસિક સહજીવનની ભૂમિકા પર લઈ જવાની.

તે પોતે પોતાનો અભિપ્રાય એકદમ દર્શાવતા નહીં – તેને જોરથી બહાર પાડતા નહીં અને વાતમાં વિરોધનો સ્પર્શ માત્ર પણ આવવા દેતા નહીં. સામા માણસને તેને જોતાં જ પોતાના અભિપ્રાય દર્શાવવાની, અંતરની ઊલટો બહાર પાડવાનું મન થતું અને રણજિતરામ ધીમેથી હસીને, ગમે તેવાને ઉત્તેજતા, તે ન જાણે તેમ નવા વિચારોના અંકુર મૂકતા અને અવનવાં દૃષ્ટિબિન્દુઓ સૂચવતા. એ બધાની વાત સદાયે ધ્યાનથી, ધીરજથી સાંભળતા. એની આગળ અપરિચિત છટાથી બધાંને પોતાના મનોરથો વર્ણવવાનું મન થતું; કારણ કે તેને મળતાં જ કાંઈ અજબ જેવો વિશ્વાસ પ્રકટ થતો.

એની જોડેના સંબંધમાં, ઊછળતી સ્નેહોર્મિઓને માટે સ્થાન રહેતું નહીં; તે દરેક મિત્રની માનસિક જરૂરિયાતો જાણતા અને તે પૂરી પાડવા કે તેને સંતોષવા જોઈતું વાતાવરણ પેદા કરવા મથન કરતા. થોડા પ્રસંગ પછી ઘણાને રણજિતરામને મળવું એ થાક પછી ઠંડા, વિશાળ, વહેતાં પાણીના સ્નાન સમો, આહ્લાદ અને ઉત્સાહપ્રેરક લહાવો થઈ પડતો. અને આ લહાવો લેનાર દરેક જણ પોતાના કાર્યમાં વધારે ઉત્તેજિત થઈને જતો; અને ઘણી વખત તેને ભાન પણ નહીં રહેતું કે આ પરિણામ થોડાબોલા રણજિતરામના મીઠા વ્યક્તિત્વનું છે. આવા પ્રસંગ ઉપરાંત એ ઘણા મિત્રો જોડે સતત પત્રવ્યવહાર ચલાવતા અને તેમાં સામાને ગમતાં પુસ્તકો, સંસ્થાઓ ને ચાલુ બનાવો વિષે વિચારો દર્શાવી માર્ગદર્શક સૂચનાઓ કરતા. ઘણી વખત આવી પ્રેરણા કરીને તે વિરમતા નહિ પણ શ્રમ વેઠી મિત્રને જોઈતી, વિચારની સામગ્રીઓ એકઠી કરી તેને પૂરી પાડવામાં આનંદ લેતા.

આવો અસ્મિતા વિનાનો, નિસ્વાર્થી, મિત્ર અને પ્રેરક દરેકને અમૂલ્ય થઈ પડે એ સ્વાભાવિક છે. પુરુષો જે કદી એક વિચારના થતા નહિ, જે સ્વભાવ અને દૃષ્ટિબિંદુની ભિન્નતાથી કદી એક આરે પાણી પી શકતા નહિ તે એની મૈત્રીથી રાચતા, એની સલાહની મોટી કિંમત આંકતા અને એની પ્રેરકશક્તિની મદદ લેતા. એ ગુજરી ગયા ત્યારે જુદા જુદા ગામના, જુદી ભાવના ને ભૂમિકાવાળા તેના મિત્રોએ જે દિલગીરી જાહેર કરી હતી એ જ તેની મિત્ર તરીકે કિંમત શી હતી તેનો કાંઈક ખ્યાલ આપે એમ હતું.

તેના ઘરસંસારમાં પણ તેના મીઠા વ્યક્તિત્વની છાપ પડી રહેતી અને શાંત છતાં મમતાથી ઊભરાતો સ્નેહ જે એ તેમનાં બાળકો તરફ દર્શાવતા એ તેના હૃદયના ગુણોની સાખ પૂરતો.

રણજિતરામના ચારિત્ર્યનું પ્રથમ લક્ષણ સંસ્કારિતા હતું. તેની વાતમાં શબ્દે શબ્દે સંસ્કાર નીગળતો, તેના સાદા ને સરલ જીવન પર સંસ્કારની છાયા સદાય દેખાતી. અભ્યાસથી તે સંસ્કારને તે ઉચ્ચ અને શુદ્ધ કરવા મથતા એટલું જ નહિ પણ ગુજરાતનું જીવન સંસ્કારી કેમ બને તે તરફ લક્ષ રાખી તે હંમેશાં વિચાર કરતા અને પ્રવૃત્તિઓ યોજતા.

બંગાળના ભાગલા વખતે નવીન બંગાળમાં જે રાષ્ટ્રીય અસ્મિતા પ્રગટી તેને લીધે તે પ્રાંતના જીવનમાં અનેક પ્રકારની ભાવના પેદા થઈ; બંગાળ એક અને અભેદ્ય છે, તેની સંસ્કૃતિ નિરાળી છે, તેનો ઇતિહાસ ને જીવન મહાન છે—એવી અનેક ભાવનાઓ ઉદ્ભવી. આ ભાવનાઓ વ્યક્ત કરવાનું કામ અનેક ઉત્સાહી બંગાળી યુવકે ઉપાડી લીધું.

આવી ભાવનાઓ ઓછે રૂપે કેટલાક બીજા પ્રાન્તોમાં પણ પ્રગટી પણ ગુજરાતમાં તેની ઝાઝી અસર થઈ નહિ. આપણા યુવકોમાં થોડાને જ ગુજરાતની રાષ્ટ્રીય અસ્મિતાનાં સ્વપ્નાં આવ્યાં : આવા થોડામાં રણજિતરામનું સ્થાન હતું.

ઇતિહાસ અને સાહિત્યનો તેનો શોખ આ સ્વપ્નાં સિદ્ધ કરવા વળ્યો અને તેના વિચારો આ સ્વપ્નોથી રંગાઈ આદર્શરૂપે મૂર્તિમાન થયા. તેનો સ્વભાવ એટલો શાંત હતો, તેની દૃષ્ટિનાં લક્ષ્યો એટલાં તો વિવિધ હતાં અને તેના હૃદયનો વેગ એટલો માપસર હતો કે આ આદર્શો રાજકીય ક્ષેત્રમાં સિદ્ધ કરવા તે પ્રેરાયા નહીં, પણ તે સિવાય જીવનનાં અન્ય ક્ષેત્રોમાં પ્રગટાવવાનો પ્રયત્ન કરવા તરફ તે દોરાયા. તેણે ગુજરાત–રાષ્ટ્રની પોતાની ભાવના પોષવા માંડી. ગુજરાતનો ઇતિહાસ રાષ્ટ્રીય દૃષ્ટિબિંદુથી લખાય, તેની ભાષા અને સાહિત્ય નવીન સંસ્કાર પામી સમૃદ્ધિવાન બને, તેની કેળવણી માતૃભાષા દ્વારા ઉત્સાહપ્રેરક થાય, તેની સંસ્થાઓમાં અને નાતોમાં નવું ચેતન અને ઐક્ય આવે—એવી એવી અનેક પ્રવૃત્તિઓ તેણે આરંભવા માંડી; તેમાં ખાસ કરી આ પ્રવૃત્તિઓએ ત્રણ સ્વરૂપ લીધાં. તેણે લેખો લખવા માંડ્યા, યોગ્ય લાગે તેવી સંસ્થાઓ ઊભી કરવા કે મજબૂત કરવામાં મદદ કરવા માંડી અને જેટલા બન્યા તેટલા ગુજરાતી લેખકોના સંસર્ગમાં આવી મદદરૂપે, સૂચનારૂપે અને સલાહરૂપે પોતાનું દૃષ્ટિબિંદુ સર્વમાન્ય કરવા મહેનત કરી.

એની લેખનપ્રવૃત્તિએ લોકગીત, વિવેચન, ઇતિહાસ, સમાજશાસ્ત્ર, નવલ-કથા, નાટક એવા અનેક સાહિત્યના વિભાગો સ્પર્શ્યા.

કૉલેજમાં તે ભણતા ત્યારે એમનો ઉત્સાહ 'ધી સોશ્યલ એન્ડ લિટરરી'

સભા ચલાવવામાં દોરાયો. પછીથી અમદાવાદમાં સ્થપાયેલ 'સંસાર સુધારા સમાજ'માં તે જોડાયા અને 'ગુર્જર સાક્ષર જયન્તી'ની યોજના કરવામાં ગુંથાયા. ઈ. સ. ૧૯૦૪ માં આ સભા 'ગુજરાત સાહિત્ય સભા 'ને નામે પુનર્જન્મ પામી અને તેના એક અગ્રગણ્ય સભાસદ તરીકે સાહિત્ય પરિષદની યોજના ઊભી કરવામાં રણજિતરામે મોટો ભાગ લીધો.

સાહિત્ય પરિષદ સ્થપાઈ ત્યારથી તે રણજિતરામ ગુજરી ગયા ત્યાં સુધીનો એમનો એ સંસ્થા જોડેનો નિકટ સંબંધ જગજાહેર છે. છતાં ઘણાને એ ભાગ્યે જ ખબર હશે કે કેટલેક અંશે તે, તે સંસ્થાના આત્માની ગરજ સારતા હતા. એ સંસ્થા વિષે માહિતી પ્રસારવી, નવા નવા પુરુષોને એમાં રસ લેતા કરવા, જુદા જુદા મત ધરાવતા સાક્ષરોનો વિરોધ ભાંગી તેમને એકઠા રાખવા, પરિષદ્ શોભી નીકળે એવી સામગ્રીઓ એકઠી કરવી અને જ્યાં તે ભરાવાની હોય ત્યાં જઈ તેની બેઠક સફળ થાય તેની બધી તૈયારી કરવી – આ બધાને પોતાનાં જીવનની આદ્ય પ્રવૃત્તિ તેણે કરી રાખી હતી. સુરતની પરિષદને એમની સંસ્કારી, ઉદ્યોગી, અનેકવિધ સ્વયંસેવાનો લાભ મળેલો; અમદાવાદની પરિષદ એમના મૃત્યુથી એ લાભ મેળવવા ન પામી – એ જ એ બે પરિષદો વચ્ચેના ભેદનો મોટો અને પૂરતો ખુલાસો છે.

'ગુજરાત કેળવણી પરિષદ' સ્થાપવાની પ્રથમ યોજના રચવામાં પણ તેમનો અગત્યનો હિસ્સો હતો. અને મુંબઈમાં રહ્યા પછી ગુર્જરસભા તેમ જ જ્ઞાતિપત્ર તંત્રીઓના સંમેલનમાં પણ તે આગળપડતો ભાગ લેતા.

ગુજરાતી સાહિત્યને શોભારૂપ અથવા તેને સમૃદ્ધિવાન કરવાને ઉત્સુક એવો ભાગ્યે જ કોઈ હશે કે જેની મૈત્રી રણજિતરામે કેળવી નહિ હોય, કે જેની લેખનપ્રવૃત્તિમાં તેણે રસ નહીં લીધો હોય. સુધારવા કે સૂચના મેળવવા માટે અનેક લેખોની વૃષ્ટિ એના પર થતી, સલાહ અને સમાલોચના માટે સતત પત્રવ્યવહાર ચાલતા, અને તે બધાને ખંતથી તે બનતી મદદ દેતા.

અહીંયાં એની જોડેના મારા સંબંધ વિષે બે બોલ મારે કહેવા જોઈએ. એ મુંબઈમાં આવી મારી પાડોશમાં રહ્યા ત્યારથી એમની મૈત્રીનો લાભ મેળવવા હું ભાગ્યશાળી થયો. તે વખતે રા. ઇન્દુલાલ યાજ્ઞિક પણ અમારી પાસે જ રહેતા. અને નવરા પડતાં અમે ત્રણે જણા ભેગા મળી અનેક વાતની ચર્ચા કરતા, એક એકના લેખોનું પારાયણ કરી રસ લેતા ને જે કાંઈ નવું દષ્ટિબિન્દુ કોઈને સૂઝ્યું હોય તે બધા આગળ મૂકતા. આ અરસાનું માનસિક સાહચર્ય હું વિસરી શકું એમ નથી.

મારી 'પાટણની પ્રભુતા' બહાર પડી ત્યારથી મારી સાહિત્ય પ્રવૃત્તિમાં તેણે રસ લેવા માંડચો; અને જ્યારે તેના પછીનો ભાગ લખવા માટે હું ઐતિહાસિક સાધનો ખોળી રહ્યો હતો ત્યારે એની સૂચનાઓ મને અમૂલ્ય થઈ પડી. જ્યારે જ્યારે પણ મને આ સાધનોમાંથી મળેલી હકીકતો વિષે કાંઈ મુશ્કેલી નડતી ત્યારે એમની મદદ મને મળતી. જ્યારે 'ગુજરાતનો નાથ' મેં લખવા માંડચો ત્યારે પહેલા એક બે ભાગ 'વીસમી સદી'માં પ્રગટ થતાં તેને પોતાના અભિપ્રાયનો લાભ આપી મને બનતું ઉત્તેજન આપી જતા.

ગુર્જરસભાના એક સહમંત્રી તરીકે અને જ્ઞાતિપત્ર માસિકના સહતંત્રી તરીકે પણ મને ઘણી વખત એમની સાથે અનેક કાર્યોમાં જોડાવાની તક મળી અને એમ કહેવું જ જોઈએ કે એવો સમજુ અને ઉત્સાહપ્રેરક સહયોગી મળવો ખરેખર કઠણ છે.

પ્રશંસનીય તો એ છે કે આવા સદ્‌વિચારો અને શુદ્ધ આશયો પોતે બીજી રીતે સામાન્ય હતા છતાં સાચવી શકચા; કારણ કે એમ કહેવું તો જોઈએ જ કે નવા કે વિશાળ વિચાર ઉપજાવવાની શક્તિ તેનામાં નહોતી. પ્રતાપી, નવીન ભાવનાઓ ઊભી કરવાની કે મોહક વ્યૂહો સર્જવાની કલ્પનાશક્તિ તેનામાં નહોતી; જે અગ્નિ કેટલાકના હૃદયમાં તપે છે અને જેના વડે તેઓ સંસ્થાઓ અને પ્રશંસકોને ગાળી તેમને નવાં સ્વરૂપે નીમેં છે, તેમને નવો જ અવતાર આપી શકે છે – એ જ્વલંત અગ્નિ પણ તેનામાં નહોતો. તેનામાં નહોતી પ્રબલ ઇચ્છાશક્તિ કે નહોતો એકાગ્ર ઉત્સાહ, પણ બધાને એવી મહત્તા કયાંથી મળે? રણજિતરામની મહત્તા રહી હતી એમના જીવનમાં, કે જે તેણે આકરી પરિસ્થિતિ છતાં શુદ્ધ અને સંસ્કારી બનાવ્યું હતું; અને એમની પ્રવૃત્તિઓમાં, કે જે પ્રભાવશાળી શક્તિઓની મદદ વિના તેણે ઉચ્ચગામી અને આદર્શશીલ બનાવી હતી; અને એમના મંત્રમાં, કે જે જૂનો હતો છતાં ગુજરાતમાં અને ગુજરાતીઓને માટે નવો ઉચ્ચારાતો હતો.

*

જ્યાં સુધી એમના બધા લેખો પ્રકટ થયા નથી ત્યાં સુધી કલાવિધાયક તરીકે રણજિતરામની કિંમત આંકવી એ ઘણું મુશ્કેલ કામ છે; અને ત્યારે પણ એ કામ થઈ શકશે કે કેમ એ સવાલ છે; કારણ કે જે બે મોટી વસ્તુઓ એણે આરંભી હતી તે બન્ને માત્ર આરંભની દશામાં જ અપૂર્ણ પડી છે. આનાં મુખ્ય કારણો રણજિતરામનો સંપૂર્ણતાનો શોખ અને નિશ્ચયાત્મક બુદ્ધિનો અભાવ હતાં. તે જે કાંઈ પણ લખતા તેથી તેને સંતોષ થતો નહીં. જ્યાં

સુધી પૂરેપૂરી સંતોષકારક તૈયારી થાય નહીં ત્યાં સુધી ભગીરથ કામમાં ઝંપલાવવું નહીં એ એમનો સ્વભાવ હતો. વળી જેમ જેમ નવાં દૃષ્ટિબિન્દુઓ તેમને જડતાં તેમ તેમ તે બધાંમાં ખરું કયું તેનો નિર્ણય ન થાય ત્યાં સુધી લખવા ન માંડવું એમ એ માનતા. આ એમની શરતો એવી હતી કે તે સર્વમાન્ય થાય તો ભાગ્યે જ સાહિત્ય જન્મ પામે; અને પરિણામ એ જ આવ્યું. આટલા વર્ષની સાહિત્યસેવા પછી પણ જીવ મૂકીને તે એકે મોટો લેખ લખી શકયા નહીં.

લખવા ધારેલો ગુજરાતનો ઇતિહાસ તે શરૂ પણ કરી શકયા નહીં; માત્ર તેણે ભેગી કરેલી સામગ્રી—શિલાલેખ ને સિક્કાઓ વગેરેની નકલનો સંગ્રહ—જે તેણે અથાગ મહેનતથી ભેગી કરી હતી તે, અને કેટલાક છૂટાછવાયા ઐતિહાસિક લેખો તે જ માત્ર આ અભિલાષાની સાક્ષી પૂરે છે. તે ઇતિહાસ કેવો લખી શકત એનો નમૂનો તેના લેખોમાંથી મળવો મુશ્કેલ છે.

રણજિતરામે ઘણા વિષય ઉપર ઘણા નિબંધો લખ્યા છે અને ગુજરાતના જીવનનું એકીકરણ કરવાના કે ઐક્ય વ્યક્ત કરવાના હેતુથી તેમાંનો મોટો ભાગ પ્રેરાયેલો છે. આ સંગ્રહ જ્યારે બહાર પડશે ત્યારે ઘણો કિંમતી નીવડશે.

રણજિતરામનું વાંચન ઘણું જ વિશાળ હતું. જ્યારે તે કોઈ મોહક યૂરોપીય વિદ્વાનનું પુસ્તક વાંચતા ત્યારે તેના વિચારો ગુજરાતીમાં પ્રગટ કરવા આતુર થતા; અથવા કોઈક વખત એક દૃષ્ટિબિન્દુ જણાતું તો તેને સ્થાયી રૂપ આપવા માગતા. આથી આવા વિચારો અને દૃષ્ટિબિન્દુને પોતાના વિચારો અને ભાવનામાં ઓગાળ્યા વિના તે બહાર પાડતા. આમ પણ કેટલાક નિબંધો લખાયા છે.

નિબંધકારની કલા બે વસ્તુમાં સમાયેલી હોય છે – એક તો મોહક શૈલીમાં અને બીજી પોતાના દૃષ્ટિબિન્દુમાં. માત્ર શુષ્ક હકીકત, વિગતવાર તપસીલ કે ગુણ–અવગુણના પૃથક્કરણમાં જ નિબંધનો હેતુ આવી જતો નથી. જ્યારે વિષયમાં નિબંધકાર સર્જકતા દાખલ કરી પોતાનાં જીવન કે કળાની ભાવના લેખમાં પ્રકટ કરે તો જ તે નિબંધ કહી શકાય. રણજિતરામની સર્જકશક્તિ ઘણી સાધારણ હતી એ તો ઉપર કહેવાયું જ છે. ગુજરાતના ઐક્યની ભાવના ઘૂંટી તેણે તેને સર્વગ્રાહી બનાવી નહોતી, અને તેની શૈલી શુદ્ધ અને સંસ્કારી હતી છતાં તેમાં પ્રભાવ કે મોહકતા નહોતાં આથી તેમના ઘણા નિબંધો મીસીસ શેલીની વાત Frankestein માં વિજ્ઞાનશાસ્ત્રીએ તૈયાર કરેલા મનુષ્યશરીરના જેવા લાગે છે. શરીરની બધી સામગ્રી ત્યાં છે; તેની ગૂંથણી પણ મજબૂત છે, અંગોની સબળતા પણ છે – ખોળિયું આબેહૂબ છે, પણ ઘણી વખત લાગે છે કે

જે જ્વાલા શરીરને સજીવ કરે તેની ખોટ રહી ગયેલી છે. કારીગરમાં એટલી જ ખામી દેખાય છે.

આ સંગ્રહમાં મારા ધારવા પ્રમાણે બધા કાલ્પનિક લેખો આવી જાય છે. રણજિતરામે માત્ર એક જ મોટી નવલકથા 'સાહેબરામ' આરંભેલી; પણ થોડાં પ્રકરણ લખાયા પછી તે અધૂરી રહી તે રહી જ. 'સહિયરો' નામની વાત પણ આગળ લંબાવાનો વિચાર હોય એમ જણાય છે. આ કાલ્પનિક લેખોની શૈલી કેટલીક રીતે વિષય ન સહે એવા ભારથી ભરેલી છે; એટલું જ નહિ પણ રણજિતરામનો વિગત ભેગી કરવાનો શોખ અને અંગ્રેજી શબ્દોનો શુદ્ધ તરજુમો કરવાની ટેવથી બનેલી ભરચક શૈલીમાં પ્રયત્ન એવો સ્પષ્ટ દેખાય છે કે વસ્તુની ખૂબી અદષ્ટ થઈ જાય છે. ઘણીવાર વાતચીત માતૃભાષામાં બોલતાં પાત્રોની ન હોય પણ અંગ્રેજીમાં કરેલી વાતચીતનો તરજુમો હોય એમ લાગે છે. જ્યારે 'માસ્તર નંદનપ્રસાદ' કે 'ખવાસણ'નું આત્મકથન શરૂ કરે છે અથવા 'હીરા' જેવી કાઠિયાવાડી વાત કે 'તોળલ' જેવી કથા કહેવા બેસે છે ત્યારે વિષયની મહત્તાનો ભાર લેખક કાંઈક વિસરી જાય છે; સ્વાભાવિક શૈલીમાં લખવા માંડે છે અને જોકે તેમાં જોઈએ તેવું પ્રાબલ્ય કે વૈવિધ્ય નથી દેખાતું છતાં પ્રભાવ-શાળી ગદ્યનું કાંઈક ભાન થાય છે.

યોજેલી બન્ને નવલકથામાં action (કાર્ય) ઘણું જ મંદ અને એકાગ્રતા વિનાનું લાગે છે; પાત્રોનું વ્યક્તિત્વ જેવું સ્પષ્ટ ને નિરાળું પડવું જોઈએ એવું પડતું નથી. વળી જે કલ્પનાબળની ઇન્દ્રજાળથી નવલકથાકાર વાતોની આસપાસ જીવતીજાગતી દુનિયાનું જે વાતાવરણ પ્રસારે છે તેની ખોટ માલૂમ પડે છે. એટલું જ નહીં પણ રણજિતરામ ઘણીખરી કાલ્પનિક વાતોમાં કાં તો ન ખરું, ન બને એવું વાતાવરણ પેદા કરે છે કે કાં તો વાર્તા લખતા સામાજિક સુધારણાનો ઉત્સાહ ન દબાવી શકાતાં પાદરીનો પહેરવેશ પહેરી લે છે. આ બન્નેને લીધે વાર્તામાંથી તાદાત્મ્યક (Reality) ઓછું થઈ જાય છે, અને વાંચતી વખત વાચક વાર્તાના વાતાવરણને પોતાની આસપાસ લપેટી લઈ તેમાં સર્જાવેલી દુનિયામાં જ જઈ રહે એવા જાદુનો અનુભવ કરી શકતો નથી.

સાહેબરામનો દાખલો લેતાં તેમાં હાલની દુનિયાનો ચિતાર નથી પણ ભવિષ્યના ગુજરાતનું જીવન કેવું થશે તેનું ચિત્ર દોરવાનો પ્રયત્ન કર્યો છે; પણ એ પ્રયત્ન જોઈએ તેવો સફળ થયો નથી. સેના ને ભાસ્વતી હાલની ગુજરાતણો તો નથી જ; ભાવિ ગુજરાતી સંસારની પણ નથી લાગતી; લગભગ કેમ્બ્રિજ કે ઑકસફર્ડમાંથી ઊતરી આવેલી છે. સંજીવની હાલના જમાનાની પણ કેળવાયેલી

ગુજરાતણ નથી અને ધીરજરામ આજથી ત્રીસ વરસ પહેલાંનો સ્ત્રીસન્માન-વિહોણો યુવક છે. જે સમયમાં ને સંસારમાં સેના સાહેબરામ સાથે એકલી એક બોટમાં જઈ શકે અને ભાસ્વતી ક્રિકેટ મેચમાં ઊતરી શીલ્ડ લઈ આવે તેમાં સંજીવની અને તેની માના કાથાકબલા ભેળવામાં આવે; એક પડ કેમ્બ્રિજનું, બીજું મુંબઈનું અને ત્રીજું પંદર વર્ષ પૂર્વેના અમદાવાદનું —, એમ ત્રણ પડ ભેગાં કરવાનો પ્રયત્ન થાય તો એક વાતાવરણ કેમ પ્રગટી શકે ?

રણજિતરામની ટૂંકી વાતો વધારે સરસ ને કલાવિધાનમાં ચઢિયાતી લાગે છે. તેમાં પણ કલ્પનાશક્તિની ખોટ લાગે છે, વસ્તુમાં વૈવિધ્યનો અભાવ, Action(કાર્ય)માં મંદતા ને વ્યક્તિત્વના આલેખમાં કચાશ સ્પષ્ટ માલૂમ પડે છે. તેથી જ્યાં દંતકથાઓ લેખક કહે છે અથવા તેને નવું સ્વરૂપ આપે છે ત્યાં એની લેખિનીનો પ્રભાવ પડે છે. આમાં 'હીરા' બધાથી ચઢિયાતી છે એમ મને લાગે છે અને જો રણજિતરામ વધારે જીવ્યા હોત તો તેના કલાવિધાનમાં ઘણો ફેરફાર પડત—તે સરસ અને શુદ્ધ થાત એમ આ કથા ઉપરથી સ્પષ્ટ લાગે છે.

આ બધી ખામીઓ છતાં એમના લેખો ગુજરાતી ગદ્યમાં ઘણું ઉપયોગી સ્થાન લેશે એમ મારું માનવું છે. શોચનીય વાત એ છે કે આપણા ગદ્યનો ઇતિહાસ, તેનું વલણ, તેમાં થતા ફેરફાર અને તેની વધતી સમૃદ્ધિની શાસ્ત્રીય ને ઐતિહાસિક ચર્ચા કરવા કોઈએ પ્રયત્ન કર્યો નથી. નર્મદાશંકર, મનસુખરામ, મણિલાલ, ગોવર્ધનરામ, ઇચ્છારામ, નરસિંહરાવ, આનંદશંકર, ગાંધીજી, ઠાકોર, રમણભાઈ, રણજિતરામ, ચન્દ્રશંકર વગેરે લેખકોના ગદ્યમાં કયાં કયાં લક્ષણો છે તેનો અભ્યાસ આપણા સાહિત્યને ઘણો જરૂરનો છે, કારણ કે નર્મદાશંકરના સાદા સરળ ગદ્યનો, આનંદશંકરના સંસ્કારી ને સમૃદ્ધિવાન ગદ્ય કે ગાંધીજીના સચોટ ને પ્રભાવશાળી ગદ્યમાં જે વિકાસ થયો છે એ આપણા સાહિત્યની પ્રગતિની સાક્ષી પૂરે છે, એટલું જ નહિ પણ આપણા જીવનની જરૂરિયાતો ને ભાવનાઓ પણ કેમ બદલાતી જાય છે તેનું માપ કાઢવાનું સાધન પૂરું પાડે છે.

રણજિતરામનો શબ્દકોશ ઘણો જ વિશાળ ને લગભગ સર્વગ્રાહી છે. અસલી ગુજરાતી, કાઠિયાવાડી, કચ્છી, ગામડી ગુજરાતી, ફારસી, સંસ્કૃત, ને અંગ્રેજી તે બધી ભાષામાંથી ગુજરાતી બનેલા શબ્દોના ભંડાર એના લેખમાં નજરે ચડે છે. સ્વાભાવિક રીતે સંસ્કૃતને પ્રાધાન્ય આપ્યા વગર એને છૂટકો થયો નથી છતાં બન્યું ત્યાં સુધી એમનો નિષ્પક્ષપાત એ જાળવી રહ્યા છે.

એમની ભાષામાં સચોટતા કે પ્રભાવ ઝાઝાં નથી; છતાં વૈવિધ્ય સ્પષ્ટ દેખાય છે. ગુજરાતી ભાષામાં સહેલાઈથી ન દર્શાવી શકાય એવા ભાવો અને

વિચારોને અંગ્રેજી શબ્દના તરજુમા દ્વારા દર્શાવવાનો જરા કૃત્રિમ છતાં સફળ પ્રયત્ન કર્યો છે. ગુજરાતી ભાષા નવા જમાનાના અટપટા ભાવો દર્શાવે એવી સમૃદ્ધિવાન કરવામાં રણજિતરામની શૈલી એક પ્રયોગ લેખે ઘણી ઉપયોગી થઈ પડશે એમ હું ધારું છું.

*

રણજિતરામનાં જીવન અને લેખોની કિંમતનો ખ્યાલ આપવાનો મેં અલ્પ પ્રયત્ન કર્યો છે અને આ આંકણીમાં ઘણી ભૂલો રહી ગઈ હશે એમ હું ધારું છું. પણ મને એટલી તો ખાતરી છે કે જો વાચકવર્ગ કે સમાલોચકો જુદી જ કિંમત આંકે અને મેં જે દોષો ધાર્યા છે તે ખૂબીઓ નીકળે તો જેટલો મને આનંદ થશે તેટલો ભાગ્યે જ કોઈ બીજાને થશે. આખરે, જ્યારે રણજિતરામ ગુજરી ગયા ત્યારે એમને વિશે 'વીસમી સદી'માં એક લેખ લખ્યો હતો તેમાંથી એક ફકરો ઉતારી હું આ ઉપોદ્ઘાત પૂરો કરીશ.

'રણજિતરામ માણસ નહોતા – એક ભાવના હતા. ગુજરાતની રાષ્ટ્રીય અસ્મિતા(Self Consciousness)ના એ અવતાર હતા. તેને જ માટે તે જીવતા, તેને જ માટે તેણે ત્યાગવૃત્તિ ધારી, તેને જ માટે તે નવા નવા માણસોના સંસર્ગમાં આવવા ઝંખતા, તેને જ માટે ગમે તે વેઠી એ બધાને એ ભાવનાએ પ્રેરવા મથતા. તેના હૃદયમાં એક જ વિચાર હતો; બંગાળની માફક આપણું સાહિત્ય ક્યારે સમૃદ્ધિવાન થાય – આપણી કળા ક્યારે વ્યક્તિત્વ પામે – આપણો ઇતિહાસ ક્યારે સજીવન થાય – આપણી રાષ્ટ્રીય અને સામાજિક અનુકૂળતા ક્યારે સંધાય – આપણી સંસ્કૃતિ ક્યારે વિજય પામે અને આ બધાંને પરિણામે નવીન ગુજરાત ક્યારે અવતરે. એમની નજર આગળ નવીન ગુજરાત સ્વપ્નું નહોતું. જીવંત વ્યક્તિ હતી. એ બધાને પ્રેરતા તો એક લક્ષ તરફ – ગુજરાતનાં ગૌરવ, એકતાનતા, અસ્મિતા, વિવિધતાથી ભરપુર ગામેગામના લેખકોનાં, એ – આ ભાવનાના અવતાર – કેન્દ્રસ્થાન હતા. આ ભાવના પ્રસારવી એ જ એનો જીવનમંત્ર હતો.'

[ઈ. સ. ૧૯૨૧] **કનૈયાલાલ માણેકલાલ મુનશી**

# સાહેબરામ

## [૧]

'આ ગવર્નર આવ્યો' કૉલેજના કમ્પાઉંડના આગલા છેડે ઊભેલા વિદ્યાર્થી-ઓમાંથી હાકલ ઊઠી અને ભરતીની માફક કૉલેજના વરંડા લગી ફરી વળી. હાકલ સાંભળતાં જ જાદુઈ અસરથી પ્રેર્યા સર્વે રસળતા કે શરમાતા વિદ્યાર્થીઓ રસ્તા પર પડતી વાડ ભણી દોડ્યા. ગવર્નરના દર્શનની ઉત્કંઠાને મર્યાદામાં રાખવી પડતી હોવા છતાં પોતાની સહજ મંદ ગતિમાં સહેજ વેગભરી વિદ્યાર્થિનીઓ વરંડાની રસ્તા પર પડતી બારીએથી ગવર્નરને પોતાની અનુપમ સૌંદર્ય-લક્ષ્મીથી વધાવવા ચાલી. પણ ઉત્કંઠાનો હર્ષ વીજળીના ઝબકારા જેમ અદૃશ્ય થઈ ગયો. સૌંદર્યનો ઝળઝળ થતો પ્રકાશ હતાશાના વિષાદથી શામળો પડી ગયો. કચવાટના ગુસ્સાથી મુગ્ધ આંખોમાં આગ સળગી રહી. આખા શરીરમાં અંતરાય નાંખતા હીચકારાપણાને ભસ્મ કરવાનું સત ચડ્યું હોય એવું ચેતન સળંગી રહ્યું અને વસ્ત્રોના ફરફરાટથી આવિર્ભાવ પામ્યું. તેમના મનોગગનમાં એક ક્ષણમાં અબળ સબળ અનેક સ્ફુરણો ઉભરાયાં અને શરીરની રગમાં વહેતા લોહીનો વેગ હળવો ઉતાવળો કરી નાંખ્યો.

ઊડતી ધૂળથી અને ઘોડાના ડાબલાના અવાજથી ગવર્નર છેક નજીક આવ્યાનું જણાતાં સુન્દરીઓ ઊભી હતી ત્યાં જ રહી હૃદયના ઉમળકામાં રોષની આહુતિ આપી દેશપતિની ઝાંખીથી કૃતકૃત્ય થઈ. કૃતકૃત્યતાના ઉલ્લાસમાં અને દર્શનોત્તર વિસર્જનની ધમાલમાં સુન્દરીઓ પોતાનો પરાભવ વિસરી ગઈ તેમ એમને હેરાન કરનારાઓનો ક્ષુદ્ર આહ્લાદ પણ શમી ગયો. હોકી રમવા જતાં એક સુન્દરીએ તિરસ્કાર અને ધિક્કારનું નજરબાણ બારીને અઢીંગી વિચારમાં ડૂબેલા સહાધ્યાયીને માર્યું. બાણની ચોટ બરાબર લાગી. ધિક્કારની નજર ખમી ન શકતો હોય, મહાપાતકની વેદનાથી જળતો હોય તેવો તેને કોઈ જોનાર હોત તો જોઈ શકત.

ગવર્નર જોવા મળેલી મેદની વેરાઈ ગઈ. ઘણા ખરા વિદ્યાર્થીઓ ઘરને રસ્તે પડ્યા; કેટલાક ગ્રંથાલયમાં વર્તમાનપત્રો વાંચવા બેઠા તો કેટલાક શોખે

પ્રમાણે ક્રિકેટ, ફૂટબૉલ કે ટેનિસ રમવામાં પ્રવૃત્ત થયા. સૂર્યનો તડકો પણ આસ્તે આસ્તે મોળો પડવા લાગ્યો અને કૉલેજના મકાન પર થઈને પાછળ સરી પડવા લાગ્યો.

દરવાજા આગળ ગાડી આવતી જોતાં જ અમરનાથ ખુરસી પરથી ઊઠ્યો. છાપું હાથમાંથી મૂકી દીધું. છત્રી અને પુસ્તકો લઈ ગાડીમાં બેસવા પગથિયાં તરફ ગયો ત્યાં વરંડાને સામે છેડે સાહેબરામ સૂનમૂન ઊભેલો દેખાયો. આસપાસ ટેનિસ અને ક્રિકેટના ખેલાડીના ગોકીરાથી જરા પણ રમતમાં ભાગ લેવા કે રમતનો બહાર નિહાળવા ખેંચાયા વિના—બહાર ફરતી વૃત્તિઓને સંકેલી લઈ અંતરમાં નિમગ્ન થયેલો હોય એવો એ જડભરત ઊભો હતો.

'કેમ, સાહેબ, ઘેર આવવું છે ને?' એમ બોલતો અમરનાથ પગથિયા પર ન ઊતરતાં તેની પાસે ગયો. 'કેમ તબિયત તો ઠીક છે ને? તાવ આવ્યો હોય કે માથું દુઃખતું હોય એવો ચહેરો લાગે છે. આવો છો ને સાથે ગાડીમાં?'

નમેલી પાંપણ ઊંચી કરી, નિશ્ચલ ડોળાને ચંચળ કરી સાહેબરામ શરીર પર બેઠેલા ઓથારને ખંખેરી અનુતાપની ગ્લાનિને લહેરમાં ફેરવવાનો પ્રયત્ન કરતો ઊભો હતો ત્યાંથી ખસ્યો. 'અમરનાથ, કોણ જાણે અસુખ જેવું લાગે છે. અહીં કેટલી વાર થઈ તેનું ભાન રહ્યું નથી. અહો સાંઝ પડી ગઈ ને! પણ તમે કેમ હજુ ગયા નથી!'

'ગાડી નહોતી આવી એટલે 'ગ્રાફિક'નાં ચિત્રો જોતો હતો. ચાલો જઈશું?'

'હા. ચાલો.'

આમ વાત કરતાં પગથિયાં ઊતરી બન્ને ગાડીમાં બેસવા ગયા. બારણું ઉઘાડી ગાડીવાન ઊભો હતો.

'કેમ આજે ગાડી લાવતાં અસૂરું થયું કંઈ ગોવિંદ? શેઠસાહેબ તો ગવર્નરની પાર્ટીમાં ગયા છે, નહિ?'

'જી, નાળબંદ મોડો આવ્યો અને ઘોડી-તોફાને ચડી એટલે વાર થઈ ગઈ. શેઠસાહેબ, જી, બારણે પધાર્યા છે મોટરમાં.'

'અમરનાથ, જરા થોભશો?' ગાડીના પેગડા પર પગ મૂકતાં સાંભર્યું હોય તેમ પગ પાછો લઈ લેતાં સાહેબરામ બોલ્યો, 'કાલે રવિવારે સવારે તમારે બંગલે ટેનિસ ટૂર્નામેન્ટ છે તે અત્તર ઘડી જ યાદ આવ્યું.' મોઢું ફેરવી ટેનિસના દડા આપનાર છોકરાને પોતાનું રૅકેટ લાવવા યથાસ્થિત સૂચના આપી મોકલ્યો; દરમિયાન બન્ને સહાધ્યાયીઓ રમત નિહાળવા લાગ્યા.

'યુરોપીયન જીમખાનામાં ટૂર્નમેન્ટમાં તમને ઇનામ મળેલું તે જ આ રેકેટ ને?' ગાડી દરવાજે વટાવી સડકે સડસડાટ ચાલવા લાગી ત્યારે શાંતિનો ભંગ અમરનાથે કર્યો.

'હા, એ જ. કાલ ટૂર્નમેન્ટ છે અને છતાં અત્યારે પ્રેક્ટિસ કરવી રહી ગઈ.' એમ સ્પષ્ટ–અર્ધસ્પષ્ટ શબ્દો બોલતાં કોઈક ઓળો મનશ્ચક્ષુ સમીપ આવ્યો હોય અને તેથી ત્રાસતો હોય એવો સાહેબરામ કંપ્યો.

'સાહેબરામ, ઓણ હોડીની શરતમાં કૉલેજ તરફથી તમે ઊતરવાના છો કે?' નદીકાંઠે ગાડી આવતાં અમરનાથે પૂછ્યું અને ઉમેર્યું, 'જુઓ બોટ ક્લબવાળાઓ હલેસાં લઈ મંડી પડ્યા છે.'

'અલબત્ત ઊતરવું છે જ. થોડા દિવસ પછી 'રિગેટા' છે. તમે કેમ કશામાં ભાગ નથી લેતા? સેનાબહેન અને શેઠસાહેબને રમતગમતનો ભારે શોખ છે. તમારે સાધનોની ક્યાં ખોટ છે? મને તો જેટલી મોજ લેસન કરવામાં પડે છે તેટલી જ રમવામાં પડે છે. 'સબમેં હમેરા લગતા હૈ' એવી અમારી પાસે તો વાત. તબિયત એવી સરસ રહે છે અને મનની પ્રસન્નતાની તો વાત જ શી? હજુ લગી કોઈ દિવસ મને તાવ આવ્યો નથી કે માથું દુઃખ્યું નથી. માનશો?'

'ભાઈ તમે પૂરા ભાગ્યશાળી. હું તો સોમ સાજો અને મંગળ માંદો. શેઠસાહેબ કહે કે તરવાનું શીખો, ન છૂટકે બંગલાના હોજમાં પડ્યો. રાતે શરદી, ઉધરસ અને તાવ આવ્યાં ને પંદર દિવસ મહેમાન રહ્યાં. ચાર દહાડા થયા માંડ તબિયત ઠેકાણે આવી છે. પવને ઝાંપો વસાયલો હોય એવું તકલાદી શરીર એકે કસરત જીરવી શકતું નથી. પણ ભલા, તમારી તબિયત આટલી બધી તંદુરસ્ત છે ત્યારે અત્યારે શું થઈ ગયું હતું? સૂનમૂન કેમ બારી પાસે ખોડાઈ રહ્યા હતા?' હસતાં હસતાં અમરે પૂછ્યું.

સાહેબરામ વાતચીતમાં, આસપાસના દેખાવો જોવામાં, દિલ મથી નાંખતા પ્રસંગને ફેંકી દેવા મથતો હતો; પણ તે એને છોડે એમ નહોતું. અમરનાથે તે પ્રસંગ પાછો જગાડ્યો. મનની મૂંઝવણો ચિત્તને ઈતર વ્યાપારમાં રોકવાથી તેટલો વખત વિસારે પડે છે; અથવા કોઈ ઉત્સાહક કે પાવક પ્રસંગમાં પડવાથી તેનાં ઉન્નત વાતાવરણમાં મૂંઝવણના વિષાદનું બાષ્પીભવન (Sublimation) થાય છે; યા તો મૂંઝવણ સહૃદય સંમુખ નિવેદન કરવાથી—સહૃદય મળો યા ન મળો, બલ્કે ચેતનહીન પદાર્થ ભલે હો ને, પણ તે સમક્ષ મૂંઝવણ કહી નાખી શકાય તોપણ સ્વાસ્થ્ય મળે છે. સીધો સવાલ થયો એટલે છેલ્લો ઉપાય મૂંઝવણનો ભાર હલકો કરવા લેવો એ બહેતર છે. ઉડાવનાર જવાબથી એક પાતકમાં

બીજું ઉમેરવું પડશે. અમરનાથ મારી સ્થિતિ સમજવાનો તો નથી પણ બિચારો ધ્યાન દઈને સાંભળશે તો ખરો, માટે લાવ કહી નાંખું'—આવો નિશ્ચય કરી સાહેબરામ બોલ્યો : 'ભાઈ બહુ મોટી વાત નથી.'

'મોટી વાત નથી ત્યારે વિચારમાં કેમ પડી ગયા હતા? ધીરજરામ હમણાં સાઇકલ પર ગયો ને સલામ કરી તે પણ પાછી વાળી નહિ એવા શેમાં ગુલતાન થયા હતા?' 'ધીરજરામ! હમણાં જ અહીંથી ગયો?' આવો ઉદ્દગાર કાઢતાં અંતરમાં જ્વાળા ભભૂકી : 'હરામખોરનાં કારસ્તાને મને ભૂલવ્યો!' પણ જવા દ્યો એનું નામ.'—મનના વિચારોને મનમાં શમાવી બોલ્યો, 'આજે કૉલેજ આગળથી ગવર્નર જવાનો હતો તે જોવા આપણે સૌ રોકાયા હતા; તમે ક્યાં રહીને જોયો?'

'મેં તો વાડ આગળથી. તમે તો વરંડાની બારીએ ઊભા હતા નહિ?'

'હા. ધીરજરામ અને એના સોબતીઓ બારી પાસે ઊભા હતા. હું મેડેથી ઊતરી વાડ તરફ જતો હતો ત્યાં એણે મને બોલાવ્યો. હું ગયો અને અમે ઠઠ્ઠામજાકમાં પડ્યા. અમારેથી થોડી દૂર લેડી સ્ટુડન્ટ્સ ઊભાં હતાં. ગવર્નરના આવવાની ખબર થઈ કે બારી તરફ સુન્દરીઓ વળી. અમે પણ વાડ આગળ જતા હતા એટલે એમની સગવડ મોકળી થતે. ત્યાં સેતાન અમારામાં આવ્યો અને તેમને ખાસ હેરાન કરવા અમે ખસ્યા નહિ. તે બિચારીઓને પાછા ફરવું પડ્યું. એ દેખાવ.'

'સાહેબ, આપનું મકાન આવ્યુ.' ગોવિંદ ગાડીવાળે વાતમાં ભંગ પાડ્યો.

'ચાલો, અમરનાથ, સાહેબજી, હવે તો કાલે સવારે ટૂર્નમેન્ટમાં વખતે મળશું.'

'કેમ કાલે સવારે? આજે રાત્રે પ્રાર્થનાસમાજમાં કીર્તન સાંભળવા નથી આવવાના? શેઠસાહેબે પોતાની સાથે મને જવાનું કાલનું કહી રાખ્યું છે.'

'હા! હા! ઠીક સંભાર્યું. ચાલો ત્યારે good bye નહિ પણ au revoir, રાતે જરૂર મળશું.'

*

વ્યથિત સાહેબરામ પોતાના નિવાસમાં ચડ્યો. ગાડીના ખખડાટથી પત્નીને પોતાના આવ્યાના ખબર પડ્યા હશે એમ ધારી તેની રાહ જોવા લાગ્યો. હીંચકા ખાતાં ખાતાં વારે વારે તે બારણાં ભણી આંખ વાળતો. પગલાં સંભળાયાં. થાકેલી આંખોમાં કંઈ એવું તેજ આવ્યું કે આંધી મટી ગઈ ન હોય ને! રાત્રિનો અંધકાર સરતાં પ્રભાતનું જેવું સૌમ્ય ઉત્સાહક તેજ પ્રગટે છે

તેવું તેજ આંખોમાંથી મોં પર પ્રસરવા લાગ્યું. પત્નીને બદલે નોકરને ખાવાનું લઈ આવતો જોતાં જ તેનું તમામ તેજ ઊડી ગયું. લાગણીઓ ખંડિત થવાથી આંધી વિશેષ વધી. નોકરને પૂછતાં માલૂમ પડ્યું કે પત્ની પોતાની પડોશણને રુચે એવું રાંધી આરોગાવવામાં ગુંથાયેલી છે. પડોશી પ્રત્યેનો અતિથિધર્મ અત્યારે એને પતિ પ્રત્યેના અતિથિધર્મથી વધારે ઊંચો લાગ્યો હતો. સહચરીના વહાલપમાં અંતરમાં સળગતી આગ હોલવવાની સાહેબરામની ઉમેદ ધ્વસ્ત થઈ. પડોશણ પર સહેજ ખીજવાયો. જનસેવા અને પાતિવ્રત્યમાં કયું ચડિયાતું એવા કૂટ પ્રશ્નની મીમાંસા પણ તેને સૂઝી નહિ; સાહેબરામને સમભાવી હૃદય જોઈતું હતું; જે હૃદયમાં પોતાનું હૃદય શમાવી શાંતિ મેળવાય.

ઘરકામમાંથી પરવારી સંજીવની ઉપર આવી શકી નહીં; એકલાં પડી રહેવાથી સાહેબરામનો પરિતાપ સહેજ પણ હોલવાયો નહીં.

[ ૨ ]

'સાહેબજી, હજુ કીર્તન શરૂ નથી થયું? તમે કાંઈ બહાર ટહેલો છો?'

'મહેરબાન, સાહેબરામ! તમે કાંઈ આજ આટલા મોડા! કલેક્ટર અને ગુલાબદાસની કીર્તન રાહ જુવે છે.'

'જુઓ તો ખરા ચાંદની કેવી ખીલી છે! ઝાડોની ઘટાની પાર ધારની હાર પર અને ખીણોમાં કેવો પ્રકાશ પથરાઈ રહ્યો છે! મને તો મીઠી શીતલ ચાંદનીમાં ટહેલવું બહુ ગમે છે.'

'આજની ચાંદની પણ ઓર છે. સ્વર્ગમાંયે આવી જ્યોત્સના નથી એવું ચાર દિવસ પર ભાગવતના પારાયણમાં સાંભળ્યું હતું. પ્રકાશમાં શૈત્ય છે, માધુર્ય છે, ઉત્સાહ છે, મદ છે, અયેશમોઝ છે લેકિન ભક્તિ પણ છે.'

'અક્કલના ખાં! આ જ તો દેવી સીનીવાલી સોહાગણ છે.'

'આઈએ અક્કલના દુશ્મન માતાદીન સા'બ! આપ દવે કે તરવાડી છો? સોહાગણરાણીએ દાનદક્ષિણામાં શાલ-પામરી આપી છે તે કેમ ઓઢી નથી લાવ્યા?'

'બફારો લાગવાથી બહાર ઠંડકમાં આવ્યો અને ટાઢથી ધ્રજતો તું આવે ત્યારે ગરમાવો આણવા, ધીરજરામે તારી જગ્યા રાખી છે ત્યાં શાલ પામરી મૂકતો આવ્યો છું.'

'સાહેબરામ! હાજરજવાબમાં તમે માતાદીનને પહોંચી વળો એમ નથી. ચાલો હવે અંદર જઈએ. ભાસ્વતીએ સિતાર બજાવવી શરૂ કરી.' બાલકરામે નર્મ આલાપ પતાવરાવ્યો.

'હા! ભાસ્વતી! પાછી ભાસ્વતી! તારા સામે આ પાપી અધમ મુખ શી રીતે જોઈ શકશે?' આવું વિમાસતો તે ભાન વગર માતાદીનની પાછળ પાછળ જઈ ધીરજરામની સાથે બેઠો; બેઠો ત્યાં અમરનાથે ઇશારતથી બોલાવ્યો, એટલે શુધ આવી કે ક્યાં પાછો નરકમાં જઈ ફસાયો! નછૂટકે બેઠો અને કળે ભાગી જવાની રાહ જોવા લાગ્યો.

સંગીત શરૂ થયું. કીર્તનની નાંદી થઈ. દેખાવમાં શ્રોતાઓ શાંત પડ્યા હતા, પણ ધીમી ધીમી ટીકાઓ ગુસપુસ ગુસપુસ થયા કરતી હતી. ધીરજરામ અને માતાદીનનો ટોળી મજાકખોર સ્વભાવ પૂરવેગમાં જાગ્યો હતો. તેમની ક્ષુદ્ર –કેટલીકવાર બિભત્સ – મશ્કરીથી સાહેબરામનાં રૂંવેરૂવાં ઊભાં થતાં. બહાનું કાઢી વેર નાસી જવાની વૃત્તિ ઉદ્ભવતી હતી. એવામાં અદ્ભુત દર્શન થયું. એની કલ્પના યોગ્ય ઈંધન મળતાં સળગી ઊઠી; એ મનમાં ને મનમાં ગણગણવા લાગ્યો:

'ભાસ્વતી! પ્રકાશમાં સંગીત અને ભક્તિથી તારી આનનશ્રી અલૌકિક થઈ ગઈ છે, તારી આંખોમાં આટલાં બધાં સૂર્ય ચન્દ્રનાં કિરણો કે' દી સંઘરી રાખ્યાં હતાં? તારું પ્રતાપભીનું ઓજસ વીજળીની રોશનીને પણ ઝાંખી કરી નાંખે છે. કેટલી બધી પવિત્રતા આનનના અવયવે અવયવમાંથી ફૂટી નીકળે છે! તું ભારતની તિરસ્કૃત સુન્દરી છે કે ફેરસ્તા સાથે સરી આવેલી સિદ્ધાંગના છે? તારો કંઠ પણ આજ અજબ કોળ્યો છે. ભાવ અને સૂરતું કાંઈ એવું અવર્ણ્ય અકલિત ઐકાત્મ્ય થઈ ગયું છે કે મારા હૃદયસાગરમાં લાગણીઓનું તોફાન ઉછાળા મારી ઊઠયું છે. ગજબ છે તારા સિતારાને! તારા સૌંદર્ય, સૌષ્ઠવ અને સ્વરની પ્રભાવી પવિત્રતા ચંદ્રના કિરણ જેવી તારી આંગળીઓમાં યોગનું સામર્થ્ય બતાવી રહી છે. તું ક્યાં છે? જગતના ચોકની વચ્ચે તને ફિટકારતાં ટોળાંથી વીંટળાએલી તું ઊભી છે. પણ ભક્તિની ધૂનમાં ક્યાં છે તને દરકાર એમની અવહેલનાની? પવન પણ થંભી ગયો છે ખંડમાં તને જોવા કે સાંભળવા! સમાધિ તારા હૃદયમાં કેવા સૂક્ષ્મ ધબકારા મારે છે! પગમાં કેવો આછો કંપ લાગે છે! તારો પહેરવેશ, તારા અલંકાર, તારું પ્રસાધન રોજ ઉછાંછળાં લાગતાં – અત્યારે મારામાં રહેલા કલિને વરુણપાશથી બાંધી લે છે; ને મારી સદ્વૃત્તિઓને બ્રહ્માના કમંડળનું જળ છાંટી પ્રફુલ્લ કરી દે છે. દેવી! ઈશ્વરી! માયા! તારું અને તારી સહિયરોનું મેં આજે અપમાન કર્યું! હાય! નરાધમ! હજુ પણ તારી ગર્હણી કાનમાં પ્રવેશતી અટકાવી શકતો નથી. બહુ થયું! બહુ થયું! નથી ખમાતું! ક્યાં આવી ભરાયો આ રાક્ષસકુલમાં બાનું!'

'સાંભળ્યું, સાહેબરામ! પ્રાર્થનાસમાજના ઈશ્વરને હાથ, મોં, પેટ નથી

હોતાં પણ એકલા ટાંટિયા હોય છે.' ધીરજરામની અક્કલે સાહેબરામની વિચાર-માળા તોડી નાંખી.

'એ તો અંધ હસ્તીન્યાયથી બિચારા કહે છે કે અમે ચરણસ્પર્શનો અધિકાર મેળવ્યો છે. દૂંટીમાંથી ઊગેલા કમળ પર બેઠેલા બ્રહ્માને વિષ્ણુનું પૂરું દર્શન ન થયું તો આ બિચારાઓ શી વિસાતમાં ?'

'પારાયણ ઠીક સધું લાગ્યું છે ભાઈને !' મુકુંદરામે ટકોર કરી.

'ધીરુ, સાહેબો દૂધ અને દહીંમાં પગ રાખે છે. મંદિરે દર્શન કરવા જાય છે અને રવિવારે અહીં પણ આવે છે. ને મિયાંભાઈ પરવાનગી આપે તો જુમાની નિમાજ પઢવા મસીદમાં પણ જાય એવો છે.' માતાદીને સાહેબરામને ઊંચકવા તજવીજ કરી, મજાકનો નવો ભોગ પકડવા જાળ નાંખી.

'દૂધ અને દહીંમાં પગ રહેતા હોત તો બાદશાહી હતી જ ને, આ તરસ લાગી છે, તે ફટ દઈને પી લેત ને? બહાર ઊઠીને સોડા લેમન પીવા તો ન જવું પડત. ચાલો તમારે કોઈને આવવું છે ?' જોઈતો લાગ હાથ આવ્યો સાધી માતાદીનના ટાંટિયા તેના જ ગળામાં ભેરવી અપ્રિય સોબતમાંથી સાહેબ-રામ છટકી બહાર ચાલ્યો ગયો.

ચક્કરને ઝોકું આવવાથી તેની પાઘડી પડી તેની હસાહસમાં ધીરજરામની મહેફિલ વીખરાયા વિના બેસી રહી અને સાહેબરામના નિષ્ક્રમણ માટે બેદરકાર રહી. મંદિરના આંગણામાં પૂર્વોત્તર કોણમાં સોડાવાળાનું હાટ હતું. કંઠનો શોષ છીપાવવા ત્યાં જતાં ઉત્તરસ્થ દ્વારના ઉંબર ઉપર ઊભેલી સુંદરીએ સાહેબરામને બોલાવ્યો, 'કોણ સાહેબરામભાઈ !'

'જી, હા ! કેમ શો હુકમ છે, સેનાબહેન ! તરસ લાગી છે ?'

'હા, ભાઈ, આઇસક્રીમ, સોડા અને બરફ મંગાવી દ્યો તો મહેરબાની. ગળું સૂકાઈ જાય છે.'

'તમારે જ એકલાને માટે? શેઠસાહેબ અને અમરનાથને પણ તરસ નહિ લાગી હોય ?'

'ત્યારે ત્રણ ગ્લાસ મોકલાવો. પછી તમે અંદર જઈ શેઠસાહેબને બહાર મોકલજો.'

હાટમાં જઈ ત્રણ ગ્લાસ તૈયાર કરાવી સેનાની કને મોકલાવ્યા અને પોતાનું સૂકું ગળું ભીનું કરી મંદિરમાં ગયો. શેઠ ભૈરવનાથ અને અમરનાથને સેનાનો સંદેશો પહોંચાડયો.

'સાહેબરામ, અમારી જગ્યા પર બેસો. મારે તમારું કામ છે. અમરનાથ

સાંકડે મોકળે બેસશું. અથવા ઘામ થતો હોય તો જરા વાડીમાં આંટો મારજો.' એવી આજ્ઞા ફરમાવી શેઠ પુત્રી પાસે ગયા.

કેવું ધન્યભાગ્ય ! ભાસ્વતી, સંકલ્પકિશોરી, કુંદલતા અને મેધાનાં આ માંસમેદનાં સ્થૂલ શરીર છે? લક્ષ્મી, પાર્વતી, સરસ્વતી વગેરે ઈશ્વરીઓની સિદ્ધિ શક્તિઓ ઝાંખી પાડી નાંખે એવો ઓજસ્વી પ્રભાવ એક એકથી ચડતો આ મનુની આત્મજાઓનો છે. મીરાંને લક્ષ્મીનું સ્થાન રણછોડજીએ આપ્યું હોય તો અજાયબ જેવું શું ? અત્યારે આ દેવીઓ વરદાન માગવાનું કહે તો પ્રહ્‌લાદની માફક એટલું જ માગું :

अहं त्वकामस्त्वद् भक्तस्त्वं च स्वाम्यनपाश्रयः ।
यदि रासीश मे कामान्वरांस्त्व वरदर्षभ ॥
कामानां हृद्यसंरोहं भवतस्तु वृणे वरम् ॥
विमुंचंति यदा कामान् मानवो मनसि स्थितान् ।
तर्ह्येव पुंडरीकाक्ष भगवत्त्वाय कल्पते ॥

'સાહેબરામ, આજ ઊલટા જ્ઞાનમાં ક્યાં ગબડ્યા?' ભાગવતના શ્લોક સહેજ ઓઠ બહાર સાહેબરામથી કઢાઈ ગયા તે બહારથી આવતાં ભૈરવનાથે સાંભળ્યા. 'આપણે કામનાઓથી છૂટી મોક્ષ મેળવવાનો નથી. કામનાઓ પવિત્ર કરી સેવા એમનાથી સાધવાની છે.'

'જી, ઓસાણ ન રહ્યું. આજ કામનાથી ભડકું છું. ભાગવતકારનો વૈરાગ્ય આજ કજળાવે છે.'

'રસ્તામાં આવતાં અમરનાથે કૉલેજમાં બનેલો વૃત્તાંત કહ્યો હતો. સેનાને અને મને લાગ્યું કે તમે અસ્વસ્થ અને ઉદ્વિગ્ન આજ કીર્તનમાં આવશો તો વધારે મૂંઝાશો. પણ તમને પ્રવેશતાં જ તમારી બિરાદરીમાં જઈ બેસતાં જોયા ત્યારે અજાયબી થઈ – નિરાંત પણ થઈ.'

'કસૂર તો મોટી થઈ છે. પણ એકદમ વિચ્છેદ પાડી શકતો નથી.'

'તમારા સુશીલ સૌજન્યથી એ બની શકે એમ નથી. આપણું અપરાંતિક આટોપીએ. સંકલ્પકિશોરીએ પ્રહ્‌લાદની સ્તુતિ ગાવા માંડી છે. શી એની શિરીન હલક છે, અને અભિનય તો કમાલ.'

'...हृदि निर्वृतो हृष्यत्तनुः क्लिन्नहृदश्रुलोचनः કિશોરીની અવસ્થા લાગે છે. ભક્તિમાં ગળી ગઈ છે. મોં પર કેવું તેજ પથરાઈ રહ્યું છે ! ગ્રીવાની રગો પણ ઈશ્વરસ્તુતિ કરવા હર્ષથી કેવી ફૂલે છે !'

'સાહેબરામ, આત્મનિવેદનનો ભાવ અને માનવશક્તિની મર્યાદાનો અનુભવ શબ્દો કરતાં ધ્વનિ અને ધ્વનિ કરતાં એની આંખોની નિમિષ ઘડીક, તો ઘડીક અનિમિષ ઊંડી ઊંડી ગંભીરતાથી કેવી સચોટ લાગણી જણાવે છે? ભૈરવનાથ ગાનારી સામું જોઈ શેનું શેનું પાન નહિ કરતો હોય?'

'પ્રભુનાં સ્વરૂપ સામર્થ્યનાં વિનીત વર્ણનથી ચડી જાય એવી ભક્તિની પરાકાષ્ટા આવી.' સાહેબરામના હોઠ હાલ્યા અને સંસ્કૃત સ્તોત્ર સ્ફુટ-અસ્ફુટ ઉચ્ચારવા લાગ્યો :

एवंजनंनिपतितं भववैतरण्यामन्योऽन्य जन्ममरणाशन भीतभीतम् ।
पश्यन्‌जनं स्वपरविग्रहवैरमत्रं हतेति परिचर पिप्रहि मूढमद्य ॥
कोन्वत्र तेऽखिलगुरोभगवन्‌प्रयास उत्तारणेऽस्य भवम्‍भवलोपहेतोः
मूढेषु वै महदनुग्रह आर्तबंधो किं तेन ते प्रियजनाननुसेवतां नः ॥
नवोद्विजे परदुरत्यय वैतरण्यास्त्वद्वीर्यगायनमहामृतमग्नचित्तः ।
शोचे ततो विमुखचेतस इंद्रियार्थमायासुखाय भरमुद्‌वहतो विमूढान्
प्रायेण देवमुनयः स्वविमुक्तिकामा मौनं चरंति विजने न परार्थनिष्ठाः
नैतान् विहाय कृपणान् विमुमुक्ष एको नान्यं त्वदस्य शरणं भ्रमतोनुपश्ये ।

'તમારી યાદદાસ્ત સારી છે. હવે ઠેકાણે આવ્યા. ભક્તિ વિના મોક્ષ નહિ. માટે દાસ્યનો જ અનુગ્રહ જોઈએ છીએ ને તમારે?'

'નકરા દાસ્યનો અનુગ્રહ અધૂરો છે. સ્વામિત્વનો વર પણ મારે જોઈએ છીએ. મને તો પ્રાચીન દર્શને સંતોષ આપતું નથી. પ્રાર્થનાસમાજ જેવા નવા પંથમાં ઊણપ એટલી બધી છે કે સંતોષની આશા શી?'

'સૂર કેવો સ્પષ્ટ! કેવો મીઠો! કેવો સંપૂર્ણ! કેવો સમર્થ છે. વાડીમાં બહાર કેવો મંદ પડઘો પડે છે!'

'સંકલ્પકિશોરીના ગાયનમાં લીન થયેલાની નજરે સિતાર બજાવતી ભાસ્વતીની આંખો—ઊંડી, ગેબી, ઝળકતી, રસમાં નિમગ્ન ક્યાં પડે છે? જો તો ખરો કેવી તીક્ષ્ણ, કેવી સ્પષ્ટ, કેવી ભાવદર્શી (vivid), કેવી કંપતી, કેવી સુકુમાર, કેવી પ્રજ્વળતી, કેવી તરલ, કેવી ભેદક, કેવી શાંત, કેવી ઉન્માદક, કેવી અસ્વસ્થ, કેવી તુફાની, કેવી સ્નેહાળ—'

'બાણોચ્છિષ્ટ જગતમાં તારો શબ્દકોષ પણ ખૂટવાનો, એ આંખોનું કે એ હલકનું આબેહૂબ વર્ણન કરવું પ્રતિમાને પણ મુશ્કેલ છે. આંખનું સૌંદર્ય તો બીજી કોઈવાર પણ નિહાળી શકાશે. પરંતુ આવો સૂરાવટનો બહાર ખીલશે પાછો? ઓછી ચિરંજીવ માટે મધુર મણ વધારે.'

પાછળ સહેજ આઘે થતી વાતચીતે સાહેબરામ અને ભૈરવનાથનું ધ્યાન ખેંચ્યું. બન્ને અચાનક જ બોલતા બંધ પડ્યા, અને એકચિત્તે ચિત્તાહ્લાદક ગુરુતેગો સાંભળવા લાગ્યા.

'પ્રણયરાજ અને દીનવલ્લભ ઉપર કેવી જાદુઈ અસર થઈ છે કે ક્યાં છે અને શું બોલે છે તેનું એમને ભાન નહીં હોય ! તો આટલે ઊંચે સ્વરે ઉદ્‌ગાર કાઢે નહિ' આવો વિચાર સાહેબરામને આવ્યો.

'સાહેબરામ, મુદ્દાની વાત તો કહેવી વિસરી ગયો. આજે ગવર્નરસાહેબે મુલાકાત આપી અને દોઢ કલાક લગી વાત કરી. સવારે તમે આવશો ત્યારે સારાંશ કહીશ. સવારે આવવાના છો ને? અત્યારનો ઉજાગરો છે તોયે કાલે આપણે બહુ કામ છે.'

'જી કાલે સવારે તો આવવાનો જ છું. ટેનિસ ટૂર્નમેન્ટ છે ને.'

'સેનાએ ત્યારે તમને ખબર નથી કહ્યા? કાલે સાંજે ગવર્નર અને લેડી શેલી આપણે બંગલે પધારનાર છે. ટૂર્નમેન્ટ હાલ મુલતવી રાખ્યું છે.'

'મહેમાનગીરીની તૈયારી બહુ ટૂંક વખતમાં કરવી પડશે.'

'હા, માટે જ સેનાને તમારો ખપ છે. તમારી આવડત, તમારી હોંશિયારી, તમારી ઉત્સાહશક્તિ, તમારી માહિતી અને રસજ્ઞતા પડી પડી કટાણી હશે. કાલે દાખવો એમની સમૃદ્ધિ.'

આરતીનો જયજયનાદ શરૂ થયો અને સર્વે મંડળી ઊભી થઈ ગાવા લાગી. કીર્તનનું ભરતવાક્ય ઉચ્ચારાયું. સૌ પોતપોતાને સ્થાનેથી ખસી ઓળખીતા પાળખીતાની સાથે ફાવે તેમ સલામ કરવા, વાતો કરવા લાગ્યા. નિયમનથી વછૂટેલા જ્યાં ત્યાં ગમ્મત લહેર કરવા લાગ્યા. કીર્તન થયું જ નહિ હોય – મેળામાં મેદની મળી હોય તેમ વાતચીતો થવા લાગી. કીર્તનમાં કથાયેલી કથામાં ઊઠેલા કૂટ પ્રશ્નોની ચર્ચા કરવા કરતાં ગામગપાટા હાંકવા માંડ્યા. ગુલાબદાસ અને ભૈરવનાથ ગવર્નર વિશે વાતો કરવા લાગ્યા. ભાસ્વતી, સંકલ્પકિશોરી વગેરેને સેના ધન્યવાદ આપતી હતી ત્યાં પ્રણયરાજ સાથે વાત પતાવી સાહેબરામને છૂટા થતો ભાળ્યો. 'સારું ફુરસદે વૈદ્યરાજની દુકાને મળવા આવીશ. જય જય.'

'સાહેબરામભાઈ ! તમારું કામ છે. મળ્યા વિના કાં ભાગો છો ?'

'શેઠસાહેબે કામની સુપ્રત કરી છે. સવારે આઠે હાજર થઈશ. આવતાં માર્ગમાં કાંઈ કરવાનું હોય તો સોંપો અત્યારે.'

'ઊંઘટા ન થયા હો તો ગાડીમાં ચાલો અમારી સાથે. બંગલા લગી મસલત કરીશું. સંજીવનીભાભીને કેમ તેડી ન લાવ્યા ?'

'કેમ, સેના, તારી અને સાહેબરામની મસલત પૂરી થઈ ? ઘોડા ઘેર જવા હણહણે છે.'

'ચાલો, બાપુ, ગાડીમાં સાહેબરામભાઈ બંગલા લગી આવે છે. ગાડી પાછી વળી એમને ઘેર મૂકી આવશે.'

'બ્હેનો, રજા છે ? કાલે સાંજે પધારવા મહેરબાની કરજો. વહેલાં અવાય તો આવજો.'

ભાસ્વતી, સંકલ્પકિશોરી, કુન્દલતા અને મેધાસુંદરીથી છૂટી પડી સેના ગાડીમાં ચડી બેઠી. ઊભેલી સુંદરીઓને પ્રિય સત્વના અંતર્ધાનથી વિયોગની યંત્રણા લાગતી હોય એવી જોતાં સાહેબરામ મનમાં પળભર ગોહર કરવા લાગ્યો. 'કેવો પ્રભાવ છે સેનાનો ? જ્યાં જાય ત્યાં સરદાર. શો એનો રાજવણ રૂઆબ છે ? કોણ ચડે ? સેના, સંકલ્પકિશોરી ? કે ભાસ્વતી ? ભાસ્વતી ? હા ભાસ્વતી ! તારી હાડછેડ કરવાથી થયેલા પશ્ચાત્તાપના અગ્નિમાં દ્રૌપદીની પેઠે અતીત જીવન બાળી ભવિષ્યત્ જીવન પવિત્ર બનાવી શકીશ ?'

'કોચમીન, ગાડી જરા આસ્તે આસ્તે નદીકાંઠેથી લ્યો.' સેનાએ હુકમ આપ્યો અને ગાડી ચાલી.

[3]

'આજે આખો દિવસ શેઠ ભૈરવનાથને બંગલે કામ છે. જમીશ પણ ત્યાં જ. ચારને સુમારે સેનાબહેનની ગાડી તમને તેડવા આવશે.'

'ને આજ શું છે ?'

'મુંબઈના ગવર્નર અને તેની મડમ શેઠસાહેબને ત્યાં આવવાનાં છે. સેના-બેન આજે 'ઍટહોમ' છે. તમે તો રોજ 'ઍટહોમ' હો છો, નહિ ? સાંજે તમારી કચેરી હંમેશ ભરાવાની જ.'

'કરો મજાક ! અમારે ક્યાંથી હોય શેઠાણીઓનો છાક ને ભપકો ! પર-મેશ્વરે આપ્યાં હોત તો તમે શું કામ બહાર ને બહાર રહેત ? નછૂટકે રાતે ઘેર આવવું. સવારે તો બાલકરામને ત્યાં વાંચવા જવું છે. બપોરે તો કૉલેજ. સાંજે પરભારા જ ક્રિકેટ કે ટેનિસ રમવા ઊપડવું. વળી આજે ભાષણ તો કાલે કીર્તન તો પરમ દિવસે મેળાવડો હોવાનો અને તમારે જવાનું. તે ન હોય તો ભૈરવ-નાથ શેઠ કે સેના શેઠાણીનાં કરવાનાં કામ ક્યાં ઓછાં છે ?'

'છે તો એવું જ. ફૈજામિયાંને ફુરસદ નહોતી મળતી તેમ ઘરમાં રહેવાની મનેયે નથી મળતી. તમારા જેવાં સાથે પાનું પડ્યું છે તે સંસાર નભ્યો જાય છે. તમે એવાં નિપુણ છો કે બધો કારભાર ઘરનો એકલે હાથે ચલાવો છો.

મારે રજ પણ ચિંતા રાખવી પડતી નથી. અને એથી જ હું મારો અભ્યાસ કરી શકું છું. સાથે સાથે લોકસેવાનાં કર્તવ્યો બજાવવાની તાલીમ લઈ શકું છું.' વખતે કંકાસ સવારમાં માંડી ન બેસે માટે ઉમળકાથી પત્નીની પ્રશંસા સાહેબરામે કરવા માંડી, 'ચાલો આજે કઈ સાડી પહેરશો? હાથે શું પહેરશો? કાને? ગળામાં?'

'મારી બા આજ બપોરે આવવાનાં છે. અમે બન્ને પસંદ કરી ગમશે તે પહેરીને આવીશ.'

'તમારાં બા આવવાનાં છે તે વાત તો કરી જ નહિ! ચાલો. સોનાથી પીળું શું? હવે બરાબર બની ઠણીને આવજો,' 'અહો! પોણાઆઠ!' ગજવામાંથી ઘડિયાળ કાઢી જોતાં બોલ્યો.

'ચાલો ત્યારે જાઉં છું.' એવું બોલી મીઠી સ્નેહભરી દૃષ્ટિ પત્નીના મુખ પર પાથરી તે ઊભી હતી ત્યાં તેના શરીરના સ્પર્શની વારુણી પી ઘર બહાર નીકળ્યો. બારીએ ઊભેલી પત્ની સાહેબરામની અદૃશ્ય થતી બાઇસિકલ પર નજર નંખાઈ ત્યાં લગી નાંખી રહી.

*

'સોનાબહેન, હવે જરા આરામ લ્યો. બધી વ્યવસ્થા થઈ ગઈ. આ લ્યો, બાલકરામ સંકલ્પકિશોરીને તેડી આવ્યા. તમે ત્રણે સંલાપનો વિનોદ માણો. દરમિયાન હું ઘેર જઈ સજ્જ થઈ આવું. હજુ કલાકેકની વાર છે.'

'સંજીવનીભાભીને તેડવા ગાડી ગઈ કે નહિ?'

'મારે જવાનું હોવાથી મેં ગાડી રોકી છે. હમણાં જ પલકારામાં જઈને આવું છું. કિશોરીભાભી! રજા છે ને? માફ કરજો તમે આવ્યાં ને હું જાઉં છું."

'ભલે જાઓ, ભાઈ. અમારાથી વધારે નિકટ સોબત લઈ આવવાના છો તે ખુશીથી જાઓ.' સંકલ્પકિશોરીના હોઠ પર શબ્દો હાસ્યમાં માયાવી રૂપાંતર પામી ગયા.

આ હાસ્યનું દર્શન કરતાં સોનાએ અંતરમાંથી સૂક્ષ્મતમ નિઃશ્વાસ મૂક્યો. જતાં જતાં સાહેબરામને તેની ઝાંખી થઈ અને તેનો પ્રફુલ્લ સ્વભાવ લગીર મ્લાન થઈ ગયો. સોના સાહેબરામની પાછળ અનિમિષ દૃષ્ટિ નાંખી રહી અને તેની ગાડી આઘે આઘે વૃક્ષવીથિકામાં થઈ બિંદુમય બની છેવટે અદૃશ્ય થઈ – અદૃશ્ય ખરેખર થઈ ન હોય તેમ ઘણી વાર દૃષ્ટિ પાછી વાળતાં ખચકાઈ. છેવટે નિરૂપાયે દૃષ્ટિ અંતરમાં વાળી લીધી. પણ ત્યાં અગ્ન્યાસ્ત્ર વાગ્યું હોય – કોઈ

ઊંડી વેદના દીપકરાગથી વ્યક્ત બની હોય એવું લાગતાં દૃષ્ટિને બંગલા, બગીચા અને અતિથિના સ્વાગતના પ્રસાધન પર ભ્રમરવૃત્તિથી ફેરવી રહી. સાવધ સેના રખેને અસાવધ પળમાં પોતાનું રહસ્ય પારકાં આગળ ચાસન થઈ જાય એવી દહેશતથી બાલકરામ અને તેની વધૂ સાથે યંત્રની પેઠે વાત કરી રહી. ચિત્તને અન્ય વ્યાપારમાં રોકવા અને આગામી મુલાકાત માટે સ્વસ્થ અને પ્રસન્ન થવા દંપતીને સર્વ વ્યવસ્થા નિરીક્ષવા આમંત્ર્યાં.

'બહેન, તમે સવારનાં પગ માંડી બેઠાં નહિ હો; તમે બેસી રહો. અમે એકલાં ફરીશું.'

'અને તમારી નિષ્ણાત રસવૃત્તિનો મૂર્તિમાન આવિર્ભાવ નિહાળી સાથે ઉલ્લાસ પામશું.' પત્નીના વિવેકમાં બાલકરામે સૌજન્ય ઉમેર્યું.

'કેમ સેના ! કેટલી વાર છે? હજુ તેં કપડાં કેમ પહેર્યાં નથી? પહેરવાં છે કે નહિ? તારું શરીર તો જો? નાહી કે નાહવાનું બાકી છે? સંકલ્પકિશોરી ! સેના બહુ વાતોડિયણ છે. વધુ એને રોકો મા.'

'ભાસ્વતી ! ઠીક વખતસર આવી. એવી થાકી ગઈ છું કે અલંકૃત થવાની સ્મૃતિ જ જતી રહી. બાલકરામ અને સંકલ્પકિશોરી તો હમણાં જ ચાલ્યાં આવે છે. એમને નાહક ઠપકો દે મા.'

'બાલકરામ ! પ્રણામ ! સેનાને ધમકાવવામાં સૌજન્ય ભાગી ગયું.'

'સહિયરપણાના લ્હાવા અનુભવ વગર સમજાતા નથી. ચાલો આપણે ત્રણ જણ જરા આમતેમ લટાર મારીએ અને આજની અભિરામ રચનાનું પાન કરીએ. સેનાબહેન ! વગર સંકોચે શણગાર સજી આવો.'

'માફ કરજો, હમણાં સપાટામાં આવું છું. ગેરહાજરીમાં કોઈ આવે તો આગતા–સ્વાગતા કરજો.' વિનય અને આસ્થાનો પરિમલ, ફુવારો ફૂટે તેમ ઉડાવી હરણની ફાળે બંગલામાં સેના જતી રહી.

'ભાસ્વતીબહેન ! સેનાની રસિકતાએ કાંઈ અવનવું જ રૂપ આજે લીધું છે.'

'ભૈરવનાથ શેઠના શિક્ષણને આજે સેનાએ કૃતાર્થ કર્યું છે. વર્ષોની ભાવનાઓ ભાવનાઓ જ ન રહેતાં આચારમાં આવિર્ભાવ પામવા લાગી છે.' બે બેનપણીની વાતમાં બાલકરામે ઉમેર્યું.

'મને તો ભૈરવનાથનો કે સેનાનો શોખ બહુ ઊંચો નથી લાગતો. મુંબઈના ધનાઢ્ય આવાસમાં જે સુંદર, સુઘટિત અને આકર્ષક વ્યવસ્થા હોય છે તેવી અહીં નથી. અહીંનો ફાંટો જૂના જરીપુરાણા દેવને પૂજનારો છે.' ભાસ્વતીએ બેધડક પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

'તમને સુધારાવાળાને યુરોપિયન બાબતો રુચે છે. અંગ્રેજો સ્વર્ગના દેવ હોય તેમ એઓ જે સારું અને સુંદર ગણે તે જ સારું અને સુંદર. હિંદુસ્તાન જેવા કંગાળ દેશમાં રસિકતા ક્યાંથી હોય? અરે હતી જ ક્યાં ખરું ને?-'

'સંકલ્પબહેન! સાંભળો તમારા વરનો પાછો સુધારાવાળા પરનો પ્રહાર. પોતે જાણે સુધારાવાળા નહિ હોય તેમ લાગ આવે ઝાટકણી જ કાઢે છે.'

'એ તો કહે છે કે મેં એમની સુધારાવાળામાં ગણતરી કરાવવા માંડી છે. અને વાતે સાચી છે. પણ એમનું કહેવું તદ્દન ખોટું નથી. ચોક્કસ દરજ્જે વાજબી છે.'

'શું વાજબી છે? પણ જમણો હાથ મોં ભણી જ વળે. સગપણ તે સગપણ. કાંઈ દોસ્તીને ગણકારે ખરું? '

'જરા શાંત પડો. ચાલો બગીચામાં અને બંગલામાં ફરીએ અને દરેક વસ્તુનું પ્રયોજન તમારા ભાઈ પાસેથી સમજીએ. મને પણ પહેલાં તમારા જેવો જ મોહ હતો. પરંતુ ધીમે ધીમે એમણે વાસ્તવિક સ્થિતિ સમજાવી.'

'તારી અને બાલકરામભાઈની વાતમાં મઝા પડશે, બાકી શુક્રવાર વળે એવું નથી. મેં લાંબો વિચાર કરી અભિપ્રાય બાંધ્યો છે.'

'તમારા પ્રાર્થનામંદિરમાં સ્ત્રીસમાજ હવે મળે અને તમે વેદી પર બેસો ત્યારે 'સત્ય ન જાણવાની બેપરવા – હઠ – દુરાગ્રહ' વિશે ઉપદેશ આપવા તમને મારી ભલામણ છે.' બાલકરામે ટકોર મારી.

'દુરાગ્રહ બિલકુલ નથી, સત્ય સિવાયનું બીજું સર્વ અસત્ય નથી હોતું.'

'ઢાલને બે બાજુ હોય છે. બન્ને પાસાં જોયા વિના દુરાગ્રહ જ થાય છે. હાથીને જોનારા આંધળાની લડવાડ જેવી સત્યને માટે થતી તકરાર છે. થોડાં જ સત્ય નિરપેક્ષ – દેશકાલથી અતીત છે. બાકી લગભગ એવાં લાગતાં સર્વે સત્યો ચોક્કસ દરજ્જે જ સાચાં હોય છે. સમુદ્રમાં અનેક નદીઓ વહે છે, તેમ સત્યે પહોંચવાના અનેક માર્ગો છે. તો એક જ માર્ગે જનાર બીજે માર્ગેથી આવતા મુસાફરને માટે એવું જ કલ્પી લે કે તેનાથી સત્ય કદી પમાવાનું નથી એ તમને ધૃષ્ટતાની – અજ્ઞાનની પરિસીમા નથી લાગતી? કુદરતમાં રંગની, સૌરભની, આકૃતિની, કુમાશની, તરેહ તરેહની વિવિધતા હોય છે ને? તો સત્યનાં સ્વરૂપ પણ ભિન્ન ભિન્ન ન હોઈ શકે? ઉપરથી લાગતા ભેદથી અંદરના ગર્ભની અવગણના કરવી એ સંસ્કારી બુદ્ધિને શોભાસ્પદ છે? સત્ય કૃપણ નથી પણ માતબર છે. જૂજવાં રૂપો લેવા તે સમર્થ છે. તમને કહેવું પડે ખરું કે આખરે સત્ય તે વ્યક્તિનો આત્મનિષ્ઠ અનુભવ જ ને?'

'રામ! તમે ભાસ્વતીને મૂંઝવી દેશો. એનાં માબાપ સુધારાવાળાં હોવાથી એ સુધારાવાળી છે. એ સુધારો નર્યો બુદ્ધિનિષ્ઠ છે; દેશોન્નતિ અને રાષ્ટ્રત્વથી પ્રેરાયેલી બુદ્ધિએ ઘડેલું પરિવર્તન નથી.'

'સંકલ્પા! અત્યારે તારા આક્ષેપોનો પરિહાર કરવા ઝઘડો નહિ કરું. બાલકરામ! જુદા દૃષ્ટિબિંદુનો આદરસત્કાર સ્વીકારું છું. ચાલો ત્યારે ફરીએ, ભૈરવનાથ અને એનાં શાગિર્દો(સાગરીદો)ની ફિલસૂફી સમજાવો.'

મારી મીઠી ભાસ્વતી! તારાં ઓવારણાં લઉં. તારી શાણી સમજને લીધે તારા પર વહાલ ઉભરાઈ જાય છે. રામ! અમને ગાંડાં ન લેખશો. અથવા તમે પુરુષોને આ દર્શનનો અધિકાર નથી માટે અંતર્ધાન પામો અને મારા ઊમળકાને પોતાનો કળશ ભાસ્વતી પર રેડવા દો.'

'કિશોરી! અધિકારી આગળ સર ઝુકાવું છું. તારી હેતાળ દોસ્તી જોઈ મને ઓછો આહ્લાદ નથી થતો. ધન્યભાગ્ય હોય તો જ આવી રુચિર મમતા જોવાય છે. મારી છાયા તમારા આશ્લેષને અપવિત્ર લાગતી હોય તો આ ચાલ્યો પેલા ફુવારા કને. પરવારો ત્યારે આવજો ત્યાં; અને ભાસ્વતીબહેન! સેનાબહેનની રાષ્ટ્રીય રસિકતાનું પ્રથમ નિદર્શન નીરખજો.'

'ગાંડી! ગાંડી! રે ગાંડી! સંકલ્પા! તારા સંકલ્પો પણ ઉત્કટ ને ઉન્મત. ચાલ! વહેલી. સૌ આવવા માંડશે તો બધું જોવાનો આવો મજાનો લાગ છટકી જશે.' આવી બુદ્ધિરસિક વાત કરતાં તેઓ સૌ ફુવારા પાસે ગયાં. ફુવારામાંથી ધારા ઊંચે ઊડતી હતી. પાછી નીચી પડતી ધારા પાત્રોમાં ઝિલાતી અને હાથીની સૂંઢમાં થઈ તળે ચશ્મામાં પડતી. એક સ્થળે સૂંઢમાં કમળ પકડેલું હતું. તેની પાંખડીએ પાંખડીમાંથી પાણીની ધારા સરતી હતી. બીજે સૂંઢમાં વાંસળી હતી અને તેના છેદમાંથી પાણી નીસરતું ત્યારે ઝીણો કલધ્વનિ નીકળતો. જ્યાંથી ધારા ફૂટતી ત્યાં મહાદેવની સુઘટિત યોગનિષ્ઠ મૂર્તિ હતી અને જટામાંથી ગંગાજીની સેરો ફૂટે તેમ જલધારા ઊંચે ઊડતી. જલમાં સૂર્યપ્રકાશથી રચાતા મેઘધનુષ્યમાં સ્ફટિકની મૂર્તિ એવી તો અદ્ભુત સુંદર લાગતી હતી કે ત્રણે જણાં સ્તબ્ધ જોતાં જ ઊભાં રહ્યાં. હોજમાં આસમાની અને લાલ કમળ ખીલેલાં હતાં. જલધારામાં થઈ વહેતો સમીર શીત અને શીકરમય થતો થતો અને જોડે જોડે કમલનાં સૌરભને શીકરના ગર્ભમાં લેતો લેતો વાડીમાંની વનસ્પતિને, પક્ષીને અને મનુષ્યને રોમાંચિત કરતો હતો. ધારાપાત્રમાં સૂડા અને હોલાને પોતપોતાની પ્રિયતમા સાથે નાહવાની મઝા પડતી હતી. હોજના ધોરા પર ફરતાં વિલાયતી

ફૂલોનાં કૂંડાં ગોઠવ્યાં હતાં. રંગ અને આકૃતિ અને કુમાશની રહી જતી ખોટ લાગતી નહિ. એક જ ઇંદ્રિયને નહિ પણ ચાર ઇંદ્રિયને કુવારો ઉલ્લાસિત કરતો હતો.

'કર્ણાવતંસ અને લીલા કમળની ફૅશન વહી ગઈ છે છતાં લ્યો આ કમળ-કલિકા' ધોરાની નજીક પાણીમાંથી તોડી બાલકરામે બન્ને સુંદરીને એકેકી આપી.

'ફૅશન કાલસ્રોતમાં વિલીન થઈ છે પણ તેનું સહોદર દાક્ષિણ્ય સનકાદિકની પેઠે વૃદ્ધ છતાં શાશ્વતકુમાર છે. કેમ, ભાસ્વતી! કળી હાથમાં રાખીશ કે વેણીમાં ભેરવીશ?'

'ટાંકણી આપે તો બાંય પર ભેરવવી છે. સફેદ કપડા પર આસમાની ઝાંય સારી લાગશે. સુગંધ એવી મનોહર છે કે જ્યાં હરીશ-ફરીશ ત્યાં કસ્તુરી-મૃગની જેમ છૂપી મને નહિ રહેવા દે. પણ સંકલ્પા! વગર પરવાનગીએ ફૂલ તોડવાં એ શિષ્ટાચાર ખરો કે?'

'ભૈરવનાથનો નિવાસ જલાશય જેવો છે. ત્યાંથી કોઈ તરસ્યું જતું નથી અને આગ્રહથી પ્રાપ્ત અધિકારને અહીં વિહરવાની સદર પરવાનગી છે. આ કુવારો એ જ સૂચવે છે. સદાશિવની જટામાંથી વહેતી ગંગાનું જળ સર્વને માટે છે.' બાલકરામે આરોપનું નિરસન કર્યું.

'બંગલો નદીને કાંઠે છે એટલે હશે એવી પરવાનગી.'

'કુવારાની આસપાસ હરીઆળીનું શાદ્વલ એની રમણીયતા વિશેષ દીપાવે છે. અંદર કેવી ભિન્ન ભિન્ન આકૃતિઓ ફૂલોથી ઝકી રહી છે અને રંગનાં હેલિયાં ઉડાવી રહી છે!'

'કાલીદાસની અલકામાં જેમ સર્વે ફૂલો ઊગતાં હતાં તેમ અહીં છે. દ્રૌપદીના ક્ષયપાત્ર જેવી સેનાની ફૂલવાડી છે.' બાલકરામે રસપાંડિત્ય દાખવ્યું.

'બધાં જ વિલાયતી ફૂલો રંગનો બહાર ભભૂકાવી રહ્યાં છે. કેમ, તમારી રાષ્ટ્રીય સંસ્કારિતાએ એનો બહિષ્કાર નથી કર્યો?'

'દાવ આવ્યે સોગઠી ઠીક મારી લે છે!'

'જિજ્ઞાસાનો અવળો અર્થ મા કર, સંકલ્પા!'

'બારીકાઈથી તપાસશો તો જોઈ શકશો કે રંગીન ફૂલોમાં ઘણાં દેશી છે ને તે પણ આપણા ગુજરાતમાં ઊગતાં. ભાસ્વતીબહેન! તમે આ વાડીમાં જરાયે હર્યાંફર્યાં નથી. હજુ તો આ ઉપવન રચાતું જાય છે. ધ્યાનમાં છે ને ઉપવનનો આકાર?' બાલકરામે પૂછ્યું.

'કાંઈક વાંકચૂકો છે. શેને મળતો છે, સંલ્કપા?'

'હૃદયનો જેવો આકાર છે તેવો.'

'જરા વિચાર્યુ' હોત તો જણાત કે હૃદય અને હિંદુસ્તાનની આકૃતિ સરખી છે.' બાલકરામે સૂચના કરી.

'શું કહો છો? હૃદયમાં વસેલી મૂર્તિનું રૂપ વજીફાને આપ્યું છે સેનાએ?' આશ્ચર્ય, આનંદ અને પૂજ્યભાવમાં ડૂબતી ભાસ્વતીએ ઉદ્દગાર કાઢચા.

'ઉપવનના ખંડ પાડચા છે. તેમાં બંગવાટિકા અને ગુર્જરારામ સમૃદ્ધિથી ઝૂકે છે. બીજા ખંડ હજુ તૈયાર થતા જાય છે. અત્યારે વખત નથી. પણ અવકાશ મેળવી ફરશો તો ફરવા જેવું છે. આ બે દેશમાં ખાસ થતાં ફળફૂલ ત્યાં વાવવામાં આવ્યાં છે. ભૂતલની ઘટના પણ તે તે દેશને મળતી રાખવા બનતો પ્રયત્ન કરવામાં આવ્યો છે. એવી વ્યવસ્થા છે કે એકે ઋતુ ફળફૂલ વિના રહેતી નથી. એ વનસ્પંતિનાં મંદિરોમાં પ્રત્યેક દેશનાં મધુરકંઠી અથવા શોભનપિચ્છ પંખીઓ લાવી વસાવવામાં આવ્યાં છે. લતાગૃહો ઠેર ઠેર આરામ, વિનોદ અને ઉત્કર્ષને માટે બાંધવામાં આવ્યાં છે. તેમાં તમે દેશની નરવિભૂતિનાં દર્શન કરતાં કલ્યાણ સાધવાનાં જ.'

'ગુજરાતના ખંડમાં કોની મૂર્તિઓ છે, ભાઈ?'

'શ્રીકૃષ્ણ, નેમિનાથ, વનરાજ, સિદ્ધરાજ, હેમાચાર્ય, વિમળશાહ, નરસિંહ મહેતા, પ્રેમાનંદ, દયાનંદ સરસ્વતી, ગોવર્ધનરામ, રણછોડલાલ છોટાલાલ, પ્રેમચંદ, રાયચંદ, સર જમશેદજી જીજીભાઈ, જમશેદજી ટાટા, દાદાભાઈ નવરોજી, મોહનદાસ ગાંધી, સર સયાજીરાવ ગાયકવાડ વગેરે ઘણાની મૂર્તિ છે. જાવા બેટમાં ગુજરાતીઓનું સૈન્ય લઈ જનાર રાજકુમારની. સિદ્ધરાજ કુમારપાળના વખતમાં ગુજરાતની આણ અજમેરથી કોકણ લગી ફેરવનાર ગુર્જર સેનાપતિઓની, બગદાદના ખલિફોના મહેલો લૂંટી આવનાર ગુજરાતી વહાણવટીઓની, વગેરે વગેરેની નામ વગરની મૂર્તિઓનો પણ સુમાર નથી.

'પણ એ મૂર્તિઓ ગ્રીક કે ઇટાલિયન જેવી સુષ્ઠુ અંગવાળી નહિ હોય! વિલાયતથી તૈયાર કરાવી મંગાવી હશે તો અમેરિકામાં મનુની મૂર્તિ અંગ્રેજ જેવી છે તેવી બધી હશે અને અહીંના સલાટો પાસે કરાવી હશે તો માલ વગરની હશે.' ભાસ્વતીએ સૂર્યના ડાઘા બતાવવા પ્રયાસ કર્યો.

'બહેન! નજરે જોયા વિના કુતર્ક ઉઠાવવા માટે બુદ્ધિ મળી નથી.' સંકલ્પકિશોરીએ કચવાઈ કહ્યું.

'જે મૂર્તિવિધાયકે ગુજરાતની મૂર્તિઓ ઘડી છે તેણે ગુર્જરસુંદરીની જે અનુપમ પ્રતિમા સૃજી છે તે ચાલો જોવા. અને પછી જે મત બાંધવો હોય તે બાંધજે.' બાલકરામે રસ્તો કાઢચો.

'ત્યારે શું, બંગાળાની મૂર્તિઓ એણે નથી ઘડી ?'

'ના, સઘળી મૂર્તિઓ બંગાળામાંથી ઘડાઈ આવી છે. ત્યાં ચિત્ર અને મૂર્તિવિધાનનું અભિનવ ચરણ પ્રકટયું છે તેની તો તમને ખબર હશે જ. એ ચરણના પ્રમુખ કલાવીરની દેખરેખ નીચે કામ થયું છે.' આમ વાતો કરતાં તેઓ ગુર્જરસુન્દરીની પ્રતિમા પાસે પહોંચ્યાં. દૂરથી જોતાં જ ભાસ્વતી ચકિત થઈ ગઈ.

'શું આ કોઈ ગુજરાતીનું નિર્માણ ?'

'હા, તારા જેવીનો ગર્વ ઉતારવા ફિડીઆસ ગુજરાતમાં અવતર્યો છે.' સંકલ્પકિશોરીએ ભાસ્વતીને બનાવી તેમ ચડાવી.

'આખરે ફિડીઆસને જ આણવો પડયો ને ?' ટકોરની સામે ટકોર ભાસ્વતીએ કરી.

'અરે ! પાઇથેગોરાસ જેમ શિષ્ય થઈ આપણા ગુરુકુળમાં ભણી ગયો હતો તેમ ઉર્વશી જેવું સૌન્દર્ય સૃજનાર નારાયણમુનિ જેવાની સેવા ફિડીઆસે યુગોના યુગો કરી ત્યારે ગુજરાતની પુણ્ય ભૂમિમાં એનો અવતાર થયો.'

'હવે ! બન્ને બેનપણીઓ, રમુજની ઝપાઝપી ઓછી કરો. મહેમાનો ભરાવા માંડયા છે ને વખત થવા આવ્યો છે.'

'બરાબર છે. આ પ્રતિમાનું વિધાન એવું અદ્વિતીય છે કે તેનું આબેહૂબ વર્ણન કરવા શક્તિ જ નથી મારામાં. કોઈ કવિ અત્યારે હાજર હોત તો કેવું ભાગ્ય !'

'પ્રણયરાજ બહારગામ ગયો છે આજે, નહિતર પકડત એને તમારે માટે ભાસ્વતીબહેન ! વિવેચકની વાણી સાંભળવી હોય તો સંભળાવવા સેવક તૈયાર છે.' બાલકરામે કહ્યું.

'ભાસ્વતી ! ગીત ઉપાડીશ હું. બાકીનું ભલે એ પૂરું કરે.'

'એ તમારે અંદર અંદર સમજવાનું છે. મારે તો સાંભળવું છે. જેને સંભળાવવું હોય તે સંભળાવે.'

'ગુજરાતની અખિલ સૌન્દર્યવિભૂતિ આ મૂર્તિમાં ભરી છે.' સંકલ્પકિશોરીએ ગીતનો રાહ આલાપ્યો.

'ગુજરાતમાં સુંદરમાં સુંદર સ્ત્રીઓ કોણ છે ?' બાલકરામે ઝીલ લીધી.

'નાગરાણીની કે ખતરાણીની તોલે કોની ખૂબસૂરતી છે ?'

'નાગરાણીઓ દેખાવડી હોય છે કબૂલ, પણ પોતાની જાત ખૂબસૂરત હોવાની શેખી કરતાં કયારનું શીખી ?' સંકલ્પકિશોરીએ લીધી ઝપટમાં ભાસ્વતીને.

'તમે પવનની લહેરે લહેરે લડો એવાં છો. ભાસ્વતીબહેનનું કહેવું સાવ ખોટું નથી પણ અધૂરું છે. ભાટીઆણી, ગરાસણી, શ્રાવિકા, ખોજણ, પારસણ વગેરે નાગરાણીથી કે ખતરાણીથી ઓછી રૂટડી નથી હોતી.'

'ભૂલી. સખત ભૂલ ખાધી. આ બધાંની આગળ મારા આદર્શ સાવ ઝાંખા પડશે જ.'

'સલાટે બધી સુંદરતાના સુંદરતમ અંશ લઈને એવું સુગઠન કર્યું છે કે જુદાપણું ઓળખાતું નથી; ઓર એકતાનું ભવ્ય અને ઉન્નતરૂપ એવું આણ્યું છે કે ક્ષણે ક્ષણે નવતા પામતી રમણીયતા મૂર્તિમંત થઈ આવી હોય એવો અનુભવ નથી થતો? જુઓ પાસે જઈ, જુઓ આઘે જઈ, જુઓ સામે ઊભા રહી, જુઓ ખૂણેથી, જુઓ બાજુ પરથી, અંગેઅંગેની ઉન્નતાવનત રેખા ઉત્કીર્ણ થઈ છે તે? તમારી ગ્રીક ભાવનાને સંતોષ શું પણ ગૌરવ આપે એવું વિધાન નથી?'

'ખરે જ! સલાટના ટાંકણાએ ગ્રીસની કલા ગુજરાતમાં ઉત્પન્ન કરી છે. આફરીન છું એની શક્તિ પર. કેવાં કેવાં રત્નો છે આપણા દેશમાં!' ભાસ્વતી બોલી.

'હવે સ્વસ્થ થઈ ધ્યાનપૂર્વક નિહાળો. મૂર્તિ પરનો ભાવ પાશ્ચાત્ય કળામાં નથી હોતો એવો કંઈક લાગે છે?'

'એટલે?'

'મુદ્રા યોગનિષ્ઠ લાગે છે? સમગ્ર દેહ પ્રકૃતિનું પ્રતિબિંબ હોવા કરતાં પ્રકૃતિથી પર કશાનું સૂચન કરે છે? ગુજરાતના દેહ કરતાં આત્માનું આરસમાં વિધાન કરવામાં સલાટે સફળતા મેળવી હતી?'

'પ્રતિમા નરી પ્રતિકૃતિ તો નથી જ. અખિલ દર્શન કલ્પનાની એવી પેગામી સૃષ્ટિપરંપરા ઉપજાવે છે કે અનંત, સનાતન, વિશ્વનિષ્ટ તત્ત્વને સાંત, નશ્વર, વિશિષ્ટ કર્યા છતાં પણ અનંત, સનાતન, વિશ્વનિષ્ઠનો સચોટ અનુભવ થાય છે.' ભાસ્વતી વિચાર કરતી હોય એમ બોલી.

'પાશ્ચાત્ય કલાનો ઉદ્દેશ અનુકરણ છે. ભિન્ન ભિન્ન સ્થળે જે ઉત્તમોત્તમ હોય તે પસંદ કરી તેનું સુશ્લિષ્ટ સંયોજન કરવામાં એની કુશળતા સમાયેલી છે. અંગસૌષ્ઠવ જેમ રમણીય વિશેષ તેમ ઈશ્વરી અંશ પણ વિશેષ. ગ્રીક કલાએ ઘડેલી ઉત્કૃષ્ઠ પ્રતિમા મલ્લના દેહ પરથી અને રોમન કલાએ ઘડેલી ઉત્કૃષ્ઠ પ્રતિમા રાજ્ય પુરુષ(Senator)ના દેહ પરથી ઘડાઈ છે.'

'ખરી વાત છે.'

'અનુકરણ કે પસંદગી કરતાં કલાનો ઉદ્દેશ ઊંચો છે એવું આપણા

પ્રાચીન કલાવીરોનું માનવું હતું, સ્થૂલ દેહ કરતાં સૂક્ષ્મ દેહ—અંગના લાવણ્ય કરતાં આત્માની વિભૂતિ પૂરેપૂરી સર્જવી અશક્ય છે છતાં પણ જેટલી સૂચવી શકાય—કાવ્યમાં જેવો ધ્વનિ નીકળે છે એવો ધ્વનિ નિશ્ચેતન પથ્થરમાંથી નીકળે તેમાં જ હિંદુ કલાવીરની કલા છે. ઇન્દ્રિયો કરતાં કલ્પનાને એ વિધાન નિરખવાનું છે. અપાર્થિવ, અધ્યાત્મ, અમૂર્ત વસ્તુ(abstraction)ને વાસ્તવ કરવાનું છે.' વિચાર કરતો કરતો, ઊંડા ધ્યાનમાં ઊતરતો ઊતરતો બાલકરામ બોલતો હતો, 'હિંદુ પ્રતિમાનો આદર્શ યોગી છે, નથી મલ્લ કે રાજપુરુષ. આખી પ્રજાનું અંતિમ લક્ષ્મ વૈરાગ્ય હતું. બ્રાહ્મણ સંન્યાસી થતો, રાજા પુત્રને ગાદી સોંપી વનવાસ લેતો, વૈશ્ય વેપારમાંથી નીકળી સાધુ થતો ત્યાં યોગી એ જ આદર્શમૂર્તિ હોય ને ? સમગ્ર પ્રજાની જે ભાવના તેને જ કલા મૂર્તિમંત કરે છે. આપણા દેશની સર્વોત્કૃષ્ટ પ્રતિમા બુદ્ધદેવની ગણાય છે અને એ પ્રતિમામાં તમે યોગીનું સુંદર અધ્યાત્મ સ્વરૂપ જોઈ શકશો.'

'આ વાડીમાં જ બુદ્ધદેવની મૂર્તિ છે. એક પ્રાચીન કલાશ્રેષ્ઠ મૂર્તિ પરથી ઘડવામાં આવી છે એવું સેનાબહેન કહેતાં હતાં.' સંકલ્પકિશોરીએ ગંભીર વાતચીતમાં માહિતી ઉમેરી.

'યોગીનું વિધાન કરવામાં કદી પણ એના સ્થૂલ દેહની આબેહૂબ નકલ કરવામાં નથી આવતી. પણ યોગથી એના આંતરજીવનમાં થયેલા પરિવર્તનને બાહ્ય સામગ્રીથી જેટલું પ્રકટ કરી શકાય તેટલું કરવા પ્રયત્ન કરવામાં આવે છે, શુદ્ધ સાત્ત્વિક આત્માને લાયક દેહ આપવાનો પ્રયત્ન કરવામાં આવે છે. ગુર્જર સુન્દરીની પ્રતિમામાં પૂર્વ–પશ્ચિમનો સમન્વય કરવાનો સલાટે પ્રશંસનીય પ્રયાસ કર્યો છે. અંગસૌષ્ઠવ ઉત્કીર્ણ કરવામાં સહેજ પણ ઓછપ નથી રાખી તેમ આત્માનો વૈભવ આવિર્ભૂત કરવામાં અજબ શક્તિ વાપરી છે.'

'આજે ઘણો નવો પ્રકાશ પડ્યો. ધ્યાનથી પ્રતિમા નિહાળવી પડશે.' ભાસ્વતી બોલી.

'આ પ્રતિમામાં પૂર્વ–પશ્ચિમની શ્રેષ્ઠ કલાનો સમન્વય છે એટલું જ નહિ પણ અભિનવ ગુજરાતનો દેહ એવો ઊભો કર્યો છે કે કોમળ ચામડીમાંથી લોહીની ગતિ નિરખાય તેમ જોવાની આંખ હોય તો એ દેહમાં વસતા આત્માનાં દર્શન થશે. કેવી રીતે ? ફ્રાન્સના જગપ્રસિદ્ધ સલાટ રોડિને ખ્રિસ્તી સંત જોહ્ન —જેને વિશ્વાસીઓ યોહાન કહે છે તેની જે મૂર્તિ ઘડી છે, તેમાં જે અભિનવતા છે, અશ્રાંત ઉત્સાહશક્તિ છે, પૃચ્છક ચહેરો છે, સમર્થ વ્યક્તિવિશિષ્ઠતા છે અને અદ્‌ભુત તાદૃશ ગઠન છે તે પાશ્ચાત્ય જીવન અને કલાવિષયક વિચારણાનો

આત્મા જેવી મનોહર રીતે બતાવે છે તેવું જ મનોહર દર્શન આ પ્રતિમા કરાવે છે; શાંતિ છે, સ્વસ્થતા છે, સાથે સાથે ઉત્સાહપ્રવૃત્તિનો વેગ છે; સ્થૂલ સંસારના સ્વામી થઈ તે સંસારની સર્વે સમૃદ્ધિ તેના ઉદ્ધાર અને પ્રગતિને અર્થે વાપરી તેમાંથી વિરક્ત થતી વૃત્તિ છે. આખા વિશ્વનું પોષણ કરનાર, ક્ષણે ક્ષણે ભક્તની વહારે ધાનાર, વિષ્ણુ ક્ષીરસાગરમાં શેષશય્યા પર સૂતા હોય અને એમને દરકાર નહિ છતાં લક્ષ્મી અને બ્રહ્મા એમનાં સેવા–સ્તવન કરતાં હોય એવું લાગે છે ને?'

'એટલે? નાથ? તમારું રૂપક મારાથી સમજાતું નથી.' સંકલ્પકિશોરીની બુદ્ધિ મુંઝાઈ ગઈ.

'અનંત ક્ષીરસાગર, મણિમય શેષનાગ, લક્ષ્મી અને સૃષ્ટિ–વિધાયક બ્રહ્માના સ્વામી છતાં ઉપભોગમાં વૃત્તિ નહિ પણ પરહિતમાં જ વ્યાસંગ, ભાવિ ગુજરાતનો એ આદર્શ છે. વેપારથી, કલાથી, પરોપકારથી ગુજરાત સમૃદ્ધ હતું અને થશે.'

'બાલકરામભાઈ! કૉલેજમાં તો આનું શિક્ષણ મળતું નથી છતાં ક્યાંથી આવી સંસ્કારી રસિકતા?'

'ભૈરવનાથ શેઠનો એ સહુ પ્રતાપ. મારા સુપ્ત સંસ્કાર એમણે જાગૃત કર્યા છે અને કેળવ્યા છે. આવતા વર્ષે આપણા નગરમાં કલાભવનની સ્થાપના એમના દ્વારા થવાની છે અને ગ્રેજ્યુએટ થયા પછી હું એ ભવનમાં કલા શીખવાનો છું; એટલે આ વિષય મેં ખાસ વિચાર્યો છે.' પ્રશંસાના પડતા ઝબકારામાં બાલકરામનું ભવિષ્ય પ્રસિદ્ધ થઈ ગયું.

'બૅન્ડ વાગવા માંડ્યું. ચાલો મહેમાનો આવ્યા હશે.'

'હા! હા! સંકલ્પાબહેન! મારી તો દૃષ્ટિ જ ફરી ગઈ. કેવી દુરાગ્રહી હું! જો તો ખરી ધ્વજાપતાકા પણ ધ્યાનપૂર્વક આપણે જોઈ નહોતી. 'યુનિયન જેક' ઉપરાંત હિન્દુસ્તાનના નકશાવાળી પતાકા છે. આ તોરણ આગળ તો ઘણી સરસ ખૂબી છે. રાજેન્દ્ર અને હિંદમાતાની તસ્વીર જોડે ગોઠવી છે. અને બાજુએ Loyalty (રાજ્યનિષ્ઠા) Patriotism (દેશવાત્સલ્ય)ના મુદ્રાલેખ છે. નાની નાની વસ્તુઓમાં પણ કેવો ધ્વનિ ભર્યો છે. ધન્ય છે કરનારની બુદ્ધિને!' ભાસ્વતીએ હૃદયનો ઉમળકો કાઢ્યો.

'અવનીન્દ્રનાથ ઠાકુરે ચીતરેલી હિન્દમાતાની તસ્વીર તમે લાવ્યા હતા તેવી આ છબી તો નથી, સેનાબહેને નવી ચીતરાવી છે?' સંકલ્પકિશોરીએ પૂછ્યું.

'તમારી ઠીક નજર ગઈ. એ છબી નવી જ ચીતરાઈ છે. શેઠસાહેબ સામેથી આવે છે. ચાલો આપણે પણ જઈ પ્રણામ કરીએ.' બાલકરામે કહ્યું.

[ ૪ ]

'આવો બહેનો ! સેનાને મળ્યાં ? બાલકરામ ! સાહેબરામને દીઠો ક્યાંય ? શેઠે ત્રણેના પ્રણામ સ્વીકારતાં જયજય કરી પૂછ્યું.

'અમે આવ્યાં ત્યારે સાહેબરામ ઘેર ગયા અને સેનાબહેન સજ્જ થવા બંગલામાં ગયાં હતાં. બાલકરામે સર્વેની વતી ઉત્તર આપ્યો.

'તમે સૌ ત્યારે એકલાં જ ફરતાં હતાં અને જાતે જ મળે તેવું આતિથ્ય સ્વીકારતાં હતાં ?'

'હું તો આજે જ આપની વાડીમાં થોડુંક ફરી અને તેની રચનામાં જે જે ભાવો મૂર્તિમંત કરવામાં આવ્યા છે તે વિશે બાલકરામભાઈ પાસેથી વર્ણન સાંભળી અજાયબ જ થઈ ગઈ છું. આપની વાડી મહેમાનોનું સ્વાગત એવું મજાનું કરે છે કે ખોટ જ નથી પડતી. આપણા નગરની શોભામાં આથી વધારો થયો છે. સારો દિવસ એમાં ફર્યા કરીએ તોપણ દિલ તલસ્યા જ કરે ફરવાને.' ભાસ્વતીએ કહ્યું.

'ભાસ્વતીબહેન ! તમારી પ્રશંસા માટે પાડ માનું છું. આ નગરમાં જીવન હવે મારે વ્યતીત કરવાનું હોવાથી લોકોદ્ધારક અનેક કર્તવ્યો મારે કરવાનાં છે. સુશિક્ષિત નાગરિકો તેની કદર કરે તો પોરસ વિશેષ ચડે છે. હજુ બગીચો પૂરે-પૂરો તૈયાર નથી થયો. થશે એટલે સાર્વજનિક કરવા મારો વિચાર છે.' આમ બોલતાં બોલતાં ભૈરવનાથ અને બાલકરામ અને બે સુન્દરીઓ બંગલા નજીક ગયાં ત્યાં સેના વસ્ત્રાલંકારથી પ્રસાધિત થઈ તેમની સંમુખ સરી આવી.

'બહેનો ! જરાક મોડું થઈ ગયું. ચાલો હવે મારી સાથે અભ્યાગત સુન્દરીઓની સરભરા કરવા.'

'બહેન ! શાસ્ત્રીમહારાજ પધાર્યા. અહો ! સાહેબરામ તમે પણ આવી પહોંચ્યા !' ભૈરવનાથ બોલ્યા. સર્વેએ શાસ્ત્રીમહારાજને નમસ્કાર કર્યા. ભાસ્વ-તીએ ઇંગ્લિશ પદ્ધતિ પ્રમાણે ડોક સહેજ નમાવી, શાસ્ત્રીજીએ સૌને આશીર્વાદ આપ્યા. 'શેઠજી ! મધુપર્કની સર્વ સામગ્રી તૈયાર છે ને ? મને સોંપી દેશો ? લાટસાહેબ પધારશે હવે થોડી વારમાં.'

'આ સામે આપનું આસન છે. ત્યાં થોડીક વસ્તુઓ હાજર છે, બાકીની બંગલામાં જઈ નોકર સાથે મોકલાવું છું.' સેના બંગલામાં ગઈ. ભાસ્વતી અને સંકલ્પકિશોરી અભ્યાગત સન્નારીઓમાં ભળી ઓળખીતી સાથે કલ્લોલ કરવા લાગી. બાલકરામ અને સાહેબરામ કૉલેજની બાતમીઓનો વિનિમય કરવા લાગ્યા. શાસ્ત્રીજી શેઠને સંસ્કૃત શ્લોક સંભળાવવા લાગ્યા.

'સાહેબરામ ! મધુપર્કના છાપેલા મન્ત્રો અને ભાષાન્તર શાસ્ત્રીજીને બતાવ્યાં ?' એકદમ યાદ આવ્યું હોય એમ શેઠ બોલ્યા.

'જી, અબઘડી બંગલામાંથી લઈ આવું છું.'

'ચાલો, શાસ્ત્રીજી, બાલકરામ, ચાલો. ગુલાબદાસ, પ્રહ્લાદજી આવે છે.' સૌ મહેમાન તરફ વળ્યા અને પદવી પ્રમાણે અન્યોન્યનો ઘટિત સત્કાર કર્યો. 'અમરનાથ! આજ તમે ઠીક ઘૂમો છો.' હસતાં હસતાં બાલકરામે અભ્યાગતનું સ્વાગત કરતા અમરનાથને શાબાશી આપી. એવામાં ધીરજરામ, માતાદીન, મુકુંદરામ, ડો. છન્નુલાલ, મુગટલાલ વગેરે ગમતી દોસ્તો આવી પહોંચ્યા. અમરનાથ અને બાલકરામ સાથે વાતે વળગી ગયા.

'ઈશ્વરદાસ બેલીફનો આજ અહીં શો ખપ હતો ?' માતાદીને ઉદ્‌ગાર કાઢ્યો. સર્વેનું ધ્યાન તેના તરફ વળ્યું અને શેઠ ભૈરવનાથ અને ઈશ્વરદાસને વાતો કરતા સૌએ જોયા.

'આજે અહીં 'ઍટહોમ' છે એવી ખબર પડી કે શેઠ પાસે આવી આમંત્રણ માગી લીધું. બાકી કોઈના પર વૉરંટ બજાવવા નથી આવ્યો એ.' હસતાં હસતાં અમરનાથે સૌને વાકેફ કર્યા.

ભરતીની વખતે નાનું મોજું આવે, પાછળ મોટું આવે, તેની પાછળ મોટું આવે એમ આમંત્રિત સ્ત્રી-પુરુષોની ભરતી થવા માંડી અને સૌજન્યનું લહાણું થવા માંડ્યું. લોકબત્રીસી નાનાવિધની સારીનરસી વાતો કરવા લાગી. કોઈ મેળાવડાની પ્રશંસા કરવા લાગ્યા, શેઠની દીર્ઘદૃષ્ટિ, રાજનિષ્ઠાની તારીફ કરવા લાગ્યા; કોઈ ગવર્નરની તારીફ કરવા લાગ્યા; ત્યાં ધીરજરામ ધીમેથી પોતાના મંડળમાં બોલ્યો : 'સ્વાર્થ વગર કોઈ કાંઈ કરતું નથી. શેઠને ખિતાબ જોઈએ છે અને સરકારમાં મારી પ્રતિષ્ઠા છે એવું બતાવી એને એની મિલોના ડિબેન્ચર લોકોમાં ખપાવવા છે. કેમ ઈશ્વરદાસ, તમારો શો મત છે ? અહીંના શેઠિયાનાં કામ તમારે રોજ કરવાનાં એટલે તમને વધારે ખબર હોય.'

'ધીરુ ! તારી નિંદા સામે સખ્તમાં સખ્ત અણગમો બતાવું છું. તારી નજર દુર્યોધન જેવી છે. શેઠ ભૈરવનાથ આપણા નગરમાં આગેવાન થવા પ્રયત્ન કરે છે. રાજા અને પ્રજાની મધ્યમાં રહી બન્નેના વિશ્વાસપાત્ર થઈ બન્નેનું શ્રેય સાધવું એ એમનો અભિપ્રાય છે. કોલેજમાં કાલે જ મારે અને સાહેબરામને આ બાબત વાત થઈ હતી.' માતાદીનનો મિજાજ જતાં નિંદાનો નિષેધ કરી ખરી હકીકત સૌ સન્મુખ તેણે રજૂ કરી.

'સાહેબરામ ! એને ધૂળની ખબર છે ! વાંચવામાંથી, ભાષણો કરવામાંથી, રમવામાંથી એ કયે દહાડે નવરો થાય છે કે દુનિયાના વ્યવહારની એને આંટીઘૂંટી સમજાય ? એ પૃથ્વી પર ફરતો નથી જ. ભાવનામાં જ રમણ છે એનું. માટે એની વાતોમાં લવલેશ પણ વિશ્વાસ રાખીશ નહિ.' ધીરજરામે પોતાના મનથી ધાર્યું કે સાહેબરામની ઠીક ખંખેરણી કરી. પાછું યાદ આવ્યું હોય તેમ સહેજ અટકેલો બોલવા માંડ્યો : 'હમણાં એનું ચિત્ત ક્યાં ઠેકાણે છે ? ભાવનાવાળાઓનો ભરોસો જ નહિ. સ્ત્રીબહુમાનની વાતો કરે પણ અંદર દાનત જુદી જ. પેલી ભાસ્વતી પર ભાઈનું ચિત્ત સળક્યું છે. અમરનાથ સાવધ નહિ રહે તો એને પણ પસ્તાવાનો વખત આવવાનો છે.'

આ સાંભળી સર્વે ખડખડ હસી પડ્યા. *शांतं पापम् शांतं पापम् ।* શું માંડ્યું છે તેં ધીરુ ! સાહેબરામનું ઉજ્જ્વળ શીલ તારી ધૂળથી ઝાંખું નથી થવાનું. જરા તો વિચાર કર, તું ક્યાં બેઠો છે. હોઠે આવ્યું એટલું બોલતાં જ શીખ્યો છે. કોઈનું સારું તારાથી ખમાતું જ નથી.' માતાદીનનો પિત્તો ઉકળ્યો અને લાલચોળ થઈ ગયો.

'મહારાજ, બી. એ. થઈ શેઠની લાગવગથી સારે ઠેકાણે પડવું છે એટલે કરો ખુશામત સાહેબરામની. હું બધું જાણું છું. સાચી વાત કહેતાં હું કદી ડરતો નથી.' ધીરજરામે માતાદીનને તડકાવી કાઢ્યો.

'ધીરુ ! આપણે જૂના દોસ્તો ન હોત અને આજે મેળાવડામાં ટપાટપી ન થઈ હોત તો માતાદીનને પંજે તને ધૂળ ચાટતો કર્યો હોત. હરામખોર ! તું બહુ ફાટ્યો છે. પણ ચાખીશ કડવાં ફળ એક દિવસ તારી કુબુદ્ધિનાં. હવેથી તારે ને આપણે લેવા દેવા નહિ.' એમ ક્રોધથી બોલી માતાદીન ચાલ્યો ગયો અને ધીરજરામની મેહફિલે હાહાહીહીથી આખો પ્રસંગ ગંભીર જ ન હોય એમ ગણી કાઢ્યો.

સેના મધુપર્કની સામગ્રી લેવા બંગલામાં ગઈ હતી ત્યાં સાહેબરામ છાપેલા કાગળ લેવા આવ્યો. 'કેમ, સંજીવનીભાભી આવ્યાં ?'

'અવાય એવું નથી. મને તેમ જ એમને બહુ ખેદ થયો. તને પણ થશે જ.'

સેના કારણ કળી ગઈ. 'આવ્યાં હોત તો એમને લહેર પડત.'

વાતચીત કામ પૂરું થવાથી ટૂંકામાં પતી ગઈ.

બંગલાના પ્રમુખદ્વારમાંથી તેમને નીસરતાં બાલકરામે નિહાળ્યાં. તપોવ્રત યોગીને અકસ્માત દિવ્ય જ્યોતિના પ્રકાશમાં અનુભવેલ પ્રતીતિ થાય તેવું દર્શન તેને થયું. દર્શને ઉદ્ભવી આવેલ વિચારથી ભડક્યો અને કોઈ આસુરી માયામાં ઝપટાયો હોય તેમ ક્ષણ અર્ધક્ષણ મૂંઝાયો. 'આથમતા સૂર્યના પ્રકાશમાં બંનેની

મુખશ્રી કેવી ચળકે છે. આનનનાં અંગેઅંગ કેવાં સુષ્ઠુ અને સુંદર છે! આંખ અને હોઠની કમાનો કેવી ઘાટીલી છે! ઘાટ કેવો મનોહર છે! હોઠ પર સ્મિત કેવું સુરખી રહ્યું છે! આંખમાંથી કેવાં તેજનાં કિરણ ફૂટી નીકળ્યાં છે! કપાળ પણ કેવું ઝગઝગાટ મારે છે! તંદુરસ્તીના માંસલ ઘાટ અને તેજ કેવાં રમણીય છે. બન્નેની મુખશ્રીમાં પ્રતાપ, ગૌરવ, સ્નેહ, સાત્ત્વિકતા, કેવાં પ્રકાશે છે! છતાં જાતિ (Sex) નો ભેદ સામ્યમાં કેવું લાવણ્યમય વૈષમ્ય ઝીણું ઝીણું પાડે છે. વિષ્ણુ અને તેની શક્તિ હારે નહિ આવતાં હોય! પુરુષ ગમે તેટલો સુંદર હોય પણ સ્ત્રીની સુંદરતાની સુકુમારતા આગળ એનું સૌંદર્ય નિસ્તેજ પડી જાય છે. કેવું યુગ્મ છે! દેહમાં તેમ જ આત્મામાં પણ અન્યોન્યને માટે નિર્માણ થયેલું — અરે! નિર્માણ! નિર્માણ તો જુદું જ થયું છે. પણ આવો વિચાર હોય મારે! સાહેબરામના સ્વપ્નામાં પણ બહેનભાવ સરી જાય એમ નથી. હું આવો વિચાર કરું છું એવું જાણે તો એની પવિત્રતા કંપી ઊઠે અને ઘોરમાં ઘોર પ્રાયશ્ચિત્ત કરવા મંડી જાય. સેનાનો ભાવ ખબર નથી. અમરનાથથી એને સંતોષ નથી જ. અને હોય પણ ક્યાંથી? ગર્દભને માટે ગુલાબ હોય ખરું! પણ નાતોનાં કુંડાળાં જે ન કરે તે ઓછું. પણ ભૈરવનાથની આત્મજા અપવિત્ર વાંછના કરે એવી નથી. પડ્યું પાનું નિભાવી લે એવી છે. અમરનાથમાં સેનાના નાથ થવાની યોગ્યતા આવે માટે તો શેઠે સાહેબરામને એની કેળવણી સોંપી છે. સાહેબરામ માટે પિતાપુત્રીને અત્યંત સન્માન અને સંપૂર્ણ વિશ્વાસ છે અને એ છે પણ એ સર્વને યોગ્ય.' આવા વિચારો સપાટાબંધ બાલકરામના મનમાં ઊઠ્યા.

'કેમ બાલકરામ, આજનો સમારંભ અવનવો જ હશે. પૂર્વ પશ્ચિમ સંલય પામી અભિનવ સ્થિતિ પ્રાપ્ત કરશે. શેઠની રસશક્તિ અને દેશવત્સલતા અપૂર્વ છે.' પ્રો. અભેદરાજે વિદ્યાર્થી સમક્ષ હૃદયનો ભાવ વ્યક્ત કર્યો.

'જી હા. આમંત્ર્યની પસંદગીમાં, અભ્યાગતની સરભરામાં, સત્કારની વ્યવસ્થામાં — સર્વ વ્યવહારમાં જણાઈ આવે છે કે શેઠની અગ્રણી ભાવના કેવી છે.'

અમે કોલેજમાં સાથે ભણતા ત્યારની એને લોકનાયક થવાની હોંશ હતી. પણ હૃદયનાથ શેઠના આગ્રહથી એને સરકારી નોકરી લેવી પડી. એક રીતે જે થયું તે ઠીક થયું. દશ વર્ષની નોકરીના અનુભવથી લોકસેવા અને રાજસેવા વધારે ઉપયોગી થઈ શકશે; અને અનુભવની પ્રતિષ્ઠા જુદી જ છે. તમે, સાહેબરામ વગેરે શેઠના સામંતો પણ અનુભવ મેળવી સાર્વજનિક કર્તવ્યો આદરશો તો સરળતાથી સફળ થશો. અલબત્ત શેઠ જેવા અનુભવીની તાલીમ અને દેખરેખમાં તમે ઓછા નિપુણ નહિ થાઓ.'

'જી, આપનું કહેવું વાજબી છે; પણ વિદ્યાથી ઘણીવાર અનુભવની ગરજ નથી સરતી ?'

'સરે છે. વેલિંગટનનું વચન છે : 'ઇટનની ક્રીડાભૂમિ પર વૉટરલૂનું યુદ્ધ જિતાયું હતું' તેમ રાજ્યવહીવટમાં પડ્યા વિના પણ તેનો વિગતવાર અનુભવ મળી શકે છે. આપણા દેશમાં ગોખલેનો દાખલો મશહૂર છે.'

'સાહેબરામે તો વહીવટી લક્ષણો કૉલેજની રમતગમતોમાં, વિદ્યાવર્ધક મંડળીઓમાં અને નગરની અનેક હિલચાલના નિર્વાહમાં એવાં બતાવ્યાં છે કે સરકારી અમલદારો તાજુબ જ થઈ ગયા છે.'

'અભેદરાજ, તમે આવ્યા તેથી હું ઘણો જ ખુશ થયો છું. આજનું પ્રસાધન કેવું લાગે છે ? સાહેબરામ, સેનાને બાલકરામની કૃતિનાં વિચાર અને નિર્વાહ કેવાં લાગે છે ?' ભૈરવનાથે આવી પ્રોફેસર સાથે હાથ હલાવ્યો.

પ્રોફેસરસાહેબ જવાબ આપવા જાય છે ત્યાં પટાવાળો દોડતો આવ્યો કે ગવર્નરસાહેબ પધારે છે.

એકદમ ભૈરવનાથ અને આગેવાન નાગરિકો દરવાજે ગયા. દરવાજા પર વેલ, પાંદડાં, ફૂલ, અને ધ્વજાપતાકાનું ભવ્ય તોરણ રચવામાં આવ્યું હતું. પિત્તળ અને તાંબાના કુંભની માણ ગોઠવી તોરણના સ્તંભ રચવામાં આવ્યા હતા. દરવાજા આગળ ગાડી આવી એટલે ગવર્નર, લેડી શેલી, કમિશનર અને લશ્કરી એ. ડી. સી. ઊતર્યા અને ભૈરવનાથ સાથે હસ્તધૂનન કર્યું. સેનાએ ગવર્નર અને લેડી શેલીનાં મીઠડાં લઈ માથા પરથી લૂણ ઉતાર્યું અને કેવડાજળના અભિષેકથી દેશપતિ અને તેની વધૂની આતિથ્યાર્ચના કરી. પાછલી ગાડીમાંથી પ્રાઇવેટ સેક્રેટરી, કલેક્ટર, કમિશનર–પત્ની અને કલેક્ટર–પત્ની ઊતરી આવ્યાં અને યજમાન તથા યજમાનદુહિતાના વિવેકી સૌજન્યનું પાન કરતાં બગીચામાં સર્વની ભેગાં આવ્યાં. બંગલા નજીક આસનો ગોઠવવામાં આવ્યાં હતાં. ખુરસી અને કોચના ઘાટમાં દેશીવિદેશી નમૂનાનું વિલક્ષણ મેળવણું કરવામાં આવ્યું હતું. કોતરકામ ઝીણી વેલબુટ્ટીનું હતું તેમ જાનવરોનાં અંગોનું પણ હતું. ગાદી દેશી કિનખાબ, રેશમી કાપડ કે પરદેશી મલમલની હતી. સુગંધ અને રંગના બહાર બહલાવતાં પુષ્પ પાત્રો અને આકૃતિ, રંગ, રૂપની વિવિધતાથી આકર્ષતાં ફૂળ પાનરોપનાં કુંડાં આસપાસ ગોઠવવામાં આવ્યાં હતાં. દેશપતિ અને તેમનાં વધૂ આસનસ્થ થયાં એટલે શાસ્ત્રીજી અને તેમની શિષ્યમંડળીએ સામવેદના ગાનથી અતિથિના સત્કાર અર્થે કરવામાં આવતો મધુપર્ક વિધિ કર્યો. યજ્ઞહિંસા મધુપર્કમાંથી હવે નીકળી ગઈ છે, એટલે અહીં હોવાનો સંભવ જ નહોતો. લૉર્ડ અને લેડી શેલીએ પ્રસન્ન ઉલ્લાસથી હિંદુ વિધિઓનો ઉપચાર સ્વીકાર્યો.

ભૈરવનાથ શેઠે ત્યાર પછી નગરના આગેવાન વિદ્વાનો, શ્રીમંતો, વકીલ–દાક્તરો, વેપારીઓ, અમલદારો, સાધુ–સંન્યાસીઓ, શાસ્ત્રીઓ, વિદ્યાર્થીઓ વગેરેનો તેમને પરિચય કરાવ્યો. ગવર્નર મુલાકાત ઓળખવામાં રોકાયા હતા ત્યારે લેડી શેલી સેના સાથે હરવાફરવા લાગ્યાં અને મળેલી સન્નારીઓ સાથે ભાંગીતૂટી ગુજરાતીમાં વાત કરવા લાગ્યાં. એમની મીઠી નજર પડવા માટે હરેક સન્નારી કૃતાર્થ થતી તેમ પોતાની રૈયતને મળવાથી લેડી શેલી પણ કૃતાર્થ થતાં હોય એવો ચહેરો પ્રકાશ મારતો હતો. સુન્દરીઓના પહેરવેશ, પ્રસાધન, અલંકાર, અંગ-સૌષ્ઠવ, આનનભાવોની માતબર કે કૃપણ વિવિધતાનું પાન કરતાં લેડી શેલીને આહ્લાદની સાથે અધિકારની જવાબદારી કેટલી ગંભીર અને વિશાળ છે તે સમજાયું. પાંચ વર્ષ માટે પોતાના પતિને જે પ્રદેશ પ્રવૃદ્ધિપથે લઈ જવા સુપ્રત થયો હતો ત્યાં પતિના અમલદારી ઉપાયો કેટલા બધા પત્નીના સહચાર, સહકારિતા અને સહાનુભૂતિ વિના ન્યૂનતાભરેલા અને અકસીર નીવડ્યા વિના રહેવાના ? પાંચ વર્ષની ટૂંકી મુદતમાં શું થઈ શકશે ? અમલ સિદ્ધાર્થ થાઓ કે ન થાઓ પણ હિંદી સ્ત્રીજાતિની ઉન્નતિ અર્થે પોતાથી થઈ શકે એવી દીર્ઘાયુ હિલચાલ આરંભવાનો અને ઉદ્દેશની સરળ અને સફળ સિદ્ધિ અર્થે તેમનામાં હળીમળી તેમની સ્થિતિ, રિવાજ, હાજત વગેરેની ખરેખરી માહિતી મેળવવાનો તેણીનો સંકલ્પ હતો. પ્રભુપ્રીત્યર્થે મનુષ્યસેવાનો ઉત્તમ પ્રસંગ પ્રાપ્ત થવાથી તેનું ખ્રિસ્તી હૃદય ઉપકારનત બની સંકલ્પના નિર્વાહ માટે ઘણીવાર પ્રભુપ્રાર્થના કરતું હતું. આવા મેળાવડાઓમાં સર્વે સુંદરીઓ સાથે સંલાપ કરતાં કોઈ હિન્દી સુંદરીઓનાં બુદ્ધિ, હૃદય, સંસ્કારિતા એવાં અપૂર્વ અને હૃદયંગમ લાગતાં કે વિલાયતમાં અનુભવની ગેરહાજરીમાં બાંધેલા ખોટા ખ્યાલો માટે તેને પસ્તાવો થતો. આવી સંસ્કારી સુંદરીઓનો સમાગમ થવાથી તેનો ઉત્સાહ વધતો અને જનોદ્ધારનું કર્તવ્ય ઉજ્જ્વળતાથી થઈ શકશે એવી નિરાંત થતી.

શાક્યસિંહ રાજમહેલમાંથી નીકળી કપિલવસ્તુની નગરચર્યા કરવા નીકળ્યા ત્યારે નાગરિકો જેવા પ્રસન્ન, સ્વસ્થ, ઉલ્લસિત, આરોગ્યવાન યુવાન, શ્રીમંત અને રાજભક્ત — શોક, ચિંતા, ઉદ્વેગ, રોગ, જૈફી, ગરીબાઈ, જુલ્મ વીસરી — થયા હતા અને તેમની વચમાંથી જતા શાક્યસિંહને વિશ્વનાં સંકટોથી અનભિજ્ઞ રાખવા શુદ્ધોદન રાજા તરફથી જેવી મહેનત લેવામાં આવી હતી તેવી જ મહેનત, દરકાર અને ખબરદારી ગવર્નરની નગરચર્યા વખતે કલેકટર અને કમિશનર લે છે અને પોતે પહેરાવેલાં ચશ્માંથી જેનું નિરીક્ષણ કરવા દેવું હોય તેનું કરવા દે છે. આ રવૈયો ફેરવવાની આકાંક્ષા ભૈરવનાથને વર્ષોથી હતી. ગઈ કાલે શહેરના એક આગેવાન તરીકે ગવર્નરની મુલાકાત કરવાનો શુભ અપેક્ષિત પ્રસંગ મળ્યો

ત્યારે પોતાના બુદ્ધિવૈભવ અને અનુભવસામર્થ્યથી ગવર્નર પર પ્રતાપી પ્રભાવ પાડ્યો અને પોતાનાં નગર અને પ્રાંતની જરૂરિયાતોની વિગતો કરતાં મૂળતત્ત્વો સમજાવ્યાં અને રૈયતના સાચા પરિચયમાં લાવી જરૂરિયાતોની વિવિધતા અને તેમને પહોંચી વળવાના ઉપાયો બતાવવા પોતાને બંગલે પધારવા નિમંત્રણ આપ્યું અને અંગ્રેજ અમલદારોને ગમતી વાત ન હોવા છતાં તે તેમની સંમતિથી સ્વીકારાવ્યું. દરેક મહેમાન સાથે ગવર્નરને ઓળખાણ કરાવડાવી અને લેવીમાં કુરનીસમાં જ સમાપ્ત થતા ઓળખાણ પેઠે ન કરતાં મહેમાનોના જીવનવ્યવહારની ટૂંકી પણ મર્મલ હકીકત વર્ણવીને વ્યવહારના પ્રશ્નોથી ગવર્નરને વાકેફ કર્યો. ગવર્નરને થાક તથા કંટાળો ન લાગે માટે બગીચામાં ફરતા ફરતા વનસ્પતિ, મૂર્તિવિધાનકળા, પ્રસાધન, સંગીત, સૃષ્ટિસૌંદર્યની મઝા માણતાં માણતાં કુનેહથી અને આવડતથી હેતુ પાર પાડ્યો. સરકારમાં 'સ્ટેટ્યુટરી સિવિલિયન' તરીકે અને પહેલા વર્ગના દેશી રાજ્યના એડ્‌મિનિસ્ટ્રેટર તરીકે મળેલા વહીવટી અનુભવમાં વેપાર–ઉદ્યોગની તાલીમ અને અનુભવનો સંભાર ભળેલો હોવાથી તેમ જ વ્યુત્પન્ન વિદ્વત્તા તથા અભિજાત સંસ્કારિતાને લીધે ગવર્નરને પોતા પર એવો આફરીન કરી નાંખ્યો કે કલેક્ટર અને કમિશનર તો જોઈ જ રહ્યા.

બુદ્ધિ માટે પ્રસાદનું લહાણું થતું હતું તેમ ઇન્દ્રિયો — સર્વે ઇન્દ્રિયોની તૃપ્તિ અર્થે ભિન્ન ભિન્ન તરેહની પણ લહાણી થતી હતી. બગીચામાં ઠેર ઠેર નાનાં ટેબલો અને ફરતી ત્રણ ત્રણ ખુરશીઓ ગોઠવ્યાં હતાં. સ્વચ્છ ધોયેલાં વસ્ત્રો પહેરેલા બ્રાહ્મણના છોકરાઓ હિન્દુઓને ઉપહાર જોઈએ તેમ તેમ પીરસતા હતા. યુરોપીયન અને મુસલમાનો માટે લાંબા ટેબલ પર ફિરંગીઓએ ઉપહાર પીરસ્યો હતો. ઉપહારમાં યુરોપીયન વાનીઓ ઉપરાંત અનેક દેશી વાનીઓ પણ પીરસવામાં આવી હતી. એ વાનીઓ યુરોપીયન મહેમાનોની પસંદગી પામી યજમાનને ધન્યવાદ અપાવતી હતી. દરવાજા પાસે લશ્કરી બેંડ વાગતું હતું અને એક ફુવારા નજીક દેશી વાજિંત્રો અકબરખાનની ઉસ્તાદીથી બેંડના જેવો સંવાદ ઉપજાવતાં હતાં. મનુષ્ય સમાગમથી અધિક કુતૂહલપોષક કે રસોત્પાદક કે વિનોદપ્રદ કાંઈ હોઈ જ શકે નહિ એવું માની ભૈરવનાથે મહેમાનોની મોજ ખાતર બીજો કાંઈ પણ બંદોબસ્ત નહોતો કર્યો. સંધ્યા પડતાં રોશની જાદુઈ ઝડપથી પ્રગટી નીકળી અને નૈસર્ગિક સૌંદર્યનો ભપકો પૂર મધ્યાહ્નમાં કરી દીધો.

સાડાસાત આઠને સુમારે સંતોષ, આનંદ અને આભારથી ઉભરાતાં હૈયે ગવર્નર, લેડી શેલી, અને બીજા મહેમાનો સૌ સૌને નિવાસે પધાર્યા. છેવટે આપ્ત હતાં તે રહ્યાં.

'હરકોર શેઠાણી ! આજ બહુ કૃપા કરી ! બાળકો પર ઓછી મહેરબાની નથી કરી ! આપનો પાડ કયે જન્મ વાળીશું ?' શેઠે આભારનો ઊમળકો કાઢ્યો.

'ભાઈ, તમારી મમતા અને સેનાનું હેત એવાં છે કે અર્ધી રાતે બોલાવો તો હાજર થાઉં. તેમાં આજે તો લાટસાહેબનાં મડમની સરભરા કરવાની હતી. આપણે એમની રૈયત છીએ પછી આવ્યા વિના ચાલે ? પાડ તમારો માનવાનો છે મારે. નહિ તો ક્યાંથી મડમને મળત હું ? બહુ જ ભલી અને અશરાફ છે બાઈ. હું આવી પ્રૌઢ વયની છું છતાં એમને મળતાં જ માનું હેત સાંભરી આવ્યું. સાક્ષાત્ જગદંબા પૃથ્વી પર અવતર્યાં હોય અને પોતાની દીકરીઓને પાંખમાં લેવા ફરતાં હોય એવો ભાવ થયો, ભાઈ, માનશો ? કેવું હેત ! કેવો વિવેક ! કેવી સુશીલતા ! કેવું સૌજન્ય ! ન હોય તો અમીરાઈ કહે છે કોને ? ખાનદાન તે ખાનદાન. ઉમ્મરે છે નાની પણ અક્કલે છે મોટી. માતાજી એનું કલ્યાણ કરો અને અખંડ સૌભાગ્ય રાખો અને સો દીકરાની મા બનાવો.' ડોસીમાનું, ઊમળકાના ટાયલાભર્યું ભાષણ સાંભળી ભૈરવનાથે તેની સરભરા કરવા માંડી : 'શેઠાણી ! આપે ઉપાહાર લીધો ને ? અથવા ચાલોને આપણે સાથે બેસીએ. ક્યાં ગઈ સેના ?'

'બીજે મેળાવડામાં ઉપાહાર લેતી નથી પણ અહીં તો ચોખ્ખી બામણિયા રસોઈ હતી એટલે પેટપૂર મેં તો ખાધું છે. માટે હવે તો રજા જ દ્યો. સેના ને ભાસ્વતી પણે ખાનગી ગુસપુસ કરે છે.'

શેઠે સેના, ભાસ્વતી, સંકલ્પકિશોરી, કુન્દલતા, અમરનાથ, સાહેબરામ, બાલકરામ, માતાદીન, શાસ્ત્રીજી વગેરે હાજર રહેલાંને ભેગાં કરી હરકોર શેઠાણીની હૂંફમાં રુચિ પ્રમાણે સૌને ભોજન કરાવ્યું. વાર્તાવિનોદ કરતાં સૌ છૂટાં પડ્યાં. સેના ભાસ્વતીને વળાવતાં વળાવતાં કાનમાં કહેવા લાગી : 'પશ્ચાત્તાપ જાણ્યા પછી રોષ રાખીશ મા.' તેણે પ્રત્યુત્તર દીધો : 'તેં ખાતરી આપી એટલે થયું, બાકી એની પાસે આવી રીતભાતની આશા નહોતી રાખી.' સહિયરો ગાડીમાં બેસવા જતી હતી પણ બાલકરામ માતાદીન સાથે વાતમાંથી નવરો નહોતો પડ્યો તે કુન્દલતાએ બૂમ મારી બોલાવ્યો. પાછાં વળતાં સેનાને કાને માતાદીનના શબ્દો અથડાયા : 'સાહેબરામ ભાસ્વતીને ચાહે છે.' હરકોર શેઠાણીને વળાવવા પિતાએ બોલાવવાથી ઝડપથી ચાલવા જતાં પછીના શબ્દો ન સંભળાયા. શાસ્ત્રીજીની સાથે સાહેબરામે પિતાપુત્રીની રજા લીધી. શાસ્ત્રીજીના સંસ્કૃત પઠનના રસમાં સેનાનું ઊતરી ગયેલું મોં તેણે જોયું નહિ તેમ બેઠેલો સાદ વિચિત્ર લાગ્યો નહિ.

[૫]

'સાહેબરામ ભાસ્વતીને ચાહે છે.' સંજીવનીનો નાથ પવિત્ર સાહેબરામ પરકીયા ભાસ્વતીને ચાહે એ અસંભવિત છે. સૂર્ય રાતે ઊગે તોપણ સંભવિત નથી. સ્નેહનો કળશ ઢળી ગયો છે. ત્યારે માતાદીન શું કહેતો હતો? પણ ક્યાં માતાદીન અને સાહેબરામ વયસ્ક છે કે આવી વાતો અન્યોન્યને જણાવી શકે? માતાદીન કરતાં તો બાલકરામ સાથે સાહેબરામને ગાઢ દોસ્તી છે. હશે ટીખળ પેલા ધીરજરામનું અને માતાદીન મારફત બાલકરામને આવી આવી અફવાઓ જણાવી હલકો પાડવો હશે સાહેબરામને. હા! સમજાયું, કાલે કોલેજમાં ભાસ્વતી અને એની સહાધ્યાયિનીઓને ગવર્નર જોવા જતાં સાહેબરામ, ધીરજરામ વગેરે અંતરાય થઈ પડ્યા અને તેથી ભાસ્વતી ખાસ કરી સાહેબરામ પર ચીડાઈ અને સાહેબરામને ગફલત માટે પસ્તાવો થયો વગેરે બાબતોને મળવી જોઈએ તેથી વધારે પ્રસિદ્ધિ મળી છે. કાલે રાત્રે કીર્તનમાં પણ પશ્ચાત્તાપને લીધે સાહેબરામ ભાસ્વતીની સામે વારે વારે જોઈ બળતા હતા. તેનો આ નિંદાખોરોએ અવળો અર્થ કર્યો હશે. પણ સાહેબરામ પર તો ધીરજરામ આફરીન છે; સાહેબરામને માટે એને માન અને સ્નેહ છે. સાહેબરામની અપકીર્તિ ફેલાવે એવો એ નથી. પણ અપકીર્તિ ફેલાવવાનો દોષ શા માટે દઉં છું? સાચી વાત હોય તો અસાવધ સાહેબરામની ચેષ્ટા પરથી ધીરજરામ જેવો દુનિયાનો પીધેલ વસ્તુસ્થિતિ કળી કેમ ન ગયો હોય? પણ તું આ શું કરે છે? સાહેબરામને તું નથી ઓળખતી? એ પારદર્શક જીવનમાં કદી તેં મલિનતા જોઈ છે? સંજીવની પરની એની પ્રીતિનો તને ક્યાં અનુભવ નથી? સાહેબરામ પત્નીવ્રતમાંથી ચળે એવો નથી. વખતે આમ નહિ હોય? બિચારી ભાસ્વતી પાછળ આખું ગામ આદું ખાઈ પડ્યું છે. ઊંચી કેળવણી લેવામાં જાણે મોટો ગુનો ન કરતી હોય તેમ લોકો એને બેજાર અને હેરાન હેરાન કરી નાંખે છે. સાહેબરામ કરતાં એની બેઆબરૂ કરવાનો એના દુશ્મનોએ આ દાવ નાંખ્યો નહિ હોય? સંભવિત લાગે છે. એમનું શાસ્ત્ર પુરુષોને સ્ત્રી કરતાં અધિક છૂટ આપે છે. સ્ત્રીની નાની સરખી ભૂલ મહાપાતક સમાન લેખે છે. માટે આ કિંવદંતી સાહેબરામ સામે નહિ પણ ભાસ્વતી સામે જ લાગે છે. ભાસ્વતી પર મને દયા આવે છે. એને આવામાંથી બચાવવી જોઈએ. કાલે સાહેબરામ મળે કે તરત જ આ વાત કહી ભાસ્વતીને ઇન્સાફ અપાવીશ, અને એની પવિત્રતા જગમાં જાહેર કરાવીશ. પણ સાહેબરામ તારી યોજના અમલમાં મૂકશે? અલબત્ત મૂકશે જ: મારો બોલ પડ્યો રહેવા દીધો નથી અને મારી ઇચ્છાઓ આજ્ઞા પેઠે અમલમાં મૂકી છે.

આજે જ ખીજવાયેલી ભાસ્વતીને શાંત પાડી સાહેબરામ પરનો રોષ દૂર કરાવ્યો. હવે આ અપવાદ એને કાને જાય તો પછી એ નાગણ કેવી છંછેડાશે? ને છંછેડાય તેમાં એનો શો વાંક? દુનિયાએ પજવી પજવી એને જનતાદ્વેષી (misanthrope) બનાવી દીધી છે. ભાસ્વતી અને હું સાથે અલક દલક રમતાં. અમારી મૈત્રી ઘોડિયામાંથી છે. સાહેબરામ મારા પિતાના અત્યંત વહાલા સામંત છે. ભાઈ વગરની સેનાના ભાઈ છે. સગા ભાઈથી પણ વધારે સગા ભાઈ છે. ભાઈ અને બહેનપણી વચ્ચે વૈમનસ્ય અને તે પણ કાંઈ પણ આધાર વગર થાય તે કેમ સાંખ્યું જાય મારાથી? બનતું કરી એખલાસ કરાવીશ બન્ને વચ્ચે અને નિંદાખોરોનાં કાળાં મોં શામળાં જ રહે એવી યુક્તિ કરીશ.' રાત્રે સૂતા પછી આવા વિચારો સેનાને આવ્યા અને એની ધૂનમાં છેક મોડી રાતે ઊંઘી. સારા દિવસનો થાક પણ આ વ્યગ્રતામાં ક્યાં જતો રહ્યો તે જણાયું નહિ.

શ્રાવણ કૃષ્ણપક્ષનો આરંભ હતો. સુભાગ્યે દિવસે વરસાદે ભૈરવનાથ પર મહેરબાની કરી એમનો મેળાવડો પલાળ્યો નહોતો. પણ મધ્યરાત્રિ થતાં વાતાવરણનું ઔષ્ણ્યમાન (temperature) ઊતરી ગયું અને એકદમ ઠંડક થઈ ગઈ. ભયંકર રાક્ષસી વાદળાંઓ ક્ષિતિજમાંથી નીકળી આવ્યાં અને ચંદ્રમા તથા નક્ષત્રોને ગળી રાહુ અને કેતુના ગ્રહણથી પણ વધારે ગમગીની ફેલાવાવા લાગ્યાં. ચંદ્રે પણ વાદળી સાથે ખેલ ખેલવા માંડ્યા. સ્થાને રહી, આવે તેની સાથે ભાત ભાતની વિનોદમોજ માણવા માંડી. કોઈ વાદળીના અંતરમાં સાવ સંતાઈ જતો તો કોઈ વાદળીમાંથી છૂપો છૂપો ઝાંખો થઈ ગયેલો દેખાતો. કોઈ વાદળી પર ખુશ થતો તો તેને આખી રૂપેરી બનાવતો તો કોઈના કોરછેડા રૂપેરી પ્રકાશથી ચળકતા કરતો. ભેજવાળી હવામાં તરતો તરતો પોતાની આસપાસ પ્રકાશનું કુંડાળું કરી જાણે એવી આગાહી આપતો હતો કે વરસાદ ખેંચી અહીં એકઠો કરવામાં આવ્યો છે અને હમણાં જ મારાં બાણ છોડું છું કે તરત વરસાદ તૂટી પડવાનો છે. અને થયું પણ તેમ જ. ફરફર શરૂ થઈ ન થઈ ત્યાં તો કાળી વાદળીઓ ધોધબંધ વરસવા મંડી. સર્વત્ર જળ અને પૃથ્વીના મેળાપથી ગીતનો નિનાદ ગાજી રહ્યો હતો તેમાં ગર્જના સોતા કડાકા અને વીજળીઓના ઝબકારા થવા લાગ્યા. નિમિષમાં વાદળાંઓના ઉદરને ચીરતી વીજળીની વાંકીચૂંકી લતા ઝબકી અપૂર્વ દર્શન કરાવતી. જ્યારે વિદ્યુલ્લતાને બદલે વીજળીના ચંદરવો દુનિયા પર પથરાતો ત્યારે અંધકારમાં સંતાઈ રહેલી જડચેતનની સંસ્થિતિનું જેને દર્શન થતું તે એ દર્શનની ભવ્યતા અને અપૂર્વ સુંદરતા જોઈ આશ્ચર્યચકિત થતું.

કામથી થાકેલી, છતાં મેળાવડાની વિજયસિદ્ધિથી ઉલ્લાસ પામેલી, કિંવદંતીથી ગભરાયેલી છતાં સ્નેહીઓનાં શીલ પરના વિશ્વાસથી શાંત થયેલી સેના સ્વપ્નથી વિચારશૂન્ય થઈ હોય તેમ સફાળી ઊઠી પલંગ પર બેસી રહી અને સામે બારીના કાચમાંથી જલધારા પડતી અને ચંદ્રપ્રકાશ તથા વિદ્યુતપ્રકાશને સાકમારી રમતાં જોઈ રહી. એની ઇંદ્રિયો બહેર મારી ગઈ હોય તેમ સૂનમૂન બેસી જ રહી. કુદરતની સહચરી સેનાને આજે તેના સહવાસમાં ઊર્મિ ઊઠી નહિ. હાથે આંખો ચોળી જાગૃત કે નિદ્રામાં છું તેની ખાતરી કરતી હતી? પણ ત્યારે હાથેં મોં ઢાંકી મગજમાંથી કાંઈ ખંખેરતી હોય તેમ ડોકું શા માટે આમતેમ હલાવતી હતી? આખરે જડ દેહમાં ચેતન આવ્યું. પલંગમાંથી ઊભી થઈ ખુરસી પરથી શાલ લઈ ઓઢી શયનખંડમાં ફરવા લાગી. ફરતાં ફરતાં ચિત્તની વ્યગ્રતા સ્પષ્ટ જણાતી હતી. બહાવરાપણું સંકેલી સ્વસ્થતા લાવવા બારી ઉઘાડી મેઘસૌંદર્ય નિહાળવા લાગી. પણ આજે ઇંદ્રિયો કોઈ અંતર્વ્યાપારમાં એવી ગૂંથાયેલી હતી કે બાહ્યવ્યાપારમાં તદ્દન બેપરવા જ નીવડી. આખરે મનના અને શરીરના થાકથી થાકી પડી ખુરસી પર. ઘડિયાળમાં બે ટકોરા થયા. કાલદંડે જાણે એની આંધી જાદુની ફૂંકથી ઉરાડી હોય તેમ આરામથી ખુરશી પર સૂતી સૂતી પોતાના વિચાર–શકલો સંકલિત કરી સ્વપ્ન સંભારવા લાગી. રફતે રફતે સ્વપ્નની વિગતે વિગત સ્મૃતિએ ઘાટવાર રૂપમાં ગોઠવી. ગોઠવાયલા રૂપનું સમગ્ર વિમર્શન સેના કરવા લાગી.

‘આજ મારી વાડીની શોભા કેટલી બધી દિલપઝીર છે! પણ એ શોભા દર્શનમાં શી વ્યથા આ! સેના, તારામાં સ્નેહ છે? કેવો વિચિત્ર સવાલ! મારામાં સ્નેહ નથી? પૂછો મારા પિતાને. ભાડીની ખોટ પડવા દીધી છે મેં એમને? ગાંડી! પ્રવંચના જવા દે. પિતા – પુત્રીના સ્નેહનો પ્રશ્ન નથી. સ્ત્રીપુરુષના જાતિગત (sexual) પ્રણય–સ્નેહ વિશે સવાલ છે. સમજી. પણ—હિન્દુ સ્ત્રીના જીવનમાં આવો સવાલ સંભવે ખરો? પાછી પ્રતારણા. ચાલ સીધો સવાલ પૂછું. પાંસરે પાંસરો ઉત્તર આપજે. અમરનાથને તું ચાહે છે? અમરનાથ સાથે હું પરણી છું. તમને બંનેને સંગળફેરા ફરતાં દુનિયા આખીએ જોયા હતા એટલે એ કાંઈ ગુપ્ત વાત નથી કે તું પ્રકટ કરે છે. દાંપત્યજીવન ગાળ્યા અગાઉ હિન્દુ રમણીને સ્નેહની શી ખબર પડે? સેના! તું સાધારણ હિન્દુ રમણી છે? જરા પ્રામાણિકપણે તારું દિલ ખોજ. તારા દાદાના અવસાન પછી રાજ્યની નોકરીમાંથી તારા પિતાએ આવી આહીં નિવાસ કર્યો ત્યારથી અમરનાથ ઘણુંખરું તારે ત્યાં જ રહે છે ને? હા, રહે છે. અને મારા પિતાના

હાથ નીચે તાલીમ લે છે. એ તાલીમમાં તારો સ્વાર્થ છે કે તારા પિતાનો એકલાનો છે? સ્વાર્થ? અલબત્ત છે જ. પતિ દૈવતની સંસ્કારિતા હિન્દુ રમણીના સૌભાગ્યને ઉજ્જવળ નથી કરતી? બડી બડી બાત રહેવા દે. ઝીણા સવાલ પૂછવા જ પડશે. તારા જેવી સુશિક્ષિત સંસ્કારી કન્યાને સ્નેહના સ્વરૂપની પિછાન જ નથી એવું કેમ મનાય? કબૂલ; અનુભવ નહિ હોય. પણ તારું જીવન સાધારણ હિન્દુ રમણી જેવું નથી. જ્યારે તેના હૃદયમાં સ્નેહનો આવિર્ભાવ થાય છે ત્યારે તેનું પાત્ર થનાર હાજર હોય છે. લગ્નથી સંબંધી થયેલા પતિ પર તેનો સ્નેહ આસક્ત થાય છે. મારો સ્નેહ જાગશે ત્યારે તે પણ તેનું કુદરતી પાત્ર શોધશે. શું ખરું કહે છે કે જાગ્યો જ નથી? ત્યારે શું ખોટું બોલું છું? તને તારા પિતાથી ભિન્ન કોઈનો સહવાસ અતિ પ્રિય છે? તેના આગમનથી પ્રભાતના સૂર્યોદયથી જેવી પૃથ્વી પ્રસન્નોત્સાહી થાય તેવી તું નથી થતી? ઘણીવાર આગમનની રાહ જોતી ઝંખતી નથી? જિંદગીની પળેપળ વિષયે-વિષયમાં તેનું સ્મરણ નથી થતું? થતું હશે પણ તેનું છે શું? અમરનાથ માટે તને આવું થાય છે? હજુ અમારો સમાગમ ઓછો છે. મારા વ્રતના પાલન માટે મને એટલો બધો આગ્રહ છે કે હાલ હું સમાગમ વધારતી નથી. રખેને નબળાઈથી વ્રતભંગ થાય તો? હિન્દુ રમણીનો ઇષ્ટદેવતા પતિ છે અને વ્રતસ્થ સ્ત્રી પતિથી દૂર ભાગે એ આજે સાંભળ્યું. શું? તમે આવી વાતો કરનાર છો કોણ? ભાગો અહીંથી. નથી વાત કરવી તમારી સાથે મારે.' — આમ વચકાઈ હોય તેમ શાલમાં મોં ઢાંકી દીધું પણ વિચારો ધકેલ્યા ધકેલાય એમ નહોતું. અનિચ્છા છતાં તેમનો વેગ ચાલુ જ હતો. લાચારીથી તેમને વશ થઈ ભાગ્યપરાયણ પરિણામની રાહ જોવા લાગી. 'મૂંઝાઓ મા. સેનાબહેન! કોનો અવાજ? સાહેબ — ના પણ અર્ધી રાતે મારા શયનખંડમાં ક્યાંથી એ? સેના? પકડાઈ તું. તારું રહસ્ય ખુલ્લું થઈ ગયું. તારું દિલ કોનું રટણ કરે છે? દિલને દગો ન દે. બસ, હવે કહેવાનું છે? કેવો હીચકારો આરોપ? નાનપણથી પિતાની હું સહચરી છું. તેના ઉચ્ચ–ગ્રાહો, અભિલાષો, વાંછનાઓની જેટલી હું વાકેફગાર છું તેટલું કોઈ નથી. એ સર્વને પોષે અને મૂર્ત કરે એવી શક્તિ સાહેબરામમાં પિતાએ જોઈ અને તેને પોતાના નિકટ સંબંધમાં લીધો. હવે સ્વાભાવિક રીતે મારા પિતાના સાથમાં અમે પણ પરિચયમાં આવીએ જ. અમારા પિતાપુત્રી જેવો જ એને ને મારે ભાઈ–બહેનનો સંબંધ જામતો જાય છે. વર્ષ પછી એ વિલાયત જશે અને હું પણ વ્રત સમાપ્ત થયે સંસારમાં પડીશ અને પતિ તથા અપત્યમાં સ્નેહ જાગશે ત્યારે તેની લહાણી કરીશ. મારા પતિની ઇચ્છા હશે તો લોકસેવામાં ઉદ્યુક્ત થઈશ અને થઈશ તો જ અમારો

સમાગમ રહેશે. બાકી બંનેના માર્ગ નિરાળા છે. હું પરણેલી છું અને ભૈરવ-નાથની દીકરી છું. તે પણ પરણેલો છે અને પત્નીનો વહાલો નાથ છે. માટે આવા પાપી વિચારોને પાપનું કંદન કરનાર અંતઃકરણ! તું ક્યારનું સ્થાન આપતાં શીખ્યું? હું શીખ્યું નથી. કસોટી કાઢવા મારે સેતાનની સાથે પણ મહોબ્બત રાખવી પડે છે. ઠીક, પણ તેથી અકળાવીશ મા મને!!'

ખુરશી પરથી એકદમ કૂદી પાસેના ખંડમાં જઈ મોં ધોયું અને વસ્ત્રો ઠીકઠાક કર્યાં. શયનખંડના ગાલીચા પર બેસી ગઈ અને ધ્યાનનિષ્ઠ થઈ સ્તોત્ર ગણગણવા માંડી. વરસાદ પણ મોળો પડ્યો હતો. કર્કશતા કોમળ મધુરતામાં ફેરવાઈ ગઈ હતી. નિનાદને સ્થાને મીઠા મંદ સૂર થતા હતા. સ્તોત્રપઠનમાંથી સેના પ્રાર્થના કરવા લાગી. ધ્યાનમાં એકતાર થઈ ગઈ.

'હાશ! હવે સ્વસ્થ થઈ. મન પણ દુશ્મન જેવું છે. એક અપવાદ નિર્મૂલ કરવા તત્પર થઈ છું ત્યાં બીજો ઊભો કર્યો. પ્રભુએ શક્તિ આપી છે હવે મનની પણ સામે થવામાં. પ્રભુનું સહાય છે પછી જખ મારે છે સેતાન. અહો ચાર વાગશે? કલાક પછી તો ઊઠવાનો વખત. હવે સૂઈને શું કરું? ઊંઘ આવે તો સૂઈ જઉં અને વખત થયે જાગીશ. ઉજાગરાથી તબિયત બગડશે.' નિશ્ચય પર આવતાં જ પથારી બરાબર કરી સૂતી. સૂતી ત્યાં જ નિદ્રા આવી અને એવી ગાઢ આવી કે પાંચના ટકોરા પણ સંભળાયા નહિ. 'સાડા પાંચ થયા પણ સેના કેમ ન આવી હજુ? કાલનો થાક લાગ્યો હશે તેથી સૂઈ રહી હશે. થાક લાગો કે ન લાગો પણ સેનાનું નિયમિત જીવન નિયમભંગ કરતું નથી. તબિયત તો નહિ બગડી હોય?' ચિંતા થતાં જ ભૈરવનાથ ગ્રન્થાલયમાંથી ઊઠ્યા અને પુત્રીના શયનખંડ ભણી ગયા. ત્યાં સર્વ શમશમાકાર હતું. ધીમે રહી બારણું ઉઘાડી અંદર પ્રવેશ કર્યો તો સેના શાંત નિદ્રામાં પોઢેલી હતી. નિદ્રાની શાંત પ્રસન્નતાને બદલે મોં પર વ્યગ્રતા હતી. સંતોષ ને અભિમાનથી પોતાની પ્રતિ-કૃતિ નિહાળતો પિતા ઊભો છે ત્યાં સેનાના હોઠ હાલ્યા: 'સાહેબરામ'

સેનાને ઉઠાડવી જોઈશે. આજે અત્યારે સાહેબરામ અને એ બન્ને હોડીમાં જવાનાં છે. ભલું ઊંઘમાં એને યાદ રહ્યું છે. 'બહેન! સેના! ઊઠો. પોણા છ થવા આવ્યા.'

'કોણ પિતાજી! પ્રણામ છે. આજે વેળાસર ઉઠાયું નહિ. રાતે ઊંઘ ઊડી ગઈ હતી.'

'રાતે વરસાદનું તોફાન જેવું તેવું નહોતું. ઊંઘમાં ખલેલ પડે એવું જ હતું. તબિયત સારી છે ને?'

'જી હા ! પધારો આપ. હું નાહી ધોઈ સજ્જ થઈ આવું છું અબઘડી.'

'દાસી પાણી પણ ઊનું મૂકી ગઈ છે, તૈયાર થઈને આવ. સાડા છએ સાહેબરામ આવવાનો છે?'

'સાહેબરામ આવશે ત્યાં તો હું આવી પહોંચું છું.' સેનાએ પિતાને વિદાય કર્યા.

'છે શું ? જ્યાં ત્યાં સાહેબરામની જ વાત? પાછી ભૂલ કરી ને? સાહેબ-રામ પર પિતાજીની એટલી બધી પ્રીતિ વધતી જાય છે કે એના રટણ વગર એમની એક ક્ષણ પણ નહિ જતી હોય. પણ સેના ! તારા પિતાનું સ્નેહદ્રવ્ય લઈ લેનાર સાહેબરામ પર તને અદેખાઈ નથી આવતી ? અદેખાઈ !'

'ભૈરવનાથના કુટુંબમાં તેનો વસવાટ જ નથી. સ્નેહની લહાણીમાં જેવી મઝા છે તેવી ઇજારામાં નથી.' આ અને એવા બીજા વિચાર કરતી સેના નાહી ધોઈ પરવારી. વસ્ત્રો પહેરવાના ખંડમાં ગઈ. આજે શું પહેરું ? ઠંડક છે. ગરમ કપડાં પહેરવાં પડશે. અરે વિસરી જ ગઈ. 'રીગેટા માટે આજે અમારે 'પ્રેક્ટિસ' કરવાની છે ને ? તેમાં જ પિતાજીએ કહ્યું કે સાહેબરામ હમણાં આવશે. જોઉં કેટલા વાગ્યા છે? સાડા છ થયા. આવી ગયા હશે, ઉતાવળથી કપડાં પહેર્યાં; અને દાસી પાસે પ્રસાધન ન કરાવતાં હાથે જ કરી લીધું. બહાર જવા બરાબર સજ્જ થઈ, નીચે ઊતરી ગ્રંથાલયની બાજુના ભોજનખંડમાં ગઈ તો પિતા પતિ અને સાહેબરામની રાહ જોતા બેઠા છે.

અમરનાથ અને સાહેબરામને સાથે જોતાં જ રાતનાં ભૂત ઊસરાયાં. ઘણુંયે ચિત્ત ગમ્મતમાં રોકવા પ્રયત્ન કર્યો પણ અનાયાસે બંનેનો મુકાબલો થવા લાગ્યો. દરેક સરખામણી સાહેબરામના લાભમાં ઊતરવા લાગી.

'કેમ ! અમરનાથ ! આવો છો જલની સહેલગાહે ?' સાહેબરામે પૂછ્યું.

'ના, ભાઈ ! આજની ઠંડી મારાથી સહેવાશે નહિ. ઠંડા પવનમાં હોડીમાં ફરવા આવું તો માંદો પડીશ પાછો.'

અચિંતવ્યું સેનાને હસવું આવ્યું પણ ચતુરાઈથી ખાળી રાખ્યું. સાહેબ-રામની તીક્ષ્ણ નજર જ તે ભાળી ગઈ.

'તમે આજ ક્યાં લગી જવાના છો ?' શેઠે પ્રશ્ન કર્યો.

'જી, આપણા ઘાટ પરથી નીકળી ફેર્બ્સ ઘાટ જઈશું અને ત્યાંથી બાલક-રામને લઈ લેશું. અને શાસ્ત્રીજી તથા હરકોર શેઠાણી આવી શકશે તો તેમને પણ સાથે લેવા વિચાર છે. અમરનાથ આવશે તો મઝા વધારે પડશે.' સાહેબ-રામે ઉત્તર વાળ્યો.

સમાગમ રહેશે. બાકી બંનેના માર્ગ નિરાળા છે. હું પરણેલી છું અને ભૈરવનાથની દીકરી છું. તે પણ પરણેલો છે અને પત્નીનો વહાલો નાથ છે. માટે આવા પાપી વિચારોને પાપનું કંદન કરનાર અંતઃકરણ! તું ક્યારનું સ્થાન આપતાં શીખ્યું? હું શીખ્યું નથી. કસોટી કાઢવા મારે સેતાનની સાથે પણ મહોબત રાખવી પડે છે. ઠીક, પણ તેથી અકળાવીશ મા મને!!'

ખુરશી પરથી એકદમ કૂદી પાસેના ખંડમાં જઈ મોં ધોયું અને વસ્ત્રો ઠીકઠાક કર્યાં. શયનખંડના ગાલીચા પર બેસી ગઈ અને ધ્યાનનિષ્ઠ થઈ સ્તોત્ર ગણગણવા માંડી. વરસાદ પણ મોળો પડ્યો હતો. કર્કશતા કોમળ મધુરતામાં ફેરવાઈ ગઈ હતી. નિનાદને સ્થાને મીઠા મંદ સૂર થતા હતા. સ્તોત્રપઠનમાંથી સેના પ્રાર્થના કરવા લાગી. ધ્યાનમાં એકતાર થઈ ગઈ.

'હાશ! હવે સ્વસ્થ થઈ. મન પણ દુશ્મન જેવું છે. એક અપવાદ નિર્મૂલ કરવા તત્પર થઈ છું ત્યાં બીજો ઊભો કર્યો. પ્રભુએ શક્તિ આપી છે હવે મનની પણ સામે થવામાં. પ્રભુનું સહાય છે પછી જખ મારે છે સેતાન. અહો ચાર વાગશે? કલાક પછી તો ઊઠવાનો વખત. હવે સૂઈને શું કરું? ઊંઘ આવે તો સૂઈ જઉં અને વખત થયે જાગીશ. ઉજાગરાથી તબિયત બગડશે.' નિશ્ચય પર આવતાં જ પથારી બરાબર કરી સૂતી. સૂતી ત્યાં જ નિદ્રા આવી અને એવી ગાઢ આવી કે પાંચના ટકોરા પણ સંભળાયા નહિ. 'સાડા પાંચ થયા પણ સેના કેમ ન આવી હજુ? કાલનો થાક લાગ્યો હશે તેથી સૂઈ રહી હશે. થાક લાગો કે ન લાગો પણ સેનાનું નિયમિત જીવન નિયમભંગ કરતું નથી. તબિયત તો નહિ બગડી હોય?' ચિંતા થતાં જ ભૈરવનાથ ગ્રન્થાલયમાંથી ઊઠ્યા અને પુત્રીના શયનખંડ ભણી ગયા. ત્યાં સર્વ શમશમાકાર હતું. ધીમે રહી બારણું ઉઘાડી અંદર પ્રવેશ કર્યો તો સેના શાંત નિદ્રામાં પોઢેલી હતી. નિદ્રાની શાંત પ્રસન્નતાને બદલે મોં પર વ્યગ્રતા હતી. સંતોષ ને અભિમાનથી પોતાની પ્રતિકૃતિ નિહાળતા પિતા ઊભો છે ત્યાં સેનાના હોઠ હાલ્યા: 'સાહેબરામ'

સેનાને ઉઠાડવી જોઈશે. આજે અત્યારે સાહેબરામ અને એ બન્ને વાડીમાં જવાનાં છે. ભલું ઊંઘમાં એને યાદ રહ્યું છે. 'બહેન! સેના! ઊઠો. પોણા છ થવા આવ્યા.'

'હાજી પિતાજી! પ્રણામ છે. આજે વેળાસર ઉઠાયું નહિ. રાતે ઊંઘ ઊડી ગઈ હતી.'

'રાતે વરસાદનું તોફાન જેવું તેવું નહોતું. ઊંઘમાં ખલેલ પડે એવું જ હતું. તબિયત સારી છે ને?'

'જી હા ! પધારો આપ. હું નાહી ધોઈ સજ્જ થઈ આવું છું અબઘડી.'

'દાસી પાણી પણ ઊનું મૂકી ગઈ છે, તૈયાર થઈને આવ. સાડા છએ સાહેબરામ આવવાનો છે?'

'સાહેબરામ આવશે ત્યાં તો હું આવી પહોંચ્યું છું.' સેનાએ પિતાને વિદાય કર્યા.

'છે શું ? જ્યાં ત્યાં સાહેબરામની જ વાત? પાછી ભૂલ કરી ને? સાહેબ-રામ પર પિતાજીની એટલી બધી પ્રીતિ વધતી જાય છે કે એના રટણ વગર એમની એક ક્ષણ પણ નહિ જતી હોય. પણ સેના! તારા પિતાનું સ્નેહદ્રવ્ય લઈ લેનાર સાહેબરામ પર તને અદેખાઈ નથી આવતી ? અદેખાઈ!'

'ભૈરવનાથના કુટુંબમાં તેનો વસવાટ જ નથી. સ્નેહની લહાણીમાં જેવી મઝા છે તેવી ઇજારામાં નથી.' આ અને એવા બીજા વિચાર કરતી સેના નાહી ધોઈ પરવારી. વસ્ત્રો પહેરવાના ખંડમાં ગઈ. આજે શું પહેરું ? ઠંડક છે. ગરમ કપડાં પહેરવાં પડશે. અરે વિસરી જ ગઈ. 'રીગેટા માટે આજે અમારે 'પ્રેક્ટિસ' કરવાની છે ને ? તેમાં જ પિતાજીએ કહ્યું કે સાહેબરામ હમણાં આવશે. જોઉં કેટલા વાગ્યા છે? સાડા છ થયા. આવી ગયા હશે, ઉતાવળથી કપડાં પહેર્યાં; અને દાસી પાસે પ્રસાધન ન કરાવતાં હાથે જ કરી લીધું. બહાર જવા બરાબર સજ્જ થઈ, નીચે ઊતરી ગ્રંથાલયની બાજુના ભોજનખંડમાં ગઈ તો પિતા પતિ અને સાહેબરામની રાહ જોતા બેઠા છે.

અમરનાથ અને સાહેબરામને સાથે જોતાં જ રાતનાં ભૂત ઊભરાયાં. ઘણુંયે ચિત્ત ગમ્મતમાં રોકવા પ્રયત્ન કર્યો પણ અનાયાસે બંનેનો મુકાબલો થવા લાગ્યો. દરેક સરખામણી સાહેબરામના લાભમાં ઊતરવા લાગી.

'કેમ ! અમરનાથ ! આવો છો જલની સહેલગાહે ?' સાહેબરામે પૂછ્યું.

'ના, ભાઈ ! આજની ઠંડી મારાથી સહેવાશે નહિ. ઠંડા પવનમાં હોડીમાં ફરવા આવું તો માંદો પડીશ પાછો.'

અચિંત્યું સેનાને હસવું આવ્યું પણ ચતુરાઈથી ખાળી રાખ્યું. સાહેબ-રામની તીક્ષ્ણ નજર જ તે ભાળી ગઈ.

'તમે આજ ક્યાં લગી જવાના છો ?' શેઠે પ્રશ્ન કર્યો.

'જી, આપણા ઘાટ પરથી નીકળી ફૈર્બ્સ ઘાટ જઈશું અને ત્યાંથી બાલક-રામને લઈ લેશું. અને શાસ્ત્રીજી તથા હરકોર શેઠાણી આવી શકશે તો તેમને પણ સાથે લેવા વિચાર છે. અમરનાથ આવશે તો મઝા વધારે પડશે.' સાહેબ-રામે ઉત્તર વાળ્યો.

'જાઓ, ફત્તેહ કરો. અમરનાથની તબિયત હમણાં જ કાંઈ ઠેકાણે આવી છે. એટલે આવવાની ના પાડે છે તે વાજબી છે. અમરનાથ ! બરાબર સુવાણ થયે તમે આ કસરત કરશો તો શરીરને સારો ફાયદો થશે.'

'વૈદ્યરાજજી કહેતા હતા કે બહારની હવા શરીરને સદતી નથી માટે ઘરમાં 'સેન્ડો'ની સહેલી કસરતથી શરૂઆત કરવી અને વધારે ખોરાક ખાવાની રુચિ થાય એવી દવા આપી છે. આજથી એ પ્રમાણે કરીશ. તરવામાં, હોડી ફેરવવામાં વળી જીવનું જોખમ રહ્યું છે.'

અમરનાથનું બીકણપણું જોઈ શેઠને ખેદ થયો છતાં શરીર સુધારવાની તેની કાળજી માટે ધન્યવાદ આપી તેની યોજનાને પોતાની સંમતિ બતાવી. સસરા–જમાઈ વાતે વળગ્યા તે દરમ્યાન સેના અને સાહેબરામ સૌને નમન કરી બંગલા બહાર નીકળી ઘાટ પરથી ઊતરી નદીકાંઠે ડક્કા પર ગયાં.

[ ૬ ]

બે કાંઠાની મધ્યમાં નદીનો પ્રવાહ વહ્યો જતો હતો. કાંઠા પરનાં મકાનો અને વૃક્ષોની છાયા જલહૃદય પર પડી હતી અને પવનથી હાલતા પાણીની સાથે હાલતી હતી. સૂર્યોદય થઈ જવાથી જલ પર પ્રકાશ પથરાઈ રહ્યો હતો. પ્રભાતનો ઉત્સાહ જડચેતન સૃષ્ટિમાં તનમનાટ ફેલાવી રહ્યો હતો.

હલેસાં લઈ બન્ને સુહૃદ હોડીમાં બેઠાં. શયનખંડમાંથી નીકળી ડક્કા પર આવ્યાં ત્યાં લગી દરેક જણ વિચારનિમગ્ન હોય તેમ મૂગાં મૂગાં ચાલ્યાં. હલેસાંની પસંદગી વખતે વાણીનો વિનિમય થયો. શા વિચારમાં બન્ને લીન થયાં હતાં ?

અમરનાથે સહેલગાહે આવવાની ના પાડી તેથી સેના હસી તે સાહેબરામને રુચ્યું નહિ. સાહેબરામ કયા જમાનાનો હતો ? સ્ત્રીને મન પતિ નિરંતર દેવ જ રહેવો જોઈએ ? મનુષ્ય ન જ થવો જોઈએ ? હાસ્યોત્પાદક અસંગતિના અનુભવકાલે હાસ્યને ખાળી જ રાખવું જોઈએ ? પૂજ્યના ઉપહાસને વિનયપરાયણ જીવનમાં સ્થાન નથી. પણ સેનાનો સ્વભાવ હસમુખો અને ખુશમિજાજ નથી ? અમરનાથને ઠેકાણે ભૈરવનાથ હોય તોયે હસ્યા વિના તે ન રહેત. ત્યારે દોષ શા માટે દઉં છું ! સેના જેવી વિદુષી, વિદગ્ધ, સંસ્કારી, મહેચ્છુ, શક્તિમતી પત્નીનો દેવ થવાની યોગ્યતા અમરનાથમાં નથી તેથી સેના તેના તરફ બેદરકાર રહે છે. અલબત્ત તદ્દન ઉપેક્ષા તેની કરતી નથી એટલે તેનાથી છૂટવાનો — વિદ્રોહ જન્મવાનો — સમય દૂર છે. ભૈરવનાથની કેળવણીએ એ દૂર રાખવો જ જોઈએ. પણ સેના જેવી સંપન્ન સુંદરી પોતાની સ્થિતિ ઉલટાવી નાંખે અને અમરનાથને સ્થાને પોતાને મૂકે ને પોતાને સ્થાને તેને મૂકે — પછી અયોગ્ય

પત્ની સાથે સંસાર માંડતા પતિની કલ્પના કરી લે તો? ત્યારે જ એની આંખ ઊઘડે અને અત્યારે વિષમ લાગતું જીવન કેવી રીતે શાંતિથી ગાળવું તેની સમજ આવે. અરે! ભૂલી કેમ જાય છે સ્ત્રી અને પુરુષના જાતિગત જીવનના ભેદમાં? વિષય વિષમ છે. એમાં પડીશ તો કર્તવ્ય થશે નહિ અને સાથે આવેલી સેના ચિત્તભ્રમ ધારશે. આમ અવાક્ આવવાનું અદાક્ષિણ્ય આજે જ આચરાયું.

પણ સેનાને આજે સાથીનું મૌન સાલ્યું નહોતું. સાહેબરામ અને અમરનાથને સાથે જોતાં જ રાત સાંભરી આવી. જાતજાતના વિચારોમાં તે ગૂંચવાતી જતી હતી: હું પરણેલી છું. મારા પતિ સાથે મારે મારી જીવનયાત્રા ગાળવાની છે. કાળજીથી પિતાએ મને ભણાવી ગણાવી સંસ્કારી બનાવી છે. મારા પતિની કેળવણી અમારા જેવી અશિક્ષિત નાતમાં સાધારણ હોય એમાં નવાઈ નથી. પણ પિતાશ્રી એમને સંસ્કારી બનાવવા નાના પ્રકારના ઉપાય યોજે છે. ઉપાયોથી વવાયેલાં બીજ મારા સહવાસમાં પાંગરશે. પણ અત્યારથી જ કેમ તું ધ્યાન નથી આપતી? તારા પતિથી તું અસંતુષ્ટ છે એવો અપવાદ લોકોમાં કેમ ફેલાવા દીધો છે? ખરે જ! હું બહુ બેદરકાર રહી છું. પિતાએ આજ લગી આપેલા સહવાસે એવા સહવાસની રસીયણ બનાવી છે અને તેના વિના જરાયે ગોઠતું નથી. વળી પિતાની ઇચ્છા છે કે સ્વર્ગસ્થ માતાનું સ્થાન મારે પૂરવાનું છે. એમની મહેફિલમાં આવતાં સ્ત્રીપુરુષોનું વ્યાવહારિક જ નહિ પણ બુદ્ધિગત આતિથ્ય મારે કરવાનું છે. ગુજરાતના ઉત્તમ જનોને આકર્ષવાના છે અને તેમના બુદ્ધિહૃદયમાં રહેલી સંપત્તિનો વિકાસ કરાવી ગુજરાતની પ્રગતિ ધપાવવાની છે. પત્ની કરતાં પુત્રીના ધર્મો વિશેષ બજાવવાના છે મારે. વળી પતિના અધિક સહવાસમાં આવતાં વ્રતભંગ થવાની દહેશત છે. મારી સંસ્કારી વાંચ્છનાઓ પિતાના શાગિર્દો (સાગરીતો) તરફથી જેવી સંતોષાય છે તેવી પતિ તરફથી સંતોષાતી નથી. સાહેબરામનો મારા પર અત્યંત પક્ષપાત છે. અને મારો સંસાર સુખી નીવડે માટે તે ઘણો આતુર છે. પતિને હમેશાં મારા સહવાસમાં લાવવા અને મારી સંસ્કારવાંછના અને કર્તવ્યદિશાનાં સ્વરૂપ સમજાવવા તે એકે તક એળે જવા દેતો નથી. પણ કોણ જાણે! પતિ દુરના દુર રહે છે. શરમાતા હશે? અમારા બેના મધ્યસ્થ સખા હોય તો સાહેબરામ છે. પણ મારી મૂંઝવણો પુરુષો સમજી શકશે? સંજીવની મારફત સાહેબરામને એ સમજાવું તો? સંજીવની મારા સાસરાની પડોશમાં ઊછરેલી છે એટલે એમના કુટુંબના પરિચયથી એ કાંઈ રસ્તો પણ બતાવશે.

સેનાના જીવનના મહા પ્રશ્નની મીમાંસા હોડી પાસે આવતાં અને ખલાસી પાસેથી હલેસાં લેવાનો વખત આવતાં અટકી. કોઈ અકલિત યોજનાથી એ મીમાંસા અમુક નિર્ણય પર આવવાથી સંક્ષોભ રહ્યો નહોતો. પૂર ઉલ્લાસથી બન્ને હોડીમાં બેઠાં અને જળયાત્રા કરવા લાગ્યાં.

સામસામાં બેસી હોડી ચલાવતાં એકએકનાં શરીરસૌંદર્યની છાપ અન્યોન્ય પર પડતી. ખીલતાં ફૂલ જેવી કુમારિકાનું યૌવન પ્રભાતના સૂર્ય પેઠે અંગેઅંગમાં પ્રકાશતું હતું. સાહેબરામ પણ જુવાનીના આંગણામાં હતો. બન્નેની ઉમ્મરમાં બે ત્રણ મહિનાનો જ ફરક હતો. વીશીમાં કોઈએ પગ નહોતો મૂક્યો છતાં વાન વળી ઘાટદાર માંસલ અને તાકાતદાર થયાં હતાં. સરખી ઉમ્મર, સરખી કેળવણી અને સરખા ઉદ્દેશોને લીધે સરખા વ્યવસાયમાં બન્નેને એવી મઝા પડતી! દેવનાં દર્શન કરવાથી સંસારની આધિવ્યાધિ સરી જાય તેમ સામસામાં દર્શનથી બન્નેના તર્કવિતર્કશીલ સંક્ષોભો પણ શાંત થઈ ગયા. પ્રભાતના પાવક વાતાવરણમાં પુનિત થઈ અવનવો સાત્ત્વિક ભાવ અનુભવવા લાગ્યાં. હોઠ બંધ હતા પણ આંખ ઊંડી ઊંડી વાતો કરતી હતી. છેવટે સાહેબરામનું દાક્ષિણ્ય પ્રકટ્યું અને પક્ષીઓના કલરવમાં મનુષ્યનો મધુર સ્વર ઉમેરાયો.

'સેનાબહેન! સાઠમારીને માટે આપણી સંખ્યા નક્કી છે ને?'

'હા. નક્કી છે. પરમ દિવસે બધાં હાજર રહેવાનાં છે અને સાથે પ્રયોગ અજમાવી જોવાનો છે.'

'બાલકરામ અત્યારે આવ્યો હોત તો સારું. એનામાં સહેજ કચાશ છે તે હંમેશ પ્રેક્ટિસ કર્યા વિના જવાની નથી. પણ આજ આવ્યો કેમ નહિ?'

'સંકલ્પકિશોરીને હોડીનું જોખમ વહોરવું ગમતું નથી એટલે બહાનું કાઢી આજ એને આવવા નથી દીધો, પણ તમે જરા વિશેષ આગ્રહ કરશો તો રજા આપશે.'

'જોખમથી ડરતો હોય તો નકામો છે. શા માટે સંકલ્પકિશોરીને પણ તમે આ રમતમાં નાંખતાં નથી?'

'હું એ વિચારમાં છું. અમારું સ્ત્રીમંડળ બરાબર જામે એટલે નવી પનાઈ મંગાવી અમારી નોખી ટોળી કરવી છે. પણ બાલકરામ નહિ આવે તો શું કરશો?'

'પ્રણયરાજને તમે ઓળખતાં હશો જ. એની કવિતાથી આજે કોલેજિયનો મુગ્ધ છે.'

'હા, શા માટે નહિ? આપણે સાથે જ વાંચી હતી તે દિવસે? એમને

વળી હલેસું પકડતાં આવડે છે? એમની સરસ્વતીને સત્યવતી સાથે માયા મહોબ્બત છે કે શું?'

'અરે બડો ઉસ્તાદ વહાણવટી છે. આપણી નદીમાંથી અને ખાડીમાંથી વિશાળ સમુદ્રમાં પોતાની પનાઈનું શઢ ચડાવી સહેલગાહે એ નીકળી પડતો. શેઠસાહેબ સાથે એની મુલાકાત કરાવવી છે. મુંબઈથી કાલે સવારે આવવાનો છે.'

'ફાર્બસ ઘાટ પણ આવી પહોંચ્યો. શેઠાણી અને શાસ્ત્રીજી વાટ જોતાં ઊભાં છે ને? સાથે બાલકરામ પણ છે ને?'

'સંકલ્પભાભીએ પરવાનગી આપી લાગે છે. લ્યો હોડી કિનારા કને.'

હોડીમાં બન્નેને જોતાં જ કિનારાપરવાળાએ જયજય કર્યા જેનો હોડીમાં યોગ્ય પ્રતિધ્વનિ થયો. શાસ્ત્રીજીને ઝટાકો લાગ્યો હોય તેમ બોલ્યા: 'શેઠાણી! એ સ્ત્રીપુરુષો અને તે પણ જુવાન સ્ત્રીપુરુષોને આમ સાથે હરવાફરવા શેઠસાહેબ દે છે તે શાસ્ત્ર વિરુદ્ધ છે, અનુભવવિરુદ્ધ છે. પ્રભુ કરે ને પરિણામ સારું જ રહે.'

'શાસ્ત્રીજી! આપનો ભય સાચો છે, પણ શેઠ બધી બાબતનો વિચાર કર્યા પછી જ પગલું લે છે. એમણે અનેક ઘાટનાં પાણી પીધાં છે તેથી સો ગળણે ગાળ્યા વિના કાંઈ કરતા નથી. પુત્રીને નાનપણથી એવી કેળવી છે કે પુણ્યના પંથેથી ફંટાઈ જવાનું પ્રલોભન એને વશ જ ન કરી શકે. સાહેબરામ પરણેલો છે, કુલીન છે, વિદ્વાન છે, સંસ્કારી છે, આબરૂદાર છે.'

'સાથે સાથે ફાંકડો અને રસિક છે. સુન્દરીઓનાં ચિત્ત પિગળાવે એવો પણ છે.' શાસ્ત્રીએ સાહેબરામની ગુણગણના પૂરી કરી.

'હશે. પણ ધર્મપરાયણ, વિનયી, સંયમશીલ, નીતિનિષ્ઠ પણ એટલો જ છે. હજુ છે તો નાનો પણ એના ગુણોની કીર્તિ સારા શહેરમાં પ્રસરી રહી છે. શેઠે એને નાણી જોયો છે. શુદ્ધ કંચન માલૂમ પડ્યું ત્યારે જ પોતાની દીકરીનો સાથી બનાવ્યો છે. પુત્રહીન શેઠના પુત્ર જેવો એ છે. ભાઈ અને બહેન છૂટથી હરીફરી ન શકે તો કોણ ફરશે?'

'આ શેઠાણીના પોતાનાં વિચાર હશે કે શેઠસાહેબના વિચારના પડઘા હશે?' બાજુમાં દૂર ઊભેલો બાલકરામને સંશય ઊઠ્યો.

સાહેબરામ અને સેનાબહેન જેવાં પવિત્ર અને આસ્તિક મળવાં મુશ્કેલ છે. છતાં આપણાં શાસ્ત્રો ઘી અને અગ્નિને નિકટ વસવાની મના કરે છે. આજકાલ આવેલું પાશ્ચાત્યશાસ્ત્ર મના નથી કરતું પણ અમારા પ્રાચીન મહર્ષિઓના અનુભવ અમારાથી ઉવેખાતા નથી.' એટલામાં તો હોડી પાસે આવી પહોંચી.

સાહેબરામે ઊભાં થઈ કિનારા પાસે સ્થિર રાખી બેસારુઓને હાથ આપી અંદર લીધાં. બાલકરામે સેના પાસેથી હલેસું લઈ તેનું સ્થાન લીધું. સેના અને શેઠાણી સાથે બેઠાં પણ સાંભર્યું હોય તેમ ઊઠી સેના સુકાન આગળ જઈ બેઠી. અને શાસ્ત્રી તથા શેઠાણી હોડીનાં વચગાળામાં રહ્યાં. હોડી પાછી નદીની મધ્યમાં ચાલી. શેઠની ખબરઅંતરો પુછાઈ.

'શાસ્ત્રીજી ! મારા જેવી ડોશી આવી સહેલ અમથી નથી કરતી. સેના એકલી પુરુષોના સહવાસમાં ન ફરે માટે એની પુરંધ્રી સંભાળ રાખવા હું બધે આવજા કરું છું. શેઠે મારા માથે એ કામ નાખ્યું છે.' એક પારથી બીજે પાર દાડિયાને લઈ જતી હોડી સાથે પોતાની હોડી અથડાય નહિ તેની ગરબડમાં હલેસાંદારો અને સુકાનદાર પડ્યા હતા ત્યારે ધીમે અવાજે શેઠાણીએ ખુલાસો કર્યો અને શાસ્ત્રીને સ્વસ્થ કરવા પ્રયત્ન કર્યો.

'શાસ્ત્રીજી, આવા નૌકાવિહારની લહેજત આપણા દેશમાં પૂર્વે મણાતી કે ?' બાલકરામે પૂછ્યું.

'મણાતી હશે પણ સર્વસાધારણ તો નહોતી જ. શ્રીમંતો અને રાજવંશીઓ એવી મોજ ચાંદનીમાં લેતા હશે પણ કસરત ખાતર. હાલ તમે ગમ્મત લ્યો છો તેમ તો નહોતું જ.'

'તેમ કુલીન કન્યાઓ કે સ્ત્રીઓ એકલી કે પુરુષના સહવાસમાં નહિ જ આવો વિહાર કરી શકતી હશે ?' બાલકરામે શાસ્ત્રીને બીજો પ્રશ્ન પૂછ્યો.

'અલબત્ત નહિ જ. ઘરમાં સ્ત્રીનું રાજ્ય છે. ત્યાં મહાલવા અને મઝા માણવા તેને પૂર્ણ છૂટ છે. કુટુંબનું સંરક્ષણ અને પોષણ તેનાથી છે અને કુટુંબ સમગ્ર પ્રજાનું બીજ જેવું અંગ છે. માટે વિલાસની તે અધિકારી નથી. કુટુંબસેવામાં આત્મવિલોપન કરવાનું છે અને વિલાસાહુતિ આપવાની છે. પતિ કુટુંબનો અંગભૂત હોવાથી દરેક અંગના જેટલી જ એની સેવા કરવાની છે. ધર્મ-સાહચર્ય સિવાય ઈતર સાહચર્યને અવકાશ નથી. વત્સલ માતા તરીકે એટલી બધી ફરજો બજાવવાની છે કે આવા વિહારો તેને આકર્ષી શકતા નથી.'

'શાસ્ત્રીમહારાજ ! અમુક પરિસ્થિતિમાં એવું જીવન ધર્મ્ય હતું પણ અત્યારે એનો હ્રાસ નથી થયો ? દેશમાં પ્રવેશતી નવી પરિસ્થિતિમાં કુટુંબ-જીવન પણ પલટાતું નથી ? પરિણામે સ્ત્રીજીવનના આદર્શ પણ ફરવા નથી ઘટતા ?' સેનાએ ગંભીરતાથી પૂછ્યું.

'સંયુક્ત કુટુંબો વિભક્ત થવા લાગ્યાં, નગરોમાં વસવાટ વધવા લાગ્યો, સાયન્સથી વશ થયેલી કુદરતની શક્તિઓ મનુષ્યની સેવામાં હાજર રહેવા લાગી

છે. અંગ્રેજી કેળવણીને લીધે કુટુંબજીવનની ભાવના બદલાઈ છે. રહેણીનું ધોરણ સાદું મટી વિશેષ રસિક, વિલાસી, એશઆરામી થતું જાય છે. ખર્ચો, મોંઘવારી અને રહેણીની પદ્ધતિ ફેરવવાથી વધ્યા છે. સ્ત્રીઓ કુટુંબજંજાળમાંથી એક રીતે મોકળી થઈ છે, અને બીજી રીતે પોતાનાં બાળકોનાં યોગ્ય ઉછેર શિક્ષણની જોખમદારી તેને શિર આવતી જાય છે. કેળવણીના વધતા જતા વેગની સાથે સ્ત્રીઓ રહી શકી નથી. નવરાશ, પદવી, લક્ષ્મી આદિનો જમાના મુજબ કરવો જોઈતો ઉપયોગ કરતાં તેમને આવડતું નથી. કુટુંબ કે નાત કરતાં વિશાળ અને ગંભીર દેશજીવનના પ્રશ્નો કુટુંબમાં હવે ઉકેલવાના છે. પુરુષોની સંસ્કાર-વાંછના ઉન્નત થતી જાય છે. જમાનાની અગવડસગવડની વ્યવસ્થા કરવાની છે, વગેરે વગેરે તરફ જોતાં પ્રચલિત જીવનવ્યવહાર બદલાવો જોઈએ, બદલાતો જાય છે. ફક્ત આપણે તેને યોગ્ય રીતે બદલીશું તો આપણે અને દેશ સુખી થશે.' સાહેબરામે હલેસાં મારતાં સેનાના પ્રશ્નને સમર્થન આપ્યું.

'આ ઉમ્મરે મને તો એવો અનુભવ થયો છે કે જમાનો બદલાયો છે એ બરાબર સમજી આપણે સુખી કેમ થઈએ તેના ઉપાય કેડ બાંધી યોજવા જોઈએ. હતું તે રહેવાનું નથી. રહે તેટલું રાખવું; બાકી નવું જેટલું સારું મળે તે લેવું. દેખાદેખીથી નકલ કરવા કરતાં આવશ્યક કેટલું છે તે વિચારી નાણી સ્વીકારવું.' હરકોર શેઠાણીએ પણ ટાપસી પૂરી.

'તમારી સૌની વાત સાચી હશે. યુગ તો બદલાયો છે. શાસ્ત્ર હડહડતો કળિયુગ બેસવાનું કહે છે. તમને અંગ્રેજી ભણેલાઓને સત્યયુગ બેસતો લાગે છે, તમારે બધું પાશ્ચિમાત્ય કરવું છે, અમારે અમારા મહર્ષિઓની સનાતન વ્યવસ્થા જાળવવી છે. એને તમે ધક્કો નહિ પહોંચાડો ત્યાં લગી આપણી તમને મદદ છે. અલબત્ત શેઠસાહેબ અને શેઠાણી જેવાના હાથમાં સુકાન છે ત્યાં લગી અમારા સંસારને બૂડવાનો ભય નથી.'

'શાસ્ત્રીમહારાજ! બાપુની પ્રેરણાથી હરકોર શેઠાણી નગરમાં સ્ત્રીમંડળ સ્થાપવાનાં છે. એ મંડળ દ્વારા અજ્ઞાન ફેડી જ્ઞાન ફેલાવવું છે. ગૃહવ્યવહાર સારી રીતે અને કસરથી કેમ ચલાવવો, બાળકો કેમ ઉછેરવાં, કસરત અને વિનોદથી શરીર અને મન તંદુરસ્ત કેમ રાખવાં, નવરાશ કેમ ગાળવી, રોગપરિચર્યા કેવી રીતે કરવી, ગૃહકલાઓનું સુંદર વિધાન કેવી રીતે કરવું, દેશનો ઉદ્ધાર કરે એવા દેશજન કેમ કેળવવા વગેરે વગેરે વિષયોનો અભ્યાસ તેમની પાસે કરાવવાનો છે. ગાયનો, ભાષણો, મેળાવડાઓ, કથા, કીર્તન વગેર મારફત વિષયોનું જ્ઞાન ફેલાવવા ધારણા છે.' સેના બોલી.

'હા, શેઠસાહેબે વાત કરી હતી, કથા કરવાનું મને સુપ્રત પણ કર્યું છે. કથાઓ નવી ઢબ પર કરાવવા વિચાર છે. એક દિવસ ત્રણચાર કલાક સાથે ગાળી અમે કથાનું સ્વરૂપ નક્કી પણ કરવાનાં છીએ, શેઠ જેવા આસ્થાવાળા ધર્માત્માના હાથથી જે પુણ્યકામ નહિ થાય તે ઓછાં છે. મારી પાઠશાળાનો પણ અભ્યાસક્રમ ફેરવાવી તેને મોટા પાયા પર મૂકવાનો પણ એમનો વિચાર છે. જ્યાં લગી દેશમાં એમના જેવા નાયક છે ત્યાં લગી સનાતન ધર્મને લેશ પણ હાનિ નથી પહોંચવાની. તમારી યોજના વ્યવહારુ અને શાસ્ત્રસંમત છે.'

'મેં આખી જિંદગી ઘરમાં જ કાઢી છે. નોકરચાકરો પુષ્કળ હોવાથી કામકાજ હતું જ નહિ પણ હૃદયનાથ શેઠના સહવાસે વાંચવાની લત લાગેલી. પછી ભૈરવનાથની બુદ્ધિ જોતાં એના પર માયા થઈ અને અમે ઘણા ગ્રન્થો સાથે વાંચતાં. નોકરી પર જોડાયા પછી પણ કાગળપત્ર અમે લખતાં અને આવી બાબતો ચર્ચતાં. આથી હું વાંચી ઘણું શકી અને અવલોકનની ટેવ પાડી આપણા સંસારના ઘણા રોગ પારખી શકી. હવે ભૈરવનાથે મને આપણા નગરમાં હરોળમાં પડી સ્ત્રીઓની ઉન્નતિ અર્થે સેવા કરવાનો આગ્રહ કર્યો એટલે મારી નવરાશ, ભણતર, પૈસો, વગ બધું મારી બહેનોની તહેનાતમાં મૂકવા તૈયાર થઈ છું. ઘડપણમાં હું જુવાન થઈ છું. ઘરની દીવાલો ઓળંગી વિશાળ આકાશ નીચે આવી છું. શા માટે? હડહડતો કળિયુગ ક્યારનો બેસી ગયો છે. તેને દૂર કરી સત્યયુગ લાવવો જોઈએ. જેને પ્રભુએ એ કાર્યમાં નિમિત્ત કર્યા હશે તેને સેવા સાધવાની છે. માટે લાંબું પાંડિત્ય કરવા કરતાં કામ કરવું એટલું સમજી છું. સનાતન ધર્મ પ્રભુને વહાલો હશે તો મનુષ્યથી તે નાશ પામવાનો નથી. નહિ હોય તો આપણાથી સાચવ્યો સચવાવાનો નથી.' હરકોર શેઠાણીએ આત્મકથા કહી.

'આઠ વાગવા આવ્યા. પણે મારું ઘર આવે છે ત્યાં હું ઊતરી જઈશ. બાલકરામ, તમે સોનાબહેનને પહોંચાડી આવશો?' સાહેબરામે સૌની વાતમાં જુદો જ સવાલ કર્યો.

'ખુશી સાથે.' બાલકરામે સ્વીકારની લાગણી દર્શાવી.

'તમારું ઘર આવ્યું? ઠીક આટલામાં જ અંગ્રેજ કન્યાઓનું ગુરુકુળ છે ત્યાં મારે સાડા આઠે જવાનું છે. એટલે હું તમારા ભેગી કિનારે ઊતરીશ. આટલામાં ગાડી મળશે ને? ન મળે તો ટ્રામમાં જવાય છે ત્યાં?' શેઠાણીએ પૂછ્યું.

'અંહીં ઊતરવાની જરૂર નથી. અમે હોડી થોડેક આગળ લઈશું એટલે

એ ગુરુકુળનો ઘાટ આવશે ત્યાં તમે ઊતરી પડજો.' સાહેબરામે રસ્તો બતાવ્યો,

'સાહેબરામ! તમારા ઘર પાસે આ સુંદર મકાન શેનું છે? મસીદ છે કે રોજો?' સેનાએ પૂછ્યું.

'બહેન, મસીદ છે ને રોજો પણ છે. મિનારા જોયા? અમદાવાદમાં રાણી સીપ્રીની મસીદના છે તેથી પણ નાજુક અને ઘાટદાર છે. અને મસીદમાં ખુતબો પઢવાના તખ્ત પરના મહેરાબની જાળી ઘણી રીતે અમદાવાદની જગવિખ્યાત જાળીથી જરા પણ ઊતરે એવી નથી.' સાહેબરામે પ્રશંસા કરવા માંડી.

'શાસ્ત્રીજી, અત્યારે ક્યાંય જવું ન હોય અને અંગ્રેજોનાં મકાનમાં જવાથી અભડાતા ન હો તો ચાલોને મારી સાથે.'

'સંધ્યા-પૂજા કરી નીકળ્યો છું. ઘેર જઈને ફરી નહાવું તો પડશે જ. ચાલો તમે જાઓ છો ત્યાં વાંધો તો ન જ હોય. જીવ્યા કરતાં જોયું ભલું.' શાસ્ત્રીજીએ શેઠાણીની દરખાસ્ત વધાવી લીધી.

મડમઘાટ આવતાં હરકોર શેઠાણી અને શાસ્ત્રી ઊતર્યાં અને ગુરુકુળમાં પ્રવેશ કર્યો. હોડી પાછી ફેરવી સાહેબરામ પોતાના નિવાસ આગળ ઊતર્યો. સેનાએ સંજીવનીને જય જય કહેવડાવ્યા.

'બહેન! તમારે હોડીમાં ન જવું હોય તો ટેલિફોન કરી ગાડી મંગાવું. સાથે ખારવા પણ આવશે.'

'ના, ના, મને હલેસાં મારવાની મોજ ઓર પડે છે. વળી બાલકરામભાઈને થોડીક પ્રેક્ટિસ પણ કરવાની છે, એટલે અમે સાથે હંકારી જઈશું. હું હવે કાબેલ થઈ ગઈ છું. ચિંતા રાખશો મા.'

જય જય કરી સ્નેહીઓ છૂટાં પડ્યાં. આજે સેનાએ સાહેબરામ પાછળ વળતી દૃષ્ટિ વાળી લીધી અને નગરશોભા કરતાં જયલક્ષ્મી જોવામાં ચિત્ત પરોવવા લાગી. સૂર્યનો કુમળો પ્રકાશ જલ પર સર્વત્ર છવાયો હતો.

'સંકલ્પકિશોરીને સાથે કેમ ન લાવ્યા? સવારના પહોરમાં ખુલ્લી હવામાં ફરવાથી શરીરની તાજગી ઉજમાળી થાય છે. આપણી સ્ત્રીઓને હાલ એવી કસરતની જરૂર નથી?'

'જરૂર છે જ. સંકલ્પાનું શરીર પણ હૃષ્ટપુષ્ટ નથી કે વ્યાયામની દરકાર ન હોય. પણ ગજા ઉપરાંત કેટલીક વાંછનાઓ હોવાથી વાંછનાઓ જ રહે છે.'

'ભૂલી જ ગઈ. સવારમાં રાંધવા વગેરે ઘરકામમાંથી છૂટા ન જ થઈ શકાય. પણ સાંજે તો નદીકાંઠે કે બાગમાં તો જાઓ છો ને?'

'સાંજે નિરંતર જવાનું બની શકતું નથી. કૉલેજમાં રમવામાં રોકાઈ જવાથી ઘેર છેક રાતે જવાય પછી બહાર ફરવા સાથે ક્યાંથી તેડી જવાય? અને ઘરથી બાગ કે નદી કાંઈ ઢુકડાં છે? હજુ આપણી સ્ત્રીઓ એકલી ફરે એવી હિમ્મતવાન ક્યાં થઈ છે? પણ ઘરમાં નિયમિત કસરત કરી સ્નાયુઓનો વિકાસ કરવાનો રિવાજ રાખ્યો છે. પોળમાં ઘર હોવાથી શુદ્ધ ચોખ્ખી હવાની ખોટ રહે છે. બાકી સ્વચ્છતા, પૌષ્ટિક ખોરાક, નિયમિત જીવનવ્યવહાર વગેરેની કસરત જેટલી જ ઉપયોગી સોઈ સાચવીએ છીએ. આવા ખર્ચાળ વિનોદ પાલવે એમ નથી.'

'એ બધી અડચણો કંઈક અંશે દૂર થાય માટે પિતાજીને હરકોર શેઠાણીએ પોતાની મોટી હવેલી એ માટે સોંપી છે. ત્યાં નિશાળ, વ્યાયામશાળા, ઔષધાલય, ગ્રંથાલય, વિનોદાલય વગેરેની વ્યવસ્થા કરવાની છે. શેઠાણીથી તમે બહુ દૂર નથી રહેતા, નહિ?'

'શાખપડોશી જેવાં છીએ. મેં થોડીક વાત એમની પાસેથી, શેઠસાહેબ પાસેથી અને સાહેબરામ પાસેથી સાંભળી છે. નવરાશના વખતમાં આ સંસ્થાની સેવા કરવાનું સંકલ્પકિશોરીએ સ્વીકાર્યું છે.'

'એ સાંભળી હું બહુ રાજી થઈ. બીજી પણ યોજના છે. તમારી પડોશમાં માતાનું જીર્ણ મંદિર ને વાડી છે તે પણ તેના માલેક પાસેથી ઉપયોગમાં લેવાનાં છીએ. મંદિર સમરાવી અંદર રમણીય મૂર્તિ સ્થાપવાની છે અને વાડી હાલના બગીચામાં ફેરવી નાખવી છે. એ વાડીમાં ફુરસદે સ્ત્રીઓ અને બાળકો ફરી શકશે. કોઈ પણ પુરુષને ત્યાં જવા મના કરવામાં આવશે. વાડી વિશાળ છે તેમ ફુવારાની રચનાથી તથા સ્વચ્છ ઑક્સિજન વધારે મળે એવી કૃત્રિમ યોજનાથી ખુલ્લી ચોખ્ખી હવા લેવાની જોગવાઈ થઈ શકશે. ત્યાં હીંચકા બાંધવામાં આવશે તથા બેડમિન્ટન કોર્ટ કરવામાં આવશે. કથા–કીર્તન માટે પણ ઓરડા બાંધવામાં આવશે.'

'શેઠસાહેબના શહેરમાં આગમનથી શહેરીઓનાં ભાગ્ય ઊઘડ્યાં છે. પ્રભુ એમના જેવા શ્રીમંતને લોકસેવાના આવા જરૂરી રસ્તાઓ દેખાડે. પણ આમાં લોકોએ પણ આગેવાની લેવી જોઈએ.'

'બીજા એક ગીચ લતામાં સરકાર મ્યુનિસિપાલિટી અને સ્વામિનારાયણના મહારાજની મદદથી એક આવી જ વિશાળ વાડી રચવાની છે. આ બધું કામ જલદીથી અને કાબેલ દેખરેખ તળે થાય માટે ભાસ્વતીના વરની બદલી અહીં કરાવવા પિતાજીને જબરી લાગવગ વાપરવી પડી છે.' સેના જાત પર જઈ વાતોડીયણ થઈ ગઈ.

'જ્યોતિરિન્દ્ર અહીં આવશે તો ભાસ્વતીની એમ. એ. કે એલ એલ.બી. લગી ભણવાની મુરાદ હાંસલ થઈ શકશે.'

હલેસાં મારતાં મારતાં બીજી વાતને અભાવે અગાઉ થયેલી વાત ચાલુ રાખી કાલક્ષેપ કરતાં હતાં ત્યાં ભાસ્વતીના નામોચ્ચારથી ગઈ રાત્રે ભાસ્વતી અને સાહેબરામના સંબંધમાં સાંભળેલી કિંવદંતી વિશે સાચી હકીકત મેળવવા સેનાને કુતૂહલ થયું.

'કૉલેજમાં પરમ દિવસે ભાસ્વતી અને બીજી વિદ્યાર્થિનીઓને બારીએથી ગવર્નરનાં દર્શન કરવામાં સાહેબરામ અંતરાયરૂપ થયા તેથી જાણે કેવું પાતક કર્યું હોય તેમ એ ભલા માણસનો જીવ બળ્યા કરતો હતો. અંતરની વેદના એનાં પ્રામાણિક હૃદયે દિલસોજીની આશામાં જાહેર કરી પણ પરિણામ વિપરીત જ આવ્યું.'

'ત્યારે તમારે કાને પણ અપવાદ આવ્યો છે? પણ અપકીર્તિ પાપીનાં કલંક ધોવે છે, તો નિષ્કલંકની ઉજ્જ્વળતા વિશેષ પ્રકાશશે. આવા નજીવા પ્રસંગમાંથી ફલ ન નીપજવાં જોઈએ. સાહેબરામ પર ભાસ્વતીને હાડોહાડ રોષ વ્યાપ્યો છે એમ સાંભળ્યું છે.' સેનાની જાળમાં બાલકરામ સપડાયો અને સાહેબરામ પરના પક્ષપાતે તેના પર આવેલાં વાદળને દૂર કરવા તેના બે સ્નેહી વચ્ચે વાતચીતરૂપી આવેલી તક સાંધી.

'વસ્તુસ્થિતિ સમજાવી મેં એને શાંત પાડી છે, અને પિતાશ્રીએ પણ સાહેબરામની અનુતપ્ત વિહ્વળતા હોલવી છે એટલે બન્ને વચ્ચે વૈમનસ્ય નાશ પામ્યું છે. જ્યોતિરિન્દ્ર આવશે એટલે સાહેબરામ સાથે એને સારો સ્નેહ જામ્યા વિના રહેવાનો નથી. પણ અપવાદનો ભડકો બીજે સળગ્યો.' હજુ મુદ્દાની વાત પકડાઈ નહોતી એટલે બાલકરામના શબ્દો પરથી મભમ ઉદ્ગાર કાઢ્યો.

'ધીરજરામનું કુફરાન છે. પશ્ચાત્તાપથી બળતા સાહેબરામને એણે સ્નેહથી ઝૂરતો કલ્પી લીધો છે અને એની ટેવ પ્રમાણે પોતાના દોસ્તદાર ભાઈબંધોમાં યદ્વાતદ્વા બોલ્યો હતો પણ સાહેબરામની પવિત્રતાનો પ્રતાપ એવો સમર્થ છે કે માતાદીન જેવાનો પિત્તો ઊકળ્યો અને નિંદાનો તરત જ તેણે નિષેધ કર્યો. એ તો ધીરજરામને ઠેકાણે લાવતાં મને આવડે છે. નિંદા ફેલાવતાં તેમ નાબૂદ કરતાં પણ તેને આવડે છે. એ તો આ વખતે શીલ્ડ મૅચમાં કેપ્ટન એને થવું હતું પણ બધાએ એકમતે સાહેબરામને કેપ્ટન નીમ્યો તેથી સાહેબરામ પર પ્રીતિ હોવા છતાં એની હલકાઈ આમ કોઈ કોઈ વાર બહાર નીકળી આવે છે.'

'આવા માણસ સાથે સાહેબરામને અને તમને ફાવે છે ભલું?'

'ધીરજરામ જેવો ઉસ્તાદ બૉલર અને સચોટ વક્તા કૉલેજમાં નથી. તેમ દિલનો ઉદાર, અને સૌનું કામ કરી છૂટે એવો છે. જીભનો બહુ છૂટો છે ને કીર્તિ-અપકીર્તિ ફેલાવતાં જરાયે સંકોચાતો નથી. હોઠે આવ્યું તે બોલી નાખવું. ઊંડી અક્કલ ઓછી છે. દિલનો છે ભોળો.' આમ વાત કરતાં સેનાનું નિવાસસ્થાન આવ્યું. ઊતરી બાલકરામ પણ પોતાને ઘેર ગયો.

[ ૭ ]

નદીના ઘાટની બરાબર સામે સાહેબરામનું મકાન છે. આસપાસ મંદિર અને સમાધ લીધેલા બાવાની દેવડીઓ જથ્થાબંધ છે. પીપળા, બીલી, ઉમરા, કોઠી, લીંબડા અને આંબા યથેચ્છ મંદિરોના વાડામાં ને દીવાલોમાં ઊગી નીકળ્યાં હોવાથી પક્ષીઓના નિવાસસ્થાન બન્યાં હતાં. કાગડા, કાબર, ચકલાં, સૂડા, હોલાં, ખિસકોલીનાં કર્કશ સ્વર અને કૂદાકૂદથી વૃક્ષો ગાજી ઊઠતાં તેમ રત પ્રમાણે પરવડીઓમાં દાણાપાણી ચૂગવા આવતાં ભાતભાતનાં પંખેરાંઓ મીઠા સૂરથી અથવા રળીયામણાં પીછાંથી આસપાસની વસ્તીનું કે નદીએ જતા રાહદારીમાંના રસિકોનું ધ્યાન આકર્ષતાં. સૂર સૂણતાં અનુભવ અવનવો જ થતો. સમળી જેવાં ક્રૂર પંખીના કંઠમાંથી એવો કંપતો પ્રલંબ મીઠો સૂર નીકળતો કે સાંભળનાર એ સૂરના કરનાર ભણી નજર ફેંકતા, સમળી જોઈ તાજુબ જ થઈ જતા. પંખીઓ ઘણીવાર કદે ચકલાંથી પણ નાનાં આવતાં. અરસિક નાગરિકો તેમનાં જુદાં નામ જાણવાની પણ પરવા રાખતાં નહિ. જરૂર પડયે 'એક જાતની ચકલી' કહી કામ ચલાવી લેતા. આવી બેદરકારીમાં પંખીઓનાં જીવન, નિવાસ, ટેવો, સૂર વગેરે વિશે માહિતી મેળવવાની ઉત્કંઠા ક્યાંથી હોય? અટકચાળા છોકરાઓ ગલોલ મારવા જતા તો નાહવા જતા 'દયાળુ' હિન્દુઓ તેમને ધમકાવતા અને લાગ ફાવે તો મારતા પણ ખરા. મંદિરમાં નાખેલા દાણા બકરાં ચરી જવાથી પૂજારીને ખોટ જતી એટલે બકરાંઓને તે ઝૂડતો અથવા પગ પકડી ઓટલેથી ફગાવી દેતો તે પેલા 'દયાળુઓ' સાંખી રહેતા અને બકરાંઓએ ગેરકાયદેસર કામ કર્યું હોય એવું દિલથી માનતાં.

બારીએ ઊભેલી સંજીવની લોકોનાં વહેતાં વહેણને, ગાયો, બકરાં, કૂતરાંને તેમની પાછળ મરજીમાં આવે ત્યારે દોડતાં અથવા ગિલ્લીદંડા કે લખોટાઓ રમતાં છોકરાઓને જોતી હતી; કાબરોની લડાઈની કીકીઆરીમાં મંદિરોના ઘંટનો રવ ઉમેરાતો સાંભળતી હતી ત્યાં પોતાની માને તેની પડોશણો સાથે નદીએથી નહાઈને આવતી જોઈ. માદીકરીની આંખેઆંખ મળી એટલે મંદિરોમાં ભટકવાનું પડોશણોને સોંપી નંદન સાહેબરામની પરસાળમાં થઈ મેડી પર ગઈ.

'બહેન! હું તો આજ તારા વરના ઢંગથી ટુંપાઈ ગઈ. એવું થયું કે ધરતી માગ આપે કે નદી પેટમાં સમાવી દે તો સમાઈ જાઉં. આ શું? સવારના પહોરમાં સેનાની સાથે હોડીમાં નીકળ્યા હતા. તે શેઠને, દીકરીને સહેલ કરાવવી હોય તો રાખે ખારવાઓ. તું બારીએ હતી તે જોયું હશે જ. તારો વર ને પેલો સુધારાવાળો બાલકરામ હલેસાં મારતા હતા. એ જોઈને ડાહી, અમથી, ઉજી અને પશીએ તો મને પીંખી નાખી – પીંખી નાખી. છે તારે કંઈ? બીજી હોય તો વરને રાખે કબજામાં. કાલે જ બિચારાં શેઠાણી કલ્પાંત કરતાં હતાં. પૈસાદારની ભણેલી દીકરી લાવ્યા ત્યારે ઘર જ માંડતી નથી તે દીકરાને લાલચ આપી ઘરજમાઈ તરીકે સસરો લઈ ગયો છે. સાસુ–સસરાની સેવાની શી પરવા છે છોકરીને?

'હેં અલી! સાચી વાત છે? છોકરી તો વંઠેલ છે — વંઠેલ છે. સારો દિવસ ભાયડાઓમાં અને ભાયડામાં ભટક્યા કરે છે. એ ભણેલાઓના છંદ હોય નોંખા! ચેતજે! નહીંતર સાહેબરામ છે ભોળા તે ફસાઈ ન જાય—અરે! આ એ ચાલ્યા આવે. ઠીક થયું મળી ગયા તે.'

'કેમ, બા, છો તો ઠીક ને? બાપાજી પણ કુશળ છે ને? હમણાં ત્રણ ચાર દિવસ કામમાં રોકાઈ જવાથી એમનાં દર્શને પણ નથી અવાયું.' સાહેબરામે ખંડમાં આવતાં જ સાસુનો વિવેકભર્યો સત્કાર કર્યો.

'ઠાકોરજી અને ગંગામાતાજીના આશીર્વાદથી સૌનાં શરીર સારાં છે. એ તમને કાલે જ સંભારતા હતા. પણ મેં કહ્યું કે ગામમાં ગવન્ડર આવેલો છે તે ક્યાં હમણાં ફુરસદ મળે એમ છે! લોકો તો કહે છે કે ભૈરવનાથને સરકાર તરફથી ગામ ઇનામ મળ્યું તે સાચી વાત કે?'

'ગામગપાટા સાચા માનશો મા. ભૈરવનાથ શેઠે એવું શું કર્યું છે કે ગામ ઇનામ મળે? અંગ્રેજ સરકાર બહુ થાય તો ખિતાબ આપે. બાકી ગામ–ગરાસના દહાડા વહી ગયા.' સાહેબરામે ખુલાસો કર્યો.

'હશે. આ તો નદી પર વાત થતી હતી. આ પેલી ઉજી આવી. ચાલો. જાઉં છું. નવરાશ હોય તો સાંજે આવજો. અમારો વિચાર પાંચ–છ મહિનાની જાતરાએ જવાનો છે. ચારે ધામની કરવી છે. બહેન—સંજીવનીને મોકલો તો તેડતાં જવી છે.'

'ખુશીથી તેડતાં જજો. જાતરાયે થશે અને દેશ પણ જોવાશે.'

'જાઉં છું બહેન. નહાયા પછી આવી જજે એટલે જવાની તૈયારી કરીશું.'

સાસુ સવારમાં આવીને પોતાના સંસારના શાંત સરોવરમાં દારૂગોળાની

ખાણુ મૂકી ગયાનું સૂચન પોતાની પત્નીના મોં પરથી સાહેબરામને થયું. પણ એ ખાણુ ફૂટવાને બદલે પાણીમાં જ કહોઈ જાય એવા હેતુથી પત્નીને ફ્લાવવા મલકાતે મોઢે બોલ્યો : 'ચાલો તમારે લહેર થઈ. દેશ દેશ ફરવાની સહેલ મળી. કૉલેજ બંધ હોત અને મ્યુનિસિપાલિટીનું ઇલેક્શન ન હોત તો હુંયે આવત. મને નોતરું નથી દીધું છતાં આવત.'

'હવે ખોટી વાત કરો મા. વિલાયત જશો ત્યારે તમારાં આ બધાં લફરાંનું શું થશે? પણ તમે વિલાયત જાઓ એવું મને લાગતું નથી.'

'કેમ? શા પરથી? બારિસ્ટરની પરીક્ષા હિંદુસ્તાનમાં લેવાવાનું ઠર્યું છે કંઈ?'

'આ તમારી સેના આવડી મોટી થઈ પણ એના ભાયડાનું ઘર ક્યારે માંડવાની છે?' સંજીવનીએ હૃદયમાં સળગતા અગ્નિનો તણખો જૂજવે રૂપે ઉડાડ્યો.

'એકવાર મેં ખુલાસો કર્યો હતો છતાં આજે એ સવાલ ફરીથી કંઈ?' અંતરમાં કચવાતાં છતાં મલકાતે હોઠે સાહેબરામે પ્રશ્નના રૂપમાં ઉત્તર આપ્યો. આક્ષેપનો ધ્વનિ સમજાતાં તેનો આત્મા કળકળી ઊઠ્યો.

'એ તો અમરનાથની મસીઆઈ બેન અત્યારે નદીએ નહાવા આવી હતી તે ઘેર જતાં મને બારીએ ઊભેલી જોઈ ઉપર આવી હતી. અમે નાનપણમાં પાંચીકા રમેલાં એટલે બેનપણાં જૂનાં છે. મને કહે કે 'બેન! આજ કેટલા દહાડા થયાં મળું મળું કરતી હતી—તારું જરૂરનું કામ છે.' મેં કહ્યું કે, 'કહેને બેન! એવું તે મારું શું કામ પડ્યું છે!' ત્યારે ધીમે રહીને બોલવા લાગી : 'બેન! આ અમારા અમરનાથની વહુ ચાર છોકરાંની મા થાય એવડી મોટી થઈ છે છતાં હજી વરનું ઘર નથી માંડતી, તેમ નથી કરતી ઘરડાં સાસુ–સસરાની સેવા. તારા વરને અને ભૈરવનાથને નાતો સારો છે તેથી માસી કહેતાં હતાં કે તારી મારફત દાણો ચાંપી જોવાય તો ઠીક. અધૂરામાં પૂરું છોકરાને પણ લઈ જઈ પોતાને ત્યાં ગોંધી રાખ્યો છે. હવે એને ભણીને શું કરવું છે? ભૈરવનાથને ચાં બીજી છોકરી કે દીકરો છે? એ નહિ હોય ત્યારે મિલો તો એ જ ચલા-.નો છે ને? છોકરી ઘર નથી માંડતી તે અમને તો કાંઈ એમાં વહેમ પડે છ. ભણેલી છોકરીઓના ભવાડા જુદા જ હોય છે. માસી કહે કે અંદર અંદર સમજાવટ નહિ થાય અને વહુ–દીકરો મારે ત્યાં આવી નહિ રહેશે તો દીકરો મારો છે ને? ખાસડું ખંખેરું ત્યાં વહુ હાજર. એનો પૈસો અને એની દીકરી એને ઘેર ભલે સડે. મારું ઘર છે કુલીન. આંખના પલકારામાં બીજી પરણાવીશ વહુ મારા અમરનાથને.' આવું આવું બોલી અને ખસી ગયેલું ચક્કર ગોઠવવાનું તમને સોંપવાનું કહી એ ગઈ નહિ હશે ત્યાં તો મારી બા આવી અને એણે

પણ ચંચળકાકીના કલ્પાંતની વાત કરી: સાસુ બિચારી વહુ વહુ કરે અને વહુના શોખ મડમશાઈ. પોતાનો ભાયડો ન ગમતો હોય ત્યારે બીજાના ભાયડાઓને તહેનાતમાં લેતાં સારું આવડે છે એને!'

સંજીવનીના બોલેબોલ ભાલાની પેઠે સાહેબરામને વીંધતા હતા. સૌજન્ય, વિવેક, ન્યાયવૃત્તિ, સત્યપ્રેમ, ભાવના, વ્રત આદિની નરી ઉપેક્ષા જ નહિ પણ ખૂન થતાં જોઈ, પોતાના સહવાસનું પણ સંજીવનીને કેળવવા કરેલા વિવિધ પ્રયાસોનું નિષ્ફળ આવેલા પરિણામ જેવું જ પરિણામ જોઈ, ભૈરવનાથ અને સેનાની જીવનભાવના ન સમજવાનો દુરાગ્રહ કે ન સમજાતો હોવાથી અજ્ઞાનથી થતો અન્યાય જોઈ, એ કુટુમ્બ સાથેનો પોતાનો ઘાડો સંબંધ સંજીવનીથી છાનો નહોતો. સેના સંજીવની પર અત્યંત મમતા રાખતી અને તેની સહિયર થવાના યત્નોમાં નાસીપાસ થતી છતાં પણ નિરંતર મમતા ગાઢ કરતી એ હકીકત સાંભરી આવતાં, સેનાના જીવનમાં વ્યાપેલી વિષમતા અને શેઠના આદર્શોની સિદ્ધિને જડમૂળથી બાળી નાંખે એવા કલહોનું કલ્પનાથી દર્શન કરતાં, હૃદયની ઊંડામાં ઊંડી ગુહામાં હિંદુ સંસારનાં બંધનોના જુલ્મો અનુભવતાં તેનાં રૂંવેરૂંવાં રોષથી ઊભાં થઈ ગયાં. સંજીવનીને ઠેકાણે કોઈ પુરુષ હોત, પછી તે ગમે તેટલું અંતરનું સગું હોત તોપણ તેને એક મુક્કીથી જમીનદોસ્ત કરી નાંખત. પરંતુ ઉગ્ર નરસિંહરૂપ શરીરમાં આવેશતું હતું ત્યાંયે મનોનિગ્રહથી વિષ્ણુની પ્રહસતી મુખમુદ્રા કરી નાંખી અને અજ્ઞાન તથા તેનાં ફરજંદોની ઉપેક્ષા કરી, તેમના ભોગ થઈ પડેલાં પર કરુણા લાવી, વત્સલભાવે સ્મિતનાં ફૂલ વેરતો હોય તેમ બોલ્યો : 'આવું નિસ્વાર્થ, દૂતિપણું કરતાં તમને આવડે છે તે જોઈ તમને ધન્યવાદ આપું છું. જગતનું શ્રેય સાધવાનો પરગજુ સ્વભાવ તમારામાં જોઈ મારી જાતને ભાગ્યશાળી માનું છું કે મારું ઘર તમારા જેવાનાં પગલાંથી પાવન થયું.—'

'ચાલો બનાવો અમને. અમે નહીં સમજતાં હઈશું. મુદ્દાની વાત કેવી ઉડાવો છો?'

'મુદ્દાની વાત જાણવી છે તો સાંભળો. તમે બૈરાંઓ વિધવિધનાં વ્રત લો છો ને?'

'હા. અગિયારસ કરવાનું, સોમવાર, મંગળવાર, શનિવાર વગેરે વારે એક ટાણું જમવાનું, ડુંગળી લસણ નહીં ખાવાનું એવાં વ્રત અમે લઈએ છીએ. આ જાતરાએ જઈશ ને ત્યાંથી આવ્યા કેડે મારે કાંઈ વ્રત લેવું જ પડશે. શેનું લઈશ તે સૂઝતું નથી પણ બાને પૂછી જોઈશ.'

'વ્રત લેવાનો સંકલ્પ સાંભળી રાજી થયો છું. જેવો તમને સૌને વ્રત લેવાનો અધિકાર છે તેવો સેનાબહેનને ખરો ને?'

'અલબત્ત ખરો જ ને? પણ એમનું વ્રત વિચિત્ર છે. એવાં તે વ્રત લેવાતાં હશે?'

'તે જ દિવસે તમે જ નહોતા કહેતા કે સંયમ વિના આજની સ્ત્રીઓનાં શરીર રોગી, કમતાકાત, નિસ્તેજ, વામણાં અને વરવાં થતાં જાય છે, પોતે જાતે હેરાન થાય છે અને જુવાનીમાં ઘડપણ ભોગવી ક્ષયાદિ રોગથી પીલાઈ પીલાઈ દેહ છોડે છે અને નિર્બળ બિનતંદુરસ્ત, ઠીંગણાં બાળકોને અનાથ કરી દે છે. આવી સ્થિતિ સુધારવા સ્ત્રીઓ જ સંકલ્પબળથી ઉપાય નહિ લે તો આપણી પ્રજાની શરીરસંપત્તિ હૃષ્ટપુષ્ટ થવાની નથી એટલું કબૂલશો કે નહીં? પરમાર્થ તો બાજુએ રહ્યો પણ શરીરે સુખી તો સુખી સર્વ વાતેનો સ્વાર્થ તો સિદ્ધ થાય ના? આપણી ઉપલી અગાસીમાંથી થોડા રોજ ઉપર આપણે પડોશની પાદરીની નિશાળમાં ભણતી અંગ્રેજ કન્યાઓને રમતી જોઈ તમે જ તેમનાં મજબૂત, નિરોગી, લોહીભર્યાં, તેજસ્વી શરીર, તેમની છટા, તેમની વેગભરી ગતિ અને ઉલ્લાસથી હસતા ચહેરા જોઈ, તાજુબ નહોતા થયા?' શ્રોતાઓથી ભરાયેલા સ્થળમાં લાગણીઓ ઉશ્કેરી પોતાના સાધ્ય માટે સચોટ ઉત્સાહ જગાવવા વાક્પાટવ વાપરતો હોય તેમ સાહેબરામ સવિનય વ્યાખ્યાન કરવા મંડી ગયો. જે વસ્તુનું અહોનિશ ચિંતન થતું હોય અને તેની સિદ્ધિ અનેક શ્રમે કે ભોગે કરવી જોઈએ એવો દૃઢ આગ્રહ હોય ત્યારે જરાતરા ઉલ્લેખ થતાં તે વસ્તુનું નિરૂપણ ગંભીરતા, તન્મયતા, વિવેક કે આવેશ અને સચોટતાથી તેમાં રચીપચી ગયેલા કરવા મંડી પડે છે તેવી દશા સાહેબરામની થઈ હતી.

'એ બધી વાત સાચી. પણ જુઓને મારી બા ત્રણ વર્ષની પરણી હતી અને નવ વર્ષથી મારા દાદાના બહોળા કુટુમ્બમાં સમાસ કરી રહી છે. તબિયત કેવી હજુ નક્કર છે. આટલી ઉંમરે પણ, બારે મહિના ટાઢ હોય, તડકો હોય કે મેહ હોય તોપણ સવારમાં નદી નહાવા આવ્યા વિના રહેવાની નહીં. તે તમારાં સેનાબેનનું શરીર તો છે. હિડિમ્બા જેવું – માસી પુતનાયે બિચારી ઝાંખી પડે એના શરીર આગળ, મને તો એની ચાલ અને દેહ નર્યાં ભાયડા જેવાં લાગે છે. હજુ તે કેટલું કદાવર થવું છે? જીમૂતમલ્લનાં પૂતળાં નથી છોડાવવાં ને? બિચારો અમરનાથ માયકાંગલા જેવો છે. જો શરીર મજબૂત કરવાનું હોય તો એનું કરવાનું છે. કેવો બિચારો! વાએ ઊડી જાય એવો છે.' સંજીવનીએ પોતાનો સ્વભાવ ખીલવવા માંડ્યો. પુનરુક્તિ, મર્મોક્તિ, વક્રોક્તિ, હીનોક્તિ આદિથી

પોતાની વાણી અલંકૃત કરી પ્રશાંત, ધીરપ્રકૃતિ, સંયમી પતિને બાળવાની તકનો થાય તેટલો ઉપયોગ કરવા મંડી.

અવળે માર્ગે ચડેલી પત્નીના દષ્ટિબિંદુમાં અને પોતાના દષ્ટિબિંદુમાં એટલું બધું બુદ્ધિનું અંતર લાગ્યું તેમ જ સહાનુભૂતિ કે સ્નેહ તે અંતર પૂરી નાંખે એવો દૂર દૂર રહેલો સંભવ પણ ન લાગ્યો એટલે સાહેબરામે ઊંડો નિઃશ્વાસ મૂક્યો. પોતાના સંસારથી થતા અસંતોષને અનેકવાર ભસ્મીભૂત કરવા સબળ પ્રયત્ન કરેલા અને પ્રયત્નના કાળે હેતુ સિદ્ધ થયા જેવું લાગેલું છતાં આજે પાછો એ અસંતોષ ભસ્મમાંથી સજીવન થઈ આવ્યો. કેવી કેવી ભાવના, કેવી કેવી વાંછના, કેવા કેવા અભિલાષ, કેવાં કેવાં ઉડ્ડયન, કેવા કેવા ઉચ્ચગ્રાહ, કેવા કેવા ઉત્સાહના થનથનાટથી પોતાનું અખિલ જીવન તરવર તરવર થતું હતું તે એક તરફ રાખતાં અને કુટુમ્બમાં પોતાના દ્વિતીય – હૃદય જેવી અને પોતાની સંતતીની માતા ગૃહિણીના સહવાસમાં એ જીવન ખીલવાને બદલે કરમાય એથી તેને ઉન્માદક સંતાપ થયો. અસંતોષ સંતાપના ઉદ્વેગથી ક્ષુબ્ધ તો થયો પણ પોતાની સર્વ વૃત્તિઓને અંકુશમાં રાખવાની કેળવણી લીધેલી હોવાથી અને પોતાની પત્નીને હજુ પણ સંસ્કારી કરવાની આશા રહેલી હોવાથી એકદમ પ્રસન્ન થઈ ઉલ્લાસથી બોલ્યો :

'તમે પણ વખતે વખતે ઠીક રમુજે ચડો છો. ટોળમજાક આવી સરસ કરતાં આવડે છે એ આવા કોઈ વિરલ પ્રસંગે જ જણાય છે. સેનાબેન પણ તમારા વિનોદી સ્વભાવનાં વખાણ કરતાં હતાં. અમરનાથ પણ નિયમિત જીવન ગાળશે, માફકસર કસરત કરશે અને પોળની ઝેરી હવાને બદલે નદીકાંઠાની ખુલ્લી ચોખ્ખી હવામાં રહેશે તેમ તેમ થોડાં વર્ષમાં તમે જ જોશો કે એનું શરીર કેવું માંસલ, લોહિયાળ અને સ્નાયુબદ્ધ થાય છે. તમને હું તો રોજ કહું છું કે પેલી ચોપડીમાં ચિતરેલી કસરતો નિયમિત રીતે કરો તો તમારું શરીર જોત-જોતામાં મારા જેવું લઠ્ઠ થઈ જશે.'

'અમારે હવે લઠ્ઠ થઈને કરવું છે શું ? નાજુક બૈરાંમાં જતાં લાજી મરીએ.'

'લાજમાં જ તમારો ભવ બગડ્યો છે. તમારે માથે એવું કોઈ વડીલ નથી કે તમારે લાજમાં ને લાજમાં હું લઉં છું એવી મઝા ન મણાય. તે દહાડે બાઇસિકલ અપાવવા હું તૈયાર થયો ત્યારે કજીઓ આઠ દિવસ લગી કરી જડાવ લવીંગીઆ લેવામાં પૈસા ખરચી નાખ્યા અને તવંગરપણાનો રૂઆબ પાડવાનું શરીર તંદુરસ્ત કરવા કરતાં પસંદ કીધું. હોડીમાં ફરવા આવવા કેટલીયે વાર કાલાવાલા કર્યા હશે પણ તમે કાંઈ ને કાંઈ બહાનું કાઢી છટકી

ગયાં છો. તાકાત વગરના દેહથી કેવી હેરાનગતિ ભોગવવી પડે છે તેનો તમને ક્યાં અનુભવ ઓછો છે! માથું દુખવાનું, પેટમાં દુઃખવાનું, તાણ આવવાનું જાણે તમારા નસીબમાં તમે સર્જ્યું હોય એવું માનો છો પણ આ તાલીમબાજ દેહમાં નખમાં પણ રોગ પેઠો જોયો કે સાંભળ્યો છે?'

'તમે સાજા નર્યા રહો એટલે બસ છે. કાળ સૌને માથે ફરે છે. રોગાદિ નિમિત્તથી જેની દોરી તૂટવાની હોય તેની તોડે છે. બધાનાં જ શરીર નિરોગ થાય તો પછી મરવાનું રહેત જ ક્યાં?—સૌ અમર જ થઈ જાય ને? પણ તમે લાંબું લાંબું ટાયલું કરો છો તે એટલું પણ સમજતા નથી કે પરણ્યા પછી બાયડી ધણીને પૂરેપૂરી તાબે રહેવી જોઈએ. પતિની આજ્ઞા વિના વ્રત લેવાય નહીં. સેનાબેને કુંવારી જિંદગીમાં વ્રત લીધું હોય તો તે ફોક જવાનું. બિચારાં અમરનાથનાં માબાપને આટલી ઉંમરે છોકરાને ત્યાં પારણાં ઝૂલતાં જોવાને ઓરીયો ક્યારે વીતશે? સેનાબેનને વીસ વરસ તો પૂરાં થવા આવ્યાં. હવે કાંઈ નાનાં છે? આપણે તો શી ખબર પણ મારા પિયરની પોળમાં બધાં બૈરાંઓ વાતો કરે છે કે એ તો કોઈક સાહેબ સાથે પરણી છે અને વટલી જવાની છે. વિશ્વાસી થવાની છે. તે સાહેબ વિલાયત ગયો છે. વખતે સામાં વિલાયતે જાય. જોજો તમાસો ને પછી પસ્તાજો.' પતિના સંબંધમાં માતાએ કરેલા ઈશારાનું તથ્યાતથ્ય પારખવા એક ગપગોળો સંજીવનીએ છોડ્યો.

'સંજીવની! નથી ખમાતું હવે. કર્ણપરંપરાએ અથડાતી નરાતર ખોટી કિંવદંતીઓ આજ કેમ મને સંભળાવવા માંડી છે? તમારામાં અક્કલ નથી કે તને સાચી સ્થિતિ જાણવાના સંયોગો હોવા છતાં પણ તેનો તું ઉપયોગ નથી કરતી? અથવા કોઈએ તને ભંભેરી તો નથી ને? આમ કરીશ તો મારો આત્મા દુણાશે અને આ જિંદગાની ધૂળધાણી થઈ જશે. ઘર મારું સ્વર્ગ મટી જશે અને સંસારના અરણ્યમાં મારે ભટકવું પડશે. અત્યારે મારે મારો અભ્યાસ તૈયાર કરવો હતો પણ તેં મારા રોમેરોમમાં એવાં ઝેરી બાણો માર્યાં છે કે ઘડીભર પણ અહીં રહેવાતું નથી. જાઉં છું બહાર. ફાવશે ત્યારે આવીશ. દરમ્યાન શુદ્ધિ આવે તો મહેરબાની કરીને હવેથી કોઈની બદબોઈ ન કરવાનું વ્રત લેજે.' આખરે મિજાજ ગયો.

'ભલે, જાઓ. એ તો હું જાણતી જ હતી. ક્યાં તમારો પગ ઘરમાં ઠરે છે? ઘરનું વૈતરું કરવા આણી છે મને તે સારો દિવસ ઢસરડો કર્યા કરું છું ને પોતે જઈને કરશે હાહા હીહી સેના સાથે, ને સેના નહીં મળે તો સંકલ્પકિશોરી અને તે નહીં તો વળી કોઈ ત્રીજી. તમારીયે ગામમાં થોડી વાત

થાય છે? સાંભળીને લાજી મરીએ છીએ. હમણાં વળી થોડા દહાડા થયા કોલેજમાં કોઈ ત્યાં ભણતી બાયડીની પાછળ તમે પડ્યા છો. ક્યાં તમારાં લક્ષણ હું નથી જાણતી.' છંછેડાયેલી નાગણ જેવી સંજીવનીએ જરા પણ દબાયા વિના બીજો કારી ડંખ પતિને માર્યો, ને સેના પર પણ તે આસક્ત છે એવું ખાતરીથી માન્યું.

ગુસ્સાથી સાહેબરામ લાલચોળ થઈ ગયો. આંખમાંથી આગ ભભૂકવા લાગી. પણ અંકુશનો આંચકો મારી ઘરમાંથી બહાર નદીના ઉપકંઠ પરના બગીચામાં ચાલ્યો ગયો.

સંજીવની કપાળ કૂટવા લાગી: 'દુનિયામાં સાચી વાત કહેતાં જ સૌને મરચાં લાગે છે. કેવી બૂરી લત લાગી છે? મારું નસીબ છે કંગાલ. પૈસો છે, સાસુ–સસરો ન હોવાથી બધો અખત્યાર છે ત્યારે ભાયડો આવો નીકળ્યો. ઘરમાં બાયડી પાસે બેઠા, ઊડ્યા, હસ્યા જ કોઈ દહાડો? સારો દિવસ પારકી સ્ત્રીઓ પાછળ ભટક ભટક કર્યા જ કરવું. ડોળ સાધુનો પાછો. ભાષણો ન આપીએ તો ન ચાલે? લોકોના પ્રારબ્ધમાં હશે તો સુધરશે. આપણાથી વિધાત્રીનો આંક ફેરવાવાનો છે? કાજી કયૂં દૂબળા તો સારા શહેરકી ફીકર. બે પૈસા ડોસા મૂકી ગયા છે. ખાઓ પીઓ ને વાપરોને. ભણીનેય શું કરવું છે? પાછા વળી મને રોજ ભણવાનું કહ્યા કરે છે. એમને નોકરી કરવા જવું પડે એમ નથી તો મારે વળી થોડી જ કરવાની છે કે હું ભણું. બપોરે જરા આડા પડીએ કે પાડ–પરોશીમાં મળવા જઈએ કે બા–બાપાજીની ખબર લેવા જઈએ કે ભણવા બેસીએ? અંગ્રેજી ભણીને વહી નથી જવું મારે. મારી બાએ તે દહાડે મને એબીસીડી ઘૂંટતી જોઈ કેવી ખંખેરી નાખી હતી? પડી એમને તો ટેવ. જવું હતું બહાર ને બહાનું મળ્યું. આવશે પાછા ભૂખ્યા થશે ત્યારે. હુંયે ચાલ જાતરાએથી આવી લઉં સેના જેવું વ્રત પછી જણાશે પોત.' આમ બડબડ કરતી પોતાની સાદડી પર પડી. રસોઈ કરવા આવેલો બ્રાહ્મણ પણ તમાસો જોઈ દિગ્મૂઢ થઈ ગયો અને ઘેર ઘેર માટીના ચૂલાની ફિલસૂફીથી પાછો પોતાની દુનિયામાં લીન થઈ ગયો.

મનુષ્ય કેટલીક વાર એવા ચડસે ચડી જાય છે કે ગમે તેવી યંત્રણા ખમવી પડે તોપણ ચડસના કેફમાં તે તેને જણાતી જ નથી અને એ ચડસનો તેને પસ્તાવો પણ નથી થતો.

[ ૮ ]

બગીચો બહુ વિશાળ નહોતો પણ જૂનો હોવાથી ઝાડોની ઘટા સારી

હતી. રસિક બાગબાનીથી બગીચાની રચના તદ્દન સપાટ નહિ પણ ચઢતાં-ઊતરતાં રમણાંની કરવામાં આવી હતી. દરેક રમણાં પર હોજ હતો અને હોજની ડાબી બાજુએ શીતળ છાયા અને ભિનાશમાં ઊછરતા છોડો માટેના મંડપો રાખવામાં આવ્યા હતા. આમાં સુરભિ કરતાં ઠંડક શોખીનોને આરામ માટે વિશેષ લલચાવતી. નદીકિનારે વાડરૂપે વાવેલા ગુલાબોની મધુર પીમળ પવન સાથે મંડપમાં કોઈકવાર આવતી તો મઝા અનેરી જ પડતી.

સાહેબરામે આવો એક નિર્જન મંડપ શોધી કાઢ્યો અને તેમાં આમથી તેમ તે આંટા મારવા લાગ્યો. શરીર આગથી ભભૂકતું હતું. વિચારનો પ્રવાહ પણ તોફાની થયો હોય તેમ અફળાતો, ફીણવાળો ને ડહોળાયલો થઈ ગયો હતો. આવી સ્થિતિમાં અર્ધો કલાક ફર્યા પછી કાંઈક સ્વસ્થ થયો. મંડપમાંથી બહાર નીકળીને એ બુચની રાજિ નીચે શાદ્વલ પર જઈ પડ્યો. ઝાડો તેના પર ફૂલોનો અભિષેક કરવા લાગ્યાં. ક્ષોભ માટે વિચાર નીતરવા લાગ્યો. રોષનો ઉન્માદ શમી જવાથી સાત્ત્વિકતાનું સામ્રાજ્ય સ્થપાયું.

'કેવી મૂંઝવણ ! આ સંસાર તે કેમ ચાલશે ? પણ મારો જ વાંક છે એમાં. આખો દિવસ હું ઘર બહાર રોકાયેલો રહું છું. એને એકલાં ઘેર શી રીતે ગમે ? તેમ પડોશ પણ એવો છે કે એની વાસનાઓ ઊંચી હોય તો નીચી બનાવે. એની અતીત જિંદગીની અને એનાં સગાંવહાલાંની અસર એના પર એટલી બધી છે કે કેમે કરી તેમાંથી તે મોકળી જ નથી થતી. દૂર દેશાવર ચાલ્યો જાઉં, પણ જાતરાએ જવાની છે હમણાં છે. તેથી વધારે વિફરીને આવશે. ના પાડી ચાલે એમ નહોતું. સાસુ ધાર્યું કરે એવાં છે. કંકાસ કરીને પણ તેડી જાત. સેનાબહેન માટે એવો વહેમ કાંઈ ભરાઈ ગયો છે કે તેમનાથી આઘી ને આઘી જ નાસે છે. હું પણ જરા લાડ વધારે લડાવું છું, છૂટ અને વ્યક્તિસ્વાતંત્ર્યના વિચારમાં આવાં કડવાં ફળ ચાખું છું. કુંફાડાથી કામ લીધું હોત તો એ અને એનાં પીયરિયાં બધાં અત્યારે મારી મોરલીએ નાચત. આ અંગ્રેજી કેળવણી અમને એવાં દક્ષિણ બનાવે છે કે અમે ગમે તેવી સ્ત્રી હોય પણ તે સ્ત્રી હોવાથી તેના ભણી પૂજ્યભાવ રાખીએ છીએ અને તેમને ઉન્નત કરવાને બદલે અમે જ અવનત થઈએ છીએ........પણ આ સંસાર આવો કડવો થવાનું કારણ ? એની ઈર્ષ્યા અને બુદ્ધિવૈભવના લહાવા માટે પ્રકાંક્ષતું મારું જીવન. મારા સમગ્ર જીવનને વિહરવાનું એવું અનુકૂળ અને વિશાળ ક્ષેત્ર ઘર બહાર મને મળતું જાય છે કે ઘરમાં વસતું જીવન નરી પશુવૃત્તિ પોષવા સિવાય બીજી દરકાર રાખતું જ નહિ હોય ! દેશસેવાનો મારો અગ્નિહોત્ર એવો દિવસે દિવસે પ્રજ્વળ બળતો જાય છે કે મારી ખરી ફરજો અવગણાય છે. ખંત અને આગ્રહથી એને કેળવવાનો સંકલ્પ કીધો હોત તો અત્યારે તો કેટલી

બધી સ્થિતિ હારે પડી હોત. અજ્ઞાનના ધ્વંસ વિના અને બુદ્ધિ હૃદયના વિકાસ વિના ઈર્ષ્યા નાશ નથી પામવાની અને મારું જીવનસૂત્ર યથાર્થ સમજી ખરો સહચાર સાધવા એ તત્પર નહિ થાય. સ્નેહ અને સ્વજન ભાવની છાયામાં જિંદગી ગાળવાનો મનસુબો એળે ગયો લાગે છે. પણ સમર્થ પ્રયત્ન કરી રસ્તો કાઢીશ જ. ખર્ચ વિશેષ થશે. ભલે થાય. એને વિલાયત જોડે લઈ જઈશ. વિલાયત જવા ભણવાનું શૂર એને ચડશે અને પડોશની જનાના નિશાળમાં અથવા તો હરકોર શેઠાણીના સ્ત્રીમંડળની નિશાળમાં ઊલટથી એ અભ્યાસ કરશે જ. હજુ બાળક છે, જ્ઞાન અને અનુભવવિહોણી છે. એટલે બાળપણના સંસ્કારમાંથી શી રીતે છૂટે ? કુટુમ્બમાં અમે બન્ને એકલાં હોવાથી જેમ લાભ થાય છે તેમ હાનિ પણ ભોગવવી પડે છે. હજુ આપણે નવાં કુટુમ્બો જૂનાં જેવાં ઉપજાવી શકયા નથી. પુરુષ-મિત્રો જેવા સહચાર સાધે છે તેવા સહચાર તેમનાં અખિલ કુટુમ્બો એક વિશાળ કુટુમ્બ થઈ હજુ સાધી શકતાં નથી. જિંદગીમાં એવા વાણાતાણા વણાય છે કે પરિણામ ખડબચડું આવે છે......

'એ જાતરા જવાની છે તે જવા દેવી. દરમ્યાન એના ઉછેરની વ્યવસ્થા વિચારી કાઢીશ. લગભગ હોળી પર પાછી આવશે. ત્યાર પછી થોડા દિવસ અહીં ગાળી સાથે કોઈ ગિરિગ્રામ ચાલ્યાં જઈશું અને ઉનાળો ત્યાં ગાળી સાથે રહેતાં બનશે તેટલા સંસ્કાર એનામાં આણીશ ......ચાલો નિર્ણય થયો. વિહ્વળતા પ્રસન્નતામાં પલટાઈ ગઈ. અગિયારના ટકોરા થયા. કૉલેજમાં જતાં મોડું થશે. જમ્યા વિના જ ચાલ્યો જાઉં કે વખતસર પહોંચી જવાય.' ઘાસ પરથી ઊઠી વસ્ત્રો ખંખેરી ઠીકઠાક કરી બાગ બહાર નીકળી ટ્રામમાં બેસી કોલેજ ચાલ્યો ગયો. કંકાસથી ભૂખ્યા રહેવાનો આજે પહેલવહેલો અનુભવ થયો હતો.

કોલેજના પગથિયા પર ચડતાં જ પટાવાળે વધામણી ખાધી : 'ભાઈ તાર આવી ગયો. આજે સાંજે શીલ્ડમૅચવાળા આવે છે.' ખબર સાંભળતાં જ પ્રિન્સિપાલની ઑફિસમાં જઈ તેને મળી મહેમાનો માટે કરવાની ગોઠવણ માટે સંતલસ કરી. રેસિડન્સીમાં જઈ અમુક ખંડ તૈયાર રાખવાની સૂચના સુપરિન્ટેડંટને આપી, પ્રેક્ટિસ માટે સર્વે ખેલાડીને કોલેજ બંધ થયા પછી રમવા જવાનું ધીરજરામ મારફત કહેવડાવ્યું એટલામાં ઘંટ વાગતાં પ્રયોગશાળામાં હંમેશના કરવાના પ્રયોગમાં ગુંથાયો.

પ્રયોગશાળા વિશાળ હતી. કાચના છાપરામાંથી અજવાળું પુષ્કળ રેલાતું હતું. ઍપેરેટસ અને રાસાયણિક દ્રવ્યોથી ભરેલા કબાટો આજુબાજુ ગોઠવેલા હતા. વિદ્યાર્થીઓના ટેબલો પર તેમને કરવાના પ્રયોગની સર્વે સામગ્રી તૈયાર

હતી. ગ્યાસ ચૂલાઓ ઉપર દ્રવ્યો ઊકળતાં હતાં અને પૃથક્કૃત થઈ જૂજવી રીતે સંલય પામતાં હતાં. સાહેબરામ પોતાના ટેબલ આગળ નળ ઉઘાડી હાથ ધોતો હતો ત્યાં ભાસ્વતી આવી પોતાના ટેબલ આગળ જઈ પ્રયોગ આરંભતા આગમચ પોતાની નોટબુક ઉથલાવવા લાગી. ભાસ્વતીને જોતાં જ સાહેબરામે નમસ્કાર કર્યા; તેણે પણ સ્મિત પ્રફુલ્લવદને તે સ્વીકાર્યા. મેચના ખબર અંતર ચર્ચતી હતી એવામાં નોટબુકમાંથી પોતાના સરનામાનું બંધ એન્વેલપ હાથમાં આવ્યું. સહેજ થડકતા હૈયે તે ફાડી કાગળ વાંચવા માંડ્યો. વાંચતાં જ ભવાં ફરી ગયાં. અંગેઅંગમાં ભડકા સળગી ઊઠ્યા. કાગળ પરથી નજર ઉખેડી સાહેબરામ ભણી ફેંકી જોયું તો તે ટેસ્ટટ્યુબમાં લીન થઈ ગયેલો જણાયો. 'અક્ષર તો એના નથી. એ એવું કરે એવો નથી. તે દિવસે સહેજ અંતરાયરૂપ થવાયું તેથી કેટલો બધો પસ્તાવો થયો હતો ? આ કૉલેજમાં બહાદુર થયા સિવાય કોઈ જંપવા દેવાનું નથી. લાવ કાગળ એને જ બતાવું. પાપ હશે તો એની મેળે પ્રગટ થશે. અને નહીં તો પાપીને શાસન કરવાનું એ માથે લેશે. પ્રભુ ! અમે તે શાં પાપ કર્યાં છે કે આવી હાડમારી ? હિન્દુસ્તાન આટલો બધો અધોગતિ પામ્યો છે તે આવી પામર દુષ્ટતા વિના હોય જ નહિ.'

ક્રોધ અને અફસોસનો નિસાસો નાંખી સાહેબરામના ટેબલ ભણી ગઈ ને કાગળ ખુલ્લો તેની સંમુખ પાથર્યો. ક્રોધથી તેનું આખું શરીર ધડકતું હતું. ટેસ્ટટ્યુબ હાથમાંથી મૂકી કાગળ વાંચવા માંડ્યો. જ્યોતિરિન્દ્રનો કાગળ ખાસ પ્રયોજનસર વાંચવા આપ્યો હશે એમ ધારી સંબોધનથી વહેમાયો નહીં, પણ જેમ જેમ વાંચતો ગયો તેમ તેમ કાગળમાં અક્ષરબદ્ધ થયેલી દુષ્ટ વાસનાઓ, તેની તૃપ્તિ માટે અપાયેલી લાલચો, ધમકીઓ વગેરેથી કાગળ વંચાવવાનું પ્રયોજન કળી ગયો અને ભાસ્વતીને પજવનાર દુષ્ટતા પર રોષ વ્યાપી રહ્યો.

'બહેન ! તમારી આપદાઓથી તમે જેટલાં નહિ ત્રાસતાં હો તેટલો હું ત્રાસું છું. તમારી પાછળ જે જે હરામખોરો પડ્યા છે તેમને હું હવે જરૂર પકડી પાડી જાતે જ સજા કરીશ. ડ્યુએલ (દ્વંદ્વ યુદ્ધ) હિંદુસ્તાન જેવા નિઃશસ્ત્ર દેશમાં ક્યાંથી થાય, નહિતર એ સર્વેને યમદ્વાર મોકલ્યા વિના રહું એવો નથી.'

ભાસ્વતીએ ઉપકારની લાગણી દર્શાવી ગવર્નરદર્શનના પ્રસંગથી પોતાથી થયેલા અન્યાય માટે દિલગીરી જણાવી. ટેબલ પાસે જઈ પ્રયોગ કરવા માંડ્યો પણ ક્ષુબ્ધ અને રુષ્ટ ધ્યાન ચોંટતું નહોતું. પાન ચાવતા ચાવતા પ્રોફેસરસાહેબ પ્રયોગશાળામાં આવ્યા એટલે મેચના મિષથી સાહેબરામ જલદીથી પ્રયોગ આટોપી બહાર ચાલ્યો ગયો. ભાસ્વતીને પ્રયોગ ધ્યાનચલિત થવાથી બગડતો જતો હતો.

જેમ જેમ વૃત્તિઓને સંયમમાં લાવવા જતી તેમ તેમ તે વિશેષ ને વિશેષ ઉશ્કેરાતી. આખરે માથું દુખવાનું બહાનું કાઢી પોતાના ખંડમાં ચાલી ગઈ.

પ્રયોગશાળાની પાછલી ઓસરીમાં થઈ સાહેબરામ પાણીની ઓરડી આગળ ધીરજરામની ભાળ કાઢવા જતો હતો ત્યાં સામે વાંચનાલયમાંથી માતાદીનને નીકળતાં જોયો. સલામ કરી તે સાહેબરામની પાસે આવ્યો. 'નવરા હો તો જરા પણ આવશો ? ખાનગી બાતમી આપવી છે.' આ શબ્દો સાંભળતાં ગતિથી સંમતિ દર્શાવી કૉલેજના બગીચાના એક મંડપમાં બન્ને ગયા.

'સાહેબરામ, ચાડી ખાવાની મને ટેવ નથી પણ નીતિ કે ન્યાયનું ઉલ્લંઘન હું ખમી શકતો નથી. ધીરજરામ અને હું લંગોટિયા ભાઈબંધ છીએ – તમારી અને ધીરજરામની દોસ્તીથી પણ પુરાણી અમારી દોસ્તી છે. નાનપણમાં છેક આવો નહોતો. એનો ટોળી મજાકખોર સ્વભાવ અમને સૌને ગમ્મત આપતો પણ એ નિર્દોષ મજાકમસ્કરીમાંથી હરામખોરી પેદા થવાની મેં કદી વકી નહોતી રાખી.'

સાહેબરામ અકળાયો. ક્ષણ વિચાર તો ઊઠચો કે મુદ્દાની વાત વિશે સવાલ કરું પણ ઠંડા પડી માતાદીનનું આખ્યાન વિક્ષેપ પાડ્યા વિના સાંભળ્યા કર્યું.

'તે દિવસે જાણી જોઈને ભાસ્વતી તથા બીજી વિદ્યાર્થિનીઓને બારીએથી ગવર્નરનાં દર્શન ન કરવા દીધાં. શેઠ ભૈરવનાથની પાર્ટીમાં વળી એવો ગપગોળો ફેંક્યો કે તમે ભાસ્વતીને ચાહો છો —'

'હેં ! માતાદીન, શું બોલો છો ? કોણ છે એવો નીચ ? મને કલંકિત ઠરાવનાર છે ક્યાં ?' સાહેબરામ લાલચોળ થઈ ગયો. લોહી જોરથી રગેરગમાં ધડકવા લાગ્યું.

'અરે ! એટલા માટે તો મારે ને ધીરજરામને શેઠની વાડીમાં સખત ટપાટપી થઈ. તમારા નિષ્કલંક પારદર્શક જીવનમાં દોષ આરોપાતો હું સાંખી શક્યો નહીં તેમજ તે દિવસે ભાષણમાં તમે નહોતું કહ્યું કે 'સ્ત્રી માત્ર પવિત્ર છે. તેને અપવિત્ર લેખવાનો આપણો અધિકાર નથી' એ વિચારનો રણકાર જીવનમાં ગાજતો હોવાથી ભાસ્વતીને પણ પુણ્યાચરણી લેખી મેં ધીરજરામના અપવાદનો સખત નિષેધ કર્યો હતો. પાર્ટી ન હોત તો હું એને ધૂળ ચાટતો કરત.'

'ભાઈ ! તમારી ઊંચી ન્યાયબુદ્ધિ અને સ્ત્રીબહુમાનવૃત્તિ માટે તમને ધન્યવાદ આપું છું. હવે જો કાંઈ તોફાન કરતો એ પકડાશે તો એને જોઈ લઈશું. ભાસ્વતીની સહેજસાજ મજાક કરતો ત્યારે મેં એને અનેકવાર વાર્યો છે છતાં એનો પીછો છોડતો નથી ને ? એ તો ઠીક છે કે મને વરુણીમાં લીધો છે.

અંતર્દર્શનથી જાણું છું કે મારું જીવન શુદ્ધ છે કે મલિન, ભાસ્વતી કે જ્યોતિરિન્દ્ર આવી અફવાઓ સાંભળે તો પરિણામ કેવું ભયંકર આવે ?'

'અરે પણ એટલેથી ક્યાં એની હરામખોરી અટકી છે. હમણાં જ મુકુંદરામ – બિલાડીના પેટમાં ખીર રહેવી બહુ મુશ્કેલ છે—મારી આગળ અતિશય પાપી બાતમી આપી ગયો. ધીરજરામે ભાસ્વતી પર અધમ પત્ર લખ્યો છે અને પોતાને અનુકૂળ ન થાય તો જોરજુલમ વાપરવાની ધમકી આપી છે.'

'ક્યાં છે ધીરજરામ ? એની સારી પેઠે ખબર લેવી પડશે. અરે ! ધીરજરામ ! ધીરજરામ ! કેવા ગર્તમાં ગબડી પડ્યો છું, ક્યાંથી સેતાનનો સાથ તને લાધ્યો ?—પત્ર વાંચતાં જ એનું નામ સૂઝ્યું હતું અને નીકળ્યું પણ તેમ જ. દુષ્ટને આજે એવી સજા કરવી છે કે જન્મભરની ખોડ ભૂલી જાય. કૉલેજમાં – દેશનું જ્યાં યૌવન આવી વસે છે અને જ્યાં એ યૌવન ઉચ્ચ જીવન કેળવે છે, જ્યાં મનુષ્યજન્મનાં સાર્થક્ય કે નૈષ્ફલ્યનાં બીજ વવાય છે ત્યાં આવું ક્યાં લગી ચાલવા દેવાય ? કન્યાઓ કે વિવાહિતાઓ આવી સ્થિતિમાં ઊંચી કેળવણી શી રીતે લઈ શકે ? અને કેળવણી ન લઈ શકે તો દેશનો ઉદ્ધાર કેવી રીતે થશે ? લાંબો વિચાર શો કરવો ? ચાલો માતાદીન. ક્યાં છે એ દુષ્ટ ?' સાહેબરામનાં રૂવેરૂવાં ઊભાં થયાં હતાં અને આંખમાંથી ક્રોધના તણખા ઊડતા લાગતા હતા.

તેનું રૂદ્ર સ્વરૂપ જોતાં જ માતાદીન પણ ગભરાઈ ગયો. ક્યાં આ નાગને છંછેડ્યો ? અરે પિશાચ ધીરજરામ એ જ લાગનો છે. એવું વિચારી સાહેબરામને મંડપમાં ઊભો રહેવા દઈ પાણીની ઓરડી આગળ મહારાજને બનાવવામાં મશગુલ થયેલા ધીરજરામને સાહેબરામના નામથી મંડપમાં બોલાવી લાવ્યો. મેચની તૈયારીઓ ચાલતી હોવાથી કોઈ પણ પ્રકારના વહેમ વગર ધીરજરામ ઠંડે કાળજે પોતાના કાળ પાસે ગયો. માંડવામાં પેસતાં જ સાહેબરામની લાલચોળ ક્રુદ્ધ આકૃતિ જોતાં જ વિમાસણમાં પડી ગયો. સાહેબરામની નજર તેના પર પડતાં જ ફાળ મારી ધીરજરામ પર કૂદ્યો અને માંસલ સ્નાયુથી તેની ગળચી પકડી ચાર પાંચ લાત લગાવી દીધી. ધીરજરામ સમજી જ શક્યો નહીં કે શા માટે પોતાના મિત્રે તેનો આવો સત્કાર આજે કર્યો.

'ધીરજરામ ? તારા પર એટલો બધો ગુસ્સો ચડ્યો છે કે મારું ચાલે તો તને ચીરી નાખું. બોલ, આ કંગાલ કાગળ તેં લખ્યો હતો ?

કાગળ જોતાં જ પુષ્પાંજલિનો હેતુ સમજાયો, મારાથી થયેલી ગભરામણ ઊલટી વધી અને સાહેબરામના વજ્રપાશમાંથી છૂટવાનો પ્રયત્ન પણ શિથિલ થઈ ગયો. તેના પગમાંથી આય ઊડી ગઈ એટલે તેનું શરીર આધાર નમવાથી નમવા

માંડ્યું પણ સાહેબરામે તેને જોરથી ટટાર રાખ્યું. ગળચી પકડવાથી બિચારાને શોષ ચડ્યો અને મોં વિકૃત થઈ ગયું. આ જોઈ માતાદીનને દયા આવી. વચ્ચે આવી સાહેબરામની ભીંસ છોડાવી. છૂટો થતાં જ શૂર આવ્યું હોય એમ સાહેબ-રામ પર ધસ્યો અને સાહેબરામ સાવધ થાય ત્યાં તો સજ્જડ તમાચો ચોડી કાઢ્યો. શરીરમાં સાહેબરામ કદાવર, માંસલ અને સ્નાયુબદ્ધ હતો અને ધીરજરામ પાતળો એકવડી કાઠીનો હતો, ચામડીમાંથી કસાયેલા સ્નાયુને બદલે હાડકાં દર્શન દેતાં છતાં તમાચામાં પોતાનું બધું જોર મૂકવાથી સાહેબરામના ગાલ પર પાંચ આંગળાં ઊઠ્યાં અને ગાલ લાલ કમળ જેવો થઈ ગયો. તમાચો મારવામાં ફત્તેહ મળવાથી ફૂલાતો ધીરજરામ માંડવામાંથી નાસી જવા જતો હતો ત્યાં સાહેબ-રામે કોટનો કાંઠલો પકડી ઊભો હતો ત્યાં જ એને ખોડી દીધો.

સામ, દંડ, ભેદથી કાગળની બધી હકીકત જાણી લીધી. ખૂબ ઠપકો આપ્યો, અપાયો તેટલો ઉપદેશ પણ આપ્યો. પ્રિન્સિપાલને ખબર પડશે તો કોલેજમાંથી બે ત્રણ વર્ષ પર્યંત કાઢી મૂકશે એટલે અભ્યાસ બંધ પડતાં રવડી મરવાની ભયંકર દશાનું ભાન કરાવ્યું. કાગળ પાછો આપી ભવિષ્યમાં આવાં પાપોમાંથી મુક્ત રહેવા ઈશ્વરનો અનુગ્રહ મેળવવાનો બોધ કર્યો.

માતાદીનના દેખતાં સાહેબરામે પોતાને માર્યો, ભાસ્વતી સંબંધી પોતાની બદદાનત હોવાની વાત સાહેબરામને વાકેફ થઈ ગઈ અને હવેથી ભાસ્વતીને એનું હંમેશ શરણ રહેવાથી પોતાના હવસો એમના એમ રહેવાના વગેરે વગેરેને લીધે ધીરજરામનો વૈરાગ્નિ પ્રજ્વળી ઊઠ્યો. સાહેબરામનો ઉપદેશ, બોધ તથા તેણે બતાવેલી દયા આ ભડકામાં ભસ્મ થઈ ગયાં. સાહેબરામ અને માતાદીનના જવા પછી પણ તે મંડપમાં રહ્યો અને જીવ સાથે નાનાવિધની ઘડભાંગ કરવા લાગ્યો.

આણુની સાલની ટીમ હોશિયાર અને કાબેલ હોવાથી શીલ્ડ મળવાનો સંભવ સોએ સો વસા હતો. એમાં પોતાની બોલિંગથી સંભવ સત્ય થાય એવી કીર્તિની આશા હતી. છતાં વૈર તૃપ્ત કરવા કીર્તિની આહુતિ આપવા સંકલ્પ કર્યો. ખોટું દાક્તરી પ્રમાણપત્ર મેળવી પરમ દિવસે સવારે અગિયાર વાગે બરાબર મેચમાં ઊતરવાની ના પાડવી તેમ જ બને તેટલા ખેલાડીને ફેરવી લઈ સાહેબરામની કપ્તાનગિરિને નામોશી અપાવવાથી જ વેર લેવાશે એવો નિશ્ચય કર્યો. કાગળ ભવિષ્યમાં ઉપયોગી થશે એમ ધારી પાટલૂનના ખિસ્સામાં મૂકી દીધો. માર ખાવાથી હાડકાં દુખતાં હતાં એટલે માંડવામાંથી નીકળી રેસિડન્સીમાં જઈ મુકુંદરામની ઓરડીમાં તેના પલંગ પર થોડી વાર આડો પડ્યો. તબિયત નાદુરસ્ત હોવાની

ખેલાડીને માટે આપે ત્યારે સ્વાભાવિક રીતે તે ખેલાડીના દોસ્તોમાં કચવાટ પેદા થાય છે અને નિર્ણય નિષ્પક્ષપાત અને સત્ય હોવા સંબંધી સંશય તેઓ ઉઠાવે છે. વિજયી યોદ્ધાને વધાવવાની તાળીની સાથે આ કચવાટનો પણ મંદ ધ્વનિ ઊઠ્યો. સાહેબરામે તંબુ પાસે આવી મોટેથી કહ્યું : 'અમ્પાયરનો ચુકાદો વાજબી છે. લીટી પર મારો પગ આવી ગયો હતો.' આથી કચવાટ શાન્ત પડ્યો. પ્રિન્સિપાલે એને શાબાશી આપી અને એના ભાઈબંધોએ એની પીઠ થાબડી. ભૈરવનાથ શેઠે એને પોતાની પાસે બોલાવ્યો; પણ 'આવું છું' કહી ખેલાડીઓના તંબુમાં ગયો અને બાકી રહેલા રમનારાઓને પાનો ચડવા લાગ્યો. કેવા બૉલ પડે છે, કેવી રીતે હીટ મારવી તેમ જ ફિલ્ડિંગ ક્યાં ક્યાં નબળી છે વગેરે માહિતી તેમને આપી; પણ કમનસીબે જે જાય તે એ ત્રણ બૉલ રમી પાછા આવવા લાગ્યા. ફક્ત માતાદીન બાર રન કરી આવ્યો. માતાદીન ખેલતો હતો ત્યારે સાહેબરામ શેઠ પાસે ગયો. શેઠે, સેનાએ અને ભાસ્વતીએ હૃદયના સાચા ઉમળકાથી વધાવ્યો. સેનાએ બહુ ઉજ્જવળ રીતે એની રમત વર્ણવી વખાણી, અણીને વખતે સારા ખેલાડીઓ ખરી જવા છતાં શાંત રહી પાણી બતાવવા માટે ભાસ્વતીએ ધન્યવાદ આપ્યો અને કૉલેજનું નામ રાખવા માટે ગર્વાનંદ દર્શાવ્યો. પણ સાહેબરામે પ્રશંસા અને ધન્યવાદના ખિન્ન મુખે ઉત્તર આપ્યા. 'રન બહુ થોડા થયા છે. અઢીસો થવા જોઈતા હતા. ફરીને રમવું પડશે.'

અમરનાથને પોતાની મંડળીમાં લઈ જઈ પાનસોપારી ખવડાવી ખુશમિજાજ બનાવી ધીરજરામે સાહેબરામ અને સેનાના સંબંધમાં તેના મનમાં સંશય ઉત્પન્ન કર્યો. એવી કુનેહથી, એવા તટસ્થપણાથી અને એવા રસથી વ્યંગ્ય ધ્વનિ ઉઠાવતો ગયો કે અમરનાથ તો વિહ્વળ જ થઈ ગયો.

આખરે સાહેબરામની ટીમ એકસો ને પંદર રન કરી આઉટ થઈ. સામા પક્ષને પછી દાવ આપવા માંડ્યો. ધીરજરામ અને મુસ્તફા જેવા ઉસ્તાદ બૉલરોની ખોટ લાગવા માંડી એટલું જ નહીં પણ ફિલ્ડિંગમાં પણ કચાશ લાગી. સાંજ પડતાં લગીમાં પ્રતિપક્ષીના ત્રણ ખેલાડીઓએ સવાસો રન કરી નાંખ્યા. કૉલેજિયનોના મોં ઊતરી ગયાં. ધીરજરામ અને એના મંડળનું ચડી વાગ્યું. પણ સાહેબરામના મોં પર હતું તેવું ને તેવું નૂર રહ્યું. સૌના વેરાયા પછી એણે પોતાના ખેલાડીઓને બોલાવી શાબાશી આપી અને આવતી કાલે કેવી રમત રમવાની છે તેની સમજણ પાડી તથા પોતાની કૉલેજની પ્રતિષ્ઠા જાળવવા તેમને અભિમાનનું ઉદ્‌બોધન કર્યું.

ધીરજરામ અને સાહેબરામની ઘાટી મિત્રતા કૉલેજમાં મશહુર હતી એટલે બન્નેને વૈમનસ્ય થવાથી સાહેબરામે ધીરજરામને કાઢી મૂક્યો છે એવી વાત કોઈ માની શક્યું નહીં. ધીરજરામનું હૃદય નબળું હોવાના સબબે દાક્તરે તેને રમવાની મના કરી છે એ બહાનાને સૌએ સાચું લેખ્યું અને ધીરજરામથી રમતમાં ભાગ ન લેવાયો, માટે અફસોસ બતાવી તેના સૌ ખબરઅંતર પૂછતા. આવા સવાલ તેને ભાલાની પેઠે વીંધી નાંખતા અને તેના વૈરાગ્નિને વધારે ને વધારે પ્રજ્જ્વળ કરતા.

બીજે દિવસે મેચ શરૂ થઈ. સ્મશાનમાં જવું પડવાથી દરીઆલાલ ન આવ્યો. એને ઠેકાણે કોને લેવો? ધીરજરામની સાથે ખરી ગયેલાઓને મેચમાં દાખલ થવાની સોનેરી તક આવી. તેઓ સાહેબરામની આસપાસ ભરાવા મંડ્યા પણ તેણે તેમને લક્ષમાં જ લીધા નહિ. માતાદીને ભલામણ કરી ત્યારે રોકડો જવાબ પધરાવ્યો: 'એમને લેવાથી કદાચ કૉલેજની કીર્તિ જળવાશે. પણ એમણે જે અનીતિ કરી છે તે માટે એઓ ખરેખરા પસ્તાય નહીં અને જે સાધ્વીને હેરાન કરે છે તેની માફી માંગી તેની ભલામણ લાવે નહીં ત્યાં લગી હું એમને રમતમાં લેવાનો નથી. કીર્તિ પહેલાં નીતિ આદરણીય છે.' આકરા દિવ્યની કસોટી પાર ઊતરવા તેઓનું દિલ ઢચુપચુ થતું હતું ત્યાં સેનાએ સાહેબરામને હાક મારી:

'તમારી કૉલેજમાં ભણતી હોત તો હું અત્યારે રમવા ઊતરત. પણ અફ્સોસ છે કે એ લહાવો મારા ભાગ્યમાં નથી. પણ ભાસ્વતીબહેન રમવા તૈયાર છે. પ્રેક્ટિસ હાલમાં નથી પણ હોકીમાં કાબેલ થયેલા સ્નાયુઓ ક્રિકેટમાં પણ પોતાનું બળ બતાવ્યા વિના નહીં રહે.'

સેનાની ભલામણ પહેલી ક્ષણે તો સ્વીકારી લીધી. પણ પાછો અનેક તર્કવિતર્કમાં પડ્યો. ભૈરવનાથ શેઠે પણ અનુમોદન આપ્યું.

'ભાઈ! એમ નો ધારતા કે મેં ભાસ્વતીને મારીને મુસલમાન બનાવી છે. ગઈ કાલની એ તો રમતમાં ઊતરવા તલસ્યાં કરે છે. એને શરમ લાગી ત્યારે જ મેં પિતાજીની સંમતિથી ભલામણ કરી છે.'

'સાહેબરામભાઈ! મુંઝાશો મા. બોલિંગ લેવાની મને ઉત્કંઠા છે. ફિલ્ડિંગમાં એવી દોડીશ કે તમે ખુશી થયા વિના નહીં રહો.' ભાસ્વતીએ પોતાની ઉત્કંઠા મીઠા નર્મ વચનથી કહી.

હજુ સાહેબરામ નિશ્ચય પર નહોતો આવ્યો એવામાં ભૈરવનાથના કહેવાથી

પ્રિન્સિપાલ પણ પોતાની સંમતિ બતાવવા આવ્યો અને સાહેબરામના મનમાં ઊઠતા વાંધાઓ કલ્પી તેના રદીઆ આપી ભાસ્વતીને રમતમાં ઉતારી ક્રીડાક્ષેત્રમાં હોહા થઈ રહી. ધીરજરામની ઇંટ્રસભામાં કોલાહલ થઈ રહ્યો. છેલવેલી તક પણ હાથમાં ન આવી. સાહેબરામની લુચ્ચાઈ અને આપખુદ સત્તા પર તેમને બહુ રોષ ચડ્યો. સખતમાં સખત રીતે વૈર લેવાના સૌએ સોગન ખાધા, પ્રતિપક્ષીઓ પણ આભા જ બની ગયા. કાઠિયાવાડના વાતાવરણમાં જે ન જોયેલું, ન સાંભળેલું કે ન કલ્પેલું તે આજે પ્રત્યક્ષ જોયું.

રમત શરૂ થઈ. ભાસ્વતીની ઇચ્છા પ્રમાણે તેને બૉલિંગ આપવામાં આવી. સારા બૉલ પડવાથી કે તેની સામા રમવાથી મુંઝાઈ જવાથી કે શરમાવાથી કે સ્ત્રી તરફનું મોહાંજન અંજાવાથી પ્રતિપક્ષીના ત્રણ સારા ખેલાડી ઊડી ગયા. આજે સાહેબરામે બૉલિંગ લીધી. ગભરાયેલા પ્રતિપક્ષીઓની એણે પણ વિકેટ લેવા માંડી, જોતજોતામાં વીસ રનમાં નવ વિકેટ પડી અને રમત પૂરી થતાં સામાવાળાનો સ્કોર એકસો ને પિસ્તાલીસ થયો. જે ભાસ્વતીને સૌ ફિટકારતા હતા અને નિન્દાથી કલંકિત અને દૂષિત ઠરાવતા હતા તે સર્વે એના ભક્ત બની જઈ દેવી તરીકે તેની પ્રશંસા કરવા લાગ્યા અને સાહેબરામની હિમ્મત પર આફરીન થઈ ગયા.

સાહેબરામની ટીમ પાછી દાવ દેવા લાગી. પહેલા સાહેબરામ અને માતાદીન ગયા. બન્ને એવો સરસ ખેલ ખેલ્યા કે દષ્ટાઓમાં ઉત્સાહ, આનંદ, અભિમાન સર્વત્ર ફેલાઈ રહ્યાં. સાંજ પડી ત્યારે ત્રણ વિકેટ પડી હતી અને બસેં ત્રણ રન થયા હતા. બીજે દિવસે સાહેબરામ અને ભાસ્વતીએ રમત શરૂ કરી અને કલાકમાં રનનો સરવાળો ત્રણસોનો કરી નાંખ્યો. આટલા બધા રન થવાથી સાહેબરામે પોતાની ટીમનું રમવાનું રાજીનામું દીધું અને પ્રતિપક્ષીઓને દાવ આપવા માંડ્યો. પાછી આજે સાહેબરામ અને ભાસ્વતીએ બૉલિંગ લીધી અને જોતજોતામાં સિત્તોતેર રન આપી દસ વિકેટ પાડી નાંખી.

કૉલેજમાં શીલ્ડ આવવાથી આનંદ આનંદ સર્વત્ર ગાજવા માંડ્યો. સાહેબરામ અને ભાસ્વતીને સેનાએ ફૂલના હાર પહેરાવ્યા. તેમના નામોચ્ચાર મુખે મુખે થવા લાગ્યા અને શાબાશીની દિશાઓ ચીરતા નિનાદથી તેની કીર્તિ ફેલાઈ. ધીરજરામથી આ ખમાતું નહોતું. આ ઉત્સવને હલકો પાડવા તેણે સહેજ ઉદ્‌ગાર કાઢ્યો ત્યાં એના જ મળતિયાઓ એના પર તૂટી પડ્યા અને પાણીથી પાતળો કરી નાંખ્યો : 'તારા વગર કેવું ચાલ્યું ! કેવી શીલ્ડ આવી' એના મહેણાથી એને પીંખી નાંખવા લાગ્યા. આખરે બિચારો સતાવણીથી વધારે ને

વધારે બળવા એટલો બધો લાગ્યો કે દીપક રાગથી જળતા તાનસેનની માફક મલ્હારની શોધમાં બાઇસિકલ પર બેસી નાસી ગયો.

ભાસ્વતીએ સેનાને અથેતિ બધી વાત સવારે કહી હતી. સાહેબરામનું દાક્ષિણ્ય, શૌર્ય, પ્રભાવ, અગ્રણીત્વ, નિપુણત્વનો પ્રત્યક્ષ અનુભવ થતાં તેનું વહાલ સવિશેષ તેના પર ઉભરાયું. આવી કટોકટીમાં કોલેજની પ્રતિષ્ઠા જાળવી અને અનીતિને શાસન કર્યું – વિરોધ, મુશ્કેલી, નિંદા, હારથી જરા પણ સંક્ષુબ્ધ કે ખિન્ન થયા વિના પોતાના બાહુબળથી તે ઝૂઝ્યો તેથી સેનાના આહ્લાદની અવધી જ ન રહી. હસતાં હસતાં સાહેબરામને સવાલ કર્યો : 'આવા પ્રલયકાળમાં તમે ભલા, વિકારોની શાંતિ જાળવી શક્યા અને બુદ્ધિની પ્રખરતા ઉપયોગમાં લઈ શક્યા ?' સાહેબરામે પણ હસતાં હસતાં જ જવાબ વાળ્યો : 'એનો ખુલાસો માતાદીને કર્યો છે.'

'શો ખુલાસો ?'

'સાંભળવો જ છે ? હિમાલય પર નિરંતર બરફ જ રહે છે.'

'એટલે ?'

'હિમાલય જેમ ઊંચો પહાડ હોવાથી હિમાચ્છાદિત રહે છે તેમ હું ઊંચો હોવાથી મારું મગજ પણ શાંત રહે છે.'

આ સાંભળી સૌ ખડખડ હસી પડ્યા.

ભૈરવનાથે શહેરના આગેવાનો સાથે મળી સાહેબરામને એક બેટ અને ભાસ્વતીને હીરામાણેકના જડાવ એરિંગ ઇનામ અપાવ્યાં. સાહેબરામે તે બેટ પાછું આપ્યું અને તેની કિંમત પોતાના પક્ષના સર્વે ખેલાડીઓને વહેંચી આપવા વિનંતી કરી. આવી ઉદાત્ત વર્તણૂકનું ભાસ્વતીએ પણ અનુસરણ કર્યું. સર્વત્ર ધન્યવાદનો વરસાદ વરસવા લાગ્યો. કુરબાન થયેલા કોલેજિયનોને તરત જ પોતામાંથી જોઈતી રકમ ભેગી કરી પોતાના વીરશ્રેષ્ઠનો મનોરથ પૂર્યો.

સાહેબરામ, સેના, ભાસ્વતી, બાલકરામ વગેરે એવા ઉલ્લાસમાં આવી ગયાં હતાં કે લળી લળીને વિનોદ કરતાં હતાં. સંશયથી ફરી ગયેલી અમરનાથની આંખ આ નિર્દોષ વિનોદમાં અન્ય અર્થ જોવા લાગી.

[૧૦]

ભાગ્યો. ધીરજરામ જીવ લઈને ભાગ્યો. આગનો ભડકો પાછળ પડ્યો હોય કે કોઈ હિંસ્ર શ્વાપદે પૂઠ પકડી હોય કે ભૂત પ્રેતે કેડો લીધો હોય ને જીવ બચાવવા ત્રાસતો નાસે તેમ નાઠો. બાઇસિકલમાં પણ ઝનૂન આવી ગયું હોય એમ ગાઝીના

જુસ્સાથી વાંધા અંતરાય ન ગણકારતાં તે પવનના વેગને પણ ટપવા લાગી. ધીરજરામ લાગણીઓના સંકુલ તુફાનથી એવો વિહ્વળ થઈ ગયો હતો કે અનુચર દુશ્મનોથી છાયાની માફક ગમે તેટલા વેગથી તે ભાગતો હતો, છતાં કેડો ન મૂકતા હોય એમ તેને લાગ્યું. પાંદડાના ખખડાટમાં, પવનની સુરકીમાં, બાઇસિકલની સાંકળની કટકટમાં, રાહદારીના ચહેરામાં, માર્ગની ધૂળમાં, વાડીનાં ફૂલોમાં, પંખીના કિલકિલાટમાં—સર્વત્ર એ પોતાના દુશ્મનને દેખવા લાગ્યો. વારંવાર બાઇસિકલની સાડમારી એ રસ્તે થતી હોવાથી રાહદારીને કે માર્ગની બાજુમાં રહેનારાઓને આ ગતિપ્રદર્શનમાં નવાઈ ન લાગી.

ચકરડું ફરતું ફરતું નદીકિનારે પહોંચ્યું. હવા ફરવાથી કે ઘણે દૂર નીકળી આવવાથી ધીરજરામના દેહમાં ઊઠેલી આગ શાંત પડવા લાગી. સડક અને નદીના જળની વચ્ચે લીલી હરિયાળીથી છવાયેલો બેટ નદીએ પાસું બદલવાથી પડ્યો હતો. હજુ ચોમાસું યૌવનમાં હોવાથી મખમલ જેવી સુંવાળી લીલોતરી બીછાઈ રહી હતી. નદીના કાંઠા ભરી દેતું જળ પણ વેગભર્યું વહેતું હતું.

બાઇસિકલ પરથી ઊતરી પડી પગે ચાલતો જલ કિનારી પાસે ગયો. ઠંડા જળનો ખોબો ભરી મુખ પ્રક્ષાલન કર્યું અને બાહ્યોપચારથી અંતરની વેદના શમાવવા મથ્યો. વેદના એટલો બધો સંક્ષોભ અને ત્રાસ આપતી હતી કે તેની અનિમિષ આંખો કુદરતનું ચારુ સૌંદર્ય જોઈ શકતી નહોતી, તેની ઘ્રાણેન્દ્રિય જલની, જલવનસ્પતિની કે જલથી ભીંજાયેલી માટીની ખુશબો માણી શકતી નહોતી, તેનો શ્રવણ જલના કલકલ નાદથી કે જલપંખીના સૂરથી આહ્લાદ પામતો નહોતો. નદીકાંઠેનું વાતાવરણ તેના દેહયંત્ર પર અસર કરી શકતું નહોતું. ફક્ત તેના પગ ચાલ્યા કરતા હતા અને હાથ બાઇસિકલને સાથે ચલાવતા હતા.

'ધીરજરામ! માણસને તરેહ તરેહના અભિલાષ હોય છે. દ્રવ્ય, સત્તા, કીર્તિ મેળવવાના અભિલાષ જેવો જ ઉત્કટ અભિલાષ સ્ત્રીને વશ કરવાનો હોય છે. મોજ માણવાનું સાધન સ્ત્રી કરતાં વધારે સારું કયું છે? મગદૂર છે એની કે પુરુષ ઇચ્છા કરે અને એ સામી થાય? હળવટ કે જળવટથી એને કબજે લઈ સુખ ભોગવવું જ જોઈએ, પછી ભલેને ચૂંથાયેલી ફૂલપાંદડી પેઠે નકામી થઈ પડે. સારું ફૂલ ચૂંટવા, સૂંઘવા કે માથે ચડાવવા કે પગે કચરવાની મનાઈ નથી; રમણીય દૃશ્ય નિહાળવા આંખને પ્રતિબંધ નથી, મધુર ધ્વનિ સાંભળવા કાનને સદર પરવાનગી તો પછી એ વિવિધ સૌંદર્યના આકાર સ્ત્રીને માણવામાં શા માટે અંતરાય? પુરુષોની ઈર્ષા અને સ્વાર્થ ન હોય તો અંતરાય બંતરાય કેવા? સાહેબરામની નસેનસ હું જાણું છું. એની કુભારજા એને ઘેર જંપવા

દેતી નથી. કાલા થઈને એણે બીજે હાથ નાંખવા માંડચા છે. કેટલો હરામખોર! કેવો સ્વાર્થી ! જાણે દુનિયા એને માટે જ સર્જાઈ હોય. પણ બચ્ચાજી યાદ રાખજે ! લાગ આવે હાથ બતાવીશ. દુષ્ટ ! મારે ને તારે પેલા ભવની એવી તે શી દુશ્મનાવટ હતી કે મારા એકેક મનોરથ જમીનદોસ્ત કર્યા તેં ? ભાસ્વતીને મારા પંજામાંથી છટકાવી. મૅચમાંથી મને બાતલ કર્યો અને શીલ્ડ જીતવાથી ભવિષ્યમાં મને થવાના લાભ લઈ લીધા. આટલું જાણે બસ ન હોય તેમ પ્રિન્સિપાલને પણ સાચુંખોટું ભરાવી આવ્યો છે. સાંભળ્યું છે કે પ્રિન્સિપાલ 'રસ્ટિકેટ' કરવાનો ઇરાદો રાખે છે. જો એમ થયું તો બાર જ વાગી જવાના. આખી જિંદગાની ધૂળધાણી અને ફનાફાતિયા થવાની. ધીરજરામ ! પરમેશ્વર પણ તારા પર રૂઠચો છે કે શું ? તારા જેવા અદ્વિતીય બૉલર વિના કૉલેજ શીલ્ડ જીતી, પેલી ભાસ્વતીએ દડા નાંખ્યા અને તારી રમતનું વિસ્મરણ કરાવી દીધું – શું કરું ? કેવી રીતે અભિલાષ સિદ્ધ કરું, વેર લઉં, ગયેલી પ્રતિષ્ઠા મેળવું અને જગતમાં જેટલું સર્વોત્કૃષ્ટ, અપ્રતિમ હોય તેટલું ભોગવું ?' કુદરતની ગોદમાં ફરતાં સાંત્વના થઈ અને સંક્ષુબ્ધ મન પ્રસન્ન થઈ શૃંખલાબદ્ધ વિચાર ગોઠવવા લાગ્યું. લાગણીઓના ગૂંચવાયેલા તંતુઓ નિરાળા થવા લાગ્યા. નિરાળા થતાં જ તેમનું જોર કમી થવા લાગ્યું.

દૂર દૂર ક્ષિતિજમાં આકાશમાં ભળી જતી નદી અને તે સંગમ નિરખતાં વૃક્ષો અને વાદળાંઓ તરફ લાંબી દૃષ્ટિ પ્રેરી, મનઃસ્થિતિ આખી વિશદ થવાથી ત્રાસ સરી પડચો હોય અને સ્વાસ્થ્યનો ઉલ્લાસ આવ્યો હોય—અને તે ઉલ્લાસ અસ્ફૂટ સ્વર દ્વારા મૂર્તિમંત થતો હોય તેમ તે ગણગણવા લાગ્યો—ઝીણી ઝીણી સિસોટી વગાડવા લાગ્યો. આખરે ન રહેવાયાથી ઊંચે અવાજે ગાયન લલકારવા માંડ્યું. નદી, વનસ્પતિ કે આકાશ સિવાય કોઈ જેમ એનો મીઠો બુલંદ કંઠ સાંભળે એમ નહોતું તેમ એ ગાયનમાં ગાજતા વિકાર અને વિકારના આવેશમાં કરાતા સંકલ્પોનો પણ કોઈ સાક્ષી નહોતું. કેદ પુરાયેલી વૃત્તિઓને ગાયન ગાવામાં વિસર્જન માર્ગ મળવાથી ધીરજરામ વિશેષ સ્વસ્થ અને પ્રસન્ન થયો.

'હા હા ! કેવી મૂર્ખાઈ !' એવું મોટેથી બોલી તે ખડખડ હસ્યો. ગાયન, હાસ્ય વગેરે જોનાર હોત તો એને ઉન્મત્ત, ભ્રમિત જ કોઈ ધારત. વળી મનોદશા બદલાઈ. મોઢું ચડી ગયું. હસવાને બદલે અફસોસ કરવા લાગ્યો. 'અરર ! કેવી મોટી ભૂલ, પહેલેથી સૂઝયું હોત તો આજે બધું હાથમાં આવી ગયું હોત, આ જમાનામાં સાવજ કરતાં પણ ગધેડાનું ચામડું ઓઢી ફરનારો સાવજ વધારે

ફાવે છે. સર્વે સાથે મીઠા સંબંધો રાખ્યા હોત—કેળવ્યા હોત અને પછી મારી ભૂરકીથી ભરમાવી મનમાની મોજ માણી શકત. બસ, ભૂલ્યા ત્યાંથી ફરી ગણો. હમણાં જ જઈને સાહેબરામની, ભાસ્વતીની, પ્રિન્સિપાલની અને ભૈરવનાથ શેઠ સુદ્ધાંની ખોટી હૃદયદ્રાવકતાથી માફી માગું છું અને સાવધતાથી, કુનેહથી અને દુરંદેશીથી વર્તું કે ભવિષ્યમાં આવી મુશ્કેલીઓ જ પેદા ન થાય. સાહેબરામ છે ભોળો; એને છેતરતાં વાર શી ? સીધી વાતમાં એની સાથે ન ફવાય. 'રિગેટા'-માં એની માફી માંગી, પસ્તાવો બતાવી ખુશામત કરી—ગમે તે રીતે સામીલ થઈશ અને ક્રિકેટમાં ખોયેલી કીર્તિ મેળવીશ જ. પણ ભાસ્વતી હાથથી ગઈ. હાલમાં એને છંછેડવામાં સાર નથી, પણ શિકાર વગર જિંદગીમાં લહેજત શી ? ભાસ્વતી પર ક્યાં મેખ મારી છે ? એ નહીં તો એની બહેન સેના ! હા ! ઠીક નજરમાં આવી. છે પણ વધારે રૂપાળી અને તંદુરસ્ત. અમરનાથની સાથે મારે ઘણું સારું છે. એ વાંદરાને આજે મેં સીડીએ ચડાવ્યો છે, પણ ઉતારતાં શી વાર ? દોસ્તી વધારે ગાઢ કરીશ. ભૈરવનાથ શેઠની પણ પુષ્કળ ખુશામત તથા તહેનાત ઉઠાવીશ, મારો ઉસ્તાદ કંઠ એમની લોકસેવામાં અર્પણ કરીશ. એમની જાહેર પ્રવૃત્તિઓ ઊપડશે એટલી ઉપાડી લઈશ અને સાહેબરામની સાથે મીઠાશ તથા સારપની હરીફાઈ કરી સેનાના વધારે ને વધારે પરિચયમાં આવીશ. કાળ છે, મારી શક્તિ છે અને મારા અભિલાષનું બળ છે—આ ત્રણને શું અશક્ય છે ? આ ફાંકડાથી કોણ નહીં મોહે ? બસ, બસ, એ જ રસ્તો. તાગ ન આવે એવા ઊંડા ન થઈએ તો ફાવીએ કેમ ?'

વિષયવાસના એટલી પ્રબળ હતી કે બીજી બધી વૃત્તિઓ એમાં શમી ગઈ. આ બળથી પ્રેરાયેલો પાછો બાઇસિકલ પર ચડ્યો અને નદીકાંઠે-કાંઠે થઈને ભૈરવનાથના 'સેનાનિકેતન' ભણી ગયો.

મિલોના મજૂરોની સારવાર કરી ફરવા જતા ડૉ. છન્નુલાલનો રસ્તામાં ભેટો થયો. ખુશમિજાજ ડૉકટરે વાતમાં ને વાતમાં મજાક કરવા માંડી, 'અલ્યા ધીરુ, બાયડીએ તારું નાક કાપ્યું. તારા જેવા મરદને ભૂલાવી દીધો. રિસાઈ બેઠો હતો તે ડૂબી મર હવે ઢાંકણીમાં પાણી ભરીને.'

સાંભળતાં જ એકદમ ઊછળ્યો. લુચ્ચાઈ વધારે સચોટ થાય માટે સાધુતાનો ધરવા ઇચ્છેલો સોંગ સરી જઈ એની ખરેખરી નગ્નતામાં પ્રગટ થવા જતો હતો ત્યાં અતિશય યત્ને મન કાબૂમાં રાખ્યું અને મજાક કહો કે ટાણો કહો તે પી ગયો. ડૉકટરની મજાકને પણ ભુલાવી દે એવી મજાકમાં ઊઠ્યો અને ઊલટું પોતાનો હવસ હાંસલ કરવા ડૉકટરને પેચમાં લીધો અને શીશામાં ઉતાર્યો.

*

ભાસ્વતીનો હર્ષ હૈયાંમાં માતો નહોતો. આજે જિંદગી સાર્થક થઈ હતી. નિંદા, ત્રાસ, અપમાનને સ્થાને ધન્યવાદ, મમતા, પ્રતિષ્ઠાની ધારા ચારે મેરથી વર્ષવા માંડી હતી. કૉલેજનું નાક પોતાથી રહ્યું એવા અભિમાનથી ફૂલાતી હતી. સાહેબરામે કરેલા ઉપકારના ઋણમાંથી મુક્ત થવાની નિશ્ચિંતતા અનુભવતી હતી. દુષ્ટ યાતુધાન ધીરજરામને કચરી સદંતર પાયમાલ કરવાની જોગવાઈ આવવાથી વેર લેવાયું એમ માની રાચતી હતી.

સેનાનો આનંદ છલકાઈ જતો હતો, પિતાના વિશ્વાસ અને આશાના આસ્પદ પોતાના સમવયસ્ક અને સમબુદ્ધિમંત સખા સાહેબરામનાં વિજય, નિપુણતા, પ્રયોજકશક્તિ, નાયકકલા આદિનું પ્રત્યક્ષ દર્શન કરી તે ખુશ ખુશ થઈ ગઈ હતી. પોતે કાંઈ વીરપરાક્રમ ન કર્યું હોય એવા ઉલ્લાસથી એનું લોહી ધબકતું હતું. બચપણની ગોઠિયણ ભાસ્વતીની વિજયસિદ્ધિથી પણ એટલો જ આનંદ એને થતો હતો. બીજાને આનંદે એ આનંદી અને સુખી થતી.

પોતાના સામંતના ગુણોએ બતાવેલા પાણીથી ભૈરવનાથ શેઠને ઓછી ખુશાલી નહોતી થઈ. જિંદગીમાં આવો પ્રસન્ન ઉત્સાહભર્યો ઉલ્લાસ એમણે માણ્યો નહોતો.

'સાહેબરામ ! સંકલ્પાએ કહેવડાવ્યું છે કે તમે ખસુસ જીતવાના છો. મારે ત્યાં ગળ્યું મોં કરી તમારી વિજયસવારી ઘેર પધારશે તો તમારો ઉપકાર જિંદગીભર નહીં ભૂલું.' આવો સંદેશો બાકલરામે પહોંચાડયો અને સાહેબરામે સ્વીકાર્યો.

સાહેબરામને હજુ મહેમાનોની સરભરા કરવાની હોવાથી એ અને બાલકરામ રોકાયા. શેઠ અને સેના ભાસ્વતીને એના નિવાસે ઉતારતાં ગયાં.

ઘરમાં પ્રવેશતાં જ એનો નાનો ભત્રીજો દોડતો આવ્યો. 'ફોઈબા ! તમે તો જીત્યાં, તમે તો જીત્યાં' એમ બોલતો બોલતો વળગી પડયો. ભાસ્વતીએ તેને ઊંચકી તેના કપાળ પર બોકી લીધી. છોકરો ફોઈને ગળે વળગી પડયો. ફોઈ ભત્રીજાએ એકમેકને ખૂબ વહાલ કર્યું. હાથ છોડી કંઠેથી સરી પડયો. પણ એવામાં યાદ આવ્યું હોય તેમ પાછો ફરી વિનીત ભાવે બોલ્યો, 'ફોઈબા ! તમે પ્રાર્થના કરી ?'

'ના ભાઈ ! કૉલેજમાંથી પરભારી ચાલી આવું છું.'

'તમે જીત્યાં માટે પ્રભુનો ઉપકાર માનવા પ્રાર્થના ક્યારે કરશો ?'

'હમણાં જ, ભાઈ. કપડાં બદલી હાથપગ ધોઈ લેવા દે.'

ભાસ્વતી ભત્રીજાની આંગળી પકડી પોતાના ખંડમાં ગઈ અને બહારનો

મેલ તથા થાક ઉતાર્યા પછી ફોઈ–ભત્રીજે પ્રાર્થના કરવા મંડ્યાં. પ્રાર્થના કરતાં ભાસ્વતીનો ઉલ્લાસ મરી ગયો. અનેક વૃત્તિઓ પાપમય લાગી. પાપનું ભાન થતાં જ શોધન કરી વિશુદ્ધ સાત્ત્વિક વૃત્તિઓનું જ સેવન કરવાનું અને અધમનો નાશ કરવાનું બળ પ્રાર્થ્યું. પ્રાર્થનામાં લગભગ પોણો કલાક વ્યતીત થઈ ગયો. પાંચેક મિનિટ પ્રાર્થના કર્યા પછી ફોઈ ઊંઘી ગયાં કે શું એવું લાગવાથી બાળક એના રમવાના ઘોડા પર ચઢી રમવા લાગ્યો.

વૃત્તિનો નિરોધ થયો અને શરણની શાંતિ આવી એટલે ભાસ્વતી ટટાર થઈ નિમિષને જોવા લાગી તો તે એની નિર્દોષ બાળચેષ્ટામાં મશગુલ હતો. પાપના ગર્તમાં પડતી પોતાને બચાવવા માટે તેના ભક્તહૃદયનો પાડ માનતી ઇંગ્લિશમાં ઇશસ્તવન ગાતી ગાતી પોતાની માતા પાસે ગઈ.

રાત્રે સૂતાં સૂતાં પ્રાર્થ્યું: ‘પ્રભો! ધીરજરામને સુબુદ્ધિ આપો. એને વિપથે જતો બચાવો.’

[ ૧૧ ]

મહેમાનો હારથી તદ્દન વિષણ્ણ ન થઈ જાય માટે મિજબાની, જલસો આદિથી સરભરા કરવાની વ્યવસ્થા કરી સાહેબરામ બાલકરામની સાથે નીકળ્યો.

‘બાલક! આજના વિજયમાં ધીરજરામ ભાગીઓ થયો હોત તો કેવું સારું! રમત સારી ખેલાઈ હતી પણ એની બૉલિંગનો બહાર જુદો જ હતો.’

‘સાહેબરામ! સ્વાભાવિક રીતે આપણને સૌને એનું દુર્ભાગ્ય સાલવું જોઈએ. પણ એની હરામખોરી માટે એને સજા નહોતી થવી જોઈતી? ઈશ્વરની પણ ગહન ઘટના છે. ભાસ્વતીએ કેવો રંગ રાખ્યો! સેનાબહેન હોય નહીં અને ભાસ્વતીને પાનો ચડે નહીં. જંગમાં ઊતરવાને સેનાબહેનના હાથ બહુ ચળવળતા હતા.’

આમ આડી તેડી વાતો કરતા કરતા બાલકરામના આંગણામાં જઈ પહોંચ્યા. ગાડીનો ખખડાટ પોતાના જ દ્વારા આગળ અટકવાથી સંકલ્પકિશોરી મહેમાનોને ઓળખી ગઈ અને સ્વાગત માટે સામી ચાલી આવી. સાહેબરામના ગળામાં સુગંધી ફૂલોનો હાર પહેરાવ્યો. સાથે બે જણ આવેલા છતાં સ્વાગત એકનું જ થયું એ જોઈ સાહેબરામ બાલકરામના સ્વાગતની ચિંતામાં પડ્યો. ત્રણે જણ આગલા ખંડમાં ખુરશીઓ પર બેઠાં છતાં સંકલ્પકિશોરીએ બાલકરામનું સ્વાગત ન કર્યું ત્યારે તેને ઠપકો દેવા સાહેબરામ જતો હતો ત્યાં પતિ પત્નીની આંખોમાં અજબ પ્રકાશ જોઈ ખચક્યો. વૃત્તિ પણ પલટાઈ ગઈ.

'સંકલ્પભાભી ! તમે જબરાં જાદુગર લાગો છો, બાલકરામની આંખમાં કેવા આંજણુની ભૂરકી નાંખી કે આજ સારો દિવસ – એની કૉલેજ ઢાલ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થઈ ત્યારના મંગલ અને પુણ્ય પ્રસંગે પણ જે તેજ એની આંખમાં નહોતું તે તમને જોતાં જ પ્રગટી આવ્યું.'

આ સાંભળતાં જ સંકલ્પકિશોરી હસી પડી. 'દંપતીજીવનનાં એ રહસ્યો અધિકાર પ્રાપ્ત થાય ત્યારે આપોઆપ સમજાય છે.'

'સાહેબરામ પણ અધિકારી છે એટલું જ નહીં, ઋતંભરા પ્રજ્ઞાથી સંપન્ન છે એટલું વિસરી મા જતી. મૅચના સવિસ્તર સમાચાર સાંભળ્યા ?'

'સ્વામી વિષય બદલે ત્યારે પતિવ્રતાએ પણ અનુકૂળ વર્તન કરવું જોઈએ; ફળિયાના છોકરાઓ પાસેથી ઘણી હકીકત સાંભળી છે. આજે સાહેબરામ, તમારો ગર્વાનંદનો દિવસ છે તેવો અમારે પણ છે.'

'હોવો જ જોઈએ. ભાસ્વતી સ્ત્રી જાત છે ને પાછી તમારા પંથની. મશ્કરી નથી કરતો પણ ખરા દિલથી કહું છું કે આપણા ગુજરાતની સુન્દરીઓના ઉન્નતિક્રમણના ઇતિહાસમાં પહેલવહેલાં આ મૅચ સોનાના પટાથી અંકાશે. આપણા ઇલાકામાં ગુજરાતીઓ પહેલવહેલા આ ઢાલ જીત્યા છે; ભાસ્વતી હોય નહીં ને આ મૅચ જિતાય નહીં.'

'પણ તમે ક્યાં કાચા રમનાર છો. ખરું પાણી તો તમે બતાવ્યું છે. જ્યાં ત્યાં તમારી તારીફ થતી સાંભળી છે. તમારી હીટો પર આખું શહેર કુરબાન થઈ ગયું છે.'

પહેલે દિવસે સામવાળાની હીટો ક્યાં ઓછી હતી ? ભાસ્વતીની બૉલિંગ વગર આપણે હારત, પણ કદાચ.'

'ના, ના, વિજયનાં મુખ્ય કારણ તમારો કૉલેજનો કીર્તિધ્વજ ફરકાવવાની અભિલાષાનો જુસ્સો, અને દુષ્ટ ધીરજરામને બતાવી આપવા—'

'અન્યાય કરો મા ભાભી ! ધીરજરામની દુષ્ટતા માટે મેં એને રમવા ન લીધો બાકી કોઈ પણ જાતની સરસાઈ વૈરવૃત્તિથી બતાવવા ક્ષણ પણ વિકાર ઊઠ્યો નથી.'

'કેવું કૂણું અને સાત્ત્વિક હૃદય છે' એવી લાગણી દંપતીને થઈ.

'ચૂકી, ખરેખર ચૂકી. તમારો સ્વભાવ જાણતી હોવા છતાં કેમ ચૂકી ? સ્વગત બોલતી હોય તેમ અસ્ફૂટ શબ્દ ઉદ્‌ગારતી સંકલ્પકિશોરી અફસોસ કરવા લાગી.

'ભાભી ! આ વર્ષે ઢાલ જીતવાની પૂરેપૂરી ખાતરી જ હતી. આ વર્ષે ન જિતાય તો બીજે કયે વર્ષે જિતાય ? કેટલા મહિનાથી અમે તૈયારી કરી રાખી હતી ? પણ છેવટે ધીરજરામ વગેરે કુશળ ક્રીડાકારો ખરી પડચા અને સુઘટિત સંકલના તૂટી ગઈ.'

'પણ એવી આફતોથી મુંઝાઓ એવા કયાં છો ? તમે એક ફેરા સંકલ્પ કર્યો તે પાર પાડવાના જ.'

જ્યારે જ્યારે સાહેબરામ અને સંકલ્પકિશોરી મળતાં ત્યારે ત્યારે બાલકરામ શાંત શ્રોતા થઈ જતો. સાહેબરામનું હૃદય પારખવામાં પોતાની પત્નીની નિપુણતા જોતાં તેને અજાયબીનો આનંદ થતો. નિકટ સહવાસ છતાં જે વસ્તુસ્થિતિ પોતે પામી ન શકતો તે સંકલ્પકિશોરીને સહજોપલબ્ધ થતી જોઈ તેનો ગર્વાનંદ છલકાઈ જતો.

'અલબત્ત ! ધાર્યું સિદ્ધ કરવાનો જ. રમનારાઓ જતા રહેવાથી નહીં પણ આવી રમતમાં તેઓ સામીલ ન થઈ શકયા માટે મારું દિલ બળતું હતું. બીજી પાસથી ભાસ્વતી માથે ગુજરેલા સિતમથી મન વિહ્વળ થઈ ગયું હતું. જંગમાં લડાઈનો પાનો ચડતો, ચડતો અને ઓસરી જતો. કારણ એકાગ્રતા નહોતી. પણ ભાસ્વતી રમવા આવી એટલે અલૌકિક શુરાતન છૂટયું. મનની વિહ્વળતા શમી ગઈ અને એના શાળાભિમાને મારા અભિમાનને સતેજ રાખ્યું.'

જેટલા વહાલથી, ઉમળકાથી, મગરૂરીથી બ્હેન ભાઈની વાત સાંભળે તેવી જ રીતે સંકલ્પકિશોરી સાહેબરામની આત્મકથા સાંભળતી હતી. બન્નેને વિનોદની ગમ્મત માણવાની જબરી ટેવ હતી. ગંભીર વાતમાં ટીખળ કરવું એમાંથી એ ટેવ તૈયાર થઈ.

'તમે તે સાધુ કે દંભી ?, અંગ્રેજીમાં મગરનાં આંસુ સારવાનું કહે છે તેવું કરો છો.'

'હા, ભાભી. તમારો સવાલ ખોટો નથી. પણ મારા હૃદયમાં જે તુમુલ તોફાન જામ્યું હતું—જામેલું છે કારણ કે હજુ પણ તદ્દન શાંત નથી પડયું તેનો સાક્ષી ઈશ્વર છે. આપણા સમોવડિયા, કૉલેજની કીર્તિ ઝળહળવામાં પોતાનું સર્વસ્વ આપનારાઓ આવા વિકટ જંગ અને તેના ફળ વિજયના સહભોગમાંથી નિષ્કાસિત થયેલા જોવાથી વ્યથિત થતું ગોઠિયાપણું અને બીજી તરફ એક સ્ત્રીને દુષ્ટ રીતે હેરાન કરવાની અધમતાને શાસન કરવાની નીતિન્યાયવૃત્તિ — એ બંને વચ્ચે એવી રસાકસી ચાલી છે કે અનુભવ વગર સમજાય એવું નથી.'

હૃદયમાં થતી વ્યથા ઉદ્‌ગારમાં, અંગોના સંચલનમાં પ્રતીત થવા છતાં

સંકલ્પકિશોરીએ વધારે છંછેડાટ કરી. 'તમે કાંઈ ઈશ્વર છો કે દુષ્ટને શાસન કરવા પ્રવૃત્ત થયા ?'

'હું ઈશ્વર નહીં હોઉં તોપણ તેનો અંશ છું. શાસન કરવાનો અધિકાર છે. તેનો દુરુપયોગ કરીશ એટલે તરત જ મારું ઈશ્વરત્વ ખંડિત થશે.'

'સવાર થશે તોપણ તમારી ચર્ચા પૂરી થશે નહીં. સંજીવનીભાભી જાણશે તો આપણને ઠપકો આપશે. માટે ગળ્યું મોં કરાવવું હોય તો કરાવો.'

પતિના શબ્દો સાંભળતાં જ સંકલ્પકિશોરી ઊઠી અને હસતે વદને બીજા ખંડમાં ગઈ. સંજીવનીનું નામ સાંભળતાં સાહેબરામને પોતાના અને મિત્રના જીવનનો અંતર સ્પષ્ટ થયો. એવામાં બાલકરામે શાંતિ ઉરાડી, 'ગળામાં ગુલાબ છે તે કઈ વાડીનાં છે ?'

'પોલીસખાતામાં નોકરી કરવી પડશે તો એ વિદ્યા શીખીશ. અત્યારે તો નથી આવડતી.'

'અમારી અગાસીમાંના રોપા તો જોયા છે કે નહીં ?'

'હમણાં જ પખવાડિયા ઉપર આપણે ત્રણ જણાં પતંગ ઉરાડવા ચડ્યાં હતાં અને સંકલ્પકિશોરીએ તારો પંતગ કાપ્યો હતો તે વખતે તારી ફૂલવાડી જોઈ હતી.'

'ત્યાર પછી આપણે ત્યાં નથી જ ગયા. સંકલ્પાનો બગીચો ફૂલ્યો છે. કૂંડામાં વાવેલા જાતજાતના ફૂલના રોપથી સજ્જની ફૂલવાડી બની છે. તમારા હારમાંનાં ગુલાબ એના ઊછેરેલા છોડનાં છે.'

એવામાં સંકલ્પકિશોરી ઉપાહાર લઈને આવી. નાની નાની ટીપાઈ પર તે ગોઠવ્યો અને તેનું આસ્વાદ લેવા પતિમિત્ર અને પતિને વિનંતિ કરી.

'ભાભી ! તમને કેટલી શાબાશી આપું ? જ્યારે જ્યારે તમારે ત્યાં આવ્યો છું—ઘણુંખરું હંમેશ આવું છું—ત્યારે ત્યારે આખા ઘરની વ્યવસ્થા, સ્વચ્છતા, આરામ એવાં દિલપઝીર હોય છે, તમારી રસોઈ એવી સ્વાદિષ્ટ હોય છે કે શા શબ્દોમાં આ બધી આવડતનાં વખાણ કરું ? ઘણી ભણેલી સ્ત્રીઓનાં ઘર મેં જોયાં છે. એમનું એદીપણું બતાવતી હોય તેમ જાજમ પર, ખુરશી પર અને ટેબલ પર પડી પડી ધૂળે મારાં કપડાં મેલાં કર્યાં છે. ઘણાં કહેવાતાં સુધરેલાં કુટુંબોમાં ગયો છું પણ કપડાંની ટાપટીપ સિવાયની બીજી ગૃહ્ય વ્યવસ્થા જોઈ નથી. મેં તમારા જીવનનું બારીક નિરીક્ષણ કર્યું છે. નિયમિતતા, મહેનતાણું અને હોંશનો આગ્રહ એ તમારા જીવનના મંત્ર છે.'

'મારાં વખાણ સાંભળવા નોતર્યા નથી. પણ તમારા વિજયથી થયેલા આનંદનો લહાવો લેવા. આ ઘરમાં તમને જેટલું રુચતું હોય તેનું માન મારા રામને ઘટે છે. શાબાશી આપવી હોય તો એમને આપો.'

આમ વિનોદ આલાપ કરતાં ઉપાહાર લેવાયો. પ્રસન્નચિત્તે આભાર અને આનંદની લાગણી દર્શાવી સાહેબરામ ઘેર જવા ઊભો થયો.

'જેવી વિજયસિદ્ધિ આજે થઈ તેવી ભવિષ્યમાં ગુજરાતને દુનિયામાં આગળ પાડવાની તમારી પ્રવૃત્તિને મળો.'

'ભાભી! તમારો આશીર્વાદ પ્રભુ સફળ કરે! માતાઓના અભિલાષ અભિલાષ નથી રહેતા.'

સાહેબરામના ગયા પછી બાલકરામે રસની સુકુમારતાથી લડવૈયાના ઉત્સાહથી અને પરાક્રમના ઉન્માદથી સારા દિવસનો વૃત્તાંત અથેતિ વર્ણવ્યો.

શાળામાં નિયમિત ઉચ્ચ શિક્ષણ લેવાનો અવસર સંકલ્પકિશોરીને નહોતો મળ્યો છતાં વાંચનથી તેમ જ પતિ અને તેના મિત્રો સાથે દરેક વાતમાં રસથી ભાગ લઈ તેણે પોતાનું જ્ઞાન વધાર્યું હતું. બાલકરામને એવી રસિક આદત હતી કે રાત્રે સૂતા અગાઉ પત્ની પાસે આખા દિવસમાં બનેલા પ્રસંગો તપસીલવાર વર્ણવી જાય. આથી સંકલ્પકિશોરીની માહિતી વધી હતી, વર્તમાનપત્રો, ક્રમિકપત્રો અને પુસ્તકોના વાંચનથી આવી માહિતી તે વધારતી. બાલકરામના જેટલા ખાસ દોસ્તો આવતા તેટલા તેના એકલાનો નહીં પણ તેની સંસ્કારી પત્નીનો સહવાસ લઈ શકતા. આવા પ્રસંગો પર વિનય, વિવેક, સહૃદયતા, માધુર્ય અને પ્રેરણાથી સંમેલનનું વાતાવરણ તે ભરી દેતી, ગમે તેવો પ્રચંડ બુદ્ધિવાળો દોસ્ત આવ્યો હોય—ગમે તેવી ગંભીર લાગણીવાળો આવ્યો હોય તોપણ તે સર્વેની વાતમાં એવો સરળ ભાગ લેતી કે તેમને સહેજ પણ ક્ષોભ થતો નહીં અથવા તેમને એની ઉપેક્ષા કરવી પડતી નહિ. મહેમાનોના ગયા પછી જે હકીકત ન સમજાઈ હોય તે પતિને પૂછી પોતાની ઊણપ પૂરી દેતી. સાહેબરામ ઘણુંખરું વાંચવા બાલકરામને ત્યાં આવતો. તેમને વાંચનનો થાક ચડયો હોય ત્યારે પોતાનું સીવવાનું કે ભરવા—ગૂંથવાનું લઈ તેમની નિકટ જઈ બેસતી અને તેમના વાંચન વિષે ચર્ચા ચલાવી પોતાનું જ્ઞાન વધારતી અને તેમને તાજા બનાવતી. કેટલીકવાર પોતાનો મધુર કંઠ ખોલી તેમને અવનવી સૃષ્ટિમાં લઈ જતી.

આજકાલ જિંદગીનો લહાવો માણવાની ભાવના પલટાતી જાય છે. મલાજો કાઢી નાંખી સ્ત્રીપુરુષો અન્યોન્યના સહવાસમાં વિશેષ ને વિશેષ આવવા ઉત્કંઠિત હોય છે. વ્યવહારના અને લાગણીના સાધારણ પ્રસંગોમાં મળતાં સ્ત્રીઓ અને

પુરુષો વચ્ચે કોઈ જાતનું અંતર જણાતું નથી. પણ કેળવણી અને સંસ્કારિતાથી સ્ત્રીઓ પુરુષ જેટલી સંપન્ન ન હોવાથી બુદ્ધિના અને બુદ્ધિથી રંગાયેલા વ્યવહાર લાગણીના પ્રસંગે વાતચીતથી પુરુષોને સંતોષ આપી શકતી નથી. ઘણી વાર તો આલાપિત વિષયનું સ્પરૂપ જ સમજાતું નથી, આવે વખતે શાંત રહેવાનું શાણપણ કેટલીક સ્ત્રીઓ બતાવે છે. જાતે મેળવેલી સ્વતંત્રતા કરતાં અન્યે મહાનુભાવથી આપેલી સ્વતંત્રતા અતંત્રતા થવાનો અનુભવ પતિના મિત્રોના સહવાસમાં આવેલી અસંસ્કારી સ્ત્રીઓ ઘણી વાર કરાવે છે. સાહેબ-રામને આવા કડવા અનુભવ ઘણા થયા હતા. પૂર ઉત્સાહમાં હોય ત્યારે એવી વક્રોક્તિ કે દોષારોપણનું ઉચ્ચારણ એકાદ સ્ત્રીનાથી થતું અને ઘણીવાર તેની ઉષ્મા ઠંડી પડી જતી. ઠોકર ખાતાં આવી સ્થિતિમાં સૌજન્ય સાચવી પોતાની લાગણીનું પૂર કેવું વહેવડાવવું અથવા બુદ્ધિની લીલા કેવી રીતે ખેલવી તે તે શીખ્યો હતો. સેના અને સંકલ્પકિશોરીના નિરંતરના સહવાસથી પોતાનાં સ્ત્રીમિત્રો પાસેથી જેવા પ્રકારની સંસ્કારિતાની તે અપેક્ષા રાખતો તેવી સર્વત્ર ન મળવાથી હજુ પણ ઘણી વાર તે નિરુત્સાહ થઈ કચવાતો—બહુ કચવાતો ત્યારે કેટલીક વાર બાલકરામને ત્યાં ચાલ્યો જતો અને સંકલ્પકિશોરી સાથે વાતોથી, રમતથી, અથવા સંગીતથી નિસ્તેજ થયેલો તેજસ્વી થતો. બાલકરામ એટલો બધો સ્ત્રીવત્સલ હતો કે ઘણુંખરું ઘરમાં જ હોય અથવા બહાર ગયો હોય તો સાથે પત્નીને લઈને. સાહેબરામના આગ્રહથી કહો કે જોહુકમીથી એણે થોડીક મરદાની રમતોમાં ભાગ લેવા માંડ્યો હતો. બાકી ઘરમાં રમાય એવી અનેક રમતોમાં એણે સારી ઉસ્તાદી મેળવી હતી. મનની મોજ આવે ત્યારે દંપતી પુષ્કળ વેળા અગાસીમાં ચઢી પતંગ ચડાવતાં, શેતરંજ ખેલતાં, ગંજીફાના તરેહતરેહના દાવ ખેલતાં, ગાયનવાદન કરતાં અથવા નૃત્ય નાચતાં.

દિનચર્યાનો ઇતિહાસ સાંભળ્યા પછી પોતાના નગરમાં બનેલા અપૂર્વ બનાવથી સંકલ્પકિશોરીનાં રોમાંચ એટલાં બધાં હર્ષથી ઊભાં થઈ ગયાં કે પતિના ખોળામાંથી માથું ઊંચકી બેઠી થઈ. 'વહાલા ! લાગણીઓ એટલા જોશમાં ઉભરાય છે કે તેમને વહેવા માર્ગ નહીં મળે તો મુંઝાઈશ.'

'સિતાર લઈ ગાઓ બજાવો. લાગણીઓને વહેવાનું એથી વધારે યોગ્ય સાધન કયું છે ?'

'જેવી આપની ઇચ્છા—કે આજ્ઞા કહું ?' આંખમાં, હોઠ પર અને સમગ્ર આનનમાં તોફાન કરતી ઊઠી અને પતિને પણ હાથ પકડી ઊભો કર્યો. હાથથી અન્યોન્યનો કંઠાશ્લેષ કરી દંપતી માળ પર ગયાં અને સંકલ્પકિશોરીએ સિતાર

સજ્જ કરી વગાડવા માંડ્યું. બાલકરામે નરઘાં–તબલાં પર હાથ ફેરવવા માંડ્યો. બન્ને બરાબર તાનમાં આવી ગયાં.

‘કેમ આજ કંઠની મીઠાશ બહાર કાઢવી જ નથી ને?’

‘વેશ્યામાં મારે ખપવું નથી. પાડોશીઓ મને ટૂંપી ખાય.’

‘સુધારાવાળાઓમાં એટલું બધું આત્મબળ અને પ્રભુ પરની શ્રદ્ધાથી વિપત્તિઓ સહન કરી લક્ષ્ય પ્રાપ્ત કરવાની ઉજમાળી આશા હોય છે કે તેઓ લોકનિંદા કે ત્રાસથી ડરતા નથી. તમારું નામ જ સંકલ્પ. તો પછી તમારી સંકલ્પની સિદ્ધિને અંતરાયથી અટકવાનું હોય?’

‘કાયરને શુરાતન ચડાવે એવા વચનથી પાનો ચડે છે પણ હેત તેને ઉતારી દે છે. વહાલા! આજ તમે નહીં ગાઓ?’

‘સાહેબરામ કે ધીરજરામ જેવો હું સારો ગવૈયો નથી.’

‘ભલે નહીં હો! આપણું જીવન સંગીતના સંવાદ જેવું હોય તો મારા વાદનને અનુરૂપ તમારું ગાયન નીકળ્યા વિના રહેવાનું જ નથી. ભલા! આજ ગાઓ! આ સખીના શુકન ખાતર.’

બાલકરામે ગાવા માંડ્યું. બે–ત્રણ ચીજો ગવાતાં દંપતી એવા તાનમાં આવી ગયાં કે ઊભાં થઈ નૃત્ય કરવા લાગ્યાં. ત્રણેક જાતના અંગ્રેજી નાચ નાચ્યાં.

બાલકરામને નાચનો બહુ જ શોખ હતો. નાનપણથી તેણે ઉસ્તાદ ગવૈયાની જેટલી મિજલસોમાં હાજરી આપી હશે તેથી વધારે હાજરી નાચમુજરામાં આપી હશે. પણ સંકલ્પકિશોરી જેવી સુધારિકા સાથે લગ્ન થવાથી એને ગણિકા નૃત્ય તરફ તિરસ્કાર થયો—તિરસ્કાર થયો પણ નૃત્ય પરની પ્રીતિ લગીર પણ મોળી પડી નહિ. આથી એણે સતત મહેનત લઈ પત્નીને નૃત્ય શીખવ્યું. એટલા બધા નાચ જોયા હતા એને તેમની ચર્ચા – તપસીલથી અને સિદ્ધાંતથી કરી હતી કે ઘણા નાચો એને નાચતાં નહિ પણ શીખવવા જેટલા તો આવડતા હતા. શિક્ષણમાં વળી ઓર મજા પડી. એકલી સંકલ્પકિશોરી શા માટે નાચે? બાલકરામ પણ નાચતાં શીખ્યો. દંપતીને સાથે નાચવા (દેશી ઉપરાંત) ઘણાં વિદેશી નૃત્યો શીખવાં પડ્યાં. જ્યારે જ્યારે આનંદના શિખરે પહોંચતાં ત્યારે ત્યારે તેઓ આ સંસ્કારી ક્રીડા ખેલતાં, ફક્ત એમના સિવાય એ ક્રીડા નિહાળવા સાહેબરામ એક વખત ભાગ્યશાળી થયો હતો.

બન્ને વિદગ્ધ, સંસ્કારી અને વ્યુત્પન્ન હોવાથી નૃત્યકલા ખીલવવા પ્રયાસ કરતાં દેશી નૃત્યના ખૂબીદોષ જેવાં પારખતાં તેવાં જ યુરોપીય નૃત્યનાં પણ તપાસતાં. ખૂબી વિશેષ કેમ દીપી નીકળે અને દોષ કેમ ઓછા થાય એવા હેતુથી

અનેક અજમાયશો પણ કરતાં. દેશીવિદેશી નૃત્યની કલાને સંલીન કરી નૃત્યનું કોઈ અભિનવ રૂપ પ્રગટાવતાં. આ પ્રયોગમાં સિદ્ધિ મળતી તેમ પરાજય પણ થતો. કેટલીક વાર હાસ્યજનક સ્થિતિ પણ જન્મતી. આવે વખતે તેમની ખુશનુમા તબિયત ઓર જ લહેરમાં ઊડતી.

ગાયન કે વાદન વિના નૃત્ય વિસંવાદી લાગતું ત્યારે સંકલ્પકિશોરીના નૃત્યની સાથે બાલકરામનું વાદન સંવાદ જમાવતું. અંગોની લયબદ્ધ ગતિથી ભાવને, ઉત્સાહને કે આતશી આવેશને સંકલ્પકિશોરી એવી મનોરંજન રીતે મૂર્તિમંત કરતી કે વાદ્ય પર બાલકરામનો હાથ સ્તંભી અને સૌંદર્યના આવિર્ભાવને પીવામાં તે લીન થઈ જતો.

પુરાયેલી લાગણીઓનું પૂર હજુ ઠલવાઈ રહ્યું નહોતું. સંકલ્પકિશોરીએ એકલાં નૃત્ય કરવા માંડયું અને બાલકરામે વીણા લીધી. વિદ્યાવિલાસિની અને વિનેચટની હરીફાઈ જેવી સ્પર્ધા ચાલી.

પવનની મંદ સુરખી ફરકે ને પાંદડાં ભમરાની માફક દૂર ઊડે, પાછાં આવે, ઝાડનાં પાંદડાં સુરખીથી આછેરાં હાલે નમે, વહી જતી સુરખીના ગાનથી ખેતરની વનસ્પતિ નીચી વળી મૂર્છિત થાય, સમુદ્રના જલમાં ઊર્મિપરંપરા જાગે એવા પ્રકૃતિના રાસ જેવું લાસ્ય તેનાં અંગ નાચતાં. નાચમાં પગ જ હાલતા નહિ પણ સર્પ જેવા ઊર્મિલ હાથ, લાલિત્યના સૌકુમાર્યથી સ્થિત સુંદર માથું, શુક્રને ઝાંખા પાડે એવાં મધુર શીતલ નયનો, વીચિ જેવી ધબકતી સુઘટિત માંસલ છાતી તેના આત્મામાં આંદોલિત થતા સંક્ષોભોથી સંક્ષુબ્ધ થઈ એવી ગતિમાં આવતાં કે ગતિનું કોઈ અપૂર્વ કવિત્વ ખીલી નીકળતું. બાલકરામના વાદનના સહવાસમાં કવિત્વ જાજ્વલ્ય થતું અને કવિત્વના સહવાસમાં વાદન જાજ્વલ્ય થતું.

આખું સાવિત્રીચરિત્ર સંકલ્પકિશોરી નૃત્યથી અભિનીત કરતી. આજે એ જ નૃત્ય અંગો નાચવા મંડયાં. યમ પાસેથી પતિનો આત્મા મેળવવા પ્રાર્થતી સાવિત્રી ગતિના કવિત્વે એવી અનુપમ રીતે ઇંદ્રિયગોચર કરી કે બાલકરામ સૌંદર્યદર્શનમાંથી સ્નેહના ઊમળકામાં સંક્રાન્ત થયો. વીણા મૂકી દીધી અને 'યમસદનમાંથી આ પાછો આવ્યો તારો સત્યવાન,' કહી કાન્તાને આશ્લેષી પડયો. બંનેની લાગણીનું પૂર આશ્લેષ દ્વારા પરિવર્ત્યું. પણ કાન્ત–કાન્તાના આશ્લેષમાત્રમાં કદી લાગણીઓ શાંત થઈ છે? જેનાં પ્રેર્યાં આલિંગનબદ્ધ થાય છે તે નરમ પડી નથી ત્યાં તો આશ્લેષથી નવી લાગણીઓ જન્મે છે. જૂનો અનુભવ આજ દંપતીને પાછો તાજો થયો. નિદ્રાએ પોતાની પાંખ પાથરી ત્યાં લગી એ અનુભવમાં મહાલ્યા કર્યું.

[ ૧૨ ]

બાલકરામને ત્યાંથી ઘેર જતાં સાહેબરામને રસ્તામાં પ્રણયરાજ મળ્યો. તેણે શાબાશીથી અભિનંદ્યો અને પોતાની કવિતાઓ વંચાવા આમંત્રણ કર્યું.

ઘર આગળ પહોંચ્યો ત્યાં આંગણામાં ગરબા ગવાતા સાંભળ્યા. જરા અજાયબ થયો. સંજીવની પડોશની કુમારિકાઓ પાસે રાસડો ઝીલાવતી હતી. શેરીનાં બાળગોપાળ સૌ ત્યાં એકઠાં થયાં હતાં અને પતાસાં ખાતાં હતાં કે સવારે ચામાં ખાવા હાથમાં રાખી પરસેવાને ચાસણીદાર બનાવતાં હતાં.

મેડી પર જઈ કપડાં ઉતાર્યાં. સંજીવનીએ તેને જોયો હતો પણ ગાવામાં એટલી બધી લીન થઈ ગઈ હતી કે રાસડો પૂરો કર્યા વિના ઘરમાં ગઈ નહીં. સાહેબરામ પત્નીની રાહ ન જોતાં નોકર પાસે પાણી કઢાવી નાહી રસોડામાં ગયો ત્યાં પત્ની આવી. બન્ને જમવા બેઠાં.

'તમારી જીતની વધામણીમાં મેં ગરબા ગવડાવ્યા અને પતાસાં લાવ્યાં, જમવાનું પણ મિષ્ટાન્ન રાંધ્યું છે.'

'આથી આજના મારા આનંદમાં વધારે આનંદ ઉમેરાયો. તમારું રૂસણું ઊતરી ગયું એથી રૂડું શું? કોલેજમાં ઢાલ જીતવામાં ખરી ફતેહ નથી મળી પણ તમારું રૂસણું સરકાવવામાં મળી છે એમ મારે માનવું પડશે.'

'તમે જીતો ત્યારે અમને આનંદ ન થાય તો કોને થાય? જ્યાં ને ત્યાં તમારી વાહવાહ બોલાતી સાંભળી હૈયાનો વેગ છાતીમાં માતો નથી. મારી બા પણ એવી રાજી થઈ કે મંદિરે ભેટ મૂકી આવી.'

'પછી તમારે જાત્રાએ જવાનું શું થયું?'

'દસ પંદર દહાડામાં બધી તૈયારીઓ થશે. ચંચળ શેઠાણી પણ આવવાનાં છે. સેનાભાભી આવે તો છોકરા–વહુને સાથે જાત્રા કરાવવાનો એમને કોડ છે. મારી ગેરહાજરીમાં તમને કશી વાતની અડચણ ન પડે એવો ઘરમાં મેં બંદોબસ્ત કરવા માંડ્યો છે.'

રખેને જ્વાળામુખી ફાટશે અને અંદરથી બળતા પથ્થર ઊડશે એવી દહેશતથી સાહેબરામ જરા કંપ્યો; પણ જ્વાળાઓ ફાટી નીકળી નહીં એટલે પ્રભુનો પાડ માન્યો.

જમી ઉપર જઈ સાહેબરામ નિત્યનિયમ પ્રમાણે પત્રો તથા રોજનીશી લખવા બેઠો. સંજીવની પરવારી આવી હીંચકે બેઠી. દોરાનો રૂમાલ ગૂંથતી જતી હતી અને શેરીના, નાતના, મંદિરના અને વખતે શહેરના સમાચાર ખરા કે ગપગોળા વર્ણવી જતી હતી.

'મારી વાતમાં તમને બહુ રસ પડતો જણાતો નથી. લખ્યા જ જાઓ છો. સ્વસ્થ થઈને વાત કરવી છે ?'

'રસથી સાંભળું છું. ફક્ત આ કામ હંમેશનું હોવા છતાં જરૂરી છે અને રોજ રાતે એ કર્યા વિના હું સૂતો નથી.'

'અત્યારે તમારા દોસ્તદાર ભાઈબંધ આવ્યા હોત તો લખવા બેસત કે વાતો કરવા ? મને ઊંઘ હમણાં આવશે. પછી નિરાંતે સવારોસવાર લગી લખ્યા કરજો ને.'

'ઓછું લગાડશો મા. આજે આખો દિવસ એક પગે રહ્યો છું. વહેલા આરામ લેવા ઇચ્છા છે માટે જલદી આ પતાવી લેવું છે. સૂતાં સૂતાં તમારી વાતો સાંભળીશ અને એવા રસથી સાંભળીશ કે તમારી વાતો ખૂટશે પણ મારો રસ નહીં ખૂટે.' આમ બોલી પાછો લખવા મંડ્યો. એવામાં ઓટલા પરનું કમાડ ખખડ્યું. સંજીવનીએ બારીએ જઈ પૂછ્યું: 'કોણ છે ?' 'સાહેબરામ છે ? હું ધીરજરામ છું.' અજાયબ થયો છતાં વિવેકમાં નિપુણ સાહેબરામ નીચે ગયો અને ધીરજરામને ઉપર તેડી લાવ્યો. સંજીવની શયનખંડમા ચાલી ગઈ.

'આજના ઉજ્જ્વળ વિજય માટે તમને અને કોલેજને અંતઃકરણપૂર્વક મારી મુબારકબાદી છે. સાહેબરામ ! હું તમારી માફી માગવા અને આભાર માનવા આવ્યો છું. તમારી સોબતમાં રહેવા છતાં મારામાં ક્યાંથી પાપી વાસનાઓ આવી ? પાપનો પસ્તાવો થાય છે. તમે મને ડૂબતો બચાવ્યો છે. અપરાધ માફ કરો.'

'તમારો અહુરમઝદ આખરે ફાવ્યો. આજના આનંદઉત્સવના દિનની પૂર્ણાહૂતિ આવા શુભ આનંદથી થવાનું નિર્માણ ઓછું સુંદર નથી. ભવિષ્યના વર્તનથી પસ્તાવો સિદ્ધ થશે તો તમારી સાથે પૂર્વનો વ્યવહાર ચાલુ રાખવા લગીર પણ વાંધો નથી. ભાસ્વતીની તમારે લેખિત માફી માગવી પડશે. અંતરના સાચા પશ્ચાત્તાપ અને વર્તનના પરિવર્તન આગળ આવી માફી કશી વિસાતમાં નથી છતાં કાગળ લખ્યો હતો તો માફીપત્ર પણ લખશો.'

'તમે જે રસ્તો બતાવશો તે સ્વીકારીશ. ભૈરવનાથ શેઠ પાસે જઈ પસ્તાવો જાહેર કરી દીલાસો લઈ આવ્યો છું. સાહેબરામ ! આ મેચમાં તમે કાંઈ રમ્યા છો !'

'ત્રણે દિવસે તમે મને સાંભર્યા છો. આવી સરસ મેચમાંથી તમારા જેવા કુશળ રમનાર બાતલ રહે એ મને અતિશય ખૂંચતું હતું. ચાલો કાલે આપણે અમસ્થી મેચ ગોઠવીશું. લ્યો પાન-સોપારી ખાઓ.'

ધીરજરામ પછી ઊઠી ઘેર ગયો. સાહેબરામ લેખનકાર્ય પૂરું કરી શયન-ખંડમાં ગયો તો પત્નીને ભરનિદ્રામાં દીઠી. સંકલ્પકિશોરીએ પહેરાવેલો હાર તેની છાતી પર હતો. આ જોતાં જ વહાલનો ઊમળકો આવ્યો અને યોગ્ય રૂપે મૂર્તિમંત થયો. કપોલ પર પ્રિયતમનો સ્પર્શ થવા છતાં સુન્દરીની નિદ્રા ભ્રંશ પામી નહીં. ઇષ્ટદેવતાનું નામસ્મરણ કરી સાહેબરામ સૂતો. શરીર થાકેલું હતું—આસાયેશની રાહ જોતું હતું પણ શરીરનું માલિક મન આરામની પરવાનગી આપતું નહોતું. પોતાના જીવનવ્યવહાર વિશે સંબદ્ધ કે અસંબદ્ધ વિચાર-પરંપરાથી મન ઉભરાવા લાગ્યું. ઊભા થઈ ખંડમાં આમતેમ ફરવા માંડ્યું. બુદ્ધિના પ્રભાવથી વિચારો ક્રમબદ્ધ કરી તેમનું પૃથક્કરણ કરી વાસ્તવ સ્થિતિ નિરૂપી, પાછો સેજમાં પડ્યો. 'અંગ્રેજોએ અમને કેળવણી શા માટે આપી હશે? અંગ્રેજી સાહિત્યનો સહવાસ શા માટે કરાવ્યો હશે? આ સ્નેહની રઢ તો ન લાગત અમને? કેટલાં જીવન ધૂળધાણી થાય છે?—ધૂળધાણી થતાં હશે તેમ કેટલાં બધાં જીવનનો ઉદ્ધાર, ઉત્કર્ષ પણ નથી થયો?—સ્નેહ એટલે શું? શું મળે તો સ્નેહ મળ્યો કહેવાય? અમારે ક્યારે સ્નેહ જોઈએ છીએ? લગ્ન પહેલાં? હિંદુ સંસારની ચાલુ સ્થિતિમાં એ શક્ય છે? લગ્ન પછી? પરિણીત દંપતીમાં સ્નેહ ન ઉદ્ભવે તો? व्यतिषजति पदार्थान् आन्तरः कोपि हेतुः નો સંભવ પરણ્યા પછી હંમેશ થાય તેનો શો ભરોસો? સ્નેહભાવથી જ સંતુષ્ટ થાય કે બુદ્ધિના વૈભવ, આચારની સંસ્કારિતા, જ્ઞાનના વૈવિધ્ય અને આવડતની સમૃદ્ધિ વિના નર્યા ભાવથી સંતોષ નથી પામતો? ગિરિહૃદયમાં ગુપ્ત વહેતાં ઝરણાં જેવો સ્નેહ આદર પામે છે કે સૂર્યપ્રકાશમાં ચળકાટ મારતાં પૃથ્વી પર વહેતા વહેળા જેવો? સ્ત્રીને હૃદય છે—હિંદુ સ્ત્રીનું હૃદય ઓછું હેતાળ નથી પણ અમારાં હૃદયને જે ભાવસમૃદ્ધિ અને બુદ્ધિવૈભવની તૃષ્ણા છે તે એ છિપાવી શકશે? આ ઉપરાંત શૃંગાર, સંસ્કૃત સાહિત્યમાં પરિકીર્તિત છે એવો શૃંગાર ભોગવવાની લાલસા પણ ખરી ને?—એ લાલસાએ કેટલી સ્ત્રીઓને ભરજુવાનીમાં, અરે જુવાનીના મળસ્કામાં યમદ્વારે પાડવી છે?—એક સમૂહ સ્નેહનો તરસ્યો છે, કામનો પણ તરસ્યો હોય છે. બીજી પાસ કામુકતા અવનવું જ પરિણામ લાવે છે. કામવાસનાને કેટલાક સ્નેહથી ભિન્ન અનુભવી જ શકતા નથી. એ તૃપ્ત કરનાર પાત્રથી તેઓ એટલા બધા રાચે છે કે સ્નેહની પરાકાષ્ઠા તેમનામાં જુએ છે. હૃદયની સાધારણ સમૃદ્ધિ તેમની મજનુશાઈ આંખને દિવ્ય લાગે છે. હિંદુ પ્રજાનું મનોબંધારણ ધર્મના સંસ્કારથી એવું રંગાયેલું છે કે વિદ્રોહ અને તોફાનને બદલે સંયમ અને સમર્પણની ભાવના પોષાય છે. કામને ભસ્મ કરી સ્નેહ પોષવા ઉપદેશ થાય છે; જીવનનું લક્ષ્ય વિલાસ કરતાં સેવા છે એવો બોધ દેવાય છે. શાંત

હિંદુઓ ' ખાટી દરાખ 'ના ન્યાય પ્રમાણે મન મનાવી લે છે અથવા વાસ્તવ ન ભોગવાણા ભોગ કલ્પનામાં ભોગવે છે. કેટલેક સ્થળે સ્નેહના અભાવે, ઉત્કટ લાગણીઓ સામેથી ઝિલાતી ન હોવાથી કેટલાં બધાં ઉદાત્ત, સમર્થ, ભાવસ્નિગ્ધ જીવનો હ્રાસ પામ્યાં છે, ખંડિત થઈ ગયાં છે ?— સાહેબરામ ! તારી પોતાની શી સ્થિતિ છે ? જેવા સ્નેહની અપેક્ષા છે તેવો સ્નેહ સંજીવની નથી આપતી. જે મળે તેથી ચલાવી લઈશ ? ચલાવી લેવું જોઈએ પણ ચલાવી લેવાશે એની ખાતરી નથી. ત્યારે તું વ્યભિચાર નથી કરતો ? ભયંકર સવાલ છે. જેના પર ભાવ રહે અને વધે એવો સંભવ ઓછો છતાં તેની સાથે તારો સંસાર ચલાવે એ નીતિયુક્ત છે ? શરીરની પાયમાલી સાથે તેના આત્માનો પણ ધ્વંસ નથી કરતો ? સંતતિ દ્વારા ઉત્પન્ન થતી ભવિષ્યની પ્રજાને આવા વિષમ વ્યવહારથી તું કેવો નઠારો વારસો આપી જઈશ ? તારી બધી લાલસા છોડી દે અને પડયું પાનું નિભાવી નહિ, પણ વધાવી લે. લાલસાની પરિતૃપ્તિ ન હોવા છતાં રખાતો વ્યવહાર વ્યભિચાર ગણાય તો સંયમ અને ત્યાગના લેબાશમાં રખાતો વ્યવહાર પણ એવો જ ગણાવો જોઈએ ને ? તલાક અપાતી લેવાતી હોય તો કેમ ? પણ ભલા ! આ પ્રશ્નને બીજા દૃષ્ટિબિંદુથી જો. પુરુષોની સ્થિતિમાં રહી જે જે મુંઝવણોથી તું ત્રાસે છે તેવી જ મુંઝવણોથી ત્રાસતી સ્ત્રીઓને કલ્પ. અથવા વિશ્વદર્શનની શક્તિ હોય તો એવી સ્ત્રીઓનાં જીવન નિહાળ. કેટલા બધા જબ્બર ત્યાગથી, કેવી સર્વવ્યાપીની આહુતિથી તેઓ પોતાનો સંસાર બીજાને માટે સુખી બનાવી જિંદગી જે લહાવો આપે તે માણી લે છે ? બનાવો એમને તમારી ગુરુ અને ચાલો તેમને પગલે. તમારે છૂટવાની બારી છે. પત્ની ન ગમતી હોય તો સંસ્કારી મિત્રો કે મિત્રોની સગી સંસ્કારી સ્ત્રીઓનો સહવાસ મેળવશો પણ પતિના અને પોતાના જીવનમાં વિચાર લાગણીનું વિશાળ અંતર હોય એવી સ્ત્રીએ કેવી રીતે પોતાને અનુરૂપ પુરુષ સહવાસ મેળવી યોનિબુભુક્ષા ( Sex hunger and not Sexual appetite ) મટાડવી ? આ બધી ખરી વાત. પણ અમે માણસો છીએ. મનુષ્યસ્વભાવને સહજ એવી ન્યૂનતાઓ અમારામાં છે, વૈરાગ્ય કરતાં રાગ અને વિલાસ અમારે વધારે માણવાં છે. દુનિયા અમે ઘડીએ તેવી થવી જોઈએ. અમને દુનિયા ઘડે એવા અમારે થવું નથી. જીવનના એક પ્રદેશમાં નહીં પણ સર્વે પ્રદેશોમાં જેની સાથે મંગળ ફેરા ફર્યો છું તેથી સંતોષ ન થાય તો છૂટાં પડવું જ જોઈએ. જે સ્ત્રી સખી નથી થઈ શકતી તેને દાસી અને રખાયત તરીકે ચલાવી લેવામાં પાપ છે. છૂટા થયા પછી એકાકી જીવન ગાળવું, મનુષ્યતાના અમુક પ્રવાહ વાળી લઈ કેદ પૂરવા નીતિબળ કેળવવું, કારણ કે ઈતર વ્યવહાર પાપમય હોય તો— પણ પ્રચલિત સંસાર બગાડનાર તો નીવડે જ એવા ભયથી તેનો સ્વીકાર

ધીરજરામ પછી ઊઠી ઘેર ગયો. સાહેબરામ લેખનકાર્ય પૂરું કરી શયન-ખંડમાં ગયો તો પત્નીને ભરનિદ્રામાં દીઠી. સંકલ્પકિશોરીએ પહેરાવેલો હાર તેની છાતી પર હતો. આ જોતાં જ વહાલનો ઊભળકો આવ્યો અને યોગ્ય રૂપે મૂર્તિમંત થયો. કપોલ પર પ્રિયતમનો સ્પર્શ થવા છતાં સુન્દરીની નિદ્રા ભ્રંશ પામી નહીં. ઇષ્ટદેવતાનું નામસ્મરણ કરી સાહેબરામ સૂતો. શરીર થાકેલું હતું—આસાયેશની રાહ જોતું હતું પણ શરીરનું માલિક મન આરામની પરવાનગી આપતું નહોતું. પોતાના જીવનવ્યવહાર વિશે સંબદ્ધ કે અસંબદ્ધ વિચાર-પરંપરાથી મન ઉભરાવા લાગ્યું. ઊભા થઈ ખંડમાં આમતેમ ફરવા માંડ્યું. બુદ્ધિના પ્રભાવથી વિચારો ક્રમબદ્ધ કરી તેમનું પૃથક્કરણ કરી વાસ્તવ સ્થિતિ નિરૂપી, પાછો સેજમાં પડ્યો. 'અંગ્રેજોએ અમને કેળવણી શા માટે આપી હશે? અંગ્રેજી સાહિત્યનો સહવાસ શા માટે કરાવ્યો હશે? આ સ્નેહની રઢ તો ન લાગત અમને? કેટલાં જીવન ધૂળધાણી થાય છે?—ધૂળધાણી થતાં હશે તેમ કેટલાં બધાં જીવનનો ઉદ્ધાર, ઉત્કર્ષ પણ નથી થયો?—સ્નેહ એટલે શું? શું મળે તો સ્નેહ મળ્યો કહેવાય? અમારે ક્યારે સ્નેહ જોઈએ છીએ? લગ્ન પહેલાં? હિંદુ સંસારની ચાલુ સ્થિતિમાં એ શક્ય છે? લગ્ન પછી? પરિણીત દંપતીમાં સ્નેહ ન ઉદ્ભવે તો? व्यतिषजतिपदार्थान् आन्तरः कोपि हेतोः નો સંભવ પરણ્યા પછી હંમેશ થાય તેનો શો ભરોસો? સ્નેહભાવથી જ સંતુષ્ટ થાય કે બુદ્ધિના વૈભવ, આચારની સંસ્કારિતા, જ્ઞાનના વૈવિધ્ય અને આવડતની સમૃદ્ધિ વિના નર્યા ભાવથી સંતોષ નથી પામતો? ગિરિહૃદયમાં ગુપ્ત વહેતાં ઝરણાં જેવો સ્નેહ આદર પામે છે કે સૂર્યપ્રકાશમાં ચળકાટ મારતાં પૃથ્વી પર વહેતા વહેળા જેવો? સ્ત્રીને હૃદય છે—હિંદુ સ્ત્રીનું હૃદય ઓછું હેતાળ નથી પણ અમારાં હૃદયને જે ભાવસમૃદ્ધિ અને બુદ્ધિવૈભવની તૃષ્ણા છે તે એ છિપાવી શકશે? આ ઉપરાંત શૃંગાર, સંસ્કૃત સાહિત્યમાં પરિકીર્તિત છે એવો શૃંગાર ભોગવવાની લાલસા પણ ખરી ને?—એ લાલસાએ કેટલી સ્ત્રીઓને ભરજુવાનીમાં, અરે જુવાનીના મળસ્કામાં યમદ્વારે પાડવી છે?—એક સમૂહ સ્નેહનો તરસ્યો છે, કામનો પણ તરસ્યો હોય છે. બીજી પાસ કામુકતા અવનવું જ પરિણામ લાવે છે. કામવાસનાને કેટલાક સ્નેહથી ભિન્ન અનુભવી જ શકતા નથી. એ તૃપ્ત કરનાર પાત્રથી તેઓ એટલા બધા રાચે છે કે સ્નેહની પરાકાષ્ઠા તેમનામાં જુએ છે. હૃદયની સાધારણ સમૃદ્ધિ તેમની મજનુશાઈ આંખને દિવ્ય લાગે છે. હિંદુ પ્રજાનું મનોબંધારણ ધર્મના સંસ્કારથી એવું રંગાયેલું છે કે વિદ્રોહ અને તોફાનને બદલે સંયમ અને સમર્પણની ભાવના પોષાય છે. કામને ભસ્મ કરી સ્નેહ પોષવા ઉપદેશ થાય છે; જીવનનું લક્ષ્ય વિલાસ કરતાં સેવા છે એવો બોધ દેવાય છે. શાંત

[ ૧૩ ]

ચારેક વાગ્યાને સુમારે સાહેબરામના ઘર આગળ સેનાની મોટર આવી ઊભી. અવાજ સાંભળતાં જ સંજીવનીએ હીંચકા પરથી ઊઠી બારણા આગળ આવી જાળી ઉઘાડી. 'પધારો સેનાભાભી ! તમારા ભાઈ હજુ કૉલેજથી આવ્યા નથી.'

'ભલે ન આવ્યા હોય, ભાઈને નહીં પણ ભાભીને મળવા આવી છું.' એમ બોલતી સેનાએ પરસાળમાં પ્રવેશ કર્યો.

સેના આજે તદ્દન હિંદુ પોષાકમાં હતી. સફેદ રેશમી સાડીથી તે શોભતી હતી. પોલકું તસતસતું પહેર્યું હતું. પગમાં આસમાની મખમલનાં સપાટ હતાં. સુવર્ણની જડાવ લચ્છા પાનીના ગૌર વર્ણ પર ભાતભાતનાં કિરણો પ્રસરાવી રહ્યાં હતાં. હાથમાં શનિ અને પાંનાની બંગડીઓ હતી. આંગળી પરની વીંટીનો હીરો અજબ ઝળકારા મારતો હતો. કંઠની મોતીમાળા પોલકાના ગુલાબી રંગમાં દીપી નીકળતી હતી. નાક અને કાનમાં પણ જડાવ આભરણ હતાં. રત્નખચિત અલંકારોથી નીસરતા પ્રકાશથી તેનું સૌન્દર્ય અદ્દ્ભુત ખીલ્યું હતું. સાહેબરામના અતિથિસત્કારખંડમાં એના પ્રવેશથી જેવો અલંકારનો પ્રકાશ કિરણવા લાગ્યો —એના શરીર અને વસ્ત્રમાંથી પરિમલ ફોરવા લાગી તેવાં જ અપાર્થિવ પ્રકાશ-સૌરભ ખંડના અદૃશ્ય વાતાવરણમાં પ્રગટ્યાં હોય એવું સંજીવનીને મળવા આવેલી પલ્લવકુમારીને લાગ્યું. સેનાની પ્રતાપી વિભૂતિ જોઈ બંને સુંદરીઓ એવી દંગ થઈ ગઈ કે તેને આસન પર બેસાડવાનો વિવેક કરવો રહી ગયો. પોતાનું જ ઘર હોય એવા ઉમળકાથી સેના લેલીનવાળી અચેશદાર ખુરશી પર બેઠી.

'સંજીવનીભાભી ! તમારાં બહેનપણી સાથે ઓળખાણ કરાવશો કે ?'

'કવિ પ્રણયરાજનાં વહુ પલ્લવકુમારી, આજે જ મળવા આવ્યાં છે. પલ્લવ-ભાભી સેનાબહેનને તો ઓળખો છો ને ?'

'એમની તારીફ અમારે ત્યાં રોજ થતી સાંભળી છે, આજે નજરે જોવા પામી.'

પછી ત્રણે સ્ત્રીઓ સાધારણ વાતચીતો કરવા લાગી. સંજીવની તો સેનાથી અંજાઈ જ ગઈ, પોતાના પિયરના પડોશમાં સાંભળેલી હકીકતથી તદ્દન ઊલટો જ અનુભવ થયો. પૈસો, વિદ્યા કે શેઠાઈનો સહેજ પણ છાક ન લાગ્યો. પોતાની બીજી સહિયરો અને પડોશણ કરતાં જરા પણ ફરક ન લાગ્યો.

'સંજીવનીભાભી ! મૅચની છબીઓ લાવી છું. સાહેબરામને જોવામાં તમને રસ પડશે. છેલ્લા ત્રણ દિવસમાં ખેલના જે જે આકર્ષક પ્રસંગો લાગેલા તેની છબીઓ'– એમ બોલી

સંભવિત જ નથી.'

આ વિચારપરંપરા ચાલતી હતી તેવામાં ગુલાબના હારનો સ્પર્શ થવાથી તેનાં મધુર સૌરભ અને સુકુમાર અને કોમળ સ્પર્શ સાથે સાહેબરામ ખેલન ખેલતો હતો તે ખેલન વિચારની સમાપ્તિ સાથે પૂરું થયું. શય્યામાંથી ઊઠી જળથી આંખ મોં ધોયાં, જળ પીધું, એવામાં સંજીવની પણ જાગી.

'મોં ધુવો છો તે મળસ્કું થયું ! ઊંઘમાં રાત ક્યાં ચાલી ગઈ તે ખબરે ન પડી.'

'હજુ તો મધરાત છે. સવાર પડવાને બહુ વાર છે; નિરાંતે સૂઈ જાઓ.'

'ત્યારે તમે કેમ અત્યારમાં ઊઠ્યા ? વાંચવુંલખવું છે ?'

'સૂતું છે કોણ કે ઊઠવાની વાત કરો છો? ઊલટો સૂવાની તૈયારી કરું છું.'

'હેં ! સૂતા જ નથી? ચાલો સૂઈ જાઓ. ઉજાગરો સારો નહી.'

'સંજીવની ! ઊભી થઈ બારીમાંથી નજર તો નાંખ. આકાશમાં કેવાં વાદળાં ઘૂમે છે અને તારાઓ તે નિરખે છે.'

'હવે રહેવા દ્યો વાદળાં ને તારા જોવા. ચાલો તમને સૂવાડી દઉં.'

યોગલીન કચે દેવયાનીની વિદ્યુલક્ષ્મી જોવાની ઇચ્છા બર ન આણી તેને જેવી ઝાંખી કરી નાંખી હતી તેવો ઝાંખો સાહેબરામ થઈ ગયો. પત્ની બિચારી તેનું ઉદ્વયન સમજી શકી નહીં. પણ વહાલથી તેને લઈ શયનમાં સુવાડ્યો અને ઊંઘાડવાના ઉપાય કરવા લાગી. પોતાના રસિક જીવનમાં જરાયે રસ ન લેતી પત્નીનો બીજી જાતનો સ્નેહ અનુભવતાં સાહેબરામ અવનવા જ વમળોમાં ગૂંચવાતો ઊંઘી ગયો. સ્વપ્નમાં સેના, ભાસ્વતી, સંકલ્પકિશોરી, સંજીવની જૂજવી જૂજવી રીતે તેની પાસે આવવા લાગી અને અનિદ્ર હાલતમાં આવેલા વિચારો સળકાવતી હોય, મુશ્કેલીઓ ઊભી કરતી હોય કે ગૂંચ ઊકેલતી હોય એવું લાગવા માંડ્યું. આઘે આઘે એક શિખર પર બેઠેલા પ્રણયરાજને આ બધી લીલા નિહાળતો અને કવિતાબદ્ધ કરતો જોયો. દૂર દૂર શેઠ ભૈરવનાથ ફરતા હતા; નિઃશ્વાસ નાંખતા હતા અને દિલાસા માટે ફફડતા હતા.

પ્રાતઃકાળમાં ઊઠી પતિના મુખનું દર્શન કરતી પત્નીના શ્વાસથી તેની નિદ્રા ગઈ અને સાથે સ્વપ્નનું ગાંધર્વનગર પણ સૂર્યપ્રકાશ આગળ ધુમ્મસ ઊડી જાય તેમ ઊડી ગયું. છતાં મીઠી નજરથી પત્ની સામે જોઈ રહ્યો અને પ્રાતઃકાળમાં તેના મુખનું દર્શન કર્યું. આમ પત્ની પર વહાલ ઢોળાતું તોપણ કોઈક ઊણપ એવી ખૂંચતી હતી કે પ્રકાશને મેઘાચ્છન્ન કરી દેતી.

રામમોહનરાય, કેશવચંદ્ર સેન, વિવેકાનંદ, બંકિમચંદ્ર, રવીન્દ્રનાથ, રાનડે, તેલંગ, દાદાભાઈ, સર ફિરોઝશાહ, ગાંધી, રવિ વર્મા, સુરેન્દ્રનાથ, આગાખાન, મદનમોહન માલવીય, ગોવર્ધનરામ, શેક્સપિયર, વર્ડ્ઝવર્થ, શેલી, ટેનિસન, એમર્સન, કાર્લાઇલ, ગેટી, કેન્ટ, હ્યુગો, ટૉલ્સ્ટોય, ઇબ્સન આદિની તસવીરો હતી. સ્થળોમાં મુંબઈ, સુરત, અમદાવાદ, દિલ્હી, લાહોર, આગ્રા, કાશી, કલકત્તા, પૂણા વગેરેનાં દૃશ્યોની હતી. આ સર્વ જોતાં જોતાં સેનાને અપૂર્વ લાગણીઓ ઉભરાતી પણ સંજીવની તે બરાબર ઝીલી શકતી નહોતી. સાહેબરામની પ્રિયતમા એની સહચરી નથી એવો ઝાંખો ઝાંખો અનુભવ થયો.

'તમારા ભાઈને અતિશય ચિત્રોનો શોખ છે. બજારમાં કે પ્રદર્શનમાં સારું ચિત્ર જોયું કે ખરીદવાના જ.'—આ સાંભળી સેના ઉલ્લાસ પામી—'છબીઓ ટાંગવામાં કાંઈ સુખ છે? કરોળિયા જાળાં જ્યાં ત્યાં બાંધવાના અને ધૂળ છબીની આસપાસ (બાઝી) ભેગી થવાની, એમાં માંકડ, મચ્છર, ભરાઈ ન રહે તો ભાગ્ય.' આ સાંભળતાં જ ઉલ્લાસ ઊડી ગયો. 'આ શું', સાહેબરામની પ્રેમપાત્ર રસિકા બોલે છે?' એવો સંદેહ ઊપજ્યો. પણ એકદમ સમાધાન કર્યું: 'ઉપયોગિતાનું દૃષ્ટિબિંદુ અનાદરપાત્ર નથી.'

સાહેબરામના નિરંતર સહવાસથી સેનાને તેના પર અજબ મમતા થઈ હતી. તેના સંસ્કારી, ઉદાત્ત, અભિલાષી આત્માની ઘણી ગલીઓમાં તે પ્રવેશ કરી શકતી હતી. છતાં એનું ગૃહજીવન—દાંપત્યજીવન નિહાળવા તે બહુ ઉત્સુક હતી. પોતાના પ્રેમપાત્રનું સુખ જોઈ રાચવા? એનાં જીવનને હલમલાવતાં બળોને તેમના પોષણપ્રદેશમાં વિશેષ ઉત્તેજિત કરવા તે ઉત્સુક હતી? જીવનના ઘણા માર્ગો પર તેઓએ સાથે ભ્રમણ કરવા માંડ્યું હતું છતાં આ માર્ગો પર તે જઈ શકતી નહોતી – જવાની ઇચ્છા પણ થવી ન જોઈએ છતાં થતી તો દબાતી દબતી નહોતી એવી સ્થિતિ હોવાથી હતાશાથી કે અદેખાઈથી તે સાહેબરામનો સંસાર નિરીક્ષવા આવી હતી? સેનાએ પોતાની વૃત્તિઓનું સમીક્ષણ કર્યું નહોતું એટલે આવા સવાલો ઊઠ્યા નહોતા. ઊઠ્યા હોત તો એની દશા કેવી થાત? પણ મનમાં મુંઝાવા—અકળાવા તો લાગી. એવામાં સંજીવની દ્વારા પોતાના વર અને સાસરાની સંસ્કારવાંછના જાણવાની મુરાદ યાદ આવી. પણ વિશેષ પરિચય બંધાયા વિના – મમત્વ જામ્યા વિના, – સાહેબરામની પત્ની સંજીવની હોવાથી સેનાને તો તેના પર જેવું તેવું મમત્વ નહોતું, પણ તે સહાનુભૂત થયા વિના અંતરના આગળા ખોલવા હિંમત ચાલી નહીં. વૃત્તિઓ પર અંકુશ રાખી બંનેને મજા આવે એવો વિષય વાત માટે શોધવા જતાં જાતરાનો જડ્યો.

'આ બાયડી રમે છે ને ?' પલ્લવકુમારીએ આશ્ચર્યનું કુતૂહલ પ્રગટ કર્યું.

'કૉલેજમાં એ ભણે છે, એનું નામ ભાસ્વતી છે. એણે રમી આપણે સ્ત્રીઓ માટે જેવી તેવી નામના નથી મેળવી. મારી એ બાળપણની સખી છે, એના આ પરાક્રમનો ઉત્સવ પાળવા આપણી બ્હેનોને હું આમંત્રવાની છું. તમે આવશો ? આવશો તો મળાશેહળાશે.'

'એમની આજ્ઞા હશે તો આવીશ.' પલ્લવકુમારીએ જવાબ આપ્યો. સામે ઘડિયાળ પર નજર પડતાં પોતાને ઊઠવાનો વખત થયો લાગવાથી તેણે ઘેર જવાની રજા માગી. સેના અને સંજીવની તેને ઓટલાના પગથિયા લગી વળાવી આવ્યાં. 'નથી વસ્ત્ર કે અલંકારની દીપ્તિ. નરી સરળતાની જ મૂર્તિ છે, મોં પર કેવું શિરીન નૂર છે ! આંખમાં મમતા કેટલી ઊંડી ભરી છે !' એવો વિચાર સેનાને આવ્યો.

'સંજીવનીભાભી ! આ છબીઓ તમારે આ ખંડમાં ટાંગવી પડશે.' એમ બોલતાં ઓરડાની ભીંતો પર નજર કરી તો તરેહતરેહનાં ચિત્રો જોઈ આનંદાશ્ચર્ય પામી, ઊભી થઈ દરેક ચિત્ર નિહાળવા લાગી. રવિ વર્માનાં 'શકુંતલાજન્મ', 'મોહિની', 'માલતી,' 'તારાદેવી,' 'શંકરાચાર્ય,' 'રાધાકૃષ્ણ' આદિ ચિત્રો હતાં. ભગવદ્ ગીતાનું ધુરંધરે ચીતરેલું એક ચિત્ર, એક ઇંગ્લિશ મૂલર ચિત્રકારે ચીતરેલ 'ગંગાવતરણ,' 'સાબરમતી પર સવાર,' 'નર્મદાનો સુરપાણેશ્વરના ધોધની હરણફાળ', 'ખોરતળાવ પરની સંધ્યા', 'સંધ્યાકાળે પુલ પરથી દેખાતી તાપી', 'ચોમાસામાં ઊછળતો ચોરવાડનો દરિયો', 'ચરોતરની અમીરાઈ' નામનાં ચિત્રો, બંગાળી ચિત્રકારોએ ચીતરેલ 'મહાભિનિષ્ક્રમણ', 'શાહજહાનનું મૃત્યુ', 'વાલ્મીકિ અને નિષાદ' આટલાં રુચિર ચિત્રો હતાં. લેડી બટલરચિત્રિત યુદ્ધો, હલ્લા, ઘેરા આદિનાં ચાર-પાંચ ચિત્રો હતાં; 'જવનિકાનું છેદન', 'સૌમનસ્ય ગુફામાં', 'સરસ્વતીચંદ્ર અને ચંદ્રાવલી', 'બિંદુમતી', 'ઘેલી મારી કુસુમ', 'ઇન્દુકુમાર અને કાન્તિ,' 'કચ અને દેવયાની,' 'ભદ્રંભદ્ર,' 'સિદ્ધરાજ અને રાણકદેવી', 'સુદામાની ઝૂંપડી', 'નરસિંહ મહેતાનું મામેરું,' 'નળ અને દમયંતી', 'નંદબત્રીસી', 'વિદ્યાવિલાસિની અને વિનેચટ', 'વ્રજવહાલું વૈકુંઠ નહિ આવું, ત્યાં મુજ નંદકુંવર ક્યાંથી લાવું' વગેરે ચિત્રો પણ તેમનું સૌન્દર્ય, તેમની કારીગીરીમાં ઊંચા પ્રકારની કુશળ સિદ્ધિ સેનાને ન લાગી. ભેદ્વારે ફોટોગ્રાફી મારફત સર્જેલી 'ત્યાગમાળા', પણ આ સંગ્રહમાં હતી. ચિત્રો જોવામાં મશગુલ થયેલી સેનાને સંજીવનીએ આલબમ આપ્યું. તેનાં પાનાં ઊથલાવતાં મનુષ્યોની અને સ્થળની દેખાવડી તસ્વીરો જોવામાં આવી. રાજા

અનેક આવશે પણ તમારા પિતાશ્રીની મહેરબાનીનો શો બદલો વાળીશ ? '

'આ કાંઈ ઋણ નથી કરતા કે તેના શોધનની ચિંતામાં પડો છો. આ વૃત્તિ અનીતિમાન છે.'

'અલબત્ત સ્નેહ વેપારીશાહી વહેવાર નથી છતાં નર્યો સ્વીકાર, કોઈપણ પ્રકારના પ્રતિદાન વિના નીતિનો ઉત્કર્ષક નથી. પણ તમારી પિતા-પુત્રીની ભેટો સ્નેહાદરથી લઉં છું. કિંમતી ભેટો કરતાં પણ અધિક મૂલ્યવાન તમારો સ્નેહ હોવાથી એ સ્નેહની ઉપેક્ષા કરી શકતો નથી.' આંગળીમાંથી પોતાની વીંટી કાઢી સેનાની વીંટી પહેરે છે. ભૈરવનાથની ઘડિયાળ વેસ્ટના ગજવામાં મૂકે છે. આ જોઈ સેના પ્રસન્ન થાય છે.

'જરા બેસશો ? અબઘડી હું આવું છું.'

'ભાભીને બતાવવા જતા હશો. સુખે જાઓ.'

સાહેબરામ સ્મિત કરતો રસોડામાં ગયો. ભેટો પત્નીને બતાવી હર્ષ તથા ઉપકાર પ્રદર્શિત કર્યો.

અમરનાથ તો શાંત ખુરશી પર બેઠો બેઠો ચિત્રો જોતો હતો અથવા છતનાં પીઢિયાં ગણતો હતો તેવો જ સાહેબરામના જવા પછી પણ બેસી રહ્યો. સેના ખુરશી પરથી ઊઠી હીંચકે બેઠી. પતિ સામું જોયું. પતિ પત્નીને સંલાપ્ય વિષયની ખોટ હોય – ન હોય છતાં સેના વિષય શોધતી ચૂપ બેસી રહી. અમરનાથ વાત ઉપાડશે એવી આશા લગીર પણ બર આવી નહિ.

'હીંચકો કોણ દેશે રાજ ! –
કો મુજને ઝુલાવશે મહારાજ !'

આ ભયંકર પ્રશ્ન પાછો ઊઠ્યો. ઊઠ્યો તેવો જ દાબવા પ્રયત્ન કર્યો. હીંચકા ખાતાં ખાતાં રવિ વર્માનાં 'રાધાકૃષ્ણ' પ્રત્યે પતિનું લક્ષ ખેંચ્યું. 'જુઓ તો ખરા ચંદ્રમાનો પ્રકાશ કેવો ખીલતો અને પથરાતો લાગે છે ! જેમ હીંચકો આઘો જાય છે તેમ તેમ જમુના પર ચાંદની રેલાતી દેખાય છે. આવો આમ ને જુઓ તો ખરા.'

શરમાતો શરમાતો પણ સ્નેહ પાથરતો અમરનાથ ઊઠ્યો. હીંચકા પર બેઠો. દંપતી હીંચકા ખાતાં જતાં યમુના પરની પૂર્ણિમા નિહાળવા લાગ્યાં. પાછળ સાહેબરામ આ જોઈ ખચક્યો. દંપતીને રસસાહચર્ય ભોગવતાં જોઈ આહ્લાદ પામ્યો અને પોતાને ત્યાં આ પ્રસંગ થવાથી કૃતકૃત્ય થયો. આ રસયોગમાં ભંગ પાડવાથી રખેને શાપિત થવાય એવી દહેશતથી તે પાછો ફર્યો પણ તેનાં સપાટે અવાજ કર્યો, સેનાનું ધ્યાન ખેંચાયું. દંપતી શરમાઈ ગયાં, સેના હીંચકેથી ઊતરી રસોડામાં ગઈ.

'સંજીવનીભાભી ! ક્યારે યાત્રાએ જાઓ છો ? સાંભળ્યું છે કે તે લાંબી છે.'

'હા ! લગભગ છ મહિના થશે. દસપંદર દિવસમાં સંઘ ઊપડશે, તમેયે આવશો ને ? તમારી સાસુને એટલો ઓરીઓ તો વિતાવશો ?'

સાંભળતાં જ સેના ઝબકી પણ સાવધ રહી સંજીવનીને પોતાની વિષમ સ્થિતિ કળવા ન દીધી. એવામાં જાળી ઊઘડી અને સાહેબરામને જોતાં જ નિરાંત થઈ કે વાત પતી પણ સાથે પતિને જોતાં વાત ખટકી.

'અહો આજે તો સેનાબહેને અમારા નિવાસ પાવન કર્યા છે ને ! કેમ અમરનાથ ઊભા રહ્યા છો ? લ્યો આ ખુરશી.'

'સંજીવનીભાભી ન આવ્યાં ત્યારે હું આવી. આવી તો બેવડો લાભ થયો. પ્રણયરાજની પત્નીની પણ ઓળખાણ થઈ. પ્રણયરાજને ક્યારે બંગલે લાવો છો ? પિતાજી કહેતા હતા કે આપણે મળવા જઈએ તો શું ?'

'હમણાં ફુરસદ જ મળતી નથી અને એને ત્યાં જવાતું નથી. જઈશ ત્યારે વખત નક્કી કરતો આવીશ. પણ આ છબીઓ શાની ? હં, મૅચની છબીઓ. જુઓ તો ખરા અમરનાથ !' એમ બોલી છબીઓ એક પછી એક ઉઘાડી જોવા માંડી અને જોયેલી અમરનાથના હાથમાં મૂકવા માંડી. સાહેબરામના હાથમાંની છબીમાં નજર નાંખતી સેના સાહેબરામની રમતની નર્મ મશ્કરી મારફત તારીફ કરતી ખૂબ હસતી અને કલ્લોલતી. આ નિર્દોષ ગમ્મતની અસર અમરનાથ અને સંજીવની પર જુદી જ થતી હતી.

'કેમ સંજીવની ! અમરનાથ અને સેનાનો સત્કાર કરશો ને ? તમારા પડોશીઓ અને મારાં મિત્રો – સોનું અને સુગંધ બેય છે પછી ઊણપ જરાયે રહેવી જોઈએ ?' પતિના શબ્દો સાંભળતાં જ પત્ની રસોડા તરફ ગઈ.

'સાહેબરામ ! તમારી ફતેહ અને ફતેહ મેળવવા દાખવેલી કાબેલિયતથી પિતાજી ઘણા જ આફરીન થયા છે. આ ફૂલની પાંખડીથી તમને મુબારકબાદી આપવાનો પેગામ પણ લેતી આવી છું.' સેનાએ પોતાના ગજવામાંથી ઘડિયાળ કાઢી સાહેબરામ સમક્ષ ધર્યું.

'શેઠસાહેબની કૃપા ઉવેખાતી નથી પણ મેં એવો મોર નથી માર્યો કે આવા કિંમતી અનુગ્રહની જરૂર હોય.'

'જરૂર તમારે જાણવાની નથી. હવે તમારી બહેન પાસેથી ફૂલની પાંખડી નહિ પણ પરિમલ સ્વીકારશો ? આ મુદ્રિકાને તમારી અંગુલીમાં પહેરાવી તમારા પરાક્રમનું સ્મારક બનાવશો ?

'શેઠસાહેબની પાંખડી લેવી કે ન લેવી તેની ઘડભાંગ થતી હતી પણ તમારો પરિમલ સાનંદ સ્વીકારું છું. બહેનની ભેટ પાછી વાળવાના અવસર

# સહિયરો

## [૧]

'ક્લબમાંથી સાહેબ હજુ નથી પધાર્યા.' લશ્કરી સલામ કરતાં, દરવાને પ્રશ્ન પહેલાં ઉત્તર આપ્યો.

'તમારાં બાસાહેબ છે કે બહાર પધાર્યાં છે?'

'જી, સરોવર પર છે, સાથે મારાં બહેન પણ છે.' જવાબ સાંભળતાં જ સ્વાર ઘોડા પરથી ઊતરી પડ્યો, લગામ દરવાનના હાથમાં આપી હુકમ આપ્યો: 'મારે બંગલે તાર કરી સાઇસને બોલાવી ઘોડો મોકલી દે.'

વરંડા પર ચડી આયના સંમુખ ઊભા રહી સ્વાર કપડાં ઠીક કરતો હતો ત્યાં પટાવાળો પાણી તથા ટુવાલ લાવ્યો. હાથ–મોં ધોઈ મુખવાસ લઈ સરોવર તરફ તે ગયો.

તેનું શરીર મજબૂત, કદાવર અને કસાયેલું હતું. કપાળ વિશાળ અને તેજસ્વી હતું. આંખો મોટી અને સંભેદક (piercing) હતી. મૂછનો ભરાવ સારો હતો. હડપચીનો ઘાટ કપાળની રેખા પેઠે તેનાં લક્ષણ પ્રકટ કરતો હતો. જોધપુરી બ્રીચીઝ અને હાફકોટ પહેર્યાં હતાં. માથે આસમાની રંગનો સાફો બાંધ્યો હતો. નાની સોટી ફેરવતો, વખતે સિસોટી વગાડતો અને વખતે બીડીના ધુમાડા કાઢતો, ફૂલોના ક્યારામાં થઈ, સરોવર ફરતી મેંદીની વાડ આગળ આવી ઊભો એટલામાં વાડના છિદ્રમાંથી પાણીમાં તરતી સુંદરી પર નજર પડી. પત્નીની મોજમાં ભંગ ન પાડતાં, તટસ્થ દ્રષ્ટા થતો ત્યાં જ ઊભો રહ્યો. પ્રકૃતિ અને મનુષ્યના સમવાયી સૌંદર્યનું પાન કરવા લાગ્યો.

બંગલાથી થોડે દૂર વહેતી નદી, તેમાંથી નહેર વાટે સરોવરમાં આવતાં પાણી પર રમતાં અસ્તમિત સૂર્યનાં કિરણો આકાશમાં વાદળાં સાથે ખેલતાં તેવી લીલા ખેલતાં ખેલતાં તરતી સુંદરીના શરીર પર ઘડીક તો ઘડીક તરવાથી હાલતી નાની વીચિપરંપરા પર દોડાદોડ કરી સુંદરીનું સૌંદર્ય વિવિધ રીતે પ્રગટાવતાં હતાં. પ્રકાશ અને છાયાનું એવું અદ્ભુત સંયોજન થયા કરતું અને તરનારીનાં અંગેઅંગનું લાવણ્ય એવું ઝબકાવતું કે તેનો પતિ તે નિહાળી નિહાળી કૌતુકાનંદમાં નિમજ્જન પામ્યો જતો હતો.

'સાહેબરામ! અમે પારકાં નથી કે અમારી સરભરા માટે સંજીવનીભાભીને રસોડાના કાળા પાણીએ મોકલ્યાં. ભાભી! ચાલો બહાર. નોકર ચા કરી લાવશે.'

'સેનાભાભી! તમે, અમરનાથ અને તમારા ભાઈ જાઓ બેસો અને હું આંખના પલકારામાં આવું છું. તમે આવો ત્યારે અમારે યોગ્ય સત્કાર કર્યા વિના ચાલે?' પત્નીનો ઉત્તર સાંભળી સાહેબરામની આતુર મૂંઝવણ પડી ગઈ.

'તમારે રસોડામાં જ રહેવું હોય તો હું તમારી મદદે આવું છું' એમ બોલી પાટલો લઈ બેસી ગઈ. સાહેબરામ અને સંજીવનીની જીદ્દી આનાકાની તદ્દન નહિ ગણકારતાં તે પૂરી વણવા લાગી અને તળવા મંડી. સંજીવની તો આ જોઈ આભી જ બની ગઈ: મોટાઈ બિલકુલ મળે જ નહીં તેમ આવડત પણ કેવી મઝાની. પૂરી એવી વણાતી હતી કે ફૂલવાથી તેનો આકાર આંખ હરતો અને જીભનાં પાણી છોડાવતો. સાહેબરામ ચા બનાવવા બેઠો. અમરનાથ ખુરશી પર પડ્યો પડ્યો ધીરજરામે આપેલી બાતમીઓ વિશે વાગોળતો હતો. બધું તૈયાર થતાં સૌ બહાર આવ્યાં અને ચારે જણાં આરોગવા બેઠાં.

'સાહેબરામ! ઇલેક્શનનો સમય નિકટ આવતો જાય છે, પિતાજી કહેતા હતા કે સાડમારી જબરી છે.'

'અલબત્ત કટોકટી છે પણ આખરે ફતેહ શેઠસાહેબની છે. બીજું કોઈ ફાવે એમ નથી. ઈશ્વરદાસ બેલિફે સારી જેહમત ઉઠાવી આપણે માટે પુષ્કળ વૉટ મેળવ્યા છે. આજે રાત્રે કાછીયાની વાડીમાં ગંજાવર સભા છે; શેઠસાહેબ વતી બાલકરામ, શાસ્ત્રીજી અને હું ભાષણ કરવા જવાના છીએ. મગદુર નથી કમલસીની કે શેઠ સાહેબનો પ્રભાવ ઝાંખો પાડે.'

'બબ્બું! આ તે શી ધમાધમી આખા ગામમાં થાય છે. ઇલેક્શન અને વોટની વાતો ઘેરઘેર થાય છે. મારી માસીને વોટ આપવો તે છે શું તે કેટલાયે જણા રોજ એને બારણે ધક્કા ખાય છે. બિચારી મુંઝાઈને મારી બાની સલાહ લેવા આવી હતી.' સંજીવની બોલી.

'સંજીવનીભાભી! તમારાં માસી અકળાતાં મુંઝાતાં હોય તો વોટ આપવાની જ ના કેમ નથી પાડતાં?'

'એ તો જુવોને સેનાભાભી! મારી માસી કહે કે વોટ આપવાથી ધર્માદો થાય છે.—'

'ધર્માદો થાય છે કેવી રીતે?' સેનાના વિવેકી સંસ્કારોએ હાસ્યને જિજ્ઞાસામાં પલટાવી નાંખ્યું.

'સેનાબહેન તદ્દન અજ્ઞાત લાગે છે ઇલેક્શનના નાટકથી. તમે વોટ આપો તો તમે કહો તે—

[અપૂર્ણ]

આવા યૌવનનો, આવા સૌંદર્યનો હું માલિક છું ! કેટલો ભાગ્યશાળી ! સ્વર્ણા ! તારો કુમાર આજ આટલો બધો તારામાં લીન છે એવું તું જાણે તો તારું હૈયું કેવું ફૂલતું હોય ! મારી કળી ! ખીલ, ખિલાય તેટલું અને ભર, ભરાય તેટલો પરાગ મારા જીવનમાં. સાથે રહી ભોગવાશે –'

ઝાડની ડાળ તૂટવાના જબરા અવાજે ધ્યાન ખેંચ્યું. સરોવરની રેતીમાં ડાળી ડાંખળાંમાંથી નીકળવા મથતી હિમાનીને જોઈ. સહેજ ખસી વાડ ઠેકી અરણિકુમાર હિમાની પાસે જઈ ઊભો ત્યાં સ્વર્ણસુંદરી પણ ભીને જ વસ્ત્રે ને છૂટે વાળે સહિયરની વહારે દોડતી આવી. અકસ્માતથી થયેલો ગભરાટ પતિને જોતાં જ સરી ગયો અને શરીરમાં કસરતથી આવેલી સ્ફૂર્તિમાં પતિદર્શનનો ઉલ્લાસ અંગેઅંગ ઝબૂકવા લાગ્યો.

'સ્વર્ણા ! ઠંડો પવન વાય છે માટે વસ્ત્ર બદલી આવો. હિમાનીને હમણાં હું છૂટાં કરું છું,' ઝાડનાં ડાળાં ડાખળાં તોડતાં અને દૂર ફેંકી દેતાં અરણિકુમારે કહ્યું. પતિની વહાલભરી ચિંતા દૂર કરવા પત્ની પાછી ફરી એવામાં કેદમાંથી નીકળી હિમાનીએ વસ્ત્ર સમાં કરતાં કરતાં અરણિકુમારનું પ્રસન્ન હાસ્યથી સ્વાગત કર્યું.

'કેમ, ભાભીસાહેબ ! તરવાની લહેજત મૂકી ક્યાં દગાખોર હીંચકે ચડ્યાં ? સખત વાગ્યું તો નથી ને ? ગંધરાજને અને દાક્તરને તેડવા મોકલું ?'

'રેતીમાં પડી એટલે બહુ વાગ્યું નથી પણ શરીર છોલાયું છે તેમ ક્યાંક ઉઝરડાયું છે. રેતી પર થોડીવાર સૂઈશ એટલે આરામ થઈ જશે. તમે ક્યારે આવ્યા ? ત્રણચાર દિવસ હજુ રોકાવાના હતા ને ?'

'મૂળ ક્રમ એવો હતો પણ ધાર્યા કરતાં ઇન્સ્પેક્શન વહેલું પત્યું એટલે સારતે ઘોડે અહીં આવ્યો. હાથ દુખતો નથી ? ઓશીકું મંગાવી આપું ?'

"લ્યો આ લોખંડની ખુરસી પર બેસો. મુસાફરીથી ચડ્યો હોય તેટલો થાક ઉતારો. હિમાનીની માવજત મને સોંપી દો.' સ્વર્ણસુંદરીએ સજ્જ થઈ આવી કહ્યું. એવામાં હિમાનીની દાસી ઓશીકાં, શાલ, ઉઝરડા રૂઝવવાનું તેલ વગેરે લઈ આવી.

ખુરશી પર પડ્યો પડ્યો અરણિકુમાર ચીરૂટના ધુમાડા કાઢવા લાગ્યો. મન થઈ આવે ત્યારે નીચો વળી રેતી હાથે વેરતો. વિક્ષુબ્ધ થયેલું ચિત્ત સ્વસ્થ થતાં, તૂટેલી વિચારપરંપરા આગળ ચાલી.

... સ્વર્ણસુંદરી અને દાસી હિમાનીની સારવાર કરતાં હતાં, છોલાયેલાં અંગ ચાંપતાં હતાં. જલમાં પત્નીના સૌંદર્યનો જે બહાર જોયો હતો તેથી અધિકતર

સ્વર્ણસુંદરીને જલ સાથે કેલિ કરતાં અવનવી જ લહેર આવતી. થોડીવાર ચત્તીપાટ તરતી તો થોડીવાર ડૂબકી મારતી. ડૂબકી મારી ઉપર આવી ચત્તી થતી ત્યારે સંક્ષુબ્ધ થયેલું પાણી તેના વક્ષઃસ્થલ પર અથડાતું; માથા પર નાનાં મોજાંઓ ફરી વળી કાનમાંથી દ્રવ ટપકતાં હોય ને, એવો જલકણખેલ રચતાં, સૂર્યનાં કિરણો તેમાં રમતાં અને આભૂષણનાં નીલમમાણેક સાથે સ્પર્ધા કરવા જલબિંદુમાં રંગ લાવતાં.

એવામાં પવન છૂટયો. આઘે કોઈક સ્થળે વરસાદ પડવા માંડયો હોય તેથી ઠંડો થયેલો અને જલના સીકરથી ભરેલો પવન સરોવરનાં પાણીમાં ઊર્મિઓ નચાવવા લાગ્યો. પવનથી થયેલી ઠંડકથી સહેજ અને સહેજ પાણીની ગતિથી સુંદરીના શરીરમાં કંપ થયો એટલે અરણિકુમારને લાગ્યું કે પાણીમાં ઊઠતી ઊર્મિ શરીરમાં જ ઊઠી ન હોય!

આનન પર રમતી કિરણાવલી કપાળનું તેજ ભભૂકાવતી, આંખમાંથી ફૂટતા અને આનન પર સર્વત્ર રમી રહેતા મુગ્ધ આનંદને ખીલવતી હતી. પત્નીનું ગતિમાન સૌંદર્ય નિરખતાં નિરખતાં અરણિકુમારને ભૂતકાળ સ્મરણમાં તરી આવ્યો. ચોમાસું રેલ્યું હતું, ગામની સીમનાં તળાવો એકાકાર થઈ દરિયા માફક જળથી ભરપૂર ગાજતાં હતાં. આ દરિયામાં ત્રાપો ફેરવી કાંઠેના રૂખડા સાથે નાંગરી ટેકરા પર ચડી સૂર્યાસ્તની લીલા અવલોકવા જતો હતો ત્યાં કેટલેક છેટે ચાર કન્યાઓને તરવા પડતી જોઈ. જલ સાથે પોતા જેવી લહેર ઉડાવતાં અન્યને જોતા તારાને જેવી ગમ્મત પડે છે તે તે જ જાણે છે! એક તરફ સૂર્ય જલમાં ઊતરતા હતા, અને પવન જલ ઉછાળતો હતો તેમાં જીવનની નિર્દોષ અને લલિત લીલા ગામનું કૌમાર્ય ભોગવતું હતું. આનંદને પણ અવધિ છે શું? આનંદ શાશ્વતકાલ ભલે ન ટકે પણ ક્ષણજીવી શાને થતો હશે?

જલમાં છુપાયેલા રૂખડામાં એક કન્યાનો ચોટલો ભરાયો. તેમાંથી છૂટવા જતાં રૂખડાંના કાંટા તેને પીડવા લાગ્યા. પીડાથી સમતોલન નમ્યું અને કન્યા ડૂબવા લાગી. ઉઝરડાની વેદનાને બદલે મૃત્યુનો ભય આવી થરથરાવવા લાગ્યો. તરવાના નાદમાં મશગૂલ ગોઠણોને ચીસ પાડી વહારે બોલાવવા લાગી ત્યાં તો અરણિએ જલમાં ઝંપલાવ્યું અને સ્વર્ણકુમારીને બન્ને વિપદ્દમાંથી ઊગારી.

આજે તે દૃશ્ય તાદૃશ સ્મરતાં હૃદય અવનવા ભાવોથી રેલવા લાગ્યું. 'કાળ! આટલાં વર્ષોમાં તે સુકુમાર કળીનું યૌવન તેં કેવું ખિલાવી દીધું છે! પવનની પીઠે ચડી ફૂલનો પરાગ વાડીમાં ફરનારને ખુશમિજાજ કરે છે. તેમ યૌવનનો પરાગ સમાગમમાં આવનારના હૃદયને રસભર નથી કરતો? અહા!

શરીરના સૌંદર્યમાં રસલીન થવાથી ભોગૈષણાના ભયગર્તમાં તો ઊતરી નહિ પડાય !' પણ – આવા આવા પાંડિત્યથી, પ્રજ્વલિત થયેલો ઇશ્ક હોલવાય ખરો ? કેવા પ્રખર નિગ્રહથી સ્નેહની આહુતિ આપી હતી ? ઈર્ષ્યાને – ભગ્નાશની વૈર-વૃત્તિને કેવાં સખ્યમાં રૂપાંતર પમાડ્યાં હતાં ?

'સ્વર્ણા ! તને તરતી જોવામાં તારા નાથને આજ એવી લહેજત પડી છે કે તેમાં ને તેમાં મશગુલ થઈ નથી ખબર પૂછતા તારી તો પછી મારી તો વાત જ ક્યાં ?' હિમાનીનાં વચન સાંભળતાં જ સ્વર્ણસુંદરી શરમાતી મુંઝાતી – ઊંડા અંતરમાં હરખતી પતિ તરફ જોવા લાગી.

'હિંચકતાં હિંચકતાં તમે પણ ઠીક ધ્યાન રાખ્યું હતું ! એ અનુચિત વ્યાપારમાંથી તમને ખસેડવા જ ઝાડે ડાળ તોડી નહોતી ના ? સ્વર્ણાને તરતાં જોતાં એના નાનપણનો એક પ્રસંગ યાદ આવ્યો હતો. કેમ સ્વર્ણા યાદ છે ને તળાવમાં ડૂબતી તને બચાવી હતી તે ?'

પતિના વહાલથી ઉભળકાતી સ્વર્ણસુન્દરી કંઠનું માધુર્ય વહેવડાવા જતી હતી ત્યાં ગંધરાજ ફલંગ મારતો આવી હિમાનીને શરીરે હાથ ફેરવવા લાગ્યો.

'કેમ છે હવે ? કેટલું વાગ્યું છે ? રેતીની ઠંડકમાં કેમ સૂઈ રહી છે ? ચાલો બંગલામાં. અહો ! અરણિ અને સ્વર્ણા પણ અહીં જ છો ને ? તમે બંને છતાં મારી હિમને કેમ પડવા દીધી ?'

'હું થડ હોત અને સ્વર્ણા ડાળી હોત તો ન પડવા દેત. રાજ ! સરપાવ સારો આપે છે. બન્નેને હવે કલ્લોલવા દો. ચાલો આપણે આપણે ઘેર સ્વર્ણા !'

પતિનો હાથ ઝાલી ઊભી થતી હિમાની શાલ ઠીક કરતાં કરતાં બોલી :

'એમ રિસાઈ મા જાવ, કુમારભાઈ ! તમારું કલ્લોલ હજુ રાજને કહેવું છે. આટલા દિવસ સ્વર્ણા અહીં રહ્યા પછી અમારા સૌભાગ્યોત્સવમાં સામીલ નહીં થાય ? તમારે પણ અમારે ત્યાં જ જમવાનું છે.'

'અહો ! વિસરી જ ગયો. આજે તમારી લગ્નતિથિ છે. હૃદયની શુભેચ્છા છે કે આવી તિથિ શતવાર આવો.' શબ્દો ઉચ્ચાર્યા પણ લગ્નતિથિ જાણવાની સાથે જ ભૂતકાળનો ભડકો હૃદયમાં પ્રજ્વળી ઊઠ્યો. આશાઓમાં છુપાયેલી નિરાશા ફૂટી નીકળી.

'કુમારભાઈ ! તમારી શુભેચ્છા તમને ફળો. અમારે અપંગ વાર્ધક્યનો લહાવો નથી જોઈતો.' પતિના ખભાને અવલંબી ચાલતી હિમાનીએ કહ્યું.

અરણિકુમાર ક્યારે આવ્યો, ગામડામાં કેવી સ્થિતિ છે વગેરે સમાચાર ગંધરાજે ચાલતાં ચાલતાં પૂછ્યા. વચ્ચે વચ્ચે હિમાનીએ સરોવરમાં તરતી સ્વર્ણસુંદરીને વાડ પાછળથી નિરખતા અરણિકુમારનો પ્રસંગ વર્ણવી ગમ્મત ઉપજાવી.

બહાર તેના હૃદયસૌંદર્યને નિહાળતાં – સ્ત્રી માત્રમાં નિગૂઢ રહેલું જનનીત્વ સખીશુશ્રૂષામાં પ્રગટ થતું જોઈને રસાનંદના સાગરમાં તે તરવા લાગ્યો. પત્ની પર જ નજર ઠેરવી રાખતાં ગભરાતો કે રખેને હિમાની મજાક કરે! ચારે દિશામાં દૃષ્ટિ દોડાવતો પણ ચિત્ત ચોંટયું હતું ત્યાં ને ત્યાં જ તે વળતી. પણ જલ, પવન, પ્રકાશ, છાયા, ગતિ આદિની લીલામાંથી નિરાળું પડેલું સૌંદર્ય રફતે રફતે ઊણું લાગવા માંડયું.

સ્વર્ણસુન્દરી અને દાસી નળે હાથ ધોવા ગયાં ત્યારે નજર હિમાની પર ઠરી. અવનવું જ દર્શન થયું. હિમાનીને ઘણીવાર જોઈ હતી. કૉલેજમાં સાથે ભણતાં ત્યારથી થયેલો સંબંધ ગંધરાજ અને હિમાનીનાં લગ્નથી વધારે ગાઢ થયો હતો. હિમાનીનો સ્નેહ મેળવવા ગંધરાજનો તે પ્રતિસ્પર્ધી હતો તે વખતથી જ હિમાનીના અંગલાવણ્ય અને આત્મવિભૂતિનો પરિચય પામ્યો હતો. ગંધરાજ સ્પર્ધામાં વિજયવંત નીવડ્યો એટલે અરણિકુમારે પોતાના ઇશ્કને કજળાવી મૈત્રીમાં અંતરાય નહોતો આવવા દીધો. હિમાનીથી જ પસંદ થયેલી સ્વર્ણસુંદરી પર આસક્ત થઈ જૂના સ્નેહને ભૂલી ગયો હતો.

દિવસે દિવસે સંબંધ વધતો જવાથી ચારે જણ એક લોહીનાં કુટુંબી જેવાં થઈ ગયાં હતાં. અતિશય છૂટથી હળતાંમળતાં છતાં હિમાનીના મુખે આજે જેવી અસર કરી તેવી કદી કરી નહોતી. શરીરમાં થતી વેદનાથી આસાયેશ મેળવવા, રેતી પર સૂતી સૂતી તે મથતી હતી ત્યારે વેદનાથી તેની મુખલક્ષ્મીનું તેજ અજબ કલાપ્યું હતું. ક્ષિતિજ નીચે સૂર્યનારાયણ સરી પડ્યા હતા. અંધારું ઝપાટાબંધ રેલાતું જતું. ઝળઝળીયામાં એ મુખનું લાવણ્ય વીજની માફક ઝબક ઝબક થતું હતું, આંખો અનંત અવકાશ માપતી માપતી અંતરમાં વળતી હતી. કપાળ પર ઉઝરડાની વેદના રગરગતી હતી છતાં પ્રસન્ન ઉજ્જ્વળતા ફૂટી રહી હતી. દુઃખને ન ગણકારનાર સુખનું મોહક સ્મિત હોઠ પર તરવરતું હતું. મનના નિગ્રહને તિરસ્કારતું હૃદય ઊછળતું હતું.

'હં! કયું સૌંદર્ય સરસ? ગતિમાન કે સ્વસ્થ? beauty in motion કે in repose? આનંદથી હિલોળતું કે વેદનાથી રુગ્ણ સૌંદર્ય?' અરણિકુમારના હૃદયમાં આ પ્રશ્ને મૂંઝવણ ઊભી કરી. ઘડીકમાં હિમાનીને જુવે તો ઘડીકમાં સ્વર્ણસુંદરીને. બન્ને શરીરલાવણ્યનો મુકાબલો કરતો જાય અને અર્ધ ક્ષણ એકને તો બીજી ક્ષણ ઇતરને અનુપમ સૌંદર્યવતી લેખે. હિમાની પર વધારે દૃષ્ટિ ઠરતી તો સંકોચાતો – સ્વર્ણસુંદરી પર ઠરતી તો મજાકથી ડરતો.

'શું શરીરમાં જ સૌંદર્ય રહ્યું છે કે શરીરથી પર તેનું કોઈ આધાન છે?'

સાંભળવાં પડતાં. ભાઈબહેનના સંબંધથી જુદો વિકાર ન થવો જોઈએ છતાં હિમાનીની મુખશ્રીએ આજ કેર વર્તાવ્યો હતો.

હિમાનીની બે આગબોટો અને ગંધરાજની એક દુશ્મનને હાથ સપડાઈ. પતિની બેદરકારી ધ્યાનમાં લઈ સ્વર્ણસુંદરી એવી કુનેહથી રમતી હતી કે પોતાની કે અરણિકુમારની એકે આગબોટ હરીફોના પંજામાં જવા દીધી નહોતી. હારતી હોવાથી હિમાની હતાશ થઈ પણ ગમ્મતની રસિયણને વિષાદ કદી ગોઠતો નહીં. વેણીમાંથી બટમોગરાનું ફૂલ કાઢી પતિ સંમુખ ધરતાં બોલી :

'લ્યો ગંધરાજ ! તમારું નામેરી ફૂલ. પુષ્પનિવેદનનો વિધિ ભજવવો રહી ગયો. લ્યો ! કુમારભાઈ ! તમે વળી વચકાશો. કૉલેજની આપણી ગમ્મતોનાં સંભારણાં માટે ચંપો.'

ચંપો લીધો પણ તેની પીમળ વિષ જેવી લાગી. હિમાનીના શબ્દો ઝેરી બાણ જેમ હૃદય છિન્નભિન્ન કરતા હતા.

'જબરી છે હિમાની. હારવા બેઠી ત્યારે નવા જ બુટ્ટા ઉઠાવવા માંડ્યા. પણ જો ! મારી ટોરપિડોએ તારી આગબોટ લીધી. આઠ 'પોઈન્ટ' તો થયા. હવે જોતજોતામાં દશ કરી નાંખું છું.' સ્વર્ણસુંદરી આત્મગૂંજન જેવું બોલી.

'બાબાસાહેબ ! જમાવાનો વખત થયો છે. નહાવા પાણી લાવું ?' દાસીની વિનંતિ સૂણતાં જ હિમાની ઊભી થઈ અને સર્વેને માટે સ્નાનની વ્યવસ્થા કરવા વરધી આપી. 'સ્વર્ણા'! ફરી વાર નહાવું છે ?'

'ના ! તું તારે નહાવા દોડ ! લે તારી ટોરપિડો સપડાઈ.' રમત અધૂરી મૂકી સૌ નહાવા ગયાં. એકલી પડેલી સ્વર્ણસુંદરી જીત પર આવેલી બાજી આગળથી નિસાસા નાંખતી ઊઠી આરામખુરસી પર પડી વર્તમાનપત્ર વાંચવા લાગી.

સ્નાનક્રિયા સમાપ્ત થતાં સૌ ભોજનખંડમાં ગયાં. રૂપા અને કાચનાં વાસણોમાં ખાદ્યો પીરસેલાં હતાં.

'પુરુષ અને પ્રકૃતિનાપ્રતિનિધિ સ્વરૂપ ગંધરાજ અને હિમાનીનો સૌભાગ્યોત્સવ એમની સર્વે અભિલાષાઓનો સાધક નીવડો.'

'હૃદય અને પ્રાણ જેવાં, આત્મા અને શરીર જેવાં, કવિ અને કવિતા જેવાં, અર્થ અને વાક્ જેવાંનો સંસાર સુખી નીવડો.' પત્નીના પિયુરવમાં અરણિકુમારે પોતાનો કુહુરવ ભેળવ્યો.

દંપતીએ ઊંડા આભારથી શુભ વાંછનાઓ સત્કારી. રેશમી વસ્ત્રમાં સજ્જ થયેલી, સ્નાનથી સ્ફુર્તિમાં આવેલી હિમાનીના હાસ્યભર્યા હાવભાવ, પતિની કાળજી રાખતો સ્નેહ, હરેક હિલચાલમાં ફૂટતો આનંદ, વાગ્વિનોદ, બુદ્ધિની વિશાળ

વરંડા પર ચડી ખુરશી પર સૌ બેસવા જતાં હતાં ત્યાં પટાવાળો તાર લાવ્યો. ગંધરાજે તે ફોડી વાંચ્યો : 'કુંવરસાહેબ કાલે સાંજે પધારે છે.'

'ચાલો હવે રોજ નવી નવી ગમ્મતો ઊડશે' હિમાની બોલી. ટેબલ પર પડેલી ટપાલમાંથી પોતાના કાગળ તારવી પતિના તેના હાથમાં મૂકયા. એક કાગળ સ્વર્ણસુંદરીના ખોળામાં નાંખી બોલી, 'લે, કુમારભાઈનો કાગળ ઘેર જઈ નિરાંતે વાંચજે.' પેલી બિચારીએ શરમાઈ કાગળ ગજવામાં મૂક્યો.

આ જોઈ ગંધરાજને હસવું આવ્યું. 'સ્વર્ણા ! તું હિમાનીથી આટલી કેમ ડરે છે? અરણિ અહીં હોય એટલે એનો કાગળ નહીં વંચાય ? શરમ લાગતી હોય તો બંગલાની અંદર જઈ વાંચ પણ આનંદનો લહાવો માણવાની તક ન જવા દે.'

'રાજ ! તારી શિખામણ વાજબી છે. સ્વર્ણા ! મુંઝાતી હોય તો લાવ હું વાંચું. હિમાનીની માથાની કયારે થવાની તું?' વળી ઘી હોમાયું ભડકામાં, 'હિમાનીથી સ્વર્ણસુંદરી કોઈ જ રીતે સરસી નહીં જ !'

'જમવાને હજુ વાર છે. શું રમશું કુમારભાઈ, નૌકાવિગ્રહ ?'

'ચાલો એક તરફ તમે અને ગંધરાજ અને સામાં અમે બે – ચાલ, સ્વર્ણા તૈયાર થા, આજે હિમાનીને સખત શિકસ્ત આપવી છે.'

'આપી શિકસ્ત હવે ! હું અને મારો રાજ જોતજોતામાં તમને મહાત કરીશું.'

ખરે જ બન્નેએ મહાત કર્યા હતા. ઊંડો ઊંડો નિઃશ્વાસ નીકળ્યો. રમતના રસમાં તે અજ્ઞાત અવસાન પામ્યો. આગબોટો અને 'ટૉરપિડો' દોડાદોડ કરવા લાગી. રમતની રસાકસી સાથે વાણીનો વિનોદ પણ ખીલતો.

'હાશ ! હિમાનીની આગબોટ સપડાઈ ! કુમાર ! ઝપટમાંથી છટકવા ન દેશો.'

'સ્વર્ણા ! એમ હિમાનીને ડરાવીશ નહિ. અરણિની ટૉરપિડો હમણાં હું વિખેરી નાંખું છું. હિમાની ! ઘરમાંથી કાઢ પેલી ટૉરપિડો અને ઊભી રહે આની પીઠે.'

'કાઢયા કરો કઢાય તેટલી ટૉરપિડો. જુઓ આ આમ ચાલી કે તમારો રસ્તો બંધ.'

હિમાનીની સામે અરણિકુમાર અને સ્વર્ણસુંદરીની સામે ગંધરાજ બેઠા હતા. રમતમાં સર્વે મશગૂલ હતાં તોપણ અરણિની નજર વારેવારે હિમાનીના મુખ પર ઠરતી; સરોવરકાંઠે કરેલા સૌંદર્યદર્શન વિશે કુતૂહલ વિશેષ અને વિશેષ ઉત્તેજાતું. ઘણી ઘડભાંગ કર્યા છતાં બે સૌંદર્યમાંથી કયું સરસ તેનો નિર્ણય નહોતો કરી શક્યો. એ નિર્ણય કરવા જતાં જૂનો સ્નેહ જાગૃત થવાથી જાગેલા તોફાનથી સંક્ષુબ્ધ હતો. ઉપરથી શાંત લાગતો પણ અંદર તોફાન ગાજી રહ્યું હતું. આથી રમતમાં ભૂલ થતી તેથી પત્નીનો ઠપકો અને મિત્રોની મશ્કરી

સાંભળવાં પડતાં. ભાઈબહેનના સંબંધથી જુદો વિકાર ન થવો જોઈએ છતાં હિમાનીની મુખશ્રીએ આજ કેર વર્તાવ્યો હતો.

હિમાનીની બે આગબોટો અને ગંધરાજની એક દુશ્મનને હાથ સપડાઈ. પતિની બેદરકારી ધ્યાનમાં લઈ સ્વર્ણસુંદરી એવી કુનેહથી રમતી હતી કે પોતાની કે અરણિકુમારની એકે આગબોટ હરીફોના પંજામાં જવા દીધી નહોતી. હારતી હોવાથી હિમાની હતાશ થઈ પણ ગમ્મતની રસિયણને વિષાદ કદી ગોઠતો નહીં. વેણીમાંથી બટમોગરાનું ફૂલ કાઢી પતિ સંમુખ ધરતાં બોલી :

'લ્યો ગંધરાજ ! તમારું નામેરી ફૂલ. પુષ્પનિવેદનનો વિધિ ઊજવવો રહી ગયો. લ્યો ! કુમારભાઈ ! તમે વળી વચકાશો. કૉલેજની આપણી ગમ્મતોનાં સંભારણાં માટે ચંપો.'

ચંપો લીધો પણ તેની પીમળ વિષ જેવી લાગી. હિમાનીના શબ્દો ઝેરી બાણ જેમ હૃદય છિન્નભિન્ન કરતા હતા.

'જબરી છે હિમાની. હારવા બેઠી ત્યારે નવા જ બુટ્ટા ઉઠાવવા માંડ્યા. પણ જો ! મારી ટોરપિડોએ તારી આગબોટ લીધી. આઠ 'પોઈન્ટ' તો થયા. હવે જોતજોતામાં દશ કરી નાંખું છું.' સ્વર્ણસુંદરી આત્મગૂંજન જેવું બોલી.

'બાબાસાહેબ ! જમાવાનો વખત થયો છે. નહાવા પાણી લાવું ?' દાસીની વિનંતિ સૂણતાં જ હિમાની ઊભી થઈ અને સર્વેને માટે સ્નાનની વ્યવસ્થા કરવા વરધી આપી. 'સ્વર્ણા'! ફરી વાર નહાવું છે ?'

'ના ! તું તારે નહાવા દોડ ! લે તારી ટોરપિડો સપડાઈ.' રમત અધૂરી મૂકી સૌ નહાવા ગયાં. એકલી પડેલી સ્વર્ણસુંદરી જીત પર આવેલી બાજી આગળથી નિસાસા નાંખતી ઊઠી આરામખુરસી પર પડી વર્તમાનપત્ર વાંચવા લાગી.

સ્નાનક્રિયા સમાપ્ત થતાં સૌ ભોજનખંડમાં ગયાં. રૂપા અને કાચનાં વાસણોમાં ખાદ્યો પીરસેલાં હતાં.

'પુરુષ અને પ્રકૃતિનાપ્રતિનિધિ સ્વરૂપ ગંધરાજ અને હિમાનીનો સૌભાગ્યોત્સવ એમની સર્વે અભિલાષાઓનો સાધક નીવડો.'

'હૃદય અને પ્રાણ જેવાં, આત્મા અને શરીર જેવાં, કવિ અને કવિતા જેવાં, અર્થ અને વાક્ જેવાંનો સંસાર સુખી નીવડો.' પત્નીના પિયુરવમાં અરણિકુમારે પોતાનો કુહુરવ ભેળવ્યો.

દંપતીએ ઊંડા આભારથી શુભ વાંછનાઓ સત્કારી. રેશમી વસ્ત્રમાં સજ્જ થયેલી, સ્નાનથી સ્ફુર્તિમાં આવેલી હિમાનીના હાસ્યભર્યા હાવભાવ, પતિની કાળજી રાખતો સ્નેહ, હરેક હિલચાલમાં ફૂટતો આનંદ, વાગ્‌વિનોદ, બુદ્ધિની વિશાળ

પ્રખરતા, અંગલાવણ્યમાં દીપી નીકળતી આત્મવિભૂતિ સર્વેનો અનુભવ પામતાં પામતાં અરણિકુમારનો હિમાની માટેનો ઇશ્ક ઊછળતો હતો. સ્વર્ણસુંદરી પર વિશેષ લક્ષ આપવા – હૃદયનો સાગર તેના પર ઢોળવા જતો પણ તે આજે હિમાનીના ચુંબકત્વ(Magnetism)થી આકર્ષાઈ તેના તરફ રેલાતો.

'થાકયો છું. આરામ લેવો છે.' એવું બહાનું કાઢી જગ્યા પછી ન રોકાતાં ગંધરાજની 'મોટર સાઇકલ' પર સવાર થઈ દંપતી સ્વનિવાસે ગયાં. રસ્તામાં પત્ની પૂછતી તે સવાલોના ટૂંકાટચ જવાબ દેતો પણ લહેરથી હંમેશ ઉડાવતો તેવી ગમ્મત નહોતો ઉડાવતો. કયાંથી ઉડાવે ? નિર્દોષ સ્નેહાળ પત્નીને કયાં ખબર હતી કે પોતાના દ્વિતીય હૃદયમાં કેવો દાવાનળ પ્રગટયો હતો ?

રાત્રે સૂતો પણ નિદ્રા આવી નહિ. જ્યાં જુવે ત્યાં હિમાની !

[ ૨ ]

સવારે ઘણા વહેલાં ઊઠી ખાણ તપાસવા ગયો હતો. તપાસણી ખડે પગે કરી હતી અને મારતે ઘોડે લાંબી મજલ કાપી હતી. આટઆટલી મહેનતનો શ્રમ કયાંય ઊડી ગયો હતો અને શ્રમથી આવતી નિદ્રા પણ રિસાઈ બેઠી હતી.

શય્યામાં તડફડતો અરણિકુમાર પત્નીના તારુણ્યથી પ્રફુલ્લ અને પરિમલ-પૂર્ણ દેહને નિર્દોષ શાંતિથી સૂતેલો જ્યારે જોતો વા સ્પર્શતો ત્યારે વધારે ને વધારે બળી ઊઠતો. ઠંડક આપનાર ચંદન વિરહિણીને દાહક નીવડે છે તેનો આજે એને અનુભવ થયો.

ઊઠી વાંચવા બેઠો પણ હિમાનીમાં પરોવાયેલું ચિત્ત પુસ્તકમાં ચોંટયું નહિ. નકશા દોરવા બેઠા તો ત્યાં પણ એ જ દશા. આખરે ઊઠી વાડીમાં ગયો અને એક બાંક ઉપર પડયો. પવન નહોતો છતાં ઠંડક હતી. કળીઓ ઊઘડી હતી અને સુરખી ફરફરતી ત્યારે પરાગ લહાતી.

હિમાની સાથેની દોસ્તી દશ વર્ષની થઈ ગઈ. સ્વર્ણસુંદરી સાથે લગ્ન થયાંને પણ ચાર વર્ષ થઈ ગયાં. અંગનાં સૌષ્ઠવ અને લાવણ્યમાં સ્વર્ણસુંદરી હિમાનીને ઝાંખી પાડી દે છે. હૃદયની સમૃદ્ધિમાં કોઈ રીતે ઊતરતી નથી જ. હિમાની જેટલી કેળવણી પામેલી નથી તેથી એની બુદ્ધિ ઊંચા સંસ્કાર કે વિકાસ પામેલી નથી. અલબત્ત સહવાસથી અને અભ્યાસથી સ્વર્ણકુમારી પોતાની ન્યૂનતા દૂર કરવા મથે છે પણ સ્વભાવે બહુ જ શાંત, મૃદુ, કંઈક થોડાબોલી અને શરમાળ વિશેષ છે. નથી એનામાં હિમાનીના તનમનાટ, ચાંચલ્ય, જાજ્વલ્ય કે ચાતુર્ય. નથી ઉજ્જ્વલ અને પ્રખર બુદ્ધિનું આકર્ષણ, તેમ નથી પુરુષના હૃદયને મુગ્ધ કરતો પ્રભાવ.

'આજ શાને આ મુકાબલો કરવા માંડ્યો છે? ગમે તેવી પણ મારી સ્વર્ણા છે. મારી જીવનસહચારિણી છે. હિમાની પરકીયા – મિત્રપત્ની – બહેન છે.

'હિમાની વિના શી કમી છે મારે? કુલસ્ત્રી અને ગૃહિણી તરીકે સ્વર્ણ-સુંદરી મારા કુટુંબમાં, નાતજાતમાં અને ગામમાં પ્રતિષ્ઠા પામેલી છે. મારી સખી અને દાસી છે. માતાથી પણ વિશેષ મારી સંભાળ રાખે છે ત્યારે શા માટે એથી હું અસંતુષ્ટ છું?—અસંતુષ્ટ છું? આજે જ આવો અનુભવ થયો.

'ગંધરાજને વરી હિમાનીએ જ્યારે મને હૃદયભંગ કર્યો ત્યારે કેવા ઉચ્ચ ઉપદેશથી, કેવા પુનિત હૃદયકથનથી ભૈરવજાપ જપવા જતા મારા જીવનને ઉદ્ધાર્યું હતું? સ્વર્ણા પણ એણે જ મેળવી નથી આપી? સહોદરા જેવી સ્વર્ણાને કરી નથી દીધી એણે? દેહના ઉપભોગ માટે તલસનારે તે દેહમાં વસતા હૃદય અને આત્માનાં કેવાં ભવ્ય દર્શન કર્યાં હતાં? સાયન્સના અભ્યાસે પ્રચલિત ઈશ્વરભાવના મારા ચિદાકાશમાંથી નિર્મૂળ કરેલી છતાં તે દિવસે મનુષ્ય દ્વારા દિવ્ય સત્તાનું અસ્તિત્વ કેવું અનુભવાયું હતું? તે પુણ્યદર્શનકાલે પ્રાપ્ત કરેલી શાંતિથી જ મારા વિકારોને હું નિગ્રહમાં રાખી શક્યો છું. અમારા સૌના જીવનપ્રવાહ કેવા સાધુ, સરલ, રસિક, ઉન્નત વહ્યા છે? અન્યને બોધક, ઉત્તેજક, ક્વચિત્ મત્સરોત્પાદક થયા નથી?

'બે સૌંદર્ય સાથે ઘણીવાર નિરખ્યાં હતાં. છતાં આજે હિમાનીનું સૌંદર્ય સ્વર્ણાના સૌંદર્યને ઝાંખું પાડી કેવી ગેબી ભૂરકીમાં મને ભરમાવી રહ્યું છે? અગાઉ થતા મુકાબલા કરતાં આજનો મુકાબલો જુદો તો હતો જ. જંગલોમાં રખડી કંટાળી ઘરઘેલો થયેલો અહીં આવ્યો ત્યાં ઘરની મૂર્ત જીવંત પ્રતિમા દયિતાના અદ્વિતીય શરીરલાવણ્યનું મનોહર દર્શન થયું. આંખોમાં લાગણીઓનું નૂર વહ્યું. એ નૂરથી હિમાનીનું સૌંદર્ય જોયું. કેવું અદ્ભુત દર્શન! જિંદગીભરમાં આવો અનુભવ નથી થયો. ચંદ્રના આકર્ષણથી સમુદ્ર ઊછળતો હશે તેનાથીય વિશેષ જોરથી મારું હૃદય એ સુંદરીના દર્શનથી ઊછળે છે.

'પણ સ્વર્ણાના ગતિમાન સૌંદર્ય કરતાં વેદનાથી આર્ત હિમાનીના સૌંદર્યમાં શું અધિક જોયું? પ્રકૃતિના અંકમાં વિહરતા સૌંદર્ય આગળ મનુષ્યની નિર્બળતા પ્રગટાવતું સૌંદર્ય વિશેષ આકર્ષક કેમ લાગ્યું?

'બુદ્ધિ, તર્ક! તમારા પ્રયત્નો નકામા છે. વિવેક, સંયમ! તમારા અંકુશો નિર્બળ છે. થયું છે એ ચોક્કસ છે. શાથી થયું છે તે શોધવાની માથાફોડ શી?

'સૌંદર્યદર્શનથી નરી તૃપ્તિ નથી. સૌંદર્યની પ્રાપ્તિ અને ઉપભોગ માટે જ લાલસા છે. આ પ્રબળ લાગણીના પૂરમાં વિચાર, વિવેક, વિદ્વતા, અનુભવ,

ડહાપણ – બધું તણાઈ જાય છે. ગમે તેમ થાઓ પણ હિમાની જોઈએ છે.

'પણ હિમાની મળશે ? તને સારી રીતે ઓળખે છે. તારા કે કોઈના મોહમાં ફસાય એવી છે ? અને ત્રાસ આપવા મથતા વિદ્યાર્થીઓ પર પોતાના રૂઆબથી અને કરડી આંખથી કૉલેજમાં કેવી એ કેર વર્તાવતી તે ભૂલી ગયો ? દ્રવ્યની અને તેથી મળતા વૈભવની એને ખોટ નથી – પરવા નથી. ગંધરાજનો સ્નેહ પાતાળધોધ જેવો છે પછી સ્નેહની પણ તરસી ક્યાંથી હોય ?

'પણ જે સ્નેહે આ બન્નેને ગૃહસ્થાશ્રમી બનાવ્યા તે અસલ રૂપમાં જ ટક્યો હોય એવું નથી લાગતું મને. ઝીણી વિષમતા પ્રવેશેલી લાગે છે. આટલો અમારો ગાઢ પરિચય હોવા છતાં મને બન્નેમાંથી એકે પોતાનાં હૃદયકથન સંભળાવવાનું વિશ્વાસપાત્ર સ્થાન લેખ્યું નથી ! જિંદગીનો વેશ એવી નિપુણતાથી અને શાણપણથી ભજવ્યાં જાય છે કે સ્વપ્ને પણ અન્યને એ વિષમતાની ઝાંખી થાય જ નહીં. સ્પષ્ટ અનુભવ યાદ કરી શકતો નથી તોપણ વિષમતા જન્મી છે એટલું નિઃસંશય છે. કાંઈ હરકત નહિ. શોધી કાઢતાં શી વાર ? વિષમતા થવાનું કારણ સમજાયું કે બન્ને વચેનું અંતર વધારતાં સારું આવડે છે મને.

'પણ સુખમાં મહાલતાં પંખીઓનું સુખ ઊડી જતાં અનીતિને માર્ગે પાછું સુખ મેળવવા તેઓ તત્પર થશે એની ખાતરી શી ? ખાતરી અને બાતરી સ્ત્રીસ્વભાવમાં રહેલી છે. ભણીને એમ. એ. થઈ તોપણ આખરે સ્ત્રી છે અને પુરુષને આધીન થવા સર્જાયેલી છે.

'પ્રભાત હમણાં થશે. ઝાડમાં પંખીઓ પોતાનું કંઠમાધુર્ય રેલાવી રહ્યાં છે. પુષ્પોનો પરિમલ, પક્ષીકંઠનું માધુર્ય અને પ્રભાતની હવાનું ચેતન મારી લાગણીઓને વધારે ને વધારે આવેશોત્કટ કરે છે. ઇંદ્રિય માત્રના વ્યાપાર સંકેલાઈ ગયા છે. હાથમાંથી છટકેલા પરિમલ ફરીથી ભોગવવાની તીવ્ર લાલસા દેહયમને ધગધગાવી રહી છે.'

માળીએ પાણી છાંટવા માંડ્યું એટલે ઊઠી ઘરમાં ગયો. મિત્રદ્રોહ, પત્નીદ્રોહ, વિશ્વાસભંગની પાપી વાસનાઓ અરણિકુમારને નરકમાં લઈ જતી હતી એટલું પણ તે ન જોઈ શક્યો. દુષ્ટ વિકારને વશ થઈ પોતાનું સુખ નષ્ટ કરવા, કોમળ કળી જેવી સ્વર્ણસુંદરીને દુઃખી કરવા, મિત્રનું દાંપત્યસુખ નિર્મૂળ કરવા, પતિવ્રતા સ્ત્રીનું શીલ ખંડિત કરવા, સમાજ કલુષિત કરવા અને ઈશ્વરના નીતિનિયમોનું ઉલ્લંઘન કરવા તે પ્રવૃત્ત થયો.

શયનખંડમાં પ્રવેશી મોં ધોતો હતો તેવામાં સ્વર્ણસુંદરીએ પ્રાતઃસ્તોત્ર ઉચ્ચારતાં આંખ ઉઘાડી. પ્રભુના સ્મરણોચ્ચાર સાથે પૃથ્વીના પ્રભુ પતિનું મુખ-

દર્શન ન થવાથી વિરહિણી દૃષ્ટિ ખંડમાં ફરવા લાગી. ઇષ્ટની પ્રાપ્તિથી ઉલ્લસિત થતી હાસ્ય વેરતી સુંદરી ઊઠી. તેના મધુર કંઠસ્વરથી ખંડ, ભક્તે વગાડેલી ઘંટીથી ગાજતા દેવમંદિર જેવો લાગ્યો. દેવમંદિરને મલિન કરતો પિશાચ રાત્રિના ઉજાગરાથી અને દુષ્ટ વિકારના પ્રબળ વેગથી ભયાનક લાગતો હતો. સ્નેહ, વિશ્વાસ, નિર્દોષતા, તારુણ્ય, વૈભવ વગેરેના રસમાં નિમગ્ન દેવકન્યાને જોતાં જ અડદ છાંટવાથી ભૂત ભાગે તેમ અરણિકુમારના વિકારનો પ્રવાહ પાછો હઠ્યો. સૂતી હતી ત્યારે નિર્જન શૂન્ય લાગતા ખંડને પોતાની ગતિથી, સંગીતથી અને આંખોના નૂરથી, અખંડ રાસથી ચેતનવંતા ગોલોકમાં ફેરવી નાંખ્યો ન હોય એવું અરણિકુમારને લાગવા માંડ્યું.

નિત્યનિયમ પ્રમાણે પ્રાતઃકાળના ક્રમથી પરવારી સ્વર્ણસુન્દરીએ ખંડે ખંડે વિરાજતી દેવમૂર્તિઓની કરમાયેલી માળા કાઢી ફેંકી દીધી અને તાજી પહેરાવી. પોતાના પતિદેવતાના હૃદયમાં પેઠેલા રાક્ષસને દેવ કરવાનું ચૂકી ગઈ; પણ અજાણ્યાનો દોષ શો? – સર્વત્ર ધૂપ કર્યો. પોતાના જીવનનું સૌરભ જાણે ઓછું પડતું હોય તેમ પુષ્પ અને ધૂપથી ખંડ સુવાસિત કરી દીધો.

નિત્યના વ્યાપારમાં લીન થયેલીથી ખરો પતિવ્રતા ધર્મ ન સચવાયો. પતિનું દ્વિતીય હૃદય છતાં – પતિના જીવનપ્રવાહમાં પોતાનો જીવનપ્રવાહ ભેળવ્યા છતાં તે હૃદયપ્રવાહમાં આવેલા સર્પની ખબર એને ન પડી.

શિરામણ કરવા બેઠા ત્યાં પતિના વર્તનમાં સહેજ ફેર લાગ્યો. પણ હોય એવા ફેર તો રખડપટ્ટીની નોકરી અને વિવિધ કામ કરવાનાં એટલે સ્વભાવ નિરન્તર એકધારો ક્યાંથી રહે? તોપણ પતિની સ્વાભાવિક પ્રસન્નતા અને વિનોદશીલતા ઉત્તેજવા જતી હતી એવામાં રાણીસાહેબના કામદારની ચિઠ્ઠી લઈ સવાર આવ્યો. રાજમહેલમાં અત્યારે સવારના પહોરમાં ઇજનેરસાહેબની ખાસ જરૂર પડી હતી. ઉતાવળે શિરાવી સજ્જ થઈ અરણિકુમાર નોકરી પર ચડ્યો. સ્વર્ણકુમારી ઘોડે ચડી હિમાની સાથે નદીકાંઠે ફરવા જવા ગઈ.

*

રસપટ્ટણની પશ્ચિમે વિશાળ ઘુઘવતી ખાડી છે. પશ્ચિમોત્તર કોણમાં સમુદ્રના જલથી પખાળાતી ધાર છે. અરણિકુમારની મોટરસાઇકલ જેમ જેમ ગિરિ પર ચડતી ગઈ તેમ તેમ રાજમહેલ અને પાછળ પથરાયેલો દરિયો – તેમ જ બન્ને ઉપર વિસ્તરેલું આકાશ દૃષ્ટિપથે આવવા માંડ્યાં. અપરિચિત સ્થળે જતાં ક્રમે ક્રમે થતાં દર્શનથી આશ્ચર્યાનંદ અનુભવાય છે તેવો આનંદ અતિપરિચિત

સ્થાનો નિરખતાં અરણિકુમારને થવાનો સંભવ નહોતો. કદાચ ચોમાસાથી મરકતમય થયેલી ભૂમિ અને નવલરસથી કિશોરાવસ્થાની મુગ્ધ નિર્દોષતામાં મહાલતી વનસ્પતિ કે આકાશમાં સૂર્ય અને વાદળીની થતી ક્રીડા અને સમુદ્રમાં તેથી પ્રભા અને છાયાથી રમાતી ક્રીડા કે શાંત સરોવર જેવી ખાડીમાં રાક્ષસ જેવી ઊભેલી એકલવાઈ આગબોટને નિહાળવાથી કુતૂહલ ઉદ્દીપન પામત પણ દૃષ્ટિ સ્વતંત્ર નહોતી; નિકટનો વ્યાપાર મંદ કરી, સ્થલકાલના અંતરાય ભેદી, ગઈ સંધ્યાના પ્રસંગ સ્મૃતિ દ્વારા ઇશ્કના આતશથી પ્રેરાઈ હજીયે નિહાળતી હતી. કુદરતની લીલા માટે હૃદયમાં આવકાર નહોતો કારણ કે તે હિમાનીથી ભરાઈ ગયેલું હતું.

સંત્રી, પટાવાળા, દાડિયા વગેરેની સલામો ઝીલતો વિહંગમંદિર આગળ જઈ પહોંચ્યો ત્યાં રાણીસાહેબ ઊભાં હતાં. શોભનપિચ્છ અને મધુરકંઠી પંખીઓને પોતાની જાતિદેખરેખ નીચે રાતબ અપાવતાં હતાં. તેમની ખુરશીની આસપાસ ધોળાં હરણો ગેલ કરતાં હતાં; એક જબરો શિકારી કૂતરો સૂતો સૂતો થાક ઉતારતો હતો. ગલૂડિયા જેટલો એક નાનો કૂતરો એક ખવાસણના હાથ પર લાડતો હતો.

યૌવનની પૂર્ણિમામાં ગરાસણી સોળે કળાએ ખીલી રહી હતી. શરીર કદાવર અને કસાયેલું હતું. આંખો તીક્ષ્ણ, મોટી, રૂઆબી છતાં ઇશ્કી હતી. ભમરની કમાન, નાકનું અણિયાળું ટેરવું, હોઠની કમાન અને હડપચીનો સુઘટિત ઘાટ કંઈકંઈને વિહ્વળ બનાવી દે એવાં હતાં.

ફ્રેંચ રેશમનો ઘાઘરો અને પોલકાશાઈ કમખો પહેર્યાં હતાં. ઉપર કોઈ-મતૂરી આસમાની પછેડો ઓઢ્યો હતો. કાનમાં હીરામાણેકના કાપ હતા, કંઠમાં મોતીની ત્રણચાર અને પાનાની માળા હતી. હાથમાં હીરા–નીલમની બંગડી, આંગળીએ હીરાની વીંટી અને પગમાં માણેક–નીલમનાં જડાવ સોનેરી કડલાં મખ-મલની સપાટ ઉપર પહેરેલાં હતાં.

ઇજનેરે સ્વામિનીને નીચા નમી જય જય કર્યા. ડોક સહેજ નમાવી રાણીએ પ્રતિસત્કાર કર્યો. પ્રતિસત્કારમાં શિષ્ટાચારથી કંઈક અધિક અરણિકુમારને લાગ્યું. રાણીની આંખમાં તરવરતું તેજ અને હોઠ પર રમી રહેલું સ્મિત અપૂર્વ લાગ્યાં. સ્વર્ણસુંદરી કે હિમાનીના સૌંદર્યથી પણ વિશેષ આકર્ષક – મોહક રાણીનું રૂપ લાગ્યું.

એક ક્ષણ બન્ને મૂંગાં રહ્યાં. ચતુર સ્ત્રી સમજી ગઈ કે જાળમાં શિકાર સપડાયો છે. ધાર્યો પાસો સત્વર પડવાથી ઉલ્લાસ અને તે પણ ઇશ્કનો ઉલ્લાસ

તેને અરણિની આંખમાં વિશેષ અને વિશેષ મોહક બનાવવા લાગ્યો. કંઠ, અંગની ગતિ અને તે બન્ને દ્વારા આવિર્ભાવ પામતા હાવભાવોથી રાણીએ અરણિકુમાર પર પડેલો પ્રભાવ સ્થાયી અને પ્રબળ કરવા બનતું કર્યું.

વિહંગમંદિર આગળથી રાણી, ઇજનેર અને વડારણ રાજમહેલમાં ગયાં. માર્ગમાં રાણીએ સ્વર્ણસુંદરીની ખબરઅંતર પૂછી; પોતાની વાડીમાં બંધાતું મંદિર ક્યારે પૂરું થશે તે જાણવા ઉત્કંઠા પ્રગટ કરી. વાત કરતાં દૃષ્ટિનાં, શબ્દનાં, શબ્દના ગર્ભમાં રહેલા ધ્વનિનાં અને સ્મિતનાં એવાં બાણ મારતી હતી કે અરણિકુમાર છિન્નભિન્ન થતો હતો. ચિત્તની સ્વસ્થતા, આવ્યો ત્યારે તો ચલિત હતી પણ હવે તો વિહ્વળ અને તોફાની થવા માંડી હતી. જે કામે બોલાવ્યો હતો તે જણાવે તો પતાવી આ 'ગુલબંકાવળી'થી દૂર ભાગી જાઉં એવું એને થયું. પણ રાણી મુદ્દાનો પ્રસંગ છેડવા કરતાં આડીઅવળી વાતો કર્યા કરતી. રાજમહેલમાં પોતે નવી મંગાવેલી વસ્તુઓ બતાવતી, તેમની તારીફ કરતી અને અરણિકુમાર પાસે પ્રશંસાતિશયની અપેક્ષા રાખતી રાણી તેને સમુદ્ર-કાંઠે પડતી બારી આગળ લઈ ગઈ. બન્ને એકલાં જ હતાં. જાણીજોઈને કે કામને લીધે વડારણ બીજા ખંડમાં ગઈ હતી.

'ઇજનેરસાહેબ, તમને વિશ્વાસુ ધારી ગુપ્ત કામ સોંપેલું છે.' રાણીએ ગુફતેગો શરૂ કરી. શૃંગારી પ્રભાવમાં અવલંબન, વિશ્વાસની અધીરાઈ અને ઇંતેજારી અને કંઈક સંકોચ ભળ્યાં હતાં.

'નિરાંતે સોંપો. ઇચ્છા હશે તેમ કરવા તૈયાર છું.' અસ્વસ્થ અરણિકુમારે અર્ધસ્પષ્ટ – શિથિલ ઉત્તર વાળ્યો.

આસપાસ નજર કરી, ખંડની નિર્જનતાની ખાતરી કરી, રાણીએ ગુપ્ત કાર્ય સોંપ્યું. ઇજનેર દગો તો નહીં દે ને અને ધાર્યા પ્રમાણે કાર્ય સિદ્ધ કરી આપશે ને એવા દિલમાં ઊઠતા સંશયોને સંતોષવા ઇજનેરના મોં પર સંભેદક (piercing) દૃષ્ટિ ભોંકી.

'તમારી મહેનતનો ઘણો સારો બદલો વાળીશ.' રાણી રાણી મટી સ્ત્રી થતી જતી હતી. 'ઘણો સારો' શબ્દો બોલતાં કંઠ કંપ્યો હતો.

'આપનો હુકમ ઉઠાવવો એ મારી ફરજ છે. નોકરને ઇનામ અકરામની લાલચ કરતાં સ્વામીનો વિશ્વાસ કર્તવ્યમાં પ્રેરવા બસ છે.' વિકારના કેફમાંથી ખુંખારી અરણિકુમારે પોતાનું ખાસ તુખમ વિનયથી પ્રકાશ્યું.

'જોજો મહારાજાસાહેબ કે દીવાનસાહેબને પણ ખબર નહિ પડે. તમારાં વહુથીયે છાનું રાખજો.' અતિશય આર્જવથી રાણીએ વિનવણી કરી.

અરણિકુમારે સ્ત્રી થયેલી રાણીને પુરુષના પ્રભાવથી રહસ્ય ગુપ્ત રાખવા સંપૂર્ણ ખાતરી આપી. બારીથી પાછા વળી ખંડદ્વારમાંથી બહાર નીકળ સામેના આયનામાં પોતાની પાછળ અનિમિષ નજરથી રાણી જોતી હોય એ જણાયું. વીજળીના આંચકાની પેઠે એની નજર પણ પાછી ફરી, રાણી પાસ જ ઊભેલી. મળી દૃષ્ટાદૃષ્ટ.

[ 3 ]

અરણિકુમાર અને સ્વર્ણસુંદરી ગયાં એટલે ગંધરાજ 'ઑફિસ'માં જ ટપાલ વાંચવા બેઠા. હિમાની પાસેની ખુરશી પર બેસી સિતાર વગાડવા માંડ આરામ, વિનોદ, સ્નાન, ભોજન અને સ્વજનની વહાલસોઈ માવજત અ સમાગમથી તેની રૂઝ મટી ગઈ હતી. સાંજે ઝાડેથી પડી જ ન હોય એવું એ ઉત્સાહ અને ઉલ્લાસથી લાગતું હતું. સ્વર્ણસુંદરી નિજગૃહે ગઈ અને પ નિત્યવ્યવહારમાં રોકાયા હતા ત્યારે ઉત્સાહ અને ઉલ્લાસ કેવી રીતે ઝીલનાર વગર આવિર્ભાવ પામે? સિતારના તારોમાંથી હૃદયમાં વસંતા ભાવો જગવી સોબતની ગેરહાજરીથી લાગતી ન્યૂનતા નિવારી લેતી હતી.

હૃદયમાં ઊંડું ઊંડું એવું થતું કે પતિ અમલદારી કામમાંથી હમણાં પરવારશે અને પોતે માણતી રસિક મોજમાં સામિલ થશે. ગંધરાજને હિમાનીનું વાદન હરકત ન કરતાં મંદમધુર વાતાવરણથી આવરી લેતું હતું અને હિમાનીના ઉલ્લાસને ઉત્તેજિત રાખતું હતું. ધીમે ધીમે વાદનમાં જ હિમાની તલ્લીન થઈ ગઈ. ભાવનું પૂર ઊભરાવા લાગ્યું. મસ્તીનો બહાર જામવા લાગ્યો. ગંધરાજ ખંડમાં છે તેનું જેમ ભાન ન રહ્યું તેમ આનંદના લહાવામાં સહભાગીની પણ અપેક્ષા જતી રહી. મંદિરમાં દેવ સમક્ષ ભક્તિમાં ગળી ગયેલી કન્યા, સંગીત દ્વારા ભજન કરતી, પ્રકૃતિ કે મનુષ્યસમૂહ – અરે દેવમૂર્તિ સુદ્ધાંને વિસરી પોતાના જ તાનમાં ગુલતાન – એકરસ થઈ જાય, અંતરના વ્યાપારોમાં સર્વ બાહ્ય ઇંદ્રિયવ્યાપારો અસ્ત પામી જાય એવું હિમાનીને જોતાં ગંધરાજને લાગ્યું. હૃદયેશ્વરીના આવા અધ્યાત્મ સ્વરૂપથી ઉલ્લસિત કે પ્રસન્ન થવાને બદલે કાગળો લખતાં લખતાં ગંધરાજે ઊંડો નિસાસો મૂક્યો. વસંતના કલ્હારમાં મદોન્મત્ત કૂજતી કોકિલા પર વીજળી પડે એવું હિમાનીને થયું. સિતાર હાથમાંથી પડી ગયો. સફાળી ખુરશી પરથી ઊઠી હૃદયનાથને કંઠાશ્લેષ કરતી, સ્નેહની ઉષ્માથી હૂંફાળી કોમળ હથેળી પતિના મુખ પર ફેરવતી આંખોમાંથી અજબ સ્નેહ તે વરસાવી રહી. ઉલ્લાસ ઊડી ગયો. પણ વિક્ષેપ માટે ગુસ્સો કે ખીજવાટ જન્મ્યાં જ નહિ; ઊલટું ચિંતાતુર થઈ પતિના નિસાસાનું કારણ નિર્મૂળ કરવા તત્પર થઈ.

'મારા રાજ! કઈ નવી ચિંતાથી વ્યાકુળ થયા છો?' છાતીમાં ગંધરાજને સમાવી દેતી હિમાનીએ વ્યગ્ર હૃદયે પ્રશ્ન કર્યો.

'ખેડૂતોની નિકૃષ્ટ દશા મારું લોહી ઉકાળી મૂકે છે — આવી સ્નેહાળ દયિતાને તેના દોષ-ન્યૂનતા માટે અપરાધિની ઠેરવાય ખરી ?' ઉત્તર આપતાં અગાઉ ગંધરાજના દિલમાં નિસાસાના પ્રાયશ્ચિત્તરૂપે સંશય ઊઠ્યો.

'રાજ ! ખેડૂતોના પ્રશ્નથી તમે હંમેશ ચિંતાક્રાંત છો પણ અત્યારે તે ચિંતાથી નિસાસા મૂકવા જેટલા ભગ્નાશ કેમ થયા ? કંઈ નવું પ્રકરણ જાગ્યું છે ?' પતિના ખભા પરથી ગરદન નમાવી, પતિની આંખ સાથે પોતાની આંખનું તારામૈત્રક રચી, પતિના દુઃખથી દુઃખી થયેલી હિમાનીએ મધુર કંપતા સ્વરે પ્રશ્નો પૂછ્યા.

ગંધરાજના હૃદયને છિન્નભિન્ન કરતો વ્યાધિ દયિતાના સ્નેહની સુધાથી કંઈક ધ્વસ્ત થતો લાગ્યો. માનવદુઃખથી થતો ખેદ, તે દૂર કરવામાં નડતા અંતરાયોથી થતી હતાશા, સૂર્યપ્રકાશથી તિમિર અને ઠંડી નાશ પામે તેમ સ્નેહના અભિષેકથી ઘડીભર અલોપ થયાં. ગંધરાજ પરદુઃખથી દુખિયો થતો થતો હૃદયેશ્વરીના હૃદયમાં લીન થઈ ગયો. સંસારમાંથી સ્વર્ગમાં સરી ગયો. શરીરનાં બંધનો તોડી આત્મા સ્નેહપ્રેર્યા એકએકમાં સમાઈ જાય છે ત્યારે કાળ પણ થંભી નથી જતો ? સ્નેહની સમાધિ કેવા ભવ્ય અનુભવ કરાવે છે તે સ્નેહયોગી સિવાય કોણ કહી શકશે ?

મધ્યરાત્રિએ રોન ફરવા નીકળેલા સિપાઈઓ સાથે ચોકીદાર આલબેલના ધ્વનિ પ્રતિધ્વનિ જગાવવા લાગ્યા ત્યારે જ દંપતીને લાગ્યું કે સ્નેહને કાલની ગતિ રુદ્ધ થયેલી લાગતી હશે પણ વસ્તુતઃ તે અપ્રતિહત વહી જ જાય છે. સંસારમાં સ્થિતિ છે ત્યાં લગી તેનાં બંધનોને વશ થયા વિના છૂટકો ન હોવાથી દંપતી નિદ્રાધીન થયાં.

ગંધરાજને સૂતાં જ ઊંઘ આવી પણ તે કુદરતી ઊંઘ નહોતી. થાકેલું શરીર બળવો કરી આરામ લેવા મથતું હતું. નિતાંત શાંતિ અને ક્ષોભશૂન્યતા જરૂરનાં છતાં મળતાં નહોતાં. મગજમાં પડેલી છાપો અન્યોન્યમાં ભેળસેળ થઈ એવું વિચિત્ર જગત ઉપજાવતી હતી કે સ્વસ્થતા પણ વિહ્વળ થઈ જાય. સ્તબ્ધ ઇંદ્રિયવ્યાપારોથી ગંધરાજ નિદ્રિત લાગતો પણ મગજમાં ભયંકર ભૂતાવળ ઘૂમતી હતી. વ્યાધિથી જન્મતી ભૂતાવળથી ત્રાસતો રોગી સ્વસ્થ થવા પછાડા મારે છે તેથી પણ વધારે મનોબળ વાપરી આકુળવ્યાકુળ કરતી ભૂતાવળને ભસ્મસાત્ કરવા ગંધરાજ પ્રયત્ન કરતો હતો. દેશજનની અવનતિથી થતો ઉદ્વેગ નિરંતર ભડભડ બળી આકુળવ્યાકુળ કરતો પણ આજે તો કોઈ વિચિત્ર માયાવી સૃષ્ટિ પરપોટા પેઠે પરંપરામાં ઊઠતી અને મુંઝવતી હતી.

કલાક દોઢકલાક આમ પડી રહ્યો પણ આખરે કાયો. પથારીમાંથી ઊઠ્યો. પત્ની ભરનિદ્રામાં હતી. મુખ પર સ્ફૂરી રહેલું તેજ ગંધરાજને અસૂયાક્રાંત કરતું હતું.

'મારા સ્વાર્થ ખાતર હિમાની ! તને તારા ઉપવનમાંથી દારુણ અરણ્યમાં ખેંચી લાવવા શા માટે પ્રકાંક્ષુ છું ? તારું સરળ, સાત્વિક, સ્નેહાળ જીવન તને મુબારક રહો ! જગતનું દુ:ખ ઓછું કરવા મેં વ્રત લીધું છે તો આ સુખી સુંદરીને દુ:ખી કરવા કેમ તલસું છું ? ઉપભોગમાં સાથી જોઈએ – પણ યજ્ઞમાં તો જાતે જ હોમાવું જોઈએ ! ઈશ્વરની સૃષ્ટિ વિશેષ સુંદર કરવા નિમિત્ત થવું છે – ઈશ્વરની ઇચ્છા સિવાય નિમિત્ત પણ થઈ શકાતું નથી તો પછી અન્યને પણ નિમિત્ત થયેલું જોવાની અસ્વાભાવિક ઊર્મિ કેમ ઊઠતી હશે ? મારાં ધન્ય-ભાગ્ય કે આવી સુશિક્ષિત અને સ્નેહાળ સખી મળી છે. મળેલા હીરાના અનુપમ તેજથી રાચવા કરતાં તેમાં લાંછન આરોપી તેને સરાણે ચડાવવા કેમ ઉદ્યુક્ત થાઉં છું ? વિદ્વત્તા, અનુભવ ! ખુલાસો કરશો કે પ્રશ્ન અનુત્તર જ રાખશો ?

શયનખંડનાં દ્વાર ઉઘાડી વરંડા પર આવ્યો. ત્યાંથી ઊતરી બગીચામાં ફરવા લાગ્યો. ઉપર આકાશ અસંખ્ય તારાથી ખચિત હતું. વાડીમાં ઊઘડતી કળીઓ રાત્રિના શીત પવનને પરિમલમય કરતી હતી. વિશ્વની અનંતતા અને નિ:સીમતા (immensity) અનુભવતાં, ટેનિસનનું વિશાલતા(Vastness)નું કાવ્ય યાદ આવ્યું. ક્ષણજીવી મનુષ્યજંતુના ક્ષુલ્લક પ્રયાસો કેવા નિર્બળ અને નિરર્થક છે ! અનંતતાના પ્રમાણમાં એ ખરું છે છતાં મનુષ્યે પોતાને ઈશ્વરથી મળેલી શક્તિઓનો સદુપયોગ કરી સૃષ્ટિમાં મહત્ત્વના સુધારાવધારા કર્યા છે. ભલે વિશાળતામાં નિર્બળ અને નિરર્થક લાગે પણ અત્યારના નિકટવર્તી સંકુચિત પ્રદેશમાં તો સર્વે શુભ પ્રવૃત્તિ સમર્થ અને સાર્થક છે. મનુષ્યમાં ઈશ્વરનો અંશ છે – ભલે વિશાળ વિશ્વમાં મનુષ્યનું સ્થાન અલ્પ હોય પણ દિવ્ય અગ્નિથી સળગતો એ સ્ફુલ્લિંગ છે. ઈશ્વરી સંકેત સિદ્ધ કરવા ઈશ્વરેચ્છા પ્રમાણે એ સાધન થાય છે. મનુષ્યજીવન નિરવધિ નથી – ક્ષણિક છે માટે જ સત્યપ્રવૃત્તિલીન હોવું જોઈએ.'

હૃદયના ધબકારા જેવાં પગલાં પાછળ આવતાં સંભળાયાં. પાછું વાળી જોતાં ઝડપથી આવતી હિમાની દેખાઈ.

'કેમ રાજ ! તબિયત બગાડવી છે કે શું ? મોડાં સૂતે છતાં આટલા વહેલા ઊઠી બગીચામાં કેમ ફરવા માંડ્યું છે ? વહાલા ! શું થાય છે તમને ?' ગંધરાજની બરાબર સામે ઊભી રહી તેનો ખભા પર હાથ મૂકી હિમાની ચિંતા-કુલ આંખ તેના ઉપર પાથરી રહી.

'કર્તવ્યની પ્રતીતિ થયા પછી કર્તવ્યવિમુખ રહેવું ધર્મ્ય છે ? દુ:ખ, આધિ, અવનતિ ઘટાડવા જીવનની ક્ષણેક્ષણ વાપરવી જોઈએ ત્યારે નિદ્રા, આરામ, વિલાસ, વૈભવ તુચ્છકારવાં જ જોઈએ ને ? પાણીના રેલા પેઠે વર્ષો વહી જાય છે – જિંદગીની અવધ ટૂંકાતી જાય છે.'

'પણ તમારો કાર્યક્રમ વ્યવહારુ કે તત્કાલમાં સિદ્ધ થાય એવો ન હોવાથી તમે પ્રવૃત્તિશૂન્ય છો એવું નથી લાગતું? પરિસ્થિતિથી તમારા આદર્શની સિદ્ધિ મર્યાદિત તો શું પણ કુંઠિત થાય છે એટલું સમજો તો તમારી પ્રવૃત્તિસ્તબ્ધતા તમને નહિ સાલે.'

બંને સાથે ચાલતાં ચાલતાં વૃક્ષવીથિઓમાં હૃદયમાં નિવાસતા ભાવોને ઉદ્‌ગાર આપવા લાગ્યાં. નિદ્રા ઊડી ગઈ. શરીર પણ મનને તાબે થઈ થાકથી શિથિલ થવાને બદલે અપાર્થિવ શક્તિથી પ્રસન્ન અને સબળ થઈ ગયું. દંપતી ગોષ્ટિમાં એવા મશગુલ થઈ ગયાં કે પ્રકૃતિનું સ્વાભાવિક કે મનુષ્યરચિત સૌન્દર્ય તેમની ઇંદ્રિયો પર સહેજ પણ પ્રભાવ પાડી શકતું નહોતું. સ્પર્શ વિના બે શરીર સાથે ચાલતાં હતાં પણ મન અને અંતઃકરણ જેવા વિશ્વાસ અને અન્યોન્યાશ્રયથી જીવનનો મહાપ્રશ્ન ઉકેલવા મથતાં હતાં.

'હિમાની! પરિસ્થિતિનું એ બહાનું છે. પરિસ્થિતિને શરણ થવામાં નહિ પણ અનુકૂળ કરી લક્ષ્ય પ્રાપ્ત કરવામાં જ મનુષ્યત્વ છે. કર્તવ્ય સાધવા આગ્રહી ઇચ્છાશક્તિ અને સુખોપભોગ ત્યજવાનું સંકલ્પબળ હોય તો પછી અસાધ્ય કશું જ નથી.'

'સામાન્ય રીતે આ સૂત્રો સાચાં છે પણ રાજ! તમારી જીવનચર્યા અને કર્તવ્યક્ષેત્રની પરિસ્થિતિનું વિશાળ ગંભીર આલોચન કરતાં મને અમારું લક્ષ્ય અનેકધા અપ્રાપ્ત રહેવાનો ભય રહે છે, ઉત્સાહથી ઉન્મત્ત ન થાઓ પણ તમારા જીવનના નાનામોટા પ્રસંગો તપાસો. વીજળીના ચમકારા જેમ તમે અનેક કામો ઉપાડો છો. એક પાર ઊતર્યું નથી ત્યાં તમારો મોહ—'

'મોહ! હિમાની! મારા હૃદય! તું પણ જગતની પેઠે જ મારો ઈન્સાફ કરશે?'

'મારી પાસે ઈન્સાફ કરવા કરતાં તમારાં અંતઃકરણ બુદ્ધિ અને હૃદય પાસે તમારા જીવનનો ન્યાય કરાવો. એમનો અને મારો ચુકાદો જુદો નીવડે તો પછી આવી ફરિયાદ કરજો.'

'હિમાની! માફ કર મારા અન્યાયી આક્ષેપને. મારું દિલ તને પારદર્શક ન હોય તો કોને હોય? દુર્યોધનની જાંઘ જેવું મારા જીવનનું દૂષણ તેં પકડયું છે. પણ ભૂતકાળમાં સાથે આવીશ? સ્નેહથી આપણાં જીવન અન્યોન્ય પ્રતિ આકર્ષાયા પછી મેં તારાં અને મારાં લક્ષણોનો મુકાબલો કર્યો હતો. મારી ઘણી ન્યૂનતાઓ તારાથી પુરાતી જોઈ મારી જાતને મેં ભાગ્યશાળી લેખી હતી." બોલતો બોલતો ગંધરાજ મીઠી અનિમિષ દૃષ્ટિથી હિમાનીને નિહાળતો હતો. 'મારી ઇચ્છાશક્તિ નબળી છે, દૃઢ નથી, પણ તારી છે. મારો ઉત્સાહ ઓસરે

ત્યારે તારા આગ્રહથી અને કાર્યકુશળતાથી મારા માર્ગમાં મને તું ટકાવી રાખીશ એવો ભરોસો મને છે.'

તરવારનો ઝાટકો વાગ્યો હોય એવું પતિના છેલ્લા શબ્દોથી હિમાનીને થયું. પોતાથી પણ દોષ થયો છે એવું ભાન થતાં પસ્તાઈ પણ દોષનો સ્વીકાર કરવો એ સહેલું નથી. તેનો નિષેધ કરવા અથવા પ્રતિદોષ આરોપવા એકદમ ઊર્મિ ઊઠે છે.

'રાજ! સારો રસ્તો લીધો. પોતાનો વાંક બીજા પર ઢોળવાથી તમે પોતે મુક્ત નથી થતા.'

'મારા ગુનામાંથી હું છટકવા નથી માગતો પણ તે થવાનું એક અંશીભૂત કારણ બતાવું છું. સૌએ પોતપોતાની જ પાંખે ઊડવાનું છે.'

'તો રાજ! સ્ત્રી-પુરુષને પક્ષીની બે પાંખની કેમ ઉપમા આપી હશે?' ગંભીરતાના પ્રસંગે આ મોજિલી સુંદરીને ટીખળ કરવાનું મન થયું.

તેના સ્વભાવથી પરિચિત ગંધરાજ ક્ષોભ ન પામતાં ખડખડ હસ્યો. વાતો કરતાં કરતાં લતાકુંજમાં એકાન્તમાં આવી પહોચ્યાં હતાં. સ્નેહીઓનો સ્નેહ આવિર્ભાવ પામ્યો.

'ઘણીવાર સાલતો તારો વિનોદી સ્વભાવ અત્યારે મને વિશેષ ઉત્તેજિત કરે છે. રાત્રે સિતાર પરના તારા રમ્ય વાદનથી તારું વિલાસમગ્ન જીવન નિહાળી મેં નિસાસો મૂક્યો હતો.'

'હો હો! આખરે કારણ બહાર આવ્યું ખરું! તમારા નિસાસાએ મને ગભરાવી દીધી હતી.' હાસ્યમાં ગંભીરતા પ્રવેશતી હતી. વિચારમાં ધીમે ધીમે સંક્રાન્ત થતી બોલી: 'ઇષ્ટપ્રાપ્તિ અશક્ય હોય ત્યારે કુંજરા જેવું મ્લાન નિસાસીઉં જીવન ગાળવા કરતાં સંસારમાંથી મળે તેટલા સુખવિલાસ શા માટે ન માણવા?'

'એક ઇષ્ટપ્રાપ્તિ અશક્ય હોય તો શક્ય ઇષ્ટપ્રાપ્તિની સંખ્યાનો પણ સુમાર નથી.'

'મૂળમાં રોગ હોય ત્યાં ડાંખળીપાંદડાંમાં વ્યાપેલો વ્યાધિ નષ્ટ કરવાનો મિથ્યા પ્રયત્ન મારાથી નથી થતો. ગુજરાતના નકશામાં જ્યાં લગી સર્વત્ર લાલ રંગ નહીં થાય – પીળો ભાગ માત્ર જતો નહીં રહે ત્યાં લગી ગુજરાતનો ઉદ્ધાર નથી.' સાચા આવેશથી બોલી. છાતી ધબક ધબક થતી હતી. આંખો આતશી નૂરથી સળગી રહી હતી.

'તત્કાલમાં સિદ્ધ ન થાય એવા અવ્યવહારુ લક્ષ્ય પર તમે પણ નિશાન નથી માંડ્યું?'

'અવ્યવહારુ? નિખિલ ભારતવર્ષ એક છત્ર નીચે આવી ધર્મ અને સમાજના જીવનમાં જેવું ઐકચ સાધ્યું છે તેવું જ એકરસ રાષ્ટ્રીય જીવન સાધે એ ઈશ્વરનો સંકેત છે. પ્રસંગો (events) માત્રની ગતિ એ જ લક્ષ્યપ્રતિ છે, એ ગતિને વેગ આપવામાં કે રૂદ્ધ કરવામાં કર્તવ્ય પળાય છે?'

'દેશી રાજાઓને ઉન્નત કરવાથી એ ગતિ વેગવંતી જ થવાની.'

'ભારતવર્ષના રાષ્ટ્રીય ઐકચને દૃષ્ટિમર્યાદામાં રાખી એ ઉન્નતિ થાય એ શકચ જ નથી. નાનાવિધના સ્વાર્થો ઉન્નતિગામી પ્રયાસોને ઊગતા જ બાળી નાંખશે. રાષ્ટ્રીય સેવા કરવી હોય તો ચાલો બ્રિટિશ રાજ્યમાં.'

'ગુજરાતનો નકશો જ્યારે જ્યારે જોઉં છું ત્યારે ત્યારે પીળાશમાં ભાત પાડતો લાલ ગલનો રંગ સર્વત્ર પ્રસરે એવો સંભવ હાલની વસ્તુસ્થિતિ જોતાં ન હોવાથી દેશી રાજ્યોના ઉદ્ધારમાં જ ગુજરાતનો ઉદ્ધાર છે એવી મને પ્રતીતિ થઈ છે. વળી રાષ્ટ્રીય જીવનની દરેકેદરેક પાંખડી ખીલવવી હોય તો દેશી રાજ્યો તરફથી જેટલાં આશ્રય, ઉત્તેજન અને સાહાય મળશે તેટલાં બ્રિટિશ રાજ્યમાં મળવાનાં નથી.'

'આ બધી મૃગતૃષ્ણા છે. રાજ! તમને તમારી વિદ્વત્તા કે દેશદાઝ ફસાવે નહિ, તે સંભાળજો. 'દેશી રાજ્ય' એ શબ્દો મોહક છે પણ વસ્તુતઃ નિરીક્ષણ કરતાં એમનાં અલ્પાધિક ક્ષેત્રફળો, વસ્તી, ઊપજ, સત્તા અને સંસ્કૃતિથી ઊભી થયેલી નાના પ્રકારની દીવાલો અને એ દીવાલોની અંદર સદોન્મત્ત મહાલતા એવા વાર સામાં મળેલા હક્કો જ (Vested interests) દૃષ્ટિગોચર થાય છે. આ સ્થિતિ તમારાં સ્વપ્નાં તાદૃશ કરવા સમર્થ છે?' એકીટશે હિમાની ગંધરાજ તરફ જોઈ રહી.

'કાર્ય વિકટ હોય તેથી સિદ્ધ નહીં થશે એવું શા માટે માનવું? આ ચાર વર્ષમાં ભણતરને અનુભવનો પટ બેઠા છે. મહાપ્રાસાદ ન ચણાય માટે તે સારુ એક ઈંટ પણ ન પકવવી? અવ્યવહારુ ઉતાવળું (Rash) પગલું ન લેવાય એટલા ખાતર તો આટલાં વર્ષ વસ્તુસ્થિતિના અંશાંશથી વાકેફ થવામાં ગાળ્યાં. પુસ્તકગ્રથિત યોજનાઓને લોકગમ્ય કરવા જોઈતાં દૃષ્ટિબિંદુ, અનુભવ, સલાહ અને સામગ્રી મેળવ્યાં. કહે હવે શરૂ કરવું જ જોઈએ ને? રાહ કેટલીજોવી?'

'કેમ! હિમાની! આજ શાનું બન્નેએ જાગરણ ઊજવવા માંડ્યું છે?' લતાગૃહમાં સ્વર્ણસુંદરીએ આવી પ્રશ્ન કર્યો. વાતમાં ને વાતમાં રાતે વીતી ગઈ, સૂર્યોદય થયો તેની દંપતીને બિલકુલ ફામ રહી નહીં. સવારે ફરવા જવા સ્વર્ણસુંદરી આવી ત્યારે પટાવાળા પાસેથી સહિયરને તેના પતિ સાથે બગીચામાં મધ્યરાત્રિથી ફરતી હોવાના સમાચાર જાણ્યા.

'આવ બ્હેન ! તું ગઈ એટલે જાગરણ ઊજવવું પડ્યું.'

'દ્હાડો ઘણો ચડી ગયો છે. હિમાની ! ચાલો બંગલામાં. સ્નાન કરી લઈ ઉજાગરાનો થાક ન ચડવા દઈએ.'

સ્વર્ણસુંદરી દંપતીનાં મુખારવિંદ જોતાં જ અકલિત આનંદથી રોમાંચિત થઈ. લતાગૃહમાંની હવા પણ અપાર્થિવ લાગી. પ્રકૃતિના અનુપમ સૌંદર્યવતા મંદિરમાં જેવો ઈશ્વરસાક્ષાત્કાર થાય તેવો સાક્ષાત્કાર આ દંપતીની સંનિધિમાં આવતાં એને થયો.

સર્વે લતામંડપમાંથી નીરવ નીકળ્યાં. ગંધરાજના હૃદયમાં સળગતા અગ્નિહોત્રનાં દર્શનથી હિમાની હર્ષિત થઈ હતી. દર્શને એના હૃદયમાં પણ અજબ વીજળી પ્રેરી હતી.

બંગલાના 'પોર્ચ'માં ઊભેલી ગાડીમાંથી ઊતરતી યુવતીને જોઈ ત્રણે સાથે સંબોધન કરી ઊઠયાં : 'કોણ ? હિંદ–ઉન્–નિશા ? અચાનક ક્યાંથી ?'

[૪]

પ્રો. નરનારાયણ રંગે કાળા અને શરીરે એકવડા હતા. બહુ ઊંચા નહીં તેમ નીચા પણ ન્હોતા. પગમાં હરણની ચપળતા હતી. આંખમાં સાધુતા અને પરમાર્થનું મધુર તેજ ભર્યું હતું. કપાળ પરની રેખાઓ સંકલ્પબળ સૂચવતી હતી. દૃઢતા, આગ્રહ અને નિશ્ચય હોઠની કમાનોમાં વણાયેલાં હતાં.

શરીરનો ઘાટ સાદો તેમ રહેણીકરણી પણ સાદી – તપસ્વિની હતી. વડવાઓનો અગ્નિહોત્ર કુટુંબમાંથી બુઝાયો હતો પણ ધર્મપરાયણતાનો પ્રખર અગ્નિહોત્ર પ્રોફેસરમાં નિરંતર સળગતો હતો.

ઓરડાના અંધકારમાં, ખાંચામાંથી આવતી દુર્ગંધમાં અને ફળિયામાં વાતો કરતી સ્ત્રીઓના તથા રમતાં છોકરાંઓના ઘોંઘાટમાં પ્રો. નરનારાયણ સંધ્યા કરતા હતા. ખંડમાં સર્વત્ર સ્વચ્છતા અને શાંતિ હતી.

એવામાં દાદરે દુહો લલકારાયો. માસ્તર હૃદયલાલનો પ્રોફેસરે આંખના પલકારાથી સત્કાર કર્યો. સંધ્યામાં ભંગ ન પડે માટે માસ્તરે લલકારવું બંધ કર્યું. ટેબલ પર પડેલાં પુસ્તકો તપાસી એક લઈ હીંચકા પર માસ્તર બેઠા. પણ વાંચવામાં ચિત્ત પરોવાયું નહીં. રૂસો અને પેઈનના અનન્ય ભક્ત માસ્તર હતા. બાયરનની કવિતામાં લીન રહેતા અને સ્વાતંત્ર્યના નિખાલસ હિમાયતી હતા. પ્રોફેસરની સંધ્યા જોતાં માસ્તરને હસવું આવ્યું. એ હૃદય દંભથી પરાઙ્મુખ અને પ્રામાણિક હોવાની સંપૂર્ણ ખાતરી હોવાથી તિરસ્કાર કે જુગુપ્સા થયાં નહીં.

'નરનારાયણનાં ઇચ્છાશક્તિ, બુદ્ધિ અને હૃદયને આવા બાલિશ કર્મકાંડનો નિરંતર શો ખપ પડતો હશે? વિદ્યા અને અનુભવથી એમનો ઉજ્જ્વળ વિકાસ થયા છતાં સંધ્યા જ કેમ અધ્યાત્મ જીવન ગાળવા આવશ્યક લાગી છે? પ્રોફેસર હજુ રૂઢિની ઘરેડમાંથી બહાર નીકળી શકતા નથી. રોજનો કેટલો વખત –'

'કેમ માસ્તર સાહેબ! શા વિચારમાં પડી ગયા છો? મારા જેવો પ્રોફેસર હજુ પણ આચમનીનું પાણી પીએ અને નાકનું ટેરવું પકડે એ તમને અજાયબી પમાડે છે?' ભોળા, સરલ હૃદયના નરનારાયણે પૂછ્યું.

'પ્રણાલિકા જૂની છે. બાકી અનુભવ પ્રચલિત રૂઢિથી ગમ્ય છે તેવો નથી. નિરંતર દિવસમાં બે વાર ઈશ્વર સાથે યોગ સાધું છું અને નવું ચેતન મેળવું છું.'

'પણ ભાઈ! ઈશ્વર સન્નિધિમાં છે એવું અનુભવી કર્તવ્ય સાધ્યા જવું એ જ સંધ્યા અને યોગ. આવા નિષ્પ્રયોજન કર્મપ્રસ્તાર વહેલાં નાશ પામે તો બહુ સારું.'

'આ નિષ્પ્રયોજન કર્મપ્રસ્તાર નથી પણ અત્યંત આવશ્યક વિધિ છે. આથી કર્તવ્યોનો હિસાબ પ્રભુસાન્નિધ્યમાં કરું છું – નવાં કર્તવ્યોની દિશા મેળવું છું અને કર્તવ્યો સિદ્ધ કરવાનું બળ જીવનમાં ભરાય છે.'

'બીજું કોઈ કહેત તો આ બધું ગપાષ્ટક જ માનત. સંધ્યા પછી તમારા શરીરમાં ઓર જ ઉત્સાહ ઘણીવાર અનુભવ્યાં છે.'

'કદાચ તમે ન માનો પણ આથીય વિશેષ અવર્ણનીય અનુભવ થાય છે. આત્મા અને પરમાત્માનો યોગ પાર્થિવ વાતાવરણને ભસ્મ કરી એવો આનંદમય મને કરી દે છે કે અખંડિત યોગ સાધી રાખવા જ વૃત્તિ થયા કરે છે.' પ્રોફેસરની આંખમાં યોગીનું નૂર ચમકતું હતું.

દાદર–બારીમાંથી ડોકું કાઢી જપાએ કાગળ ફેંક્યો. 'ઓટલે પટાવાળો ઊભો છે.' એટલું બોલી રાંધવા માટે તે નીચે ઊતરી પડી.

કાગળ વાંચી પ્રોફેસર બારીએ ગયા. 'સલામ કહેજો સાહેબને' કહી પટાવાળાને વિદાય કીધો. બારીથી પાછા વળી કાગળ માસ્તરના હાથમાં મૂક્યો.

'આપણા ભારતીમઠ માટે જે જગ્યા પસંદ કરી હતી તે ગરાસિયા બોર્ડિંગને જોઈએ છે. આપણે બીજી શોધવી પડશે.' પ્રોફેસર સચિંત બોલ્યા.

'એ રજપૂતો ત્યાં નડતા આવે છે. ચોરણાઓનો સિતારો સિકન્દર છે.'

'હોય જ. રાજ્યકર્તા છે ને! મુસલમાનો સામે પોતાનું સર્વસ્વ હોમી દેશની જેવી તેવી સેવા એમણે નથી કરી.'

'દેશસેવા?' માસ્તરનો પિત્તો ઊકળ્યો, 'કુળસેવા કરી છે ખરી. કુળાભિમાન જાળવવા મુસલમાન સામે તેઓ લડ્યા હતા. હાલમાં જ્યાં ત્યાં રજપૂતોને

દેશપ્રેમી વીરપુરુષો ઠરાવી દેવામાં આવે છે પણ એ વાત સાવ ઇતિહાસ વિરુદ્ધ છે.'

'તમારો મત મારાથી નથી સ્વીકારાતો.' પ્રોફેસર આગ્રહથી બોલ્યા : 'લગભગ પાંચસો વર્ષ લગી રણયજ્ઞમાં જૌહરથી અને કેસરીયાંથી સ્ત્રીપુરુષોનો સતત હોમ કોણે આપ્યો છે? કુલાભિમાનથી કે દેશાભિમાનથી કે ધર્માભિમાનથી ગમે તે કારણથી એ હોમ અપાયો હોય પણ એ અવિરત આહુતિ પ્રશસ્ય નથી? ગૌરવપ્રદાયિની શા માટે ન લેખવી?'

'મારા કહેવાનું પારખું જોવું હોય તો હાલ મંડાયેલા દેશોન્નતિના યજ્ઞમાં એઓ કેટલું બલિદાન આપે છે તે જ જુવોને?'

'ભૂતકાળમાં અપાયેલી આહુતિ જેવી આહુતિ નવા યજ્ઞમાં નકામી છે. અર્વાચીન કાળમાં જે બળો ઉત્પન્ન થયાં છે તેમના પ્રભાવથી રજપૂતો અજ્ઞાન, ખોટી મોટાઈ, દુરાચાર આદિને લીધે અંકાયા નથી એટલે દેશોન્નતિના યજ્ઞમાં આહુતિ થવાની વાત આઘે રહી પણ યજમાન કે ઋત્વિજ પણ તેઓ થતા નથી. ઊલટા રાક્ષસ થઈ યજ્ઞનો ધ્વંસ કરશે એવું મારું તો માનવું છે.'

'હવે ઠેકાણે આવ્યા! આપણા બન્નેના મતનું ફળ એક જ છે.'

'ના ઘણો ફેર છે. એમના ભૂતકાળના ઇતિહાસની તમે અવગણના કરો છો – હું નથી કરતો. એમના અવળા પ્રારબ્ધયોગે અર્વાચીન યુગમાં તેઓ આપણા આગેવાન નથી થઈ શકતા એ આપણાં તેમ એમનાં દુર્ભાગ્યની વાત છે. જ્યારે એમનામાં જ્ઞાન ફેલાશે અને એમનું ખરું તુખમ પ્રજ્વલિત થઈ ઊઠશે ત્યારે રણ-ક્ષેત્રમાં જેવા દેહોત્સર્ગ કર્યા હતા તેવા જ પ્રચંડ સ્વાર્થત્યાગ કરી ભારતવર્ષના રાષ્ટ્રીય જીવનને સબળ વેગ આપશે.'

'હવે આપ્યો! તુખમ જ બળ્યું છે ને! ખરા રજપૂત છે ક્યાં? હમણાં મારા મોંમાંથી બોલાવશો કાંઈ!'

'એ પણ યુગ હતો ખરો; પણ વસ્તુસ્થિતિ સપાટાબંધ બદલાતી જાય છે. રાજકુમાર કૉલેજ, ગરાસિયા કૉલેજ, કેડેટ કૉર, રસાલા વગેરેમાં રજપૂતો એકત્ર નિવાસ કરે છે, નિવાસમાં જ્ઞાનનો પ્રકાશ પડતો હોય છે એટલે પોતાની સ્થિતિ સુધારવાની સહજ પ્રવૃત્તિ ઉદ્ભવે છે. આવી પ્રવૃત્તિ એમનું જાતિકલંક દૂર કરાવશે.'

'ગરાસણીઓ ભણશે, નહિ ત્યાં લગી એ કલંક દૂર થવાનું નથી. મિંયાના પગને જૂતિયાં પહેરવાને હજુ બહુ વાર છે. બાકી હમણાં ફાટ્યા છે બહુ. જાણે તરવાર કે બંદૂક પકડવાનો પરવાનો એમને જ પરમેશ્વરે આપ્યો હોય તેમ રસાલામાં રજપૂત સિવાયના હિંદુઓને દાખલ જ નથી કરતા.'

'એમાં એમને શા માટે દોષ દો છો? તમારા બ્રાહ્મણો શું કરે છે?'

'બ્રાહ્મણોએ ગમે તેટલો કેર વર્તાવ્યો હશે પણ આર્યોની વિદ્યા એમણે સચેતન રાખી છે. આજે એ વિદ્યા પૃથ્વીપટ પ્રસરે છે. કહો તમારા રજપૂતોએ કેટલો વીરોદ્રેક જાળવ્યો છે? અંગ્રેજોના લશ્કરમાં કેટલા રજપૂત છે? શીખ, ગુરખા અને ડોગરાનાં વીરત્વથી ઝળહળિત થતા વર્તમાન ઇતિહાસના પટ પર બતાવશો તમારું સાતમે આસમાન ચડાવેલું રજપૂત વીરત્વ? કાઠિયાવાડમાં ગયા જમાનામાં અમરજી દીવાનની તોલે આવે એવો થયો છે કોઈ રજપૂત? તમારા કુંભોજી, સુલતાનજી અને વખતસંઘ એની હાકથી થરથરતા હતા. રબારી, કુંભાર અને આયર જેવી જાતોએ ઓછી બહાદુરી અને વફાદારી બતાવી છે? રજપૂતોથી કઈ રીતે શુરાતનમાં એઓ ઊતરે છે? પ્રસંગ આવ્યે બ્રાહ્મણ વાણિયા પણ લડવૈયા થયા છે. પેશ્વાઓએ રજપૂતોને થોડી ત્રાહ્ય પોકરાવી છે?' હૃદયલાલના ઘાંટાથી જપા રસોડામાં ગભરાઈ. પતિ અને માસ્તર મારામારી પર તો નથી આવ્યાને તે જોવા મેડી પર આવી. પણ બન્નેને શાંત રીતે પોતાનાં સ્થાનો પર બેસી વાત કરતા જોઈ 'કેટલા વાગ્યા'ની ખબર કાઢી ચાલી ગઈ.

'માણસ મુસલમાન થયો કે લડાયક થઈ જાય અને હિંદુ રહે તો બાયલો રહે એ ગણતરી હાનિકારક છે. આધુનિક રાજ્યવિદ્યા સાર્વજનિક વિદ્યાપ્રસારણની જેટલી અગત્ય સ્વીકારે છે તેથી પણ વિશેષ અગત્ય પ્રજાના સર્વ અંગોને યુદ્ધકળાવિશારદ થવાની સ્વીકારે છે. યુરોપમાં અત્યારે શું થાય છે? દેશ માટે લડવા લશ્કરી તાલીમ દરેક દેશજનને લેવી પડે છે. આથી બીજો મોટો ફાયદો છે. લશ્કરી જીવનથી પ્રજાની શરીરસંપત્તિ મજબૂત અને કસાયેલી થાય છે અને જીવનવ્યવહાર નિયમિત અને સરલ થાય છે.' પ્રોફેસરે પણ લાંબો ઉત્તર આપ્યો.

'ભારતીય મઠમાં વિદ્યાર્થીઓને ડ્રીલ કરાવવાનું નિયમિત ચાલુ છે ને?'

'અલબત્ત, કુમારસાહેબના પધાર્યા પછી વિદ્યાર્થીઓનું કિશોર-સૈન્ય (boy scouts) કરવાની સૂચના ગંધરાજે કરી છે. ભારતીય મઠને માટે જે જગ્યા આપણે પસંદ કરી હતી ત્યાં યુદ્ધકલાના સિદ્ધાન્તોનો પરિચય મેળવાય એવાં સ્થળો (strategic positions) સારાં છે. પસંદગી કરવામાં આ પણ લાભ ધ્યાનમાં લીધો હતો. પણ એ જ લાભથી ગરાસિયાઓની દાનત બગડી છે.'

'નરનારાયણ! તમારા મઠ સામે રાજ્યમાં વિરોધ બહુ છે એ શું?'

'નરસાની પડોશમાં સારું થતું હોય — નરસાંને જરા પણ કનડતું ન હોય છતાં તેને સારું પોતાની સજીવ અંગત ટીકા (living criticism) જેવું લાગે

છે તેથી અને કેટલીકવાર (vested interests અને privileges ને) અમારી હિલચાલથી ધક્કો લાગ્યો છે તેથી વિરોધ જન્મ્યો છે પણ તે ઝાઝું ટકવાનો નથી.

'કુમાર સાહેબ ગાદીનશીન થાય અને ગંધરાજ દીવાન થાય ત્યારે વિરોધ માત્ર નાશ પામશે, મને તો લાગે છે કે ગંધરાજ અને તમે મળી શિક્ષણનો નવો યુગ પ્રવર્તાવશો.'

'એ વખત આવે ત્યારે જે થવાનું હશે તે થશે. મને તો અત્યારે જે કર્તવ્ય સૂઝયું છે તે કરું છું. ગંધરાજની હૂંફ અને કુમક પૂરેંપૂરાં છે. યોજના ઘડનાર એ છે–અમલમાં મૂકવા હું પ્રયાસ કરું છું.'

ગંધરાજ તો ગંધરાજ જ છે. એના આવ્યા પછી ખેડૂતો પર ગુજરતો જુલમ ઘણો ઓછો થયો છે. એકે ખેડૂત એવો નહિ હોય જેને ગંધરાજ નામથી નહીં ઓળખતો હોય. દરેકની સ્થિતિથી વાકેફ થવા બનતો પ્રયત્ન કરે છે. જે જે ગામડામાં હું ગયો છું ત્યાં ત્યાં એની તારીફ સાંભળી છે. કેટલેક સ્થળે નજરોનજર ગંધરાજ અને હિમાનીને ખેડૂતોના કુટુમ્બોમાં ભળતાં જોયાં છે. લોકો એની પછવાડે ગાંડા છે. મારા જેવા એની પાસેથી ઘણી મોટી આશાઓ રાખે છે.'

'તમારી આશાઓ ફળીભૂત થશે જ. રૈયત ચેતનવંતી અને રાજ્ય આબાદ એના વડે થવાનાં જ. બાકી ઊંચનીચના ભેદ જઈ તમારા રૂસોએ કલ્પેલી સ્થિતિ લાવવા એનાથી પ્રયત્ન થવાના નથી.'

'ખરી વાત છે: દંપતી શોખીન અને વિલાસી છે. લોકસમૂહમાં ભળે છે પણ સમાન કરતાં શ્રેષ્ઠ રૂઆબથી.'

'પણ એમની અભિજાત સંસ્કારિતા (aristocratic culture) એ રૂઆબ કોઈને સાલવા દેતી નથી.'

'નાગરશાઈ તોર કે ખુમારી તો બિલકુલ નથી. સાચે, આ ગરાસિયામાં હવે વળી શુદ્ધ લોહીની ખુમારી આવતી જાય છે તે લક્ષમાં આવ્યુ છે?'

'હા, ક્યારનુંયે. ખુમારી ન હોય તો જુદી બોર્ડિંગ શા માટે સ્થાપત? આપણી ભેગા જ ભળત ને–પણ એવી ખુમારી આવવી એ આ જમાનાની તાસીર છે.'

'કેમ? સમાનતા, બંધુતા, અવશતા, સ્વતંત્રતાના મોક્ષમંત્રોથી વાતાવરણ અનુરસિત છે. આવી અસમાનતા, વિદ્વેશ એમાં કેવી રીતે વાસી શકે? એક આભડછેટ નાબૂદ કરવા માગીએ છીએ ત્યાં વળી નવો આભડછેટ જાગ્યો?'

'વિશ્વનિયંતાના નિયમો ગહન છે. વિરોધી તત્ત્વોના સંઘટનથી સંસાર ચાલે છે. વળી તમારા મોક્ષમંત્રો અપૂર્ણ છે. બુદ્ધિની અસમાનતા જ્યાં લગી છે ત્યાં લગી નાના પ્રકારની વિષમતાઓ સંસારમાં રહેવાની જ. વળી વસ્તુ-સ્થિતિનો વિચાર કરો ને. આપણો આખો સંસાર આ જન્મપ્રાપ્ત અસમાનતાથી રચાયો હતો પણ સુઘટિત વ્યવસ્થા એવી હતી કે એ અસમાનતા સાલતી નહોતી. બુદ્ધિ, જ્ઞાન, દ્રવ્ય, સત્તા, વય, અનુભવ, ભક્તિ, તપની પ્રકૃષ્ટતા જ્યાં પ્રગટતી ત્યા સર્વનું સન્માન મેળવતી.' પ્રોફેસરે ભાષ્ય કરવા માંડયું, 'અંગ્રેજી રાજ્ય થતાં કાયદા અને કેળવણીથી અસમાનતાની જૂની દીવાલો તૂટવા લાગી. પણ राजा कालस्य कारणम्. સમાનતાનો બોધ કરવા છતાં અંગ્રેજ અમલદારો બ્રાહ્મણોથી પણ વિશેષ અલગ રહેવા અને સર્વતઃ પોતાને શ્રેષ્ઠ લેખવા લાગ્યા. એમની અસર સ્વાભાવિક રીતે લોકસમૂહ પર થાય છે. કેળવણી ફેલાવાથી અને દેશમાં સર્વત્ર સુલેહશાંતિ હોવાથી અનેક માર્ગથી લક્ષ્મીનાં વહેણ ઉભરાવાથી અભિજાત લેખાવાનો પવન ફેલાય છે. યુગોથી બંધાયેલા માનસબંધારણને અનુકૂળ નવી સમાનતાની ભાવના તો નહોતી જ, સ્વાર્થ ખાતર સ્વીકારાઈ હતી. એટલે સંયોગ આવ્યે સર્વ કોઈ અલગ થઈ પોતપોતાની ઉત્કૃષ્ટતા સાધવા – ઉત્કૃષ્ટતાને પોતાના દિલથી બાધક લાગતાં આવરણોનું છેદન કરવા દોડાદોડ કરે છે. આટ-આટલાં વર્ષ સાથે રહી હિન્દુઓના જેટલા સંસ્કાર પારસીઓ અને મુસલમાને મેળવ્યા હતા, એ સંસ્કારોને લીધે વિષમતાશૂન્ય એકતાનું સુખ સર્વે ભોગવતા હતાં તે દૂર થયું છે. આ લોકશાસનના યુગમાં અભિજન્મનાં પોષણ અને નિરાળા હક માટે પ્રવૃત્તિ થાય છે એ હેતુપૂર્વક જ હશે. ઉત્કૃષ્ટ થવાની વૃત્તિ શા માટે ગર્હણીય ગણાવી જોઈએ? ઉત્કર્ષના થર પણ સરખી સપાટીના થશે તો સમાનતા સહજ રીતે આવશે.'

'મને તો એ બધું નુકસાનકારક જ લાગે છે. ગરીબોને રહેંસી તેમનું લોહી પી દંભીઓને મોટા થવું છે. લાવવું ભૂલી ગયો, મેં નવું કાવ્ય એ વિશે રચ્યું છે તે.'

'હવે આવો ત્યારે જરૂર લેતા આવજો. વારુ, માસ્તર, ભારતીમઠ માટે પેલાં ગીતો રચ્યાં કે?'

'ના, ભાઈ, હજુ નથી રચ્યાં. ઉપાધિઓ એવી મૂંઝવી દે છે મને કે જોઈતી નિવૃત્તિ મળતી નથી. ગંધરાજે પણ એ ગીતો જલદી માગ્યાં છે.'

'જમવાનું તૈયાર છે. આવો છો?' જપાએ મંદ કોમળ સ્વરે પૂછ્યું.

આ સાંભળતાં જ માસ્તર ઊભા થયા. પ્રોફેસર તદ્દન વૈરાગી હતા. પાન-સોપારી ખાવાની ટેવ નહોતી. માસ્તરને બે ત્રણ એલચી આપી.

છે તેથી અને કેટલીકવાર (vested interests અને privileges ને) અમારી હિલચાલથી ધક્કો લાગ્યો છે તેથી વિરોધ જન્મ્યો છે પણ તે ઝાઝું ટકવાનો નથી.

'કુમાર સાહેબ ગાદીનશીન થાય અને ગંધરાજ દીવાન થાય ત્યારે વિરોધ માત્ર નાશ પામશે, મને તો લાગે છે કે ગંધરાજ અને તમે મળી શિક્ષણનો નવો યુગ પ્રવર્તાવશો.'

'એ વખત આવે ત્યારે જે થવાનું હશે તે થશે. મને તો અત્યારે જે કર્તવ્ય સૂઝ્યું છે તે કરું છું. ગંધરાજની હૂંફ અને કુમક પૂરેપૂરાં છે. યોજના ઘડનાર એ છે – અમલમાં મૂકવા હું પ્રયાસ કરું છું.'

ગંધરાજ તો ગંધરાજ જ છે. એના આવ્યા પછી ખેડૂતો પર ગુજરતો જુલમ ઘણો ઓછો થયો છે. એકે ખેડૂત એવો નહિ હોય જેને ગંધરાજ નામથી નહીં ઓળખતો હોય. દરેકની સ્થિતિથી વાકેફ થવા બનતો પ્રયત્ન કરે છે. જે જે ગામડામાં હું ગયો છું ત્યાં ત્યાં એની તારીફ સાંભળી છે. કેટલેક સ્થળે નજરોનજર ગંધરાજ અને હિમાનીને ખેડૂતોના કુટુમ્બોમાં ભળતાં જોયાં છે. લોકો એની પછવાડે ગાંડા છે. મારા જેવા એની પાસેથી ઘણી મોટી આશાઓ રાખે છે.'

'તમારી આશાઓ ફળીભૂત થશે જ. રૈયત ચેતનવંતી અને રાજ્ય આબાદ એના વડે થવાનાં જ. બાકી ઊંચનીચના ભેદ જઈ તમારા રૂસોએ કલ્પેલી સ્થિતિ લાવવા એનાથી પ્રયત્ન થવાના નથી.'

'ખરી વાત છે. દંપતી શોખીન અને વિલાસી છે. લોકસમૂહમાં ભળે છે પણ સમાન કરતાં શ્રેષ્ઠ રૂઆબથી.'

'પણ એમની અભિજાત સંસ્કારિતા (aristocratic culture) એ તાબ કોઈને સાલવા દેતી નથી.'

'નાગરશાઈ તોર કે ખુમારી તો બિલકુલ નથી. સાચે, આ ગરાસિયામાં હવે વળી શુદ્ધ લોહીની ખુમારી આવતી જાય છે તે લક્ષમાં આવ્યું છે?'

'હા, ક્યારનુંયે. ખુમારી ન હોય તો જુદી બૉર્ડિંગ શા માટે સ્થાપત? આપણી ભેગા જ ભળત ને – પણ એવી ખુમારી આવવી એ આ જમાનાની તાસીર છે.'

'કેમ? સમાનતા, બંધુતા, અવશતા, સ્વતંત્રતાના મોસમ વાથી વાતાવરણ અનુરક્ત છે. આવી અસમાનતા, વિદ્વેશ એમાં કેવી રીત વાસી શકે? એક આભડછેટ નાબૂદ કરવા માગીએ છીએ ત્યાં વળી નવો આભડછેટ જન્મ્યો?'

'વિશ્વનિયંતાના નિયમો ગહન છે. વિરોધી તત્ત્વોના સંઘટનથી સંસાર ચાલે છે. વળી તમારા મોક્ષમંત્રો અપૂર્ણ છે. બુદ્ધિની અસમાનતા જ્યાં લગી છે ત્યાં લગી નાના પ્રકારની વિષમતાઓ સંસારમાં રહેવાની જ. વળી વસ્તુસ્થિતિનો વિચાર કરો ને. આપણો આખો સંસાર આ જન્મપ્રાપ્ત અસમાનતાથી રચાયો હતો પણ સુઘટિત વ્યવસ્થા એવી હતી કે એ અસમાનતા સાલતી નહોતી. બુદ્ધિ, જ્ઞાન, દ્રવ્ય, સત્તા, વય, અનુભવ, ભક્તિ, તપની પ્રકૃષ્ટતા જ્યાં પ્રગટતી ત્યા સર્વનું સન્માન મેળવતી.' પ્રોફેસરે ભાષ્ય કરવા માંડ્યું, 'અંગ્રેજી રાજ્ય થતાં કાયદા અને કેળવણીથી અસમાનતાની જૂની દીવાલો તૂટવા લાગી. પણ राजा कालस्य कारणम्. સમાનતાનો બોધ કરવા છતાં અંગ્રેજ અમલદારો બ્રાહ્મણોથી પણ વિશેષ અલગ રહેવા અને સર્વતઃ પોતાને શ્રેષ્ઠ લેખવા લાગ્યા. એમની અસર સ્વાભાવિક રીતે લોકસમૂહ પર થાય છે. કેળવણી ફેલાવાથી અને દેશમાં સર્વત્ર સુલેહશાંતિ હોવાથી અનેક માર્ગથી લક્ષ્મીનાં વહેણ ઉભરાવાથી અભિજાત લેખાવાનો પવન ફેલાય છે. યુગોથી બંધાયેલા માનસબંધારણને અનુકૂળ નવી સમાનતાની ભાવના તો નહોતી જ, સ્વાર્થ ખાતર સ્વીકારાઈ હતી. એટલે સંયોગ આવ્યે સર્વ કોઈ અલગ થઈ પોતપોતાની ઉત્કૃષ્ટતા સાધવા – ઉત્કૃષ્ટતાને પોતાના દિલથી બાધક લાગતાં આવરણોનું છેદન કરવા દોડાદોડ કરે છે. આટઆટલાં વર્ષ સાથે રહી હિન્દુઓના જેટલા સંસ્કાર પારસીઓ અને મુસલમાને મેળવ્યા હતા, એ સંસ્કારોને લીધે વિષમતાશૂન્ય એક્તાનું સુખ સર્વે ભોગવતા હતા તે દૂર થયું છે. આ લોકશાસનના યુગમાં અભિજન્મનાં પોષણ અને નિરાળા હક માટે પ્રવૃત્તિ થાય છે એ હેતુપૂર્વક જ હશે. ઉત્કૃષ્ટ થવાની વૃત્તિ શા માટે ગર્હણીય ગણાવી જોઈએ? ઉત્કર્ષના થર પણ સરખી સપાટીના થશે તો સમાનતા સહજ રીતે આવશે.'

'મને તો એ બધું નુકસાનકારક જ લાગે છે. ગરીબોને રહેંસી તેમનું લોહી પી દંભીઓને મોટા થવું છે. લાવવું ભૂલી ગયો, મેં નવું કાવ્ય એ વિશે રચ્યું છે તે.'

'હવે આવો ત્યારે જરૂર લેતા આવજો. વારુ, માસ્તર, ભારતીમઠ માટે પેલાં ગીતો રચ્યાં કે?'

'ના, ભાઈ, હજુ નથી રચ્યાં. ઉપાધિઓ એવી મૂંઝવી દે છે મને કે જોઈતી નિવૃત્તિ મળતી નથી. ગંધરાજે પણ એ ગીતો જલદી માગ્યાં છે.'

'જમવાનું તૈયાર છે. આવો છો?' જપાએ મંદ કોમળ સ્વરે પૂછ્યું.

આ સાંભળતાં જ માસ્તર ઊભા થયા. પ્રોફેસર તદ્દન વેરાગી હતા. પાનસોપારી ખાવાની ટેવ નહોતી. માસ્તરને બે ત્રણ એલચી આપી.

રસ્તામાં ચાલતાં માસ્તર વિચારવા લાગ્યા : 'નરનારાયણ જન્મ્યો તે રાતે બીજાનો જન્મ જ થયો નથી. ગરીબ કુટુંબનો માણસ ભણી હોદ્દેદાર થયો. પૈસેટકે સુખી અને શ્રીમંત થવાનો પ્રસંગ આવ્યો; પણ ગરીબોની હાય એના દિલમાં વાગતી હતી. રૂપિયા ત્રણસોની નોકરી તરછોડી ભિખારી થઈ સંગીન કેળવણી આપવા ઉદ્યુક્ત થયો છે. એકલે હાથે મહાભારત કામ ઉપાડ્યું છે. ગંધરાજ સિવાય એકે અમલદારની સહાનુભૂતિ નથી. બધાં એને વેદીયું ઢોર ગણે છે. એની યોજના અવ્યવહારુ ગણે છે, પણ એનો આગ્રહ અને સંકલ્પબળ એવાં છે કે વિકટમાં વિકટ સંકટને એ પાર તરી જશે એવી મારી પાકી ખાતરી છે. બુદ્ધિ જેવી પ્રખર છે તેવી શક્તિ પણ છે. પોતાના કર્તવ્યમાં અનહદ શ્રદ્ધા છે.'

આટલે લગી આવેલી વિચારમાળા રસ્તામાંના ગડબડાટથી તૂટી. લોકોની મેદની જામી હતી. રસ્તે જતા ચિત્તાની થાપટથી લોહીલુહાણ થયેલા બોલકાની દયાળુઓ સારવાર કરતા હતા. ચિત્તાના રખેવાળો હસતા હસતા આગળ ચાલ્યા જતા હતા. આ જોતાં જ માસ્તરનો પિત્તો ઊછળ્યો. રખેવાળોને ઊભા રહેવા હાકલ પાડી. રાજાના માનીતા મુસલમાનો રસ્તે જતા વટેમાર્ગુના રૂઆબમાં અંજાય એવા નહોતા. માસ્તરનો અવાજ સાંભળ્યો જ ન હોય તેમ તેમણે આગળ ચાલવું અટકાવ્યું નહીં. આથી માસ્તરનો રોપ અત્યંત વધી ગયો. મોટી ફલંગો ભરતા ભરતા માસ્તર ચિત્તાની સાથે થઈ ગયા. રખેવાળનું કાંડું પકડી માસ્તરે તેને ખૂબ ખખડાવ્યો : 'ખબરદાર, હવેથી ભરવસ્તીમાં આવા ક્રૂર પ્રાણીને લઈ નીકળ્યો તો? આજ તો ગધેડું છે પણ કાલે કોઈ માણસને –' એવામાં ચીસની સાથે પડવાનો અવાજ સંભળાયો. પાણી ભરી આવતી પનિયારી તરફ ચિત્તો જરા વળ્યો તેથી ગભરાઈ તેણે ચીસ પાડી. બીકની મારી ભાગવા જતાં ઠેસ વાગી એટલે જમીનસરસી ધબ દઈને પડી. માથા પરનું બેડું પણ ધબ દઈને પછડાયું.

હવે માસ્તરનો મિજાજ હાથમાં રહ્યો નહિ. હાથમાંની ડાંગ ફેરવી ચિત્તાના માથા પર એવા જોરથી મારી કે પ્રાણી તમ્મર ખાઈ ભોંય પર પડ્યું. રખેવાળો પણ ખિજવાયા. માસ્તરને ગાળો દેતા દેતા, પોલીસને બૂમ પાડતા, ચિત્તાને પંપાળતા માસ્તરને મારવા જતા હતા. પણ માસ્તરનું રૌદ્ર રૂપ જોઈ ઊભા હતા ત્યાં જ સજ્જડ થઈ ગયા. આઘે ખુરસી પર બેઠો બેઠો બીડી ફૂંકતો સિપાઈ ધીમે ધીમે મારામારીને સ્થળે આવ્યો. લોકો પણ ઉશ્કેરાયા હતા. રાજાથી બીતા હોવા છતાં, રાજા અને તેની સર્વે વસ્તુ પ્રત્યે સન્માન રાખતા હોવા

છતાં માસ્તરનાં આવાં 'વગર વિચારના અને ઉતાવળના' પ્રહારથી રાજકોપ ક્યાં અને કેવી રીતે ઊતરશે તે વિશે ક્યાસ કરતા અને તેમાંથી જાતે છટકી જવાય એટલી સાવધતા રાખતા હોવા છતાં લોકોને માસ્તરનો આવેશ પ્રજ્વલિત કરતો હતો. 'મહારાજ, ભીખ માગતાં માગતાં પટો બાંધ્યો છે ને? કોટવાલીમાં જઈ સૂઈ જાઓ. આવામાં તમારો શો આશરો?' આવાં આવાં તિરસ્કાર વચનથી પોલીસ વધાવાયો. પાડાની મંદ ચાલે આવતો સિપાઈ આજ ખીજવાયો. બેચાર છોકરાને ચાબકો લગાવ્યો. આ દુષ્ટ વ્યાપાર પર માસ્તરની નજર પડતાં જ તેમણે પોલીસ પર ડાંગ ઉગામી. ગભરાયેલો પોલીસ લોકોને ધક્કા મારતો જીવ લઈને નાઠો.

ચિત્તા જેવા હિંસક પ્રાણીનું મૃત્યુ પણ હિંદુહૃદયને સાલતું. દયાળુઓએ આણેલું પાણી કેટલાક ખડતલો તમ્મર ખાઈ પડેલા પશુ પર રેડતા હતા. પોતાના પેટના દીકરાનું મોત થયું હોય એવા શોકથી રડતા રખેવાળો તેની મૂર્છા વાળવા પ્રયત્ન કરતા હતા.

નાઠેલો પોલીસજમાદાર, ફોઝદાર તથા દશબાર પોલીસને લઈ આવી પહોંચ્યો. કાળા અને ખાખી ડગલાની ફોજ આવતી જોઈ મેદની પાણીના રેલા પેઠે વીખરાઈ ગઈ. સહેજ પણ ડર્યા વિના માસ્તર ઊભો હતો ત્યાં જ રહ્યો. ફોઝદાર એને ઓળખતો હતો. અમલદારની રીતે નહીં પણ દોસ્તની મીઠાશથી તેણે માસ્તરને ઠંડો પાડી બે શીખામણના કડવા બોલ કહી ઘર ભણી વિદાય કર્યો. ચિત્તાની કળ વળતાં તે પણ ઊભો થયો. રખેવાળોને નરમાશથી ઠપકો દઈ, વસ્તીમાંથી વહેલા જવાની તાકીદ આપી, ફોઝદાર બનેલા બનાવનો રિપોર્ટ ઉપરીને રોશન કરવા ગયો. જતાં જતાં માસ્તર પર નજર રાખવાનો હુકમ પણ આપતો ગયો.

[ ૫ ]

'હાશ! આજ કેટલે મહિને દેહે આવું સ્નાન કર્યું.' સંતોષના સુખનો આહ્લાદભર્યો ઉદ્ગાર કિશોરીના મુખમાંથી નીકળતાં જ દાસીએ પ્રશંસાનો અભિષેક કર્યો: 'બા! નહાવાથી કાંઈ તમારું રૂપ ખીલ્યું છે! આયનામાં તો જુઓ. પાંદડીની સુગંધ આખા શરીરમાંથી ફોરી રહી છે. મોં કેવું તેજ મારે છે! આંખની ભમર હવે કમાનના ઘાટમાં બરાબર આવી ગઈ.'

દાસીના શબ્દો કર્ણવિવરે અથડાતા હતા. બાકી કિશોરી પ્રતિબિંબ દ્વારા શરીરની સૌંદર્યવિભૂતિ નિહાળવામાં અને માણવામાં મશગૂલ હતી. અનુપમ

વિભૂતિના સ્વામીત્વથી થતો ઉલ્લાસ થનથનાટ કરી રહ્યો હતો. આંખેના ગોખી ઊંડાણમાં અનિમિષ નિહાળતી સુંદરી, હૃદયમાં વસતા પ્રિયતમ ઉપર તરી આવી દર્શન આપશે એવી ઉત્કંઠાથી જડ જેવી ઊભી હતી.

'બ્હેન ! કપડાં પહેરવાં નથી ? ઠંડી લાગશે. ટુવાલે પાણીથી ભીંજાઈ ગયો છે.' દાસીએ પ્રણયના નંદનમાં મહાલતી સુંદરીને પૃથ્વી પર ખેંચી આણી સાથે સાથે અંતરમાં નિસાસો મૂક્યો 'હવે આ ગુલાબ એકલું ક્યાં લગી ખીલશે ?'

'ઠંડી જરાયે લાગતી નથી. સંમર્દન અને સ્નાનથી ઊલટી ઉષ્મા શરીરનાં ગાત્રેગાત્રમાં આવી છે. ઠીક, લાવ કપડાં. અત્યારે તો દેશી જ પહેરવેશ પહેરીશ.' આરસા પરથી દૃષ્ટિ ફેરવી સુંદરી બોલી.

આંખને ઊડીને વળગે એવું 'વાયલ'નું ગવન પહેર્યું. સાદી બાંયનો પોલકો પહેર્યો. ભીંજાયેલા કેશ કોરા કરી દાસીએ ઓળ્યા. ફૂલની ગજરી માત્રથી જ કેશનું શૃંગારપ્રસાધન કરી, કપાળમાં સુંદર અને મોહક ચાંદલો કરી સુંદરી પ્રસાધન શાળામાંથી વરંડા પર ગઈ.

'મોટીબહેન ક્યાં છે ?'

'મધપૂડા જોવા પધાર્યાં છે.' પટાવાળાએ બાતમી આપી.

'મધપૂડા જોવા ? કઈ જગાએ ? વાડીમાં કે બહાર ?' ઉપરાઉપરી પ્રશ્નો પૂછ્યા.

'પધારો. આપને જગા બતાવું ? જોવા જેવું છે. બાસાહેબે ઘણી માખી પાળી છે.' પટાવાળો પણ વાતોડિયો નીકળ્યો.

પગથિયાં ઊતરી સુંદરીએ ચાલવા માડ્યું. પટાવાળો આગળ થઈ તેને હિમાની પાસે તેડી ગયો. ખાંડનું શરબત જેવું કરી મધમાખને હિમાની ખોરાક આપતી હતી. તેની આવી સૂચનાઓ અમલમાં મૂકતો હતો. બહેનને જોતાં જ ઉમળકો આવ્યો, 'ઠીક આવી પહોંચી. નહાઈ ? સારી પેઠે સ્નાન કર્યું ને ?'

'હા. ઘણી મઝા પડી. શરીરમાં આવેલા ઉત્સાહનું પૂર આત્મામાં પણ ઉભરાવા લાગ્યું છે. બહેન ! આ શોખ કે'દાડનો જાગ્યો ?'

'શોખ ? ગંધરાજને ત્યાં કર્તવ્ય એટલાં બધાં કરવાનાં છે ત્યાં શોખ કેવા ?'

'ઠીક. ત્યારે આ તો ગંધરાજના ખેડૂતોને ઊપજનું નવું સાધન કરી આપવાની અજમાયશો ચાલતી હશે. દહેરાદૂનથી કુમારસાહેબે પણ મધમાખો મોકલી હતી નહીં ?' કિશોરીની આંખમાંથી અવનવું નૂર વહી મુખ પર હાસ્યની પ્રસન્નતા ચળકાવી રહ્યું.

'હા. જો આ રહી' હિમાનીએ બહેનને મધપૂડો બતાવ્યો. 'નિસા! આ મધમાખીઓ ઉછેરવામાં મને અત્યંત રસ પડે છે. મનુષ્યજાતિને અલ્પ કીટ પાસેથી ઘણું ઘણું શીખવાનું છે.'

'પિતાજી સાથે મહાબળેશ્વર ગઈ હતી ત્યારે એમના એક દીવાનમિત્રના પુત્રે ઉછેરેલા મધપૂડા વારંવાર જોવાથી મધમાખના ઉદ્યોગી જીવનવ્યવહારનો સહેજસાજ પરિચય થયો હતો. પણ ત્યારે બાળક હતી એટલે પરિચય સ્થિર સ્થાયી નહોતો થયો. પણ તાજેતરમાં મેં મેટલિંક( Mactalinck )નું મધમાખ વિશેનું રસિક વર્ણન વાંચ્યું—'

'તેં એ ગ્રંથ વાંચ્યો? એ વાંચ્યા પછી જ ગંધરાજ પાસેથી આ માવજત મેં લીધી.'

'હા હં. મને યાદ આવ્યું. તારા એક કાગળમાં તમે બળાપો કાઢ્યો હતો કે ગંધરાજ રોજ નવી ને નવી ઉપાધિઓ વહોર્યા કરે છે, જાતે હેરાન થાય છે અને તમને હેરાન કરે છે.'

'બહુ મુંઝાઈ હઈશ ત્યારે લખ્યું હશે.'

'પણ બહેન, આવાં કર્તવ્યોથી તમારે તે વળી મુંઝાવાનું હોય?' માળી પોતાના ઈતર નિત્ય વ્યવસાયમાં વાડીમાં દૂર ગૂંથાયેલો હોવાથી બન્ને બહેનો ઝાડની છાયા નીચે એકલી જ હતી. બગીચાશાઈ લોખંડની ખુરશીઓ ઉપર બન્ને બેઠી હતી. નાની બહેન ઉંમરે નાની છતાં મોટી બહેનની ગુરુ હોય એવા રુઆબથી તેના પ્રત્યે નિહાળી રહી હતી.

'કર્તવ્યથી મુંઝાવાપણું નથી એ સિદ્ધાંત મોહક છે, પણ જિંદગીની ખરી જંજાળમાં પડીએ છીએ, સંસારના વિકટ અને ભયાનક ભમરાઓમાં ભરાઈ જઈએ છીએ ત્યારે મુંઝાઈએ નહીં તો શું કરીએ? બહેન એવો અનુભવ કોઈને ન થજો. પ્રભુ તારું ઊછળતું લોહી સદા ઊછળતું જ રાખજો!'

'તમારું કહેવું વિશેષ સ્પષ્ટ કરશો? તમારી સ્થિતિ હજુ પમાતી નથી મારાથી.' ગુરુ મટી શિષ્યા થઈ વિનીત ભાવે નાની બેને પૃચ્છા કરી.

'વસંતમાં વનસ્પતિસૃષ્ટિ નવા ચેતનથી ફૂલી નીકળે છે તેમ યૌવનના મળસ્કામાં જીવન અનેક વાંછનાઓ – જાતે સુખી થવાની અને બીજાને સુખી કરવાની વાંછનાઓથી ઊભરાઈ જાય છે. પણ જ્યારે એ વાંછનાઓને વાંછનાઓ ન રાખતાં જીવનના વાસ્તવિક સ્વરૂપમાં સ્થાન આપવાના પ્રસંગો આવે છે ત્યારે ન કલ્પેલી એવી મુસ્કેલીઓ આવે છે કે મુંઝાયા વિના રસ્તો જ નથી રહેતો.'

'એવી તે કેવી મુસ્કેલીઓ હોય છે?'

'વાંછના પ્રગટે છે ત્યારે વિષયના સમગ્ર, સર્વતોમુખી નિરીક્ષણમાંથી નથી પ્રગટતી. મનુષ્યસ્વભાવ મહેચ્છાઓ સિદ્ધ કરવાના પ્રયત્નોને કેવી રીતે કનડશે, મૂળમાં જ ભસ્મ કરવા આકાશપાતાળ એક કરશે તેનો સંપૂર્ણ આબેહૂબ ખ્યાલ અનુભવીઓને પણ આવવો મુશ્કેલ છે તો મહેચ્છાથી પ્રેરાયેલી જુવાનીની શી વિસાત ? મનુષ્યસ્વભાવને તમારી યોજના અનુકૂળ કરવાનું સહેલું નથી, સાધ્યની ખાતર સાધન ગમે તેવાં વાપરો એ નીતિ નથી છતાં ધારો કે વાપરો તોપણ યૌવને આંકેલી મહેચ્છાનો અંશાવતાર થવાનોયે સંભવ ઓછો હોય છે ત્યાં તેની સોળે કળા પ્રગટ થવાની તો આશા જ શી ?'

'પિતાજીએ જે સુંદર અને પવિત્ર ભવિષ્ય આપણાં અંતઃચક્ષુને ગોચર કર્યું હતું તે સંસારના અનેક તંતુમય સંકુલ વ્યવહારને લીધે આપણાથી સાકાર નથી થતું – આદર્શની એક પણ કળા ખંડિત થતાં કે રૂપાંતર પામતાં સહેવાતું નથી એ તમારી મૂંઝવણનું કારણ છે ને ? કે માથે લીધેલા કામને માટે શક્તિ, અનુભવ અને યોગ્યતાની ન્યૂનતા સાલે છે ?'

'શક્તિ અને યોગ્યતા ? પિતાજીના અને ગંધરાજના પ્રતાપે એની ઓછપ સાલતી નથી. વિદ્યા અને સોબતથી મળે એટલો અનુભવ છે, પણ એ બસ નથી. પારકો અનુભવ માર્ગસૂચક માત્ર છે. સંગ્રામમાં જેમ ઝૂઝતા જઈએ, વિકટમાં વિકટ હથિયારબાજીમાં ઘૂમીએ તેમ તેમ અનુભવ મળવાનો. અનુભવનું ભાથું બાંધી સંસારની યાત્રાએ નીકળાતું નથી. શરીરના ગાત્રોની પેઠે, ચંદ્રની કળાની માફક દિનપરદિન એ વૃદ્ધિ પામે છે. અનુભવનું યૌવન સનાતન છે, નિરંતર વૃદ્ધિ છે, કુંઠિત થવાનો ભય નથી.'

'ત્યારે તમારી મૂંઝવણ શાથી છે ? સ્તબ્ધતાની કે કાર્યના વેગને નડતા અંતરાયની ?'

'દેશનું પ્રચલિત જીવન ફેરવી તેને સમર્થ, સુંદર, પવિત્ર સુખી કરવાનું વ્રત પિતાજીએ લેવડાવ્યું હતું તે વ્રતની સિદ્ધિ અતિશય વિકટ – વિકટતાથી ગભરાવાનું નથી પણ સિદ્ધિ અતિશય દૂર લાગતી હોવાથી સ્તબ્ધ થયો છે મારો ઉલ્લાસ અને આગ્રહ. ઉદયની હેલી જોઈએ ત્યાં સરવડાંનાં પણ સાંસાં હોય ત્યાં ઉમંગ ક્યાંથી ટકે ? વળી એક મોટું તુમુલ તુફાન મારામાં મચી રહ્યું છે. મારો દૃઢ મત છે કે વૈરાગ્યથી પ્રજાનો ઉદય કે તેની સંસ્કૃતિના પ્રફુલ્લ વિકાસનો બિલકુલ સંભવ નથી. ઈશ્વરદત્ત સર્વે માનુષી વૃત્તિઓને તૃપ્તિ મળે તો જ પ્રયત્નો મનુષ્યમાં રહેલી નિગૂઢ શક્તિઓને પૂરેપૂરી ખીલવી જગતની પ્રવૃત્તિ ધપાવી શકે.'

'તૃપ્તિ સાત્ત્વિક હોવી જોઈએ. કોઈ પરમ ઉન્નતગામી ઉદ્દેશ્ય માટે પ્રેરાયેલી હોવી જોઈએ નહીં ?'

'અલબત્ત. નહીંતર વિલાસ અને વિષયાસક્તિનાં દુઃખ, અવનતિ અને ધ્વંસ ઝઝૂમતાં હોય છે. મારા જીવનનું સમગ્ર વલણ વૈરાગ્યવિમુખ છે; આનંદ, ઉલ્લાસમાં રચીપચી સેવા શા માટે ન થઈ શકે? યજ્ઞ વિના, ઉલ્લાસ વૈભવની આહુતિ આપ્યા વિના, પરહિતને માટે સ્વહિતથી તદ્દન વિરક્ત થયા સિવાય લક્ષ્યની પ્રાપ્તિ અશક્ય છે એવો ઉપદેશ હાલ ચારે તરફથી કરવામાં આવે છે.'

'એ ઉપદેશ તમને ગેરવ્યાજબી લાગે છે? સ્વ ને પરનો ભેદ ભૂલી જઈ બન્ને એક જ છે એવું અનુભવી અવ્યભિચારિણી ભક્તિથી વિશ્વહિત સાધવા તત્પર થવામાં શું અયોગ્ય કે હાનિકર લાગે છે! ભેદ કાયમ રહેવા દો તો તમારી આસુરી સંપત સ્વહિત મેળવવામાં અને તેથી મળતા ભોગથી રાચવામાં તમને એટલી મશગૂલ કરી નાંખશે કે પરહિત સાધવું છે એવું લક્ષ્ય તમારા જીવનમાંથી અદૃષ્ટ થઈ જશે. આહુતિ વિના ઉન્નતિ મળવી સંભવિત નથી, મળે તો ચિરસ્થાયી, સાત્ત્વિક કે સુંદર તો નહીં જ મળે.'

मत्कर्मकृन्मत्परमो मद्भक्तः सङ्गवर्जितः થઈ વિશ્વહિત સાધવાનું છે. આનંદ, ઉલ્લાસ, વૈભવ આદિ વિશ્વની પ્રગતિ માટે આવશ્યક છે ને? એ મેળવવામાં પ્રભુનું કર્મ ન કરી શકાય? કરી શકાય. પ્રભુભક્ત થઈ પ્રભુનું કર્મ કરીએ ત્યાં સઙ્ગાસક્તિ હોય જ શાની? જેમ વૈરાગ્ય સાધન છે તેમ વૈભવ પણ છે. પાશ્ચાત્યો જે વૈભવને શિખરે પહોંચ્યા છે તે વૈભવ આપણા દેશમાં પણ આપણે માણવો છે તો નર્યા વૈરાગ્યથી એ પ્રાપ્તિ અને એનું સુખ મળશે? નહીં જ. વૈભવાભિમુખ જીવનપ્રવૃત્તિ ઘડાશે તો જ આ જમાનાના આર્થિક સંગ્રામમાં આપણો વિજયટંકાર વાગશે. મારો આ અભિપ્રાય અને ગંધરાજના વૈરાગ્યપ્રેરિત પ્રયત્નો વચ્ચે તુમુલ વિગ્રહ જામે છે.'

'ગંધરાજના પ્રયત્નો નર્યા વૈરાગ્યપ્રેરિત છે?' સંકોચાતાં નિસાએ પ્રશ્ન પૂછ્યો.

'ના, ફેર છે. કર્તવ્યસાધનામાં એમનું એટલું બધું નિમજ્જન છે કે વૈભવમોઝ જરૂરી લેખે છે છતાં એમનો વ્યવહાર વિરક્ત જ થઈ જાય છે. વૈભવના વાતાવરણમાં વસે છે પણ જીવન સાધુનું ગાળે છે. એમની એક ક્ષણ એવી નહીં જતી હોય જેમાં દેશોન્નતિ માટે સંકલ્પો નહીં કરતા હોય. વિચાર અને આચારની સાઠમારી ચાલે છે કે કોણ શરતમાં જીતે છે!'

‘અધિકાર નથી છતાં પ્રશ્ન પૂછું ? આપણે બ્હેનો જ નહીં પણ સખીઓ પણ છીએ. એટલે સવાલ અનુચિત કે અસભ્ય તો નહીં જ લેખાય. તમારાં રહસ્યો જાણવાની આતુરતા નથી. તમે દુઃખી હો તો મારું દિલ બળવાનું. તમારે સુખે હું સુખી છું. કદાચ તમારું દુઃખ દૂર નહીં કરી શકું પણ—’

‘બ્હેન ! સંકોચાય છે શાને? સ્વર્ણસુંદરી સાથે મારે એકવાર વાત થઈ હતી. એણે તને મોઘમ લખ્યું પણ હતું ને? તારાથી પડદો છે નહીં. આચારવિચારની ભાવના આમ ભિન્ન થતી જવાથી (અમારા સ્નેહસૌભાગ્યમાં) વિષમતાની પાતળી તસરો ઉપસવા લાગી છે. મને તે સાલે છે.’

‘તમારો સંસાર કેવો સ્નેહપૂર્ણ અને સુખી છે તેનો મને જાતઅનુભવ છે. જગતમાં તેથી તમારી વાહવાહ જેટલી થાય છે તેટલી જ અદેખાઈ થાય છે. એમાં વિષમતા આવે જ શાને? એવું થવાનો વહેમ સરખોય પડે તો તમારું જીવન શતધા વિશીર્ણ થયા વિના રહેવાનું જ નહીં.’

‘બ્હેન! પુષ્પની શય્યામાં સ્ફુલ્લિંગ પ્રવેશી ચૂક્યો છે. મારું થવાનું હશે તે થશે પણ મારા રાજની આશાઓ વિફળ ન જાય તો સારું.’

‘તારા જેવી ધર્મસહચારિણી મળ્યા પછી ગંધરાજનાં સ્વપ્નાં તાદૃશ થયા વિના રહે શેનાં? શુભ સંયોગો નર્યા સુખના ઉપભોગ માટે જ મળતા નથી પણ કર્તવ્ય પાર પાડવા જોઈતું સામર્થ્ય અને સંકલ્પબળ કેળવવા મળે છે. તમારામાં વિદ્યા છે, અનુભવ છે; પિતા અને પતિના ઉત્તમ સંસ્કારોનું સાહચર્ય છે; પદવી છે, પ્રતિષ્ઠા છે, સંપત્તિ છે, સુખસૌભાગ્ય છે, તમારે શેની કમી છે બ્હેન ! દેવો પણ તમારે ત્યાં આવી નિવાસ કરે એવો તમારો સંસાર છે. કર્તવ્યની સિદ્ધિ માટે પ્રયાસ કર્યા કરવો એ આપણો ધર્મ. ધારેલા ફળ માટે મિથ્યા આકાંક્ષા ત્યજી દેવી. એકનિષ્ઠાથી નિમિત્તભાવથી કર્તવ્યલીન રહીએ તો ઇષ્ટ પરિણામ આવવાનું જ. મગદૂર નથી એની કે દૂર રસળે. તમારા વૈભવોમાં ભલે તમે મ્હાલો પણ પિતાના અને પતિના અને તમારા વ્રતની સિદ્ધિ માટે એ વૈભવો છે એ મહાભૂલમાં તમારા સંકલ્પબળને શિથિલ થવા દેશો મા. યુદ્ધ કરવા તૈયાર થયેલા સૈનિકો દારૂગોળાની ખાણ, ખાઈઓ, તોપોના બહાર કે ‘બેયોનેટ’ના મારથી જરા પણ ડર્યા વિના દુશ્મનોની છાવણીમાં રાક્ષસી બળથી ધસ્યા જાય છે એમ જવાનું છે. જાદુઈ કલમથી સંસાર ઘડાતા નથી. એના વિકાસ સુઘટિત તેમ સુંદર અને સૂક્ષ્મ છે. સંકલ્પબળ મંદ અને નિઃસત્ત્વ થશે તો ટેનિસનના પેલા કાવ્યના નાયક જેવી દશા થશે. યાદ છે ને? ટેકરી ઉપર ઊભો ઊભો તે માણસ તળેટીમાં પોતાનું ગામ બળતું – તેમાંયે પોતાનું ઝૂંપડું

બળતું અને તેમાં એ પોતાની માને બળતી જુએ છે પણ આગ ઓલવવા, માનું રક્ષણ કરવા જવા જેટલું એનું સંકલ્પબળ જોર કરતું નથી. ઇચ્છાશક્તિના પ્રેરકબળ વિના મૂઢ જેવો ઊભો રહે છે અને બધું ખાખ થઈ જવા દે છે. દેશમાં કેટલી અવનતિ છે – કેવી આગ સર્વત્ર સળગી રહી છે તે હોલવવા તમે નહીં ધસો તો કોણ ધસશે? તમારું વ્યક્તિત્વ નાબૂદ કરવા ગંધરાજે કદી સ્વપ્ને પણ ખ્યાલ નહીં આણ્યો હોત. તમને તમારા માર્ગ મુબારક છે. એની સહાનુભૂતિ અને મદદ તમારી તહેનાતમાં હંમેશ તૈયાર છે.'

'તૈયાર છે એ મારું અહોભાગ્ય છે. પણ મારે એના માર્ગે જવું છે. મારો અને એનો માર્ગ જુજવો હોવો જ ન જોઈએ. અમારા આત્મા અદ્વૈત પામ્યા પછી દ્વૈધીભાવ કેવો? તું અહીં રહીશ તે દરમ્યાન તારા ઉત્સાહથી ઉત્તેજિત થઈ જોઉં કેટલું સાધી શકાય છે.'

'બહેન! મોં પર પણ આટલી બધી કરમાશ કેમ છે? ક્યાં ગયું તારું સૌંદર્ય ને લજાવતું લાવણ્ય?'

'કાલે સાંજે ઝાડ પરથી પડી ગઈ હતી. મધરાતે ગંધરાજ ઊઠી વાડીમાં ફરતા હતા તે ચિંતાથી ઊઠી એમની પાછળ ગઈ અને હૃદયે હૃદયનાં મંથન મથ્યાં. અત્યારે આપણે પાછા એવી જ ગંભીર ગુફતેગો પર ચડી ગયાં. આથી મગજને થાક ચડ્યો છે. બપોરે થોડો આરામ લઈશ એટલે સુવાણ થઈ જશે.'

'ચાલો, ચાલો ત્યારે બંગલામાં.'

બન્ને બહેનો ઊઠી ચાલવા મંડી. થોડે જતાં તબેલાની હાર જણાઈ. ઢોરની ઓલાદ સુધારવા ગંધરાજે અહીં પ્રયોગો કરવા માંડ્યા હતા.

'બહેન! આ બધો ખરચ તમારો કે રાજ્યનો?'

'અમારો, રાજ્યની વાત જ કરીશ નહીં!'

'તમારો વારસો આમાં તણાઈ જતો નથી ને?'

'મારો વારસો હવે કેવો? સર્વે મિલકત ગંધરાજની અને મારી છે. પિતાજીનું દ્રવ્ય એમને પ્રિય દેશોન્નતિમાં વપરાય એથી એમનું વધુ રૂડું શ્રાદ્ધ હું સારી શકું એમ નથી. આવો તે સવાલ હોય પૂછવાનો તારે? પણ મને પૂરેપૂરી નાણવી છે ને તારે? દ્રવ્યમાં જ ઊછરી છું એટલે દ્રવ્યની બિલકુલ અપેક્ષા નથી.'

વાત કરતાં બંને પ્રયોગશાળા પાસે આવ્યાં. ગંધરાજ બારી આગળ ઊભો ઊભો પ્રયોગ કરતો હતો, ખાતર વગેરેના સંબંધી રાસાયણિક પ્રયોગ કરવા, બીયાં

નાણી જોવાં, અનાજને નુકસાન કરનાર જીવજંતુના જીવનવ્યવહાર અભ્યસવા અને તેમનો ઉપદ્રવ નાબૂદ કરવાના ઉપાયો શોધવા જોઈતાં સાધનોથી પ્રયોગશાળા સંપન્ન હતી. ગંધરાજ, હિમાની, અરણિકુમાર અને સ્વર્ણસુંદરી એમની ઘણી નવરાશો અહીં ગાળતાં. હંમેશ એકબે કલાક ગંધરાજના તો અહીં જવાના જ.

પત્નીના મુખ પરથી ગંધરાજને તેની તબિયત માટે ધ્રાસ્કો પડ્યો. પ્રયોગનો સામાન ટેબલ પર મૂકી બારીમાંથી કૂદી પત્ની સમીપ જઈ ઊભો એવામાં હિમાનીને એક બે તમ્મર આવ્યા. ગંધરાજે તેને પડતી ઝીલી લીધી. પોતાના માંસલ અને કદાવર બાહુમાં તેને ઊંચકી પોતાના ખભા ઉપર તેને સૂવાડી શયનખંડ ભણી ચાલ્યો. તમ્મર ધ્વંસ પામતાં સાવધ થયેલી હિમાની પતિના બાહુમાંથી મુક્ત થવા મથી પણ પતિના સ્નેહભર્યા આર્જવથી પતિના સ્નેહના આવિર્ભાવથી મળતાં સુખનો લહાવો લઈ રહી.

[અપૂર્ણ]

# કાળીઘાટ પર

સનતકુમાર ( નહાતો નહાતો ): હર હર ગંગે ! ગ્રહણને દિવસે સ્નાનથી પુનિત થઈએ છીએ તેમ આજે ગંગાના પુણ્યોદકના પવિત્ર અને ઉત્સાહક સ્નાનથી સ્વદેશસેવામાં ઉદ્યુક્ત થઈએ છીએ. જાહ્નવીના મંગળ સલીલથી સગરપુત્રોનો ઉદ્ધાર થયો હતો તેમ આજ પતિત બંગાળીઓનો થશે. યુગયુગાંતરના મળ શરીર પરથી ધોવાય છે – આંખોના પડળ – જીવનના તિમિર જતાં રહે છે – પગની બેડીઓ તૂટી જાય છે – આજ અમે નવું ચેતન મેળવીએ છીએ. કૈલાસનાથ મહાદેવની પેઠે મસ્તકમાં ગંગોદક સંચી અમારા પ્રજાજીવનના મહા હેતુ સિદ્ધ કરવા તૈયાર થઈએ છીએ. હે જીવનદાયિની માતે ! તિમિર વિદારી પ્રકાશ પ્રકટાવ ! આળસ ઉરાડી પ્રવૃત્તિ પ્રેર !

ફકીર (કિનારે ઊભેલો બોલી ઊઠે છે ): ભાઈ ! પ્રકાશ પ્રકટી ચૂક્યો છે. નવું ચેતન દેશમાં ફૂંકાઈ રહ્યું છે ! જય બંગભૂમિ ! તારા વિચ્છેદથી કાળ-કાળાંતરના ભેદભાવ ઓગળી ગયા છે. સ્વદેશપ્રેમે ધર્મસહિષ્ણુતા આણી છે. હિન્દુ–મુસલમાન સ્વદેશને માટે જૂનાં ઝનૂની વૈર ભૂલી આજ એક થયા છે; દેશસેવાની દીક્ષા આજ સૌએ લીધી છે. બંધુબંધુ – હિન્દુમુસલમાન – સ્ત્રીપુરુષ – બાળકવૃદ્ધ વગેરે સર્વે એ દીક્ષા રક્ષાબંધનનો ઉન્નત વિધિ આચરી સાધે છે. દીન દીનની અને હરહર મહાદેવની હાકલ આજ વંદેમાતરમ્‌ના પોકારમાં વિલીન પામી છે.

એક તરુણ : સાંઈમૌલા વન્દેમાતરમ્ ! સ્નાન આટોપ્યું ? પધારો દેવીને મંદિરે.

ફકીર : દેશસેવાની ઉગ્ર પ્રતિજ્ઞા લેવા કોણ નહિ આવે ?

( થોડે આઘે ઉગ્ર કાલિકાની પ્રતિમા સન્મુખ બીજા પૂજન કરતા બંગાળીઓમાં તેઓ જાય છે.)

સનતકુમાર : બંગમાતર્ ! આજ અખિલ બંગાળે અપવાસ કર્યો છે. ઉપાનહ્ વિના ફક્ત ધોતિયાં અને સાડી સાથે ગંગાસ્નાને આવ્યાં છે. જીવનનાં જૂના અંક ભૂસી નવા અંક લખવા, દેવી ! ત્યાંથી તારા મંદિરે પધારે છે ! માવડી ! ખોળે લ્યો ! બાળકો પર મીઠી અમીની નજર ફેંકો. બંગવાસીઓમાં તારી ઉગ્ર

ભૈરવતા, નિર્દય આગ્રહ અને વત્સલ વહાલ પ્રેર! શોણિતપ્રિયે! તારું ખપ્પર લે ને નાચ તારું લાસ્ય નૃત્ય! સુશસ્યાશ્યામલા બંગભૂમિ માટે દરેક બંગવાસી પોતાનું રક્ત વહેડાવવા તૈયાર છે! પ્રસાદથી લોહીમાં તારી શક્તિ જગાવ.

(દેવીના પાદ આગળ પડેલા લોહીના વાસણમાંથી ચાંગળું લઈ આચમન કરે છે અને ધ્યાનસ્થ રહે છે.)

ફકીર : તારી હજારો મૂર્તિઓ ખંડન કરનાર, તને અપમાન આપનાર બૂતશિકસ્ત મુસલ્મીનોનો વંશજ દેવી! આજ તને નમન નમે છે. સ્વીકારો દેવી! તોમારઈ પ્રતિમા ગડી મંદિરે મંદિરે! કાત્યાયિની! હૃદયે હૃદયે સ્વદેશભૂમિની પ્રતિમા સ્થપાઈ! રામાયણના હનુમાનની માફક હૃદય ચીરતાં આવડતું હોત તો હે સ્વદેશીઓ અને વિદેશીઓ, તમને દાખવત કે માતૃભૂમિની સેવાના આગળ ધર્મનું ઝનૂન કે ઇતિહાસના ઝઘડા નિષ્પ્રભાવ થઈ જાય છે. (ઘૂંટણિયે પડી) બંગભૂમિની મૂર્તિમતી પ્રતિમે! મેઝીની જેવી હવે ઉગ્ર પ્રતિજ્ઞા લઈએ છીએ! અયેશ આરામ, ચૈન મૌઝ, ઔદાસીન્ય, ઇન્દ્રિયવૈભવ વગેરેનો ત્યાગ તમ સન્મુખ કરીએ છીએ. દેશનો ઉત્કર્ષ જ્યાં સુધી સાધીશું નહિ ત્યાં સુધી એ સર્વ અમને વર્જ્ય છે! સર્વ બંગાળીઓને શિવનિર્માલ્ય છે. દેશનું દારિદ્રય ફીટશે નહિ – દેશમાંથી દુષ્કાળ જશે નહિ – દેશમાં વસન્ત ઊગી નીકળશે નહિ ત્યાં સુધી અમે હિન્દુ-મુસલમાને ફકીરી અખત્યાર કરી છે. મોહ રજનીનાં તિમિર ઊપટી ગયાં છે. પરદેશીઓએ બાંધેલી શૃંખલા તૂટશે તેટલી તોડશું. દેશમાંથી હનુમાનના ભૂસ્કા મારી ઘસડાતું દ્રવ્ય અહીં રાખવા ભગીરથ કે હાતમના જેવા પ્રયત્નો આદરીશું.

બીજો તરુણ : જય બંગભૂમિનો જય! સાંઈજી ફતેહ ફતેહ! પૂર્વમાં નિહાળો સહસ્રરશ્મિ સૂર્યરાજ ઝળહળે છે. એશિયાની લાંબી રાત વીતી ગઈ છે : પાસિફિકમાં જપાન જાગ્યું છે, તેનું ચેતન આપણા જીવનમાં આવ્યું છે.

ફકીર : મારી ભૂમિની આશા! ભૈરવીની સન્મુખ લે પ્રતિજ્ઞા કે સ્વદેશની અહોનિશ સેવા કરીશ – સ્વદેશમાં જ બનતી ચીજો વાપરીશ – સ્વદેશમાં બનતી ચીજો વગર ચલાવી લઈશ પણ દેશને આર્થિક શૃંખલાથી જકડાવા દઈશ નહિ અને સ્વદેશીઓને અકિંચનતાથી ટળવળાવીશ નહિ.

બીજો તરુણ : ચંડિકે! સાંઈઆલાના ઉપદેશનો સોમ પીઉં છું. પ્રતિજ્ઞાનો સંકલ્પ જળ રેડીને કરું છું. જીવનની કુહરે કુહરમાં એક જ ધ્વનિ નિનાદિત થાય છે. સાંઈજી રગેરગ દોડતું લોહી એક જ ધબકારો કરે છે! આજ પંખીઓ પણ એક જ કિલકિલાટ કરે છે – દેવી! શી તારી માયા! જ્યાં ત્યાં સ્વદેશ–

સેવાના જ ઘોષ ઝણઝણી રહ્યા છે. અંબે! એ સેવા આ જીવન છે ત્યાં સુધી મને પંચભૂતના વિલય પછી જ્યાં હોઉં ત્યાંથી પણ બંગભૂમિની સેવના કરું એવી શક્તિ પ્રેર!

(પગે પડે છે.)

પ્રસન્નરાય ચૌધરી : અહાહાહા!! શો સુભાગ્યનો મંગલ દિવસ! મહા સમુદ્રમાં ભરતી આવી છે. બંગભૂમિનાં અણુઅણુમાં જીવન જાગ્યું છે – નવું ચેતન, નવો પ્રાણ, વિરલ ઉત્સાહ આજ સ્થળે સ્થળે પ્રવાહિત છે; મુર્શિદાબાદની મસ્નદને લાત મારી, બંગાળનો ઉત્કર્ષ સાધવા, નવાબઝાદો ફકીરી લઈ ઉપદેશ ઠેર ઠેર આપે. પ્રતિમાભંજક ઇસ્લામનો અનુયાયી કાલિકાનું પૂજન આદરે અને તેના મંદિરમાં ભીષ્મ પ્રતિજ્ઞા લે અને લેવડાવે, ગંગાતટે સ્વદેશસેવા સાધવા ઐક્ય આણવા રક્ષાબંધન ઉચનીચ, ગરીબતવંગર, બાલકવૃદ્ધ, સ્ત્રીપુરુષના ભેદ કાઢી નાંખી દરેક બંગાળીને અરજ કરે એનાથી વિશેષ પ્રોજ્વલ દિવસ કઈ પ્રજાના ઇતિહાસમાં હશે? પ્રકાશનાં પૂર ધમધમતાં આવે છે. જ્યાં જુએ ત્યાં અલૌકિક ઉલ્લાસ, અદમનીય ઉત્સાહ અને વિરલ તેજ સ્ફૂરી રહ્યાં છે. સ્વદેશ, સ્વદેશ, સ્વદેશના પોકારોથી દિશાઓ મુખરિત થઈ છે. ધનાઢ્યો, રાજાઓ, નવાબો, જમીનદારો પોતાનું દ્રવ્ય, માલમિલકત, જાગીર વગેરે બંગાલાના ઉદય અને ઉત્કર્ષ સારુ બ્રહ્માર્પણ કરી ફકીર થાય છે. દેશની નિર્ધનતા – દ્રવ્યની, શરીરની અને હૃદયની ઊપટતી જવાના કલ્યાણકારી શુભ સંજોગો જ્યાં ત્યાં દ્રગ્ગોચર થાય છે. યુગયુગાંતરની રૂઢિઓ, સિકંદરે ગોર્ડીઅન ગાંઠ કાપી તેવી રીતે તોડી આબાલવૃદ્ધ, સ્ત્રીપુરુષો હુન્નરઉદ્યોગ શીખવા અને તેવા સ્વદેશમાં ઊગવવા પૃથ્વીના દેશ દેશ જવા લાગ્યા છે.

બીજો તરુણ : ચૌધરીકાકા! દેવીના મહંતે પણ વિદેશ જઈ ઉદ્યોગ કલાવિધાન શીખી આવવા આશીર્વાદ આપ્યો. પરદેશગમન અને સમુદ્રયાન માટે જગજ્જનનીની સંમતિ આપી.

પ્રસન્નરાય ચૌધરી : નવીન બંગાળાના આશાભર્યા અંગ! ચિરંજીવ રહે! અલ્પ સમયમાં બંગાળ જાપાન થાઓ! પશ્ચિમનું ચેતન પૂર્વમાં આવો! વીસમી સદીનું આર્થિક બળ બંગાળીઓ મેળવો! દેવી! જીવિત તને સમર્પ્યું છે – તેની એક ઘડી પણ પુનિત પ્રોજ્વલ લાગતી હોય તો એટલો અભિલાષ સફળ કરજે.

(આરતી થાય છે. 'વન્દેમાતરમ્'નું ગીત લલકારાય છે;
બધાં વિસર્જન થાય છે.)

ફકીર : સ્વદેશ ! સ્વદેશ ! જૂનાં કપડાં ઉતારી ! ભગવદ્‌ગીતાના કહેવા પ્રમાણે નવાં પહેર્યાં ! નવું જીવન પામ્યાં, વિદેશીઓના આર્થિક બંધનમાંથી છૂટયાં – ચાલ બંગભૂમિમાં સર્વત્ર ઘૂમી જાગૃતિ વધારે સબળ જગાવું – સ્વદેશી વસ્તુઓ, સ્વદેશી બાંધવો અને સ્વદેશની ભૂમિ સારુ પ્રીતિ ઉપજાવું – હિન્દુની હિન્દુતા વિસરાવું, મુસલમાનોનું મુસલમાનપણું વિસરાવું અને ઠેર ઠેર બંગાળીપણું ઉદ્‌ઘોષું – અમે બંગાળી એવું સગર્વ વચન દેશના વાયુએ વાયુમાં વહન થાય એવું પ્રચંડ રણશિંગુ રોજે કયામત ઇસરાફીલ ફૂંકશે તેવું ફૂંકું. શરદ પૂનમની રાતે કૃષ્ણની બંસીથી ભક્તિભાવમાં નિમગ્ન થયેલી ગોપીઓના જેવી દશા મારી સ્વદેશની ઘેલછાથી કરું ! સ્વદેશ ! સ્વદેશ ! સ્વદેશ ! યા ! માલિક ! મુરાદ હાંસિલ કર !

(વન્દેમાતરમ્‌નો દિશા ચીરતો નિનાદ.)

[ સુરતની કાયસ્થ સભાના વાર્ષિક ઉત્સવ માટે 'જાગરણ'ના મરાઠી ભાષાંતર પરથી ઉપજાવેલો પ્રસંગ.]

# મદારી

## [ ૧ ]

અગાઉ અમદાવાદમાં ધોળકાનો રહેવાશી તખો નામનો એક ગરીબ મદારી રહેતો હતો. તે ગામેગામ પોતામાં કૌવત અને ચાલાકી હોવાથી જાતજાતના ખેલ કરતો ફરતો. મેળો કે ગુજરી ભરાઈ હોય ત્યારે બધાની નજરે પડે એવી જાહેર જગ્યામાં જૂની ફાટીતૂટી સાદડી પાથરતો. છોકરાંઓ અને બીજા રાહદારીઓને દિલપસંદ ખેલો કરી તેમને પોતાની આસપાસ એકઠા કરતો. એક ઘરડા મદારી પાસે જે જે ખેલો એ શીખ્યો હતો, તેમાં સહેજ પણ ફેરફાર કર્યા વિના તે ખેલો કર્યા કરતો; કુદરતી નહિ પરંતુ કૃત્રિમ લાગે એવા ચાળા એનાથી થઈ જતા; તે નાકની દાંડી પર પતરું અદ્ધર રાખતો.

શરૂઆતમાં તો લોકો બેદરકારીથી તેના સામા ટગર્યા કરતા. પણ જ્યારે જ્યારે, હાથ ઉપર ઊભા રહીને માથું નીચે નાંખી, હવામાં ઊછળતો ને તડકામાં ચળકતા છ ત્રાંબાના દડા પગે ઉપાડતો ત્યારે; અથવા જ્યારે જ્યારે ગુલાંટ વળી એડીએ એવી રીતે ગરદન અડકાવતો કે એનું શરીર ખરેખર પૈડા જેવું બની જતું ને એવી સ્થિતિમાં બાર છરાના હાથચાલાકીના ખેલો કરતો ત્યારે પાસે ઊભેલાઓમાંથી 'વાહ વાહ' 'શાબાશ' ના પોકાર ઊઠતા ને પૈસા સાદડી પર વરસતા.

છતાં પણ, બીજા બધાં બુદ્ધિપ્રભાવથી રહેનારની માફક તખો પણ મહામુસીબતે જિંદગી કાઢતો હતો. પરસેવો ઉતારીને મરી જતો તોપણ એના દહાડા કપરા જ જતા.

પોતાની મરજી મુજબ તે ખેલ કરી શકતો નહિ. ફળફૂલ પેદા કરવા ઝાડને જેમ સૂર્યની ગરમી ને દિવસના પ્રકાશની જરૂર હોય છે તેમ પોતાના અજબ ઇલમ બતાવવા એને પણ મન હતું. ચોમાસામાં વરસાદને લીધે એનાથી ખેલો થઈ શકતા નહિ. ભોંય ભીની હોય, વરસાદ મૂશળધાર તૂટી પડતો હોય ત્યારે એના દહાડા વસમા જતા. રોજી મંદ પડવાથી ખોરાકનાં સાંસાં પડતાં. સરળ હૈયાનો હોવાથી તે આફતો ધીરજથી ખમતો.

તેણે દોલતની વહેંચણી કે ગરીબ-તવંગર વચ્ચેના તફાવત સંબંધે વિચાર કર્યો નહુતો. એ તો એમ જ ધારતો કે જો આ દુનિયા ખરાબ હોય તો સ્વર્ગને સારું હોયા વગર છૂટકો જ નથી; અને આ આશાથી એ જીવતો. ભૂતપ્રેતના મંત્ર સાધી મેલી વિદ્યાથી ગરીબાઈ કાઢવા એણે કદી મહેનત કરી જ નહોતી. આથી એનો જીવ બચ્યો હતો ને અવગતિયા થવાની જરા પણ બીક નહોતી. પરમેશ્વરને કદી પણ શાપતો નહીં. પોતાના નસીબ આગળ પરમેશ્વરનો કાંઈ ઉપાય નથી માની પ્રામાણિકપણાથી તે રહેતો. પરણેલો નહોતો છતાં પોતાની પડોશણ પર એની દાનત સળકી નહોતી, કારણ કે સ્ત્રીચરિત્રની ઘણી વાતો એ જાણતો હતો.

ખરેખર એનામાં પાપવાસના બિલકુલ ન હતી. અને સ્ત્રી કરતાં તુમડું તજવું એને ભારે થઈ પડતું. નશાથી છેક અળગો રહેતો. ધાર્મિક પૂર્ણ અંશે હતો. પરમેશ્વરથી ડરતો ને ભવાનીમાનો પરમ ભક્ત હતો.

જ્યારે જ્યારે મંદિરમાં જતો ત્યારે માતાજીની સન્મુખ પગે લાંબા પડવાનું ચૂકતો નહિ. મનમાં ને મનમાં હંમેશ માગતો કે 'માજી, મહાદેવની મને ઉપાડી લેવાની મરજી થાય ત્યાં સુધી તમારે ખોળે મને રાખો. જ્યારે હું મરી જાઉં ત્યારે તમારા વાસમાં મને લઈ લેજો.'

[ ૨ ]

હવે એવું બન્યું કે વરસાદ પડ્યા પછી એક સાંજે દિલગીર ને નીચું જોતો, ફાટેલી સાદડીમાં દડા ને છરા લપેટી બગલમાં ઝાલી, તે ચાલ્યો જતો હતો ને ભૂખ્યા સૂઈ રહેવા માટે ઝાડ કે ઓટલો ગોતતો હતો. એવામાં તે જ તરફ જતા એક બાબાને એણે જોયો. જોયો એટલે નમનતાઈથી 'રામ રામ' કર્યા. સાથે ચાલતા ચાલતા તેઓ વાતે વળગ્યા.

બાબાએ પૂછ્યું : 'ભાઈ તમે આવા રંગબેરંગી ફાટ્યાંતૂટ્યાં લૂગડાં કેમ પહેર્યાં છે ? શું ભવાઈમાં રંગલાનો વેશ તું ભજવે છે ?'

'ના મહારાજ' તખાએ જવાબ વાળ્યો, 'તમે મને જુઓ છો તેવો જ હું છું. મારું નામ તખો છે ને મારો ધંધો મદારીનો છે. જો રોજી બરાબર મળે ને હંમેશનો રોટલો ફૂટી કઢાય તો એના જેવો એકે ધંધો દુનિયામાં નથી.'

'તખાભાઈ' સાધુએ આગળ ચલાવ્યું કે, 'તમે બોલો છો તે વિચારીને બોલો. બાબાની જિંદગી જેવું જગતમાં કંઈયે નથી. એ જિંદગીમાં પરમેશ્વર અને તેમના અસંખ્ય અવતારો તેમ જ માતાજીની સેવા થઈ શકે છે. સાધુનું જીવન તે પરમાત્માનું અવિરત સ્તોત્ર જ છે.'

તખાએ ઉત્તર આપ્યો: 'સાધુમહારાજ, મૂર્ખની માફક મેં લવારો કર્યો તે માટે હું દિલગીર છું. આપણા ધંધા સરખાવી શકાય જ નહિ; જોકે નાચવા-કૂદવામાં ને લાકડી પર ટેકાવેલા પૈસાને નાકની દાંડી પર રાખવામાં ખૂબી રહેલી છે છતાં તમારી જિંદગીને તે પહોંચી શકે એમ નથી. મહારાજ, આપની પેઠે મને ભજનો ગાવાનો વિચાર થાય છે. તેમાંયે ખસુસે માજીની આખડી મેં લીધી છે માટે તેમનાં ભજનકીર્તનમાં મશગૂલ બનવા મારી મુરાદ છે. ખાખી થવાને, ભુજથી મુંબઈ લગી જે ધંધાથી હું જાણીતો થયો છું તે ધંધો હું રાજીખુશીથી છોડી દેવા તૈયાર છું.'

મદારીની સાદાઈ ને ભોળાઈની અસર ખાખી ઉપર થઈ. વિવેકબુદ્ધિ ચપળ હોવાથી એને તરત એમ થયું કે 'તખો એક પરમેશ્વરનું માણસ છે.' આથી જ એણે જવાબ આપ્યો: 'તખાભાઈ મારી સાથે ચાલો, હું તમને અમારી જમાતમાં દાખલ કરાવીશ, મહન્તનો હું માનીતો ચેલો છું. આજ એમ જ જાણજો કે મહાદેવે તમારા કલ્યાણને અર્થે મારો ને તમારો ભેટો કરાવ્યો.'

આવી રીતે તખો ખાખી થયો. જમાતના મંદિરમાં શંકરની, પાર્વતીની ને ગણપતિની એક એક પર સરસા થવા પોતાનાં જ્ઞાન અને હોંશિયારીનો બધો ઉપયોગ કરતા ખાખીઓ સેવાપૂજા આચરતા.

મહંત અને તેમના માનીતા ચેલાઓ પૌરાણિક રીત મુજબ મહાદેવ અને તેમના પરિવારસંબંધી ગ્રન્થો રચતા. ગંગાદાસજી સારા દસ્કતે આ ગ્રંથો તાડપત્રો પર ઉતારતા. શત્રુઘનદાસજી લખાણની આસપાસ મઝાનાં દેખાવડાં ચિત્રો કાઢતા.

આ ચિત્રોમાં કેટલાંક શેષશાયી ભગવાનનાં તો કેટલાંક કાલિકાનાં તો કેટલાંક શંકરપંચાયતનનાં હતાં. અપ્સરાઓના નાચ ને ઋષિઓ સાથે તેમના વ્યવહારનાં પણ ચિત્રો ચિતરાતાં. એક પાને માજીની ભવ્ય અને તેજસ્વી છબી વાઘ પર આલેખી હતી. પડખે મોર, ઉંદર ને નાગ પડ્યા હતા. ચમ્મર ઢોળતા ગણો પણ હતા. માજીના પગને અડકી બે માણસો ઘૂંટણિયે બેઠા હતા, તેઓના આત્મા કર્મમાંથી છૂટવા માજીને વિનવતા હતા–અને મરે ત્યારે તેઓની મહેનત બરબાદ જાય એમ ન હતું–મહામાયાની અતુલ શક્તિ સર્વ કરવા સમર્થ હતી.

વળી બીજે પાને અનેક ભક્તો અને તેમના સંકટની વેળાએ ભગવાને કેવી તેમની વહાર કીધી તેનાં ચિત્રો હતાં. કોઈ પાને વૈકુંઠ તો કોઈ પાને કૈલાસ તો કોઈ પર અમરાવતી તો કોઈ પર પાતાળ એવાં એવાં અનેક ચિત્રો હતાં.

ચંદનદાસજી હંમેશ સલાટું કર્યા કરતા. પાસેની ખાણમાંથી પાણા લાવી અનેક મૂર્તિઓ ઘડ્યા કરતા. આથી હરરોજ તેમની દાઢી, પાંપણ અને વાળ

દોડી ગયો. ત્યાં તે કલાક ઉપર રહ્યો. ને ઘણો તડકો ચડ્યો ત્યારે ત્યાંથી બહાર આવ્યો.

તે દિવસથી જ્યારે મંદિરમાં કોઈ ન હોય ત્યારે તે ત્યાં હંમેશ જતો. બીજા ખાખીઓ ભણવા, વાંચવા, લખવા, ચીતરવા વગેરેમાં જે કાળ ગાળતા તે વખત એ મંદિરમાં કાઢવા લાગ્યો. હવે તે દિલગીર કદી રહેતો નહીં તેમ જ નિઃસાસા પણ નાંખતો નહીં.

આવા ફેરફારથી સાધુઓને અજાયબી ઊપજી. આમ છાનામાના બપોરે એકલો ક્યાં જતો હશે તે જાણવા તેઓ ઉત્સુક થયા.

સાધુઓની હરેક પ્રકારની ચાલચલગત વિષે વાકેફ રહેવાની મહન્તની ફરજ હોવાથી તખો એકાંતવાસમાં શું કરે છે તે નિરખવા તેણે ગાંઠ વાળી. તેથી એક દહાડે હંમેશ મુજબ મંદિરમાં તખો ભરાયો હતો ત્યારે અંદર શું શું થાય છે તે બારણાની તિરાડમાંથી જોવા બે માનીતા વૃદ્ધ ચેલા સાથે મહન્ત ત્યાં ગયા.

મહામાયાની સન્મુખ, માથું નીચે રાખી, પગ હવામાં ઊંચા રાખી છ ત્રાંબાના દડા તેમ જ બારે છરાથી હાથચાલાકીના ખેલ કરતો તખાને એમણે જોયો. દુનિયામાં જે ખેલોથી એણે નામના કરી હતી તે ખેલો મહામાયાની સેવાર્થે તે ખેલતો હતો. માજીની સેવામાં આ સાદો માણસ પોતાનું જ્ઞાન ને બુદ્ધિ અર્પતો હતો. તે ન પામવાથી સાધુઓએ હોઠ કરડ્યા ને 'તોબાહ' 'તોબાહ' ફફડી ઊઠ્યા.

જે સાધુએ તખાને જમાતમાં આણ્યો હતો તે તેને નિર્દોષ ધારતો હતો છતાં આજ એને એમ લાગ્યું કે તખો ગાંડો થઈ ગયો છે. તખાને પકડી મંદિરમાંથી ઘસડી બહાર કાઢવા જતા હતા તેવામાં થાનકમાંથી મહામાયા નીચે ઊતરી આવ્યાં ને મદારીના કપાળ પર મહેનતને લીધે પરસેવાનાં વળેલાં ટીપાં સાડીના અંચળે લૂછી નાંખ્યાં.

પથ્થરના ચોસલાં પર મોં રાખી લાંબા સૂઈ જઈ દંડવત્ કરતા મહન્ત બોલ્યા :

'વિશુદ્ધ હૃદયના માનવી ભાગ્યશાળી છે. કારણ કે માજી તેઓને પોતાના ખોળામાં રાખે છે.' જમીન પર ફરી દંડવત્ કરતા બીજા ચેલાઓ ઊઠ્યા.

[Anatole France ની ફ્રેન્ચ વાર્તાના અંગ્રેજી ભાષાંતરને આધારે]

# હીરા

નદી ખળખળ વહી જાય છે. કિનારા પરનાં ઝાડ પવનથી હાલે છે. છતાં કુદરત કંઈ શાન્ત છે. ફક્ત ઝાડોની ઘટામાંથી ધુમાડો નીકળતો હતો.

આમલીની ઝાડીમાં ધૂણી ધખાવી, એકાન્તમાં, ચિન્તનશીલ એક યોગી બેઠો હતો. ભસ્મ શરીરે ચોળેલી છતાં તેનું ભવ્ય લલાટ, તેજસ્વી આંખો, સ્મિતભર્યા હોઠ, ભરાઉ છાતી ને કદાવર શરીર જોનારનું હૃદય આકર્ષતાં. તેની મૂર્તિ એકવાર નયનપથે ચડતી તો કદી ભુલાતી નહિ. ગામના શ્રદ્ધાળુ માણસોને તેની યોગનિમગ્ન, ધ્યાનતીવ્ર મુખાકૃતિની અસર એટલી બધી થઈ હતી કે સાંજ-સવાર યોગીનાં દર્શન કરવાં ચૂકતા નહિ. પવિત્રતાનાં દર્શન, સાધુતાના સમાગમ, સંતોનો સહવાસ આ સંસારમાં વિરલ હોવાથી જ્યાં જ્યાં તે મળતા ત્યાં ત્યાં તે મેળાપનું સાર્થક્ય કરી લેવા દૈવી આત્માઓ હંમેશ તત્પર રહેતા. સાધુ સંતના સ્વરૂપમાં પરમાત્મા આ હડહડતા કલિયુગમાં દર્શન દે છે એવી શ્રદ્ધા અનેકને યોગીનાં દર્શન તથા સેવા સારુ પ્રેરતી. અબધૂત સંન્યાસીની સેવા અનેક સંકટ નિવારે છે – ગરીબને તવંગર બનાવે છે, વાંઝિયામહેણું ટાળી પિતૃઓને અવગતિયા થતા અટકાવે છે, ભયંકર વ્યાધિ, ફૂંક, દોરા, ધાગા કે ચિઠ્ઠીથી ઘડીની છઠ્ઠી પળમાં દૂર કરે છે, શોકચનું સાલ ટાળી ધણીને કબજામાં લેવાના કામણટુમણના પ્રયોગો કરી આપે છે, વિવિધ મનોવાંછનાની પરિતૃપ્તિ થઈ શકે છે — એવા એવા વિચારોથી દોરાઈ હજારો સ્ત્રીપુરુષો યોગીરાજના થાનકે પધારતાં.

બપોરનો વખત હતો. મહારાજની ખાસ ઇચ્છાથી એમને એકાન્ત સેવવા દેવામાં આવતું હતું. નહીંતર લોકોનો સ્વાર્થ મહારાજને ઘડી વીલા મૂકે એમ ન હતું.

આસપાસ કોઈનો પગરવ ન હતો. મહાત્માની અવકૃપા વહોરવા કોઈની ઇચ્છા હોય એમ જણાતું ન હતું. એકલા નીચું નિહાળી, ઊંડા વિચારમાં ડૂબેલા મહારાજ બેઠા હતા. મોં પર પડતી રેખાથી એમ જણાતું કે મન આજ હજારો તર્કવિતર્કમાં પડ્યું છે. રેખાઓ વિચારની દિશા સૂચવવા અસમર્થ હતી; રેખાપરંપરા વિચારની ગંભીરતા પ્રદર્શિત કરતી હતી.

તડકા ફૂમળા થવા માંડ્યા. દૂર દૂર વેરાયેલાં ઢોરને એકઠાં કરવાની ગોવાળની હાકલ પ્રશાંત ઘટાઓને વીંધવા લાગી. ઊંઘમાંથી ઊઠ્યું હોય તેમ વન અનેક પક્ષીઓના કિલકિલાટથી ગાજી ઊઠ્યું. ભક્તોના પગસંચાર થવા માંડ્યા. યોગેશ્વરને સમાધિમાંથી જાગવું પડ્યું.

*

'ભાભી, તમારા હાથમાં શું આવ્યું? શું તમે પ્રેમનો પ્યાલો કદી નથી પીધો? ભાઈથી તમને વિખૂટાં પાડવામાં આવે — આ જન્મમાં કદાચ ફરી મળવાનો પ્રસંગ જ ન આવે તો ભાભી, તમારી શી હાલત થાય! સ્ત્રીઓનાં હૈયાં, કૂણાં મૃદુ, આર્દ્ર અને વહાલભર્યાં હોય છે. સ્ત્રીઓ જ તેમની બહેનોનાં હૃદય સમજી નહિ શકે તો પુરુષો શી રીતે સમજી શકે?......ભાભી! મારા ઉપર તમારું કેટલું બધું હેત હતું? એકબીજાની બેલડીએ બાઝી હંમેશ હીંચકા ખાતાં ત્યારે આપણાં હૈયાં પણ એક થતાં નહોતાં? પ્રેમ શું છે, તેનું સ્વરૂપ કેવું છે તેનો ક્યાસ ફક્ત હું તમારા જીવન ઉપરથી કરી શકી હતી, જ્યારે તે ક્યાસને તાદશ થવાનો વખત આવ્યો ત્યારે મારાં વહાલસોયાં ભાભી! તમે ક્યાંથી નિષ્ઠુર થયાં? શું પ્રેમ કે તેનો પ્રભાવ ચિરંજીવ નહિ હોય? એટલામાં ભાભી ધરાઈ ગયાં'તાં કે શું?......ભાભી! ભાભી! તમે અત્યારે તમારા કૃત્ય માટે અનુતપતાં હશો, કદાચ દૂર પડેલી નણંદ સાંભરતી પણ નહીં હોય. તમારા હૈયામાં અરેરાટ કે સહેજ પણ ફફડાટ નહિ થતો હોય પણ આ હૈયું તો ચીરેચીરા થઈ જાય છે, તેમાં ધબકતું રૂધિર ઊકળી જાય છે. આંસુ થઈ ઊભરાઈ જાય છે. મારા વહાલા કવિ! તારાં વચનોનો સાક્ષાત્કાર હવે જ મને પળે પળે થાય છે:

સ્પર્શ્યો જેને પ્રણયતણખો આમ તે ઝૂરવાનું,
સર્વાંગે આ અનલભડકે આમ એ દાઝવાનું.

'શું મારે આમ નિરંતર ભડભડ બળ્યા જ કરવું પડશે? મારો વહાલો આવી આગ નહિ બુઝાવે? તેની મીટે સંદેસ્યું હતું કે 'મળીશ' તે આશામાં આ દેહ ટકી રહી છે. રડી રડી હૈયું ખાલી થવા આવ્યું છે. હવે બાકી શું રહ્યું છે? રડવું ને વહાલાના, વચનમાં શ્રદ્ધા. આંસુ સારવામાં પણ સુખ થાય છે. ઊકળતું હૈયું કાંઈ ધીમું પડે છે. વહાલા, હવે તો વહેલા આવી આ રિબાતી, ઝુરાતીને ઉદ્ધાર. આંસુ ખેરવી ખેરવી આંખના તારા પણ ફૂટી ગયા છે. હું શું કરું? ક્યાં જાઉં? જિંદગી આવી કેમ નિર્માઈ હશે? નીચે ખળખળતી નદી વહે છે. મધ્યરાત્રિએ ઝુકાવી એ કડવાશનો અન્ત લાવું? પણ — વહાલો પાછો આવે તો — તેની શી દશા થાય? શું તે ખચિત આવશે જ? દુઃખ મારી

દુઃખની વાતો કરે છે ત્યારે કામદાર કે બીજા મહેતાઓની વહુઓ ગળગળાં ગઈ જાય પણ મને તો કશું નથી થતું. હોય એ તો વાતમાં સંકટ, આફત પડે. તે ન હોય તો રસ ન પડે. બધી વાતમાં એવું હોય માટે શું તે સારુ આંસુ સારીએ ? એમ જો ઘડીએ ને પળે રડવા બેસીએ તો કેની આંખની કીકી પણ કાણી થઈ જાય.'

'બહેન, એ તો સહુ સહુની પ્રકૃતિ પર છે. આપ વીરકુટુંબમાં જન્મ્યાં છો તેથી આપનું હૃદય સખત વીરપરાક્રમને યોગ્ય ઘડાયું છે. જરા જરામાં તે પીગળતું નથી. પણ બહેન આપણ સ્ત્રીઓનાં હૈયાં તો કોમળ અને નરમ જ હોય છે. પારકાનું દુઃખ દેખીને આપણને લાગી આવે એ આપણો સ્વભાવ છે. હજુ તમે બાળક છો, તડકાછાંયડા જોશો, સ્નેહ આપશો અને પીશો ત્યારે અત્યારે પથ્થર જેવું લાગતું હૃદય આર્દ્ર અને કોમળ થશે, સહેજ સહેજમાં લાગણીથી આંદોલાશે.'

'હશે, ભાભી, તમારા જેવું જ્ઞાન અમારામાં નથી. આવશે ત્યારે થઈ રહેશે. હું તો એક મઝાની વાત કરવા આવી છું.'

'શી વાત છે બહેન ?'

'શું તમને જાણવાની ઉત્કંઠા નથી થતી ? અત્યારમાં ઘડપણ આવી ગયું કે શું ? ઉત્સાહ, ઉલ્લાસ કે ઊલટ તો તમારામાં ભાભી, મળે જ નહિ. કંઈ નહીં, મારું નામ મોંઘી ત્યારે જ કે જ્યારે તમને હું મારા જેવાં કરું ત્યારે.'

'તમારા ગુણો મારામાં આવે એ તો મારાં પુનિત સુકૃત્યોનો પ્રભાવ હોય તો સ્તો. જે દહાડે હું તમારા જેવી થઈશ ત્યારે મારો ભાગ્યોદય થયો માનીશ. પણ શી મઝાની ખબર લાવ્યાં છો ? કંઈ સહેલગાહે પધારવાની ?'

'જોયું વાલજીની વહુ, ભાભીની ગમગીની કેવી ઉરાડી દીધી. ભાભી, તમે પણ જબરાં; મારી ખબર કળી ગયાં.'

'પણ કહો તો ખરાં શી ખબર લાવ્યાં છો ? આજ તો ટટળાવો છો ને કાંઈ ?'

'અધીરાં ન થાઓ. ઉતાવળે આંબા ન પાકે; ચાલો સામી બારીએ.'

ત્રણે ઊઠી બારી ભણી ગયાં. મોંઘી અને તેની ભાભી બારીમાંથી ડોકિયાં કાઢી નદીપારની ઝાડીમાં નજર કરવા લાગ્યાં. વાલજીની વહુ તેમની પછવાડે આઘે, નણંદ ભોજાઈથી ભરાયેલી બારીમાં કંઈ રહી ગયેલા ખુલ્લા ભાગમાંથી કોઈ વસ્તુ પર નજર ઠેરવવા મથતી ઊભી.

દઢ શ્રદ્ધાને વિચલિત કરે છે. હવે તો મારાથી નથી રહેવાતું. નદીના હૈયામાં પેસી આ સર્વ દુઃખનો અન્ત લાવું. એ જ નિશ્ચયની સિદ્ધિ વિના બીજો આરો નથી. પણ શું આ જીવનનો અહીં જ અન્ત આવતો હશે? પરજીવન નહિ હશે? અને હોય તો ત્યાં વહાલાંઓ મળતાં હશે? શું ત્યાં વિજોગ નહિ પડતો હોય? ખરે! હું બહુ મુંઝાઉં છું. કોઈના ખોળામાં — છાતીમાં માથું ને હૃદય સમાવી દેવા મન તલસે છે. પ્રભુ! જગત્ તો અબલાનું નથી, પણ તું પ્રેમ-નિધાન છતાં—'

'ભાભી! દિવસેય શું મારી બાઈ સાંકળ અડકાવી બેઠાં છો?'

સફાળી ગવનના એક છેડે આંખ લૂછતી એક ભરયૌવના બારણા આગળ ગઈ. સાંકળ ઊઘડી એટલે બારણું ધક્કો મારી ઉઘાડી એક યુવતી અને એક આધેડ સ્ત્રી ઓરડામાં આવ્યાં. યૌવનના મળસ્કામાં મહાલતી, સારો દિવસ મોજ-શોખ ને વિનોદમાં ગાળવામાં જીવનનું સર્વસ્વ માનતી પોતાની ભાભીને બાઝી પડી, તેના લલાટમાં ચુંબન કર્યું.

'ભાભી, દિવસે ગોંધાઈ રહેવું તમને શે ગમે છે?' તેણે પુનઃપ્રશ્ન પૂછ્યો.

'સહેજ આડા પડવાની વૃત્તિ થઈ એટલે સાંકળ અડકાવી હતી. ઊભાં કેમ રહ્યાં છો, આવોને આ કોચ પર બેસો. વાલજીની વહુ! સાદડી પર બેસ ને. ઊભા ઊભા ટાંટિયા દુખશે.'

'ભાભી! તમે ઊંઘ્યાં હો એમ લાગતું નથી. છાનાંમાનાં રડતાં હો એમ તમારી આંખ સાક્ષી પૂરે છે. આમ આખો દિવસ પિયર સંભારી રોયા કરે પાર આવવાનો છે? આપણ બૈરાંને સાસરા વિના છૂટકો છે?'

'બહેન, આડી પડી પણ ઊંઘ આવી નહિ. ગમવા નહીં લાગ્યું એટલે આ કવિતાનો ગ્રંથ વાંચવા બેઠી. તે વાંચતાં આંખ ભરાઈ આવી. પિયર સંભારીને રોતી નહોતી બહેન! અહીં શું ઓછું આવે એમ છે. તમે ક્યાં મને હાથમાં ને હાથમાં નથી રાખતાં કે પિયર વારે ઘડી સાંભરે? જે ઘરમાં જિંદગીભર આયુષ્ય કાઢવાનું છે તે ઘરમાં બાળપણનાં સ્મરણ પળે પળે નથી થતાં હો બહેન.'

'ચાલો ભાભી, અમારો ક્યાસ ખોટો પડ્યો. પણ અરે, તમને આવી આવી કવિતા વાંચવી કેમ ગમે છે? આપણને તો વાંચવાની કદી મરજી થતી જ નથી. બહુ થાય તો વડારણો એકઠી કરી મઝાના સૂરદાર રાસડા લઈએ કે દહાડો નીકળી જાય. પણ ભાભી! તમે વાંચો પણ ખરાં ને સાથે વાંચતાં વાંચતાં રડો એ તો બા આપણાથી નથી સમજાતું. ખોડો સરવણ કે નથુ ડોસી ઘણીયે

'મોંઘીબા, એને ફાવે તેમ કહેવા દો ને. નહિતર એને કહેવામાં રસ નહિ પડે.'

'વારુ ત્યારે કહે છે તેમ કહે.'

'બાસાહેબ, એ બાવાના ચમત્કારની તે શી વાત કહું. મારી પડોશમાંના નારાયણરાવ ફોજદારની જડીને વીસ વરસ થયા છતાં સારો અવસર આવ્યો નહોતો, તે એની બા સાથે બાવાજીનાં દર્શન કરી આવી એટલે આશાનાં ચિહ્ન જણાયાં. દોઢી પરના આરબ જમાદારનો જમાલીયો તાવે એટલો બધો ધીકતો હતો કે બધાએ એની આશા મૂકી હતી. પણ એવામાં બાવાજી ભિક્ષા લઈ એના ઘર આગળથી જતા હતા. તેમને લખુજી જમાદાર બોલાવી લાવ્યો. બાવાજીએ હાથ મૂકયો, એટલે તાવ કોણ જાણે કયાં જતો રહ્યો, જરાયે ખાતો નહોતો તે હવે રુચિથી ખાય છે—'

'પણ પેલા રૂપિયાની વાત કર ને?'

'બાસાહેબ, ગામમાં ઠેર ઠેર વાત ચાલે છે કે નારણિયા ભગત પર મહારાજની ઘણી મહેરબાની થઈ છે તેથી પૈસાના રૂપિયા બનાવવાનો ઇલમ એને શીખવાડે છે. કહે છે કે મોડી રાતે મસાણમાં બન્ને જાય છે ને ત્યાં પ્રેત બેતની સાધના કરે છે.'

'વાલજીની વહુ, આ વાત કોઈએ નજરે જોયેલી કહી કે ફક્ત ગામગપાટો છે?'

'હું જાણતી હતી જ કે ભાભી આવી વાત કદી માનવાનાં નથી. પણ ભાભી, આ વાત તો આખા ગામમાં ચર્ચાય છે. વાલજીની વહુએ આ વાત રામજી પાસેથી સાંભળી હતી, કેમ ખરું કે ની?'

'હાજી, બાસાહેબ, રામજીભાઈ રાતે રોન ફરવા ગયેલા ત્યારે નદીને કિનારે ચેહ સળગતી હતી અને બે જણાં ત્યાં કાંઈ કરતા હતા.'

'ભાભીસાહેબ, આ વાત સાંભળીને બાવાનાં દર્શન કરવાનું મન થઈ ગયું છે.'

'બહેન, વાલજીની વહુની વાત ખરી હોય તો એવા મેલી વિદ્યાવાળા પાસે આપણે સારા માણસે જવું ઉચિત છે?'

'ભાભી, તમે તો પૂરું બોલવા પણ નહિ દો કે શું? જે માણસ આવા આવા ચમત્કાર કરી શકે તેનાં દર્શન તો કરવાં જ જોઈએ. નાનપણથી મેં ઘણી ભૂતપ્રેતની વાતો સાંભળી છે તેમને જોવાને હંમેશ ઉત્સુક રહું છું. જોઉં તો ખરી કે એ બધું શું છે? ભાભી આ વાત સાંભળી ત્યારે મને એમ થઈ ગયું કે રાતના એકલી મસાણ જાઉં ને તમાશો જોઉં.'

'જુઓ, ભાભી, પેલી આમલીઓની ઘટા પર શું દેખાય છે?'

'ઝાડ પર તે શું દેખાવાનું હતું? ખુલ્લું આકાશ સૂર્યાસ્તથી રંગબેરંગી બને છે તે અથવા આઘે ઝાંખી લાગતી ડુંગરા—'

'ભાભી, તમે તો ડુંગરા ને આકાશમાં જ ગાંડાં થવાનાં છો. એમ શું આકાશના તારા ગણ્યા કરો છો. જરા નજર ઠેરવી ઝાડ પર જુઓ તો ખરાં. ધુમાડાની ઝીણી સેર નીકળે છે કે નહિ?'

'હા, એ તો ત્યાંથી રોજ નીકળે છે ભરવાડ કે મારવાડી મઉનાં ઝૂંપડાં હશે તેથી ધુમાડો નીકળતો હશે. હું શું જાણું કે તમે ધુમ્રસામુદ્રિકની નવી વિદ્યા શોધી કાઢી છે ને તે મને શીખવવા આવ્યાં છો. મેં તો તમારી સુરમ્ય સાંધ્ય-આકાશ તરફ નજર દોરી.'

'ભાભી, તમે તો બહુ ચઢયાં તો. વાલજીની વહુ—'

'જી, બાસાહેબ.'

'જવાબ દીધા વગર સાંભળ ને. નાહકની બોલતાં વળી અટકાવે છે. હું તો કહું છું કે જો મારા ગુણ ભાભીમાં કેવા આવતા જાય છે. જોયું કેવાં ટાળ કરી જાણે છે—'

'પણ વારુ બહેન, ધુમાડા વિશે શું કહેવા માગો છો? કોઈ ગરીબનાં ઝૂંપડાં બળીને ખાખ થઈ ગયાં છે કે શું? તેને બે પૈસાની મદદ કરવા જવું છે?'

'ના ના, ભાભી, પરોપકારની વાત અહીં નથી. જાઓ, જાઓ, તમે તો આડાં ઊતરી પડી મારી મુદ્દાની વાત છેડવા જ દેતાં નથી. હું તો હવે થાકી ગઈ. વાલજીની વહુ, તું ભાભીને કહે.'

'બહેન, તમે જ કહો. હું હવે વચ્ચે આડકથા નહિ કાઢું. છાનીમાની સાંભ-ળીશ. આવાં વિનોદી છતાં તમારાં ઉત્સાહ, ઉલ્લાસ એટલામાં મરી જાય તો અમારા જેવાની શી દશા?'

'એ તો, ભાભી, જરા સહેજ, વાલજીની વહુ બધું જોઈ આવી છે. માટે એને જ કહેવા દો. ચાલ કહી નાંખ તો.'

'બાસાહેબ, સામેની ઝાડીમાં પાંચ-છ દિવસ થયાં એક જટાધારી આવી રહ્યો છે. તેની ધૂણીનો ધુમાડો ઝાડમાંથી નીકળતો દેખાય છે. બાસાહેબ, બાવાના પર આખું ગામ મોહી પડયું છે. હજારો લોકો એનાં દર્શન કરવા જાય છે.'

'બાવાના ચમત્કારની વાત કર ને? અમસ્તી બીજો નકામો લવારો કર્યા કરતાં.'

ઊઠી, ગવન ઠીકઠાક કરી પોતાની વસ્તુઓ છૂટીછવાઈ બપોરથી પડેલી હતી તેમને તેમના યોગ્ય સ્થાને ગોઠવવામાં પડી.

[૨]

આજ સવારથી હીરા હંમેશ મુજબ ઉદ્વિગ્ન નથી. કંઈ અવનવી અકલિત મનોવૃત્તિએ તેને ઉલ્લાસ અને વિનોદમાં પ્રેરી છે. મમરાની પોટલી બાંધી બારી આગળ ઊભી ઊભી મમરાની મૂઠી નાંખી માછલાંઓની રમત નિહાળતી તે ઊભી છે. આજ ઘણે દિવસે વિનોદ અનુભવે છે.

મમરા થઈ રહ્યા. માછલાં પાણીમાં ભરાઈ ગયાં. ખાલી રૂમાલ હાથમાં ઝાલી હીરા ઊઠી. પાણી પરથી નજર ઉખેડી લેતાં સામે પારની તરુમાળા પર નજર પડી. ધુમાડાની સેર નીકળતી હતી.

આજ વિનોદનો આવેશ એટલો પ્રબળ હતો કે ધુમાડાની ગતિ અનુસરવા વૃત્તિ થઈ. ધારી ધારી ધુમાડાના ગોટેગોટના ગૂંચળા ઉકેલવા લાગી; આમ ઉકેલવામાં તેની વિનોદવૃત્તિ ખીલતી ચાલી......વિનોદવૃત્તિ સરવા લાગી, ગંભીરતા પ્રસરવા માંડી. આત્મસ્મૃતિ ગૂંજતી હતી. 'સ્મૃતિમાં સંતાતા' અમુક દિવસો બહાર ધસી આવ્યા. પાછલા સંસ્કાર પ્રદીપ્ત થયા. અંતરમાં વિલાસી વિનોદ કે વિચારશીલતાની પથરાતી સત્તા મુખ પર પ્રસરતી ચાલી, ધુમ્રરેખા પર નજર બરાબર ઠેરવી. પોતાની ધારણા ખરી પડતી હોયની એમ મુખચ્છવિથી પ્રદર્શિત કર્યું, ઉદ્‌ગાર નીકળી પડ્યા : આ ધુમાડો 'હીરા' 'હીરા' જ લખ્યા કરતો હોય ને એમ ભાસે છે 'પાછી વિચારમાં પડી, ધીમી ઉદ્‌ગારધારા છૂટી :' શું ત્યારે મને ભુલી નથી ગયો. યોગીસ્વરૂપ લઈ મારી સન્મુખ આવી ઊભો છે ને. શું આમ રોજ 'હીરા' 'હીરા' કરી આમ ચીસ નાંખતો હશે. પણ કદાચ આ ભ્રમણા હશે. મારી મનઃસ્થિતિ હું ધુમાડા જેવી અવ્યવસ્થિત વસ્તુ પર આરોપું છું. સત્ય કે ભ્રમણા? ઘડીમાં આશા ઘડીમાં નિરાશા, પળે પ્રફુલ્લ, પળે ઉદ્વિગ્ન એ કેવો ક્રૂર નિયમ! મનની આ કેવી અસ્થિરતા! શું છે ને શું નહિ? મુઝવણ કોણ મટાડશે?'—મનના થાકની સાથે શરીર પણ શ્રમિત થઈ ગયું. મૂંઝાતી, અકળાતી કોચ પર પડી.

*

કાલના જેટલો વખત થયો છે. મોંઘી ભાભી પાસે આવી, 'ભાભી કોની છબી પાડો છો? કાંઈ કળ ફેરવ્યા જ જાઓ છો જે? કેટલી છબી લો છો?'

'બડી તમારી હિમ્મત ! પણ બહેન, હજુ તમે નાનાં છો; તમારા અનુભવ થોડા છે; જગતમાં ઢોંગધતૂરા કેટલા ચાલે છે અને તેને લીધે કેટલા બધા ફસાય છે તેનો તમને ખ્યાલ પણ નહિ હોય—'

'હશે, ભાભી, ગમે તેમ હોય. આટલું મારું કામ કરાવી આપવું પડશે. ગમે તેમ કરી કાલે ત્યાં જવા ભાઈ પાસે રજા તેમ જ બંદોબસ્ત કરાવી આપવો પડશે, એટલું જ નહિ પણ તમારે સાથે આવવું પડશે. તમારી લાડકી નણંદનો આ બોલ નહિ ઉથામાય.'

'બહેન, હજુ તમે નાદાન છો. એવા એવા જોગટાની પાછળ ભમવામાં આપણી શોભા નહિ.'

'ભાભી, અમારી નાદાની આ ફેરા તમારે સંતોષવી પડશે જ. વચન આપો કે આજે ભાઈ પાસેથી બધી સગવડ કરાવી લેશો, નહિ તો રૂસણાં લઈશ પછી જખ મારીને તમારે કરવું પડશે.'

'ના, ના; બહેન, એમ છેલ્લે પાટલે જઈ બેસવાની જરૂર નથી. હવે તમે વયમાં આવતાં જાઓ છો માટે છોકરમત કાઢી નાંખો. આ ફેરા તો હું તમારે વાસ્તે રજા મેળવીશ.'

'શાબાશ, ભાભી, એટલું જ જોઈએ છે. અગાડીની વાત અગાડી પર છે. જો આટલું કરી આપશો તો હું જન્મભર તમારું અહેસાન ભૂલીશ નહિ.'

'બાસાહેબ' એક ખવાસણ અંદર આવી ફૂર્નિસ બજાવી બોલી, 'વખત થવા આવ્યો છે, નહાવાની તૈયારી કરું ?'

'ચાલો ત્યારે ભાભી, તમે નહાવા સિધાવો ને અમે ફળિયામાં જઈ ઢોલિયા પર બેસી ગપ્પાં મારીશું.'

(મોંઘી અને વાલજીની વહુ જાય છે. હીરા વિચારમાં જ રહે છે, ખવાસણ ઊભી છે.)

'કોણ જાણે અત્યારે મને કંઈ ઠીક લાગે છે. સારો દિવસ ગમગીનીમાં જતો પણ અત્યારે તો મન પરથી ભાર જતો રહ્યો હોય એમ લાગે છે. આનંદની વૃત્તિથી રોમાંચ ઊભાં થયાં છે. ડાબી આંખ પણ ફરકે છે. આ સર્વ શેનું સૂચન—'

'બાસાહેબ, નહાવાની તૈયારી કરું' એ શબ્દોએ વિચારોમાં ભંગ પાડ્યો. ખવાસણ હજુ સુધી ત્યાં ઊભી રહી હતી તેની પોતાને કામ ન રહેવાથી વિચારમાં બેસી રહી તે ખોટું કર્યું એમ લાગ્યું. નહાવા તૈયારી કરવાનું કહી

ઊઠી, ગવન ઠીકઠાક કરી પોતાની વસ્તુઓ છૂટીછવાઈ બપોરથી પડેલી હતી તેમને તેમના યોગ્ય સ્થાને ગોઠવવામાં પડી.

[ ૨ ]

આજ સવારથી હીરા હંમેશ મુજબ ઉદ્વિગ્ન નથી. કંઈ અવનવી અકલિત મનોવૃત્તિએ તેને ઉલ્લાસ અને વિનોદમાં પ્રેરી છે. મમરાની પોટલી બાંધી બારી આગળ ઊભી ઊભી મમરાની મૂઠી નાંખી માછલાંઓની રમત નિહાળતી તે ઊભી છે. આજ ઘણે દિવસે વિનોદ અનુભવે છે.

મમરા થઈ રહ્યા. માછલાં પાણીમાં ભરાઈ ગયાં. ખાલી રૂમાલ હાથમાં ઝાલી હીરા ઊભી. પાણી પરથી નજર ઉખેડી લેતાં સામે પારની તરુમાળા પર નજર પડી. ધુમાડાની સેર નીકળતી હતી.

આજ વિનોદનો આવેશ એટલો પ્રબળ હતો કે ધુમાડાની ગતિ અનુસરવા વૃત્તિ થઈ. ધારી ધારી ધુમાડાના ગોટેગોટના ગૂંચળા ઉકેલવા લાગી; આમ ઉકેલવામાં તેની વિનોદવૃત્તિ ખીલતી ચાલી.......વિનોદવૃત્તિ સરવા લાગી, ગંભીરતા પ્રસરવા માંડી. આત્મસ્મૃતિ ગૂંજતી હતી. 'સ્મૃતિમાં સંતાતા' અમુક દિવસો બહાર ધસી આવ્યા. પાછલા સંસ્કાર પ્રદીપ્ત થયા. અંતરમાં વિલાસી વિનોદ કે વિચારશીલતાની પથરાતી સત્તા મુખ પર પ્રસરતી ચાલી, ધુમ્રરેખા પર નજર બરાબર ઠેરવી. પોતાની ધારણા ખરી પડતી હોયની એમ મુખચ્છવિથી પ્રદર્શિત કર્યું, ઉદ્ગાર નીકળી પડ્યા : આ ધુમાડો 'હીરા' 'હીરા' જ લખ્યા કરતો હોય ને એમ ભાસે છે 'પાછી વિચારમાં પડી, ધીમી ઉદ્ગારધારા છૂટી :' શું ત્યારે મને ભુલી નથી ગયો. યોગીસ્વરૂપ લઈ મારી સન્મુખ આવી ઊભો છે ને. શું આમ રોજ 'હીરા' 'હીરા' કરી આમ ચીસ નાંખતો હશે. પણ કદાચ આ ભ્રમણા હશે. મારી મનઃસ્થિતિ હું ધુમાડા જેવી અવ્યવસ્થિત વસ્તુ પર આરોપું છું. સત્ય કે ભ્રમણા? ઘડીમાં આશા ઘડીમાં નિરાશા, પળે પ્રફુલ્લ, પળે ઉદ્વિગ્ન એ કેવો ક્રૂર નિયમ! મનની આ કેવી અસ્થિરતા! શું છે ને શું નહિ? મુઝવણ કોણ મટાડશે?'—મનના થાકની સાથે શરીર પણ શ્રમિત થઈ ગયું. મૂંઝાતી, અકળાતી કોચ પર પડી.

*

કોલના જેટલો વખત થયો છે. મોંઘી ભાભી પાસે આવી, 'ભાભી કોની છબી પાડો છો? કાંઈ કળ ફેરવ્યા જ જાઓ છો જે? કેટલી છબી લો છો?'

માથું હલાવી નણંદને બારી પાસે બોલાવી, ઇશારતે થોડી વાર જે થતું હતું તે જોયા કરવાનું કહ્યું. પાંચેક મિનિટમાં છબી પાડવાનો વ્યાપાર બંધ પાડી કેમેરાને કાળા કપડામાં લપેટી અંધારા ખૂણામાં મૂકી હીરા મોંઘી પાસે જઈ ઊભી. 'બહેન, ગમતું નહોતું એટલે મન થયું કે લાવ જે સામા કિનારા પરના ઝાડ, તે પર ઊડતાં પંખીઓની તસવીર લઉં, વિચાર થયો કે ક્ષણેક્ષણ તસવીર લેવાયાથી પવન કે પંખીઓની ગતિ માપી શકાય કે નહિ?'

'તમે તમારે એવી એવી માથાકૂટ કર્યા કરો. પણ કોણ જાણે કેમ ત્યારે સાંભળ્યું નહિ?'

'શું સાંભળ્યું નહિ?'

'ભાભી, પેલા બાવાનું રૂપ જોયું? તેમની તો ધારા ફૂટતી હતી જાણે. કોઈ રાજવંશી લાગતો હતો. બધા વાત કરતા હતા કે આવો યોગી જન્મારામાં કોઈએ જોયો નહોતો.'

'પણ તમે શું વીસરી ગયાં'તાં?'

'સવારે કેમેરા સાંભર્યો જ નહિ. બાવાની છબી પાડી લીધી હોત તો કેમ?'

મનને આ વાત રુચી – હૃદયને વહાલી લાગી પરંતુ વ્યવહારને અસંતોષ થયો, 'બહેન, જે થયું તે ઠીક જ થયું, એવા ભમતારામની છબી પાડી લેવી એ આપણે લજ્જાસ્પદ થવા જેવું છે.'

'વારુ, ભાભી, તમને જે લાગે તે ખરું. પણ ભાભી, કાલે તમે એ બાવાની તોછડાઈથી વાત કરતાં હતાં. અત્યારે પણ એમ જ કરો છો. છતાં સવારે તો એની ઘણી ખાતરબરદાસ્ત કરી ને? કેવો સરસ ગૂંથેલો હાર પહેરાવ્યો. હીરાની વીંટી દક્ષિણામાં આપવા તત્પર થયાં હતાં. જોકે એણે તે લીધી નહિ. આવી સરસ હીરાની વીંટી એણે પાછી વાળી એ જોઈ મારા મનમાં તો એ બાવાને માટે અતિશય પૂજ્યભાવ ઉત્પન્ન થાય છે. તમે કહો છો તેમ એ કોઈ ઢોંગી, રખડતો ભામટો નથી. કોઈ તપસ્વી છે. આ ભૂમિનું પ્રારબ્ધ જોર કરતું લાગે છે, નહિ તો એનાં પગલાં અહીં ક્યાંથી.'

'બહેન, અતિથિનો આદરસત્કાર કરવો એ આર્ય ગૃહિણીનું પરમ કર્તવ્ય છે. તે શાસ્ત્ર આદેશ અનુસાર હું સવારે વર્તી છું. ઘણાયે ધુતારા એવા પહોંચેલા હોય છે કે શરૂઆતમાં સદાચરણ ને સાધુતાથી સારી છાપ પાડી, સામાને મોહમાં નાંખી અને એવો હાથ બતાવી જાય છે કે જગતમાં સાધુતાના અસ્તિત્વ સંબંધી સંદેહ ઉત્પન્ન થાય છે. એ તો 'જુઓ ભાઈ જગતના બાવા, ભેખ ધર્યા ધૂતી ખાવા.'

'ભાભી, અત્યારમાં તમારા કેટલા અનુભવ થઈ ગયા કે આટલું બધું નૈરાશ્ય આવી ગયું ને સૃષ્ટિમાં સદંશ વિનષ્ટ થયો હોય ને એવી પ્રતીતિ કરી બેઠાં છો. વારુ, ઠીક, એ બધું તમારું પુસ્તકનું જ્ઞાન હશે. પણ અરે, તમે પણ જબરાં ટીખળી ને વિનોદી થતાં જાઓ છો. બાવાજી આવ્યા ત્યારે ગ્રામોફોન વગાડવા બેસી ગયાં'તાં ને કંઈ?'

'એ તો બહેન કાગડાનું બેસવું ને તાડનું પડવું. વાલજીની વહુએ તમને બોલાવી લાવવા મોકલી એવામાં એનો જીવો બહુ રોવા લાગ્યો. ઘણુંયે છાનું રાખવા મથી પણ તેનું રડવું રહેજ નહિ એટલે ગ્રામોફોન વગાડી તેને રોતો રાખવા ઉપાય યોજ્યો. એટલામાં તમે આવ્યાં ને અભ્યાગતની પણ પધરામણી થઈ. એ ગડબડમાં ચાંપ દાબી બંગડી–ફરતી–ફરતી અટકાવવાનું ભૂલી ગઈ. (મનમાં) 'દમ્ભ, અસત્ય જગત, તું અમને દામ્ભિક કેમ બનાવે છે? દ્વિધા જીવન ગાળવું એ શું મનુષ્યને ઉચિત છે?'

'હા બરાબર, હું ઓસરીમાં પેઠી ત્યારે અવાજ નીકળતો હતો. ભાભી, આમ દર્શન કરવામાં કાંઈ મઝા નહિ આવી. એને થાનકે ગયાં હોત તો એના દેવ, ધૂણી વગેરે જોત. કોણ કોણ ત્યાં આવે જાય છે, ત્યાં શું શું થાય છે? વાલજીની વહુ જે કહેતી હતી તે પ્રત્યક્ષ જોવાનો પ્રસંગ મળત, પણ ભાભી, તમારું પહેલેથી જ મન નહિ એટલે કમને ભાઈ પાસેથી રજા મેળવી.'

'કેટલી મહેનતે આટલી હા પડાવી તોયે અપવાદ તો રહ્યો. તમારા ભાઈ તો ના ને ના પાડતા હતા. તમને વચન આપ્યું હતું એટલે ગમે તેમ કામ પાર પાડવું જોઈએ. છેવટે પછવાડી લાગીને આટલી હા પડાવી. જોગીને થાનકે જવાની સાફ ના પાડી તો પાડી પણ ઊલટી મને ધમકાવી. અતિશય કાલાવાલા કર્યા ત્યારે ઘેર બોલાવી આતિથ્યસત્કાર કરવાની પરવાનગી આપી.'

'ભાઈ, બહુ હઠીલા છે તો, એમને જટા–ભસ્મમાં કાંઈ શ્રદ્ધા નથી, પણ ભાભી, તમારો બોલ ભાઈ પડ્યો નહીં રહેવા દે માટે ત્યાં જવાની પરવાનગી મેળવજો. જોઉં તો ખરી કે ભૂત કેમ કાઢે છે, દોરા મંત્રીને રોગ કેમ સાજા કરે છે, રાખની ચપટીથી—'

'મોંઘીબાસાહેબ, હીરામલ ખૂબ પાંખો ફફડાવે છે, આખું પાંજરું ઉચ-મચાવી નાંખે છે. ઘણુંયે કર્યું છતાં શાન્ત પડતો નથી'—આ શબ્દો એક વડારણ ગભરાતી, હાંફતી ઓરડામાં આવી બોલી. મોંઘી અડધું સાંભળતાં જ

નાથના અતુલિત પ્રભાવની વાત થતી હતી, પૂર્વે આવી વાતોમાં શ્રદ્ધા ન રાખનાર, આજ તે ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યો. વાત પૂરી થઈ. એક વૃદ્ધ ભરવાડ સારી કને આવ્યો. સારામાં શુદ્ધિ આવેલી જોઈ તેને હર્ષ પ્રાપ્ત થયો. તેમના ગ્રામ્યઆતિથ્યનો સત્કાર કરી હૈવત મેળવી થોડા દિવસમાં હરતોફરતો થયો. દરમ્યાન ગોરખનાથ અને તેમના સ્થાનક સંબંધી સર્વે હકીકત જાણી લીધી. એક રાતે નેસડો મેલી તે થાનકે ગયો. થડથી થોડે દૂર એક શિલા પડી હતી તે પર બેસી શંખ ફૂંક્યો.' મીણબત્તી થઈ રહી, વાલસીટ હોલવાઈ ગયું. હીરાના હૈયામાં અનેક ઉથલપાથલ થતી હતી. આવેશની ભરતી ચડી જતી હતી. દીવો જતો રહ્યો; તોપણ થોડીવાર લગી ખુરશી પર તે પડી રહી. તેના શરીરમાં લોહી આજ ખૂબ જોશથી દોડતું હતું. 'પ્રેમનિધાન પ્રભુએ એને સુખનો દિવસ આપ્યો અરે.' એટલું બોલી, ઊઠી, જોઈતી સામગ્રી મેળવી દીવો ફરીથી પ્રકટાવ્યો. આંખ લૂછી, પાણી પી, નોટબુક હાથમાં લીધી. 'મેઘાચ્છન્ન રાત્રિ હતી. કાળા ભૂતાવળી સમા ડુંગરો બિહામણા ઊભા હતા. હૃદયમાં કાંઈ કાંઈ ગડમથલ થતી હતી. જ્યાં નજર પડતી ત્યાંથી ભયભીત થઈ પાછી આવતી. બાહ્ય સૃષ્ટિ સાથે સંબંધ ન રાખવાનો ઠરાવ કરી આંખ મીચી 'હીરા'નો નામોચ્ચાર કરતો શિલા પર બેઠો. પુનઃ શંખ ફૂંક્યો. તે વખતની મારી સ્થિતિ વર્ણવી શકતો નથી. જીવન, મૃત્યુ, ધ્વંસ — શું પ્રિય, શું પ્રાપ્ય છે. હીરા સાથે મેળાપ થશે કે નહિ? છહ લોકમાં ફરી ન મળાય તો પરધામમાં કે પુનર્જન્મમાં થશે? ત્યાં પણ નહિ તો જીવન કે મૃત્યુ સરખાં જ છે. સંપૂર્ણ ધ્વંસ વિના બીજો કયો આરો? પણ તે શું શક્ય છે? આવા અનેક તર્કવિતર્કથી મૂંઝાતો હું રડતો હતો. હું ક્યાં છું તે પણ સ્મરણમાંથી ખસી ગયું. આકાશમાં ગર્જના

આ કાળમુખી, જે મળે તે હોઈયાં કરનારી નદી પાસે દયાની આશ કેવી! વહાલાની શી અવસ્થા હશે? આખી રાત કેમ કાઢશે! વરસાદ, ટાઢ ને વાવાઝોડામાં ક્યાં વિસામો લેશે! નદીબહેન! હંમેશ પેઠે તેને તારી છાતી પર લઈ મારી ગોદમાં નહિ મૂકી દે? નિષ્ઠુર, ક્રૂર નદી! પારકાનાં દુઃખે તું કદી દુઃખી થઈ જ નથી! તારો વિશ્વાસ શો! માછલાંઓ! રોજ મમરાઓ ખાઈ જાઓ છો. આજ વહાલાની ખબર નહિ લાવો? તમારા વાસમાં તે આવ્યો હતો કે નહિ? કેમ કંઈ બોલતાં નથી? મા તેવાં ફરજંદ? શું તમે પણ નદી પેઠ સ્વાર્થી, સખત હૈયાનાં થયાં છો! પણ વારુ, વહાલાની ખબર નહિ લાવો તો રહેવા દો. તમારામાંથી પીઠ પર બેસાડી કોઈ મને તેની પાસે લઈ જશો?'

...'હા, લઈ જશે' એટલા શબ્દો એવામાં ધીમા છૂટા સંભળાયા. હીરા ચમકી. નીસરણી ક્યાં છે?' હીરામાં એકદમ ચેતન સ્ફૂર્યું. પાસેના ખંડમાં નીસરણી લેવા દોડી. 'હીરા ઉતાવળ કર, તદ્દન થાકી ગયો છું. તાકીદે નીસરણી નાંખ નહિ તો ઘડી બે ઘડીમાં હતો ન હતો....' જાળી ફડાક દેતી ઊઘડી ને નીસરણીના છેડા પાણી પર અફળાયા. દોરડું પકડતાં ને ઝડપ દેતો મોતીસિંહ અંદર આવ્યો. પાણીથી નીતરતો હતો. શરીર ટાઢથી થરથર ધ્રૂજતું હતું; દાંત કડકડતા હતા. શરીરમાં આય રહી નહોતી. એક કોચ પર થાકેલો પડ્યો. હીરાએ પલંગ પરથી રગ લાવી ઓઢાડ્યું ને કજળતી સગડીમાં ધગધગતો દેવતા કર્યો. શરીરમાં ગરમી આવવા લાગી.

'વહાલા! શું તને તારો જીવ જરાયે વહાલો નથી કે આવી રીતે તું આવ્યો?'

'હીરા! તને મળ્યા વિના આ દેહ ટકી રહે એમ તને લાગે છે? ગોરખનાથનો હાથ છે ત્યાં લગી કશાની મારે પરવા નથી. હીરામય મારું જીવન છે. ભગવાન પુરુષોત્તમ જાતે આવીને અટકાવશે તોપણ હીરાને મળ્યા વિના હું રહીશ નહિ. હીરા, તને ખબર છે કે વિશાળ યમરાત્રિમાં ત્રણ કલાક સુધી હું પાણીમાં રહ્યો છું.'

'શું, વહાલા, ત્રણ કલાક આ અભાગિયણને માટે એટલું સંકટ?'

'વહાલી, એવા શબ્દો કાઢ નહિ. તારા જેવું સૌભાગ્ય જગતમાં કોનું છે? હીરા, તેં ચૂંદડી નદીમાં નાંખી હતી. તે જો આ રહી.' એમ કહેતાં તે કમરેથી છોડી આપી.

ચૂંદડી જોતાં હીરા ચમકી શૂન્ય થઈ ઊભી રહી.

'હીરા, અગાસીમાં તું આવી ચૂંદડી નાંખતી હતી ત્યારે હાથ સહેજ બહાર કાઢી મેં તે લઈ લીધી હતી.'

'હેં શું ખરું કહો છો ? ત્યારે હાથ નીકળ્યાની વાત ખરી ?' કંઈક વિચારમાં પડી ગઈ. અનિષ્ટ અમંગળનું સૂચન થયું હોય તેમ ઇષ્ટદેવનું સ્મરણ કરવા મંડી પડી. વાતમાં ભંગ ન પડે માટે પૂછ્યું : 'તમે ત્યાં ક્યાંથી ?'

'નાનપણમાં તરવાનો ઘણો જ શોખ હતો. સારા નસીબે ઉસ્તાદ પણ હોશિયાર મળી ગયો. ત્રણચાર કલાક સુધી પાણીમાં રહેવાની, તેમાં આમથી તેમ ફરવાની કળા શીખવી છે. તરવાના અનેક પ્રકાર છે. મત્સ્ય અને મકર પ્રકારનો આજ ઉપયોગ કર્યો હતો.'

'પણ ત્યારે ચૂંદડી નાખ્યાને તો ઘણી વાર થઈ ને તમે તો છેક અત્યારે આવ્યા છો.'

'મહેલ પ્રશાંત થઈ જાય પછી આવવાનો નિશ્ચય હોવાથી એટલો વખત પાણીમાં રહ્યો. ક્યાં સુધી રાહ જોવી પડશે તે નક્કી નહોતું. પાણીમાં ને પાણીમાં રહેવાથી શરદી ચડવા માંડી. થાક પણ ચડવા લાગ્યો. અંતકાળ સમીપ આવ્યો એમ લાગ્યું એટલામાં તો ઓરડામાંથી પાણી પર પડતા પ્રકાશમાં તારી છાયા જોઈ આશાનાં કિરણો ઉદય પામ્યાં. પામ્યાં પછીની હકીકત તો તને માલૂમ છે.'

નીચું નિહાળી હીરાએ સાંભળ્યા કીધું. અનેક વૃત્તિઓ – લાગણીઓ ઉત્પન્ન થઈ, પરંતુ તે શબ્દ દ્વારા વ્યક્ત કરી નહિ. નજર ઊંચી કરતાં પોતાના વહાલા કવિની તસવીર જોઈ. તે જોતાં તેની કવિતા સાંભરી. બિલ્વમંગળનો પ્રસંગ સ્મૃતિએ તાદૃશ ખડો કર્યો. ઘડભાંગ ચાલી. બિલ્વમંગળની પ્રણયિનીનું આચરણ અનુપમ લાગ્યું; પરન્તુ તેમ આચરવા છાતી ચાલી નહિ. તેનું હૈયું કમકોવત થઈ ગયું હતું. આંતર તુમુલ જંગ અબળા જીરવી શકતી નહોતી, એવામાં મોતીસિંહે ઊઠી છાતી સરસી દાબી. છટકવાનું મન થયું છતાં અચેતન રહી. ઓષ્ટેઓષ્ટ મળ્યાં. આંખેઆંખના તેજ ભળ્યાં, આંખ પાછી ખેંચી લીધી. રાજાજીની છબી પર તે પડી. પણ આજે તેના પર ગલેફ ચડાવેલો હોવાથી કંઈ અસર ઊપજી નહિ.

મોતીસિંહના ખોળામાં હીરા અચેતનશી પડી છે, તેને તમ્મર આવ્યા છે. મોતીસિંહ તેની આ અવસ્થા જોઈ ગભરાયો, તોપણ હિંમત હાર્યો નહિ. બેઠો. વધારે પડખામાં લઈ શરીર અને હૃદયની હૂંફ આપી તેને સચેતન કરી. મોતીસિંહના ખોળામાં પડ્યાં પડ્યાં આંખ ઉઘાડી એકીટશે હીરા તેના સામું જોવા લાગી. તેના શરીરમાં લોહી અતિશય વેગથી દોડતું હતું. હીરાની આંખમાં

આંખ પરોવતાં મોતીસિંહને પહેલાંના દિવસો સાંભળ્યા 'સ્મૃતિએ પોતાની તંત્રી છેડી.' ધીમી સિસોટી વગાડવા લાગ્યો. હીરાના સંસ્કાર જાગ્યા. ભાભીને લીધે પ્રણયીથી વિખુટાં પડી નવી સૃષ્ટિમાં વાસ લીધો છે તે ઘડીક વીસરી ગઈ. એ વાસ મેળવ્યા પહેલાંની આનંદભરી પ્રણયવાટિકામાં વિહરવા લાગી. પ્રીતમકંઠમાંથી નીકળતી સૂરમાળા, તેમાં વહેતા પ્રિય તેમ જ પરિચિત ભાવકથનથી, જે ઘડભાંગ અત્યાર સુધી થતી હતી તે સરી પડી :

ગેબી ગર્જનાઓ ગર્જના કરે,
આંખ્યોમાં તારી, બાલુડી !

કંઈ કંઈ ઊંડા મધુર નાદ સંભળાય,
આંખ્યોમાં વહાલી બાળકી !

થાય સમુદ્રમાં તુફાન, અતિ મહાન,
મેઘના ગર્જિત, નાદથી;

થાય મનોર્ણવમાં તુફાન; ડોલે જીવવહાણ,
ગર્જનાથી તારી આંખ્યની.

રાત્રિસમયનું આકાશ, પવન વાય સુવાસ,
વાદળથી છવાયું છે;

ધીમે ધીમે પડે મેઘના બુન્દ, આસુંનાં વૃન્દ,
વીજળીથી ચમકે છે,

તારી આંખ્યોમાં આવું તેજ,
કાળી વાદળીઓનું તેજ,
ભરપૂર ભરેલું છે.

નીકળે વિદ્યુતના ચમકાર, ઉછળતા પ્રેમના ઉભરાટ,
તારું મુખડું દીપે છે.

સાંભળવામાં હીરા એટલી લીન થઈ હતી કે સહેજ પણ સળવળ્યા વગર વહાલાના ખોળામાં સૂઈ રહી. તેના મુખમાંથી અમીધારા વહેતી હોય ને તેનું પોતે પાન કરતી હોય નહીં એવું તેની મુખચ્છવિએ પ્રદર્શિત કર્યું. સૂરમાળાના રણકા શમ્યા. મોતીસિંહે હીરાને પુનઃ છાતીસરસી લીધી. કંઠાશ્લેષ કરી, હૃદય હૃદય ભેળવી દઈ પરમસુખનો અનુભવ કરતાં હીરા બોલી : 'વહાલા હીરાની એક વિનંતી છે, તે સ્વીકારશે ?'

મોતીસિંહે કહ્યું : 'હીરાની એક વિનંતી હોય ? હુકમ જે હોય તે બજાવવા તૈયાર છું. વિક્રમ કે હાતમ કરતાં પણ લાખો ઘણા મુશ્કેલ કામ કરવા

તૈયાર છું. હીરાનો બોલ પડ્યો રહે તો ગોરખનાથની આણ છે.'

ખુશી થતી તોપણ કંઈક બીતી હીરા બોલી : 'વહાલા, વહાલમાં 'હુકમ' શબ્દ ખૂંચે છે. વિનંતી જ થઈ શકે.'

'મારા પ્રાણની જે ઇચ્છા તે મારી ઇચ્છા'

'વહાલા, આ હીરાને પરવાનગી આપો કે હવેથી એ તમને હંમેશ આ વખતે મળવા આવે. અને તમે આમ જીવ જોખમમાં નાંખી આવો તેને બદલે હીરા જ તમારી પાસે આવે.' આટલું બોલી નીચું જોઈ રહી.

'મારા પ્રાણ, જરા વિચાર કર. તું ક્યાં, હું ક્યાં? શા માટે જાણીબૂઝીને સંકટ વહોરી લે છે? તરાથી નદી કેમ તરાશે? મોતીસિંહના દેહમાં જ્યાં લગી પ્રાણ છે ત્યાં સુધી હીરાને જોખમમાં નહિ ઊતરવા દે.'

'વહાલા, મારો બોલ ઉથામાય તો ગોરખનાથની દુવાઈ — એવા સોગન તમે ખાધા છે. વહાલથી અસમાનતા વધે કે ઘટે? સમવૃત્તિ થાય તે શું તમને પસંદ નથી? મારું આટલું કહ્યું માન્ય રાખવું પડશે જ. તરવાનો શ્રમ નહિ જીરવી શકાશે તો હું મેળે જ આ ગોઠવણ ફેરવી હાલ પ્રમાણે કરીશું. બોલો તમારી હા છે કે નહિ?'

'હીરા, હું નિરુપાય છું.'

*

'કાં નથુડોસી, શું થાય છે?'

'કોણ વાલજીની વહુ?' હીરાના શયનખંડની નદી પર પડતી જાળી આગળ ઊભેલી એક ડોસીએ પાછા વળી પૂછ્યું.

'હા, માજી, એ તો હું. શું જુઓ છો?'

'આમ આવ' થડકાતા શબ્દો નીકળ્યા. વાલજીની વહુ પાસે ગઈ. તેના હાથ પકડી જાળીમાંથી નદી પર લટકતી કંઈ ચીજ તરફ તેની નજર દોરવી ડોસી બોલી; 'જોયું કે?' 'શું માજી. હું તો કંઈ સમજતી નથી. આ ચૂંદડી લટકે છે, ફક્ત છેડો મીજાગરામાં ભરાયો છે.'

'આજની પ્રજા જ એવી. કશું ખબર નહિ. અમે ડોસાં નહિ હોઈશું ત્યારે તમારું શું થશે!' બળાપો કરતી ડોસી બોલી. વાલજીની વહુ તો આભી જ બની ગઈ. શું બોલવું ને શું કરવું તે સૂઝ્યું નહિ. એવામાં કાંઈ વિચાર આવવાથી બોલી ઊઠી, 'માજી, આ ચૂંદડી તો રાતવાળી જેવી જ દેખાય છે. પણ તે અહીં ક્યાંથી? માતાજીએ હાથ કાઢી ખેંચી લીધી હતી ને?'

'હં હવે કંઈ સમજી. આ રાતવાળી જ ચૂંદડી છે. ઊભી રહે તારી બરાબર ખાતરી કરું.' એમ કહી જાળીમાંથી હાથ કાઢી ચૂંદડી ઉપર ખેંચી આણી.

'જો કોર એ જ છે. આ રહ્યા કંકુના છાંટા. માજીની જેવી ઇચ્છા. હજુ ઘડપણમાં પણ શી શી આફત વેઠવાની હશે?'

'કેમ આફત શેની?'

'તમને જુવાનિયા વાજાંને કશી પહોંચ જ નહિ મળે. કોઈ દહાડો ઘરડાંને મોંઢે સાંભળ્યું નથી કે જો માતાજીને ચઢાવેલી ચૂંદડી પાછી નીકળે તો રાજ્ય પર કે રાજકુટુંબ પર મોટી આફત આવી પડે.'

'હં, હવે સાંભર્યું. મારાં સાસુજી કદી કદી વાત કરે છે કે હજુરસાહેબના દાદાના બાપે ચુંદડી ઓઢાડી પણ બીજે દિવસે અગાસી નીચે તરતી જણાઈ. થોડા દિવસમાં હમીર બંધ પર ઊભા રહી જોતા હશે એવામાં બંધ તૂટયો ને પોતે અંદર પડ્યા. માતાજીએ ભોગ લીધો.' આટલું બોલતાં એને કંપારી છૂટી.

'માતાજી જે કરે તે ખરું. ખોડા સરવણ પાસે દાણા જોવડાવીશ. માજી! માતાજી!'

'ડોસીમા, ચુંદડી લઈ જાઓ ને માવજી ભૂવા તથા લાલીયા ગરોડા પાસે મસાણમાં બળાવી મૂકો. મારાં સાસુજી આવી ઘણી વાત રજવાડામાં બન્યાની કહે છે પણ જોજો બાસાહેબને ખબર નહિ પડે.'

'બાસાહેબને માજી ખેમકુશળ રાખે! વાલજીની વહુ, એના જેવી અશરાફ રાણી આ ગાદી પર થઈ નથી. શું આ રાજ્યને એ રતન નહિ શોભે?' નથુ-ડોસીની આંખમાંથી ડબડબ આંસુ પડવા લાગ્યાં.

*

ઉપલી વાતને ત્રણ દિવસ થઈ ગયા છે. નથુડોસી હીરાનો સૂવાનો ઓરડો સાફસૂફ કરે છે. માટીનો ઘડો લઈ વાલજીની વહુ એવામાં ત્યાં આવી, 'કેમ, ડોસીમા, સિંહ કે શિયાળ?'

'બાઈ સિંહ પણ નથી ને શિયાળ પણ નથી. ખોડો હંમેશ દાણા જુએ છે પણ હાથમાં આવતું જ નથી. બે ફેરા ધૂણ્યો હતો તોપણ કંઈ પત્તો નહિ.'

'પેલી ચૂંદડીનું શું થયું?'

'માવજી ને લાલીયો બાળી આવ્યા. કહેતા હતા કે ભડકો રાતો ચટક હતો ને માંહેથી લોહીના છાંટા ઊડતા હતા. રાખ થયા પછી મંત્રી આપી છે. ઓશીકાં નીચે મૂકવા કહ્યું છે. જો આ રહી.' ઓશીકું ઊંચું કરી રાખ બતાવી.

'ડોસીમા, ભરમમાં મેં બધી વાત મારાં સાસુજીને કરી હતી. તેમણે કહ્યું કે ચૂંદડી બળતાં લોહીના છાંટા ઊડશે તો જરૂર ભોગ માજી લેવાનાં. બાસાહેબની મને ઘણી ફિકર થાય છે. ડોસીમા, એમને માહિત કરી જપ કે બાધાઆખડીનું

કરાવીએ. શુક્લજીને પણ પૂછી આવી હતી કે માજીનો કોપ શી રીતે ટળે? તેમણે શતચંડી કરવાનું કહ્યું છે.'

'અક્કલ વગરની! બાસાહેબને શી રીતે કહેવાય? પણ અલી મોંઘીબાને કહેજે, તે બાસાહેબને કહેશે.'

'હા એ બરાબર છે. આપણી વાત માનશે નહિ પણ મોંઘીબાનું કહ્યું કર્યા વગર ચાલે એમ નથી.'

'આજે રાતે એકલાં હોય ત્યારે જરૂર વાત કરજે. હમણાં ક્યાં જાય છે?'

'છબી પાડવામાં કાચ ધોવાને આમલીઆરી કૂઈનું પાણી જોઈએ છે તે ભરવા જાઉં છું.'

'આવો કાચો ઘડો તો ફસાઈ જશે. ત્રાંબાનો લેવો તો ને?'

'બાસાહેબે આ ઘડો બતાવ્યો એટલે એ લીધો.' ઘડા તરફ નજર કરી. 'ડોસીમા, તમારું કહેવું વાજબી છે. ઘડો તદ્દન કાચો છે. અમસ્થી ના કહી હશે. પાસે ઓરડીમાં ત્રાંબાનો પડ્યો છે તે જ લઈ જાઉં છું.'

પાસેના ઓરડામાં જઈ તે ઘડો લઈ, પોતાનો ઘડો ત્યાં મૂકી, વાલજીની વહુ પોતાને કામે ગઈ.

*

ઘનઘોર આકાશ છે. ઝીણો મેહ પડે છે. સાંજથી નદી પૂરતી ઊછળતી, 'રોતી' જાય છે. સર્વત્ર અંધકાર છે. નદીકિનારે જબરું વડનું ઝાડ છે. તેના પર યોગેશ્વર ચડી બેઠા છે. અંતરમાં વિચારો થયા જાય છે: 'તે દિવસે હીરાની હઠને વશ થવામાં પાપ આચર્યું છે. ઘડા પર બેસી આવે છે; પણ કદી ભૂલમાં ત્રાંબાને બદલે માટીના ઘડા પર આવશે તો?' આકાશમાં મોટો કડાકો થયો. નદીનો ઘરઘર અવાજ વિપુલ બન્યો. વરસાદ ખૂબ જોશથી પડવા લાગ્યો. 'તે દિવસના જેવી જ કાળરાત્રિ છે. હીરા આજ ન આવે તો સારું. મને ઠપકો દેનાર શું મૃત્યુના મોંમાં ઝંપલાવશે! કોણ જાણે? વહાલભરી છે છતાં હઠીલી ને ટેકીલી પણ છે. હું જાતે જ સામો જાઉં તો? ઉસ્તાદના શિક્ષણને પ્રતાપે ને ગોરખનાથની મમતાને લીધે હું કદાચ આજ તરી જઈ શકીશ. આજની નદીમાં ઘડાના ભાર શા?'

વાદળની ફોજ જમા થવા માંડી. વરસાદ સહેજ ધીમો પડ્યો. અંધકાર તો બધે જ રહ્યો. નદીકાંઠે 'જયગુરુ મચ્છંદરનાથ' સંભળાયું. પણ એટલામાં દિશાઓ વીંધતી એક કારમી, હૃદયદ્રાવક ચીસ નદીની અંદરથી ઊઠી: 'વહાલા, ધાઓ, ઘડો ફસાઈ ગયો છે.' યોગેશ્વરના હૈયાનાં દોરડાંયાં છિન્નભિન્ન થઈ ગયાં. ઉન્મત્તની પેઠે નદીમાં ઝંપલાવી દીધું.

પુરમાં અસાધારણ શક્તિ આવી છે. વરસાદ અતિશય જોરથી પડે છે. પાણીનાં ઘોડા પર ઘોડા ઊછળતા જાય છે. કુદરતના પ્રચંડ ઘર્ઘરનાદમાં મરણોન્મુખ અબળાની આર્ત્તચીસ તેના વહાલા સિવાય બીજા કોઈએ સાંભળી નહીં.

મોટો કડાકો થયો. વીજળી ચમકી. ઘડીભર શ્વેતપ્રકાશ બધે પડ્યો. ભમરાઓમાંથી હીરાને કાઢવામાં મોતીસિંહ તદ્દન થાકી ગયો છે. એક એકને વળગીને બન્ને નદીગર્તમાં વિદેહ થયાં. ઇહ જીવનમાં તેમના મરણોન્મુખ આશ્લેષ પર પ્રકૃતિદેવીએ પેલો શ્વેત પ્રકાશ નાંખ્યો.

પવન ફૂંકાયો જતો હતો. ધોધો વરસાદ રેડાયો જતો હતો. નદીનું પૂર ચડ્યું જતું હતું. ભયંકર અવાજો ઊઠ્યા કરતા હતા.

*

રાજમહેલમાં સર્વત્ર ગમગીની છે. મોંઘી, કામદાર અને બીજા મુત્સદ્દીઓની વહુઓ તથા ખવાસણો બેઠાં છે.

કામદારની વહુએ પૂછ્યું : 'બહેન, આ શો ગજબ !'

'રંકને ત્યાં રતન શોભ્યું નહીં' રડતાં રડતાં મોંઘી બોલી.

'માજીના કોપ' નથુડોસીએ નિઃશ્વાસ મૂક્યો.

માતાજીનું નામ સાંભળતાં સર્વ ભયભીત તેમ ચૂપ થઈ ગયાં, બધાંની આંખમાંથી આંસુ પડતાં હતાં.

'જેવી મહામાયાની મરજી. માતાજીને ખોળે છીએ. માતાજી! માતાજી' કામદારની વહુ બોલ્યાં. 'માતાજી, માતાજી.' ગદ્‌ગદ્ પડ્યા પડ્યા.

# શ્રદ્ધા

ઘડિયાળમાં નવના ટકોરા થયા. હીંચકા પરથી જયન્તીલાલે સળવળવા માંડયું, 'આજ જયાને આટલી બધી વાર કેમ થઈ ?' એવા શબ્દોદ્‌ગારથી નણુમાએ પણ ધીરજ ખોઈ. અનેક તર્કવિતર્કની ચિંતામાં ગમગીન થયેલી સુભદ્રા બોલી, 'કહીને ગઈ હોત તો પાછળ માણુસ તેડવા પણુ મોકલત. જયંતીલાલભાઈ, તમારે બહુ ખોટી થવું પડયું. આટલી વાર થઈ તો સહેજ વધારે બેસો.'

જયંતીલાલના ચહેરા પર પડતી નાના પ્રકારની રેખાઓ એના અંતરમાં થતી ગડમથલ સૂચવતી હતી. પોતાના અધિકાર, સ્વામીત્વ અને ગર્વનો તિરસ્કાર જયા કરતી ન હોય એમ લાગ્યું. યંત્ર માફક એના પગ હીંચકા ખાતા હતા પરંતુ એનો પિત્તો boiling point સુધી પહોંચ્યો હતો.

જયાના આજના આચરણુથી જયંતીલાલ ગુસ્સે થઈ રીસાય અને સંબંધ તોડી નાંખે તો એના જેવા શ્રીમંત જમાઈને ખોવો પડે એવી દહેશતથી સુભદ્રા વ્યાકુળ હતી.

સાડા નવનો ટકોરો થયો. અત્યાર સુધી રહેલ શમશમાકાર નણુમાએ ભાંગ્યું : 'ભદ્રા, પડોશમાંથી સંતોકને જયાની ગોઠણુ ચંદ્રાને ત્યાં મોકલ. તેને પૂછી ભાળ કાઢે.' સાસુનો હુકમ અમલમાં મૂકવા વહુ ઊઠી. 'અરધી રાત થવા આવી તોયે બારણે રખડવાં શાં ?' એવું ડોશી ખીજવાઈને બબડી. એવામાં આગલું બારણું ધકેલાયું અને જયા દાખલ થઈ. મા, દાદી કે કાન્ત તરફ જરાયે નજર ન કરતાં પોતાના ખંડમાં ગઈ. બંને સ્ત્રીઓના ખોળીયામાં તેના આવવાથી જીવ આવ્યો. પુત્રી અને જમાઈને મિત આલાપનો પ્રસંગ આપવા બંને ત્યાંથી ઊઠી મેડા ઉપર ગયાં. કપડાં બદલી, પરસેવો ધોઈ નાંખી જેવી જયા ખંડ બહાર આવી કે તરત જ જયંતીલાલ તાડૂક્યો : 'કેમ, જયા, અત્યાર લગી ક્યાં હતી ? અહીં પડ્યો પડ્યો તારી વર્ષગાંઠની ગોઠનો ગજરો પણુ કરમાઈ ગયો, ને મારે ત્રણુ કલાક ખોટી થવું પડયું તે તો જુદું.' જવાબ વાળ્યા વિના પોતાના રમણુના ચહેરા પર જયા આંખ પાથરી રહી. ગુસ્સે થયેલા માણુસને તેના પ્રશ્નોનો ઉત્તર ચૂપકીદીથી આપવામાં આવે તો તેનો પિત્તો પુષ્કળ ઊકળી જાય છે. હીંચકા ઉપરથી ઊભા થઈ જયંતીલાલે ગજરો જયા ઉપર ફેંક્યો અને

તેના મોંઢાની સામા પોતાનું મોંઢું સમાંતર સપાટીએ રાખી મિજાજ કર્યો : ' પણ, તું ગઈ હતી કયાં ? આટલી રાત લગી મને અહીં વા ખાતો બેસાડી તું કયાં ભટકતી હતી ? બોલ, ચલ ઝટ જવાબ દે, કેમ બોલતી નથી, તારી જીભ તો નથી કપાઈ ગઈ ને ? '

જયાની આંખ લાલચોળ થઈ ગઈ. છાતી ધબક ધબક થવા લાગી. તેનું ગૌર શરીર લાલ લાલ થઈ ગયું. તેનું આત્મગૌરવ પ્રજ્વલી ઊઠયું. ગજરામાં ગૂંથેલા ગુલાબ મોગરા બકુલાદી ફૂલ ચૂંથી નાખી મોરી તરફ ફેંકી દીધાં અને બોલી ઊઠી : ' હું ગમે ત્યાં ગઈ'તી. આટલા બધાં ઊકળી શા માટે જાઓ છો ? જયન્ત. ' આ શબ્દો તોફાન શમવે એવા નહોતા. ' પણ તું ગઈ'તી કયાં ? જવાબ દે. નથી કહેવું તો ભલે, આ હું ચાલ્યો. આપણી આ છેલ્લી મુલાકાત. ' એમ બોલતાં ઓટલાના પગથિયા ઉપરથી તે સડક પર ઊતર્યો અને રસ્તે પડ્યો. જયાએ બારણું બંધ કરી પોતાના ખંડમાં જઈ દીવો સળગાવ્યો અને ગૂંથવા બેઠી. પણ આજ સાંકળીઓમાં ખોટ બહુ આવતી હતી.

*

દિવસ ઢળતો હતો. મંદિરના વિશાળ ઓટલા ઉપર યોગવાસિષ્ઠ વંચાતું હતું. વૃદ્ધોને યોગસાધના સિદ્ધ ન થયેલી એટલે શ્રવણ એકચિત્તે ન હતું. મંદિરની પાછળ સ્ત્રીઓની મેદની થતી હતી. સામે ગ્રંથાલયમાં એક કબાટની પછવાડે રસ્તા પર પડતી બારી આગળ ચારપાંચ જુવાનો વર્તમાનપત્ર વાંચવાને બદલે ગપ્પાં હાંકતા હતા. લગભગ આ ત્રણે મંડળોમાં એક જ વિષય ચર્ચાતો હતો.

ભાસ્કરરાવે અને કંચનરાયે પોતાના બાળકોનાં સ્નેહલગ્ન કરવાનો સંકલ્પ કરેલો. વેપારમાં ખોટ જવાથી કંચનરાયની સ્થિતિ નબળી થયેલી છતાં ઉક્ત સંકલ્પ અમલમાં મુકાયો હતો. જયા અને જયંતીલાલ નાનપણથી સાથે રમેલાં, ભણેલાં અને સખ્ય અનુભવેલું. બન્નેની ઉંમરમાં ફક્ત બે જ વર્ષનો તફાવત હતો. આજે જયંતીલાલ ૨૩ વર્ષનો હતો.

વર્ષના સહવાસથી, વિનોદ, અભ્યાસ, અભિલાષાઓમાં અનુભવાયેલાં મૈત્રી અને સહચારથી તેમનાં જીવન એકબીજામાં ભળી જવા ઊભરાયાં હતાં. બન્નેના પિતા તરફથી તેમનું લગ્ન કરવાની તૈયારી પણ થઈ હતી. ગોદાવરીના વર્ષને લીધે જ લગ્ન થતાં અટકયાં હતાં. દરમ્યાન મહિનાને અંતરે ભાસ્કર અને કંચન બંને જ્યાંથી આવ્યા હતા ત્યાં ચાલ્યા ગયાં.

શોક અને સિંહસ્થ વર્ષ વીત્યે સ્નેહીઓ દંપતી થવાનાં હતાં. એવામાં જયાની સાલગિરીને દહાડે જ બંનેના દિલ ઊંચાં થયાં અને લગ્નને તિલાંજલિ અપાઈ.

કહ્યો. પતિના સહચારમાં જે જે સંસ્કારો સુભદ્રામાં પડ્યા હતા તેમને પ્રતાપે તે વખત સમજી ગઈ અને પુત્રીનું ભાગ્ય કાળને સોપ્યું.

દિનકરનું માગું આવ્યું ત્યાર પછી પોણા કરોડની મિલકતવાળા રતિલાલે રૂપિયા એક લાખથી જયાને ખરીદવા આકાશપાતાળ ઊંચાનીચા કર્યા. સાઠ વર્ષની ઉંમરે સંતાન પરિવાર પચાસ આસામીઓનો હોવા છતાં રતિલાલ ડોસાને પરણવાની ઇચ્છા થઈ હતી.

માગાં પાછાં વળાયાં એટલે તો જયાના ભોગ જ ફરી વળ્યા. તેને માથે વિવિધ જાતની પસ્તાળ પડી. ભાતભાતની અફવાઓએ તેના નિષ્કલંક જીવનમાં દૂષણો આરોપ્યાં. અંત્યજ કે વેશ્યા કરતાં વધારે હડધૂત એને ખમવું પડ્યું.

*

બે વર્ષ વીતી ગયાં. જયંતીલાલ કાશ્મીરથી વતન આવ્યો. ખિન્ન હૃદયે આખા હિંદમાં મુસાફરી કરી પાછો ફર્યો. દરિયાકાંઠે જમીન લઈ બંગલો બાંધવા માંડ્યો.

એક સાંજે જયા ઝોલા ઉપર બેઠી હતી. નણુમા તબિયત ઠીક ન હોવાથી ઓઢીને પાટ ઉપર પડ્યાં હતાં. સુભદ્રા ઝૂલતી ખુરશી ઉપર ઝૂલતી હતી. સુભદ્રાએ આસ્તેથી વાત ઉપાડી. કાશ્મીરના પ્રધાન સુંદરલાલ નહેરુની પુત્રી સાથે જયંતીલાલ પરણવાનો છે; તેને માટે નવો બંગલો બાંધે છે. પરન્યાતની કન્યા લાવી વટલી ગયો છે વગેરે વગેરે પાનકોરને ત્યાં સાંભળેલી હકીકત કહી. જયાએ વાત સાંભળ્યા કરી; વાત થઈ રહ્યા પછી પોતાના ખંડમાં ચાલી ગઈ. આંખમાં આવતું એક આંસુ ખેરવી દઈ મનોબળ દૃઢ કર્યું. આયનામાં પોતાનો ચહેરો નિહાળ્યો. સહેજ કરમાશ લાગી. હૃદયની ઊંડામાં ઊંડી ગુહામાંથી ખેદનો નિશ્વાસ નીકળ્યો. જરા વાર દબાયેલું આત્મગૌરવ અને મનુષ્યત્વ ઉછાળો કરી ઉપર આવ્યાં અને ખેદને દબાવી દીધો.

અનેકવાર એની દાદીએ જયંતિલાલનું દિલ દુભવવા માટે એને ઠપકો દીધેલો. તેની સાથેના વિવાહ ફોક થવાથી એણે શું શું ગુમાવ્યું. દોલત, વૈભવ, પ્રતિષ્ઠા હાથમાં આવેલાં જતાં રહ્યાં તેનું બ્યાન કરેલું પરંતુ જયાએ તો એક શબ્દ કાઢ્યા વિના તે સાંભળ્યા જ કરેલું.

*

આજ સવારીનો દિવસ હતો. મંદિર આગળ થઈને સવારી જવાની હતી એટલે બૈરાંઓ ત્યાં જોવા મળ્યાં હતાં. અખંડ કૌમારવ્રતની સાથે વૈરાગ્યનું પણ વ્રત લીધું હોય તેમ જયા આવા પ્રસંગોમાં રાચતી નહીં. મા તથા પિતામહી ગયાં એટલે બારણાં વાસી ઝોલા ઉપર બેઠી બેઠી પોતાના જીવન વિષે વિચારવા

મંદિર અને ગ્રંથાલયમાં આજ એ બાબત ચર્ચાતી હતી. બે મિત્રોનાં સંતાનોના લગ્નના સંકેતની ભત્સર્ના અને ઉપહાસના થતી હતી. એટલું જ નહિ પરંતુ ગઈ રાતના બનાવથી તેઓ રાચતા હતા. સમગ્ર જીવન ખટપટમાં ગાળનાર પુરુષો નમતે પહોરે યોગવાસિષ્ઠ શ્રવણ કરે એટલે ઊજળા સંસ્કાર એમના જાગે એ ખપુષ્પવત્ છે. એમની દૃષ્ટિ, સાંકડી, અનુદાર, સ્વાર્થી હતી. તેમ દૃષ્ટિ તેવી સૃષ્ટિની મોટી મોટી વાતો કરતા એટલે પરિણામ કલ્પવું મુશ્કેલ નથી. જયા અને જયંતના સ્નેહવિક્ષેપનો પ્રસંગ યથાર્થ સમજી તેમની વચ્ચે થયેલા અણરાગ દૂર કરાવી તેમને સુખી કરવાની વૃત્તિ તો ક્યાંથી જ ઊઠે? બલકે એ વિક્ષેપ વધી જયા રખડી મરે અને તવંગર જયંત પોતાની વગની કુમારી સાથે લગ્ન કરે એવી જ સર્વેને વાંછના હતી.

સ્ત્રીમંડળમાં સ્વાભાવિક રીતે જયંતને માટે કન્યા નક્કી થતી હતી. સુભદ્રા અને જયાના દુઃખ તરફ દિલસોજી બતાવવા કરતાં તે દુઃખ કેમ વધે – આવડી મોટી છોકરી કરવા માટે સખતમાં સખત સજા તેઓ કેમ ખમે તેનો જાણે વિચાર કરતાં હોય તેમ બૈરાંઓ એ વિષય ચર્ચતાં હતાં.

ગ્રંથાલયમાં નવા અને જૂના વિચારવાળા જુવાનીયાઓ હતા. પહોળી લાલ રેશમી કોરનાં ધોતિયાં તેઓએ પહેર્યાં હતાં; ટોપી કાઢી નાંખવાથી અરધું માથું છોલેલું અને લાંબી ચોટલીઓ હવામાં ફરફરતી જણાતી હતી. તપખીરની દાબડીમાંથી ચીપટીઓના સડાકા નાકમાં થયા જતા હતા. જયાની વર્તણૂક કેટલાક તરફથી વખોડાતી હતી તો બીજાઓ જયંતને ઠપકો દેતા હતા. કોઈ પણ બંનેના અણરાગનું ખરું સ્વરૂપ પારખી શક્યા નહોતા. એક તાજેતરમાં વિધુર થયેલો જુવાનીયો તો જયાનું પાણિગ્રહણ કરવા તત્પર થયો.

*

સુભદ્રા અને નણુમા ઘણાં ખિન્ન અને વ્યાકુળ થયાં હતાં. પુત્રીને અનેક રીતે જયંતની માફી માગવા સમજાવ્યું પણ તે એકની બે થઈ નહિ. તેની સહિયર ચંદ્રા રાત્રે મળવા આવી, સુભદ્રાને ગામગપાટા કહી જયા પાસે જઈ તેનું દિલ જાણવા મથી પણ ફાવી નહીં.

બીજે દિવસે ખબર મળ્યા કે જયંતીલાલ મુંબઈ જાય છે. રાતે તે ગયો એટલે પોતાની કન્યા તેને ગળે પરોવવાની તક ઘણા માબાપોના હાથમાંથી સરી પડી.

તે મુંબઈ ગયો તેને બીજે દિવસે સાંજે વિધુર જવાન દિનકરની ફઈએ તેના તરફથી જયાનું માગું કર્યું પણ જ્યારે એની માએ એ વાત છેડી ત્યારે જયા છંછેડાઈ ગઈ અને શારદાની માફક અખંડ કૌમારવ્રત પાળવાનો સંકલ્પ

કર્યો. પતિના સહચારમાં જે જે સંસ્કારો સુભદ્રામાં પડ્યા હતા તેમને પ્રતાપે તે વખત સમજી ગઈ અને પુત્રીનું ભાગ્ય કાળને સોંપ્યું.

દિનકરનું માગું આવ્યું ત્યાર પછી પોણા કરોડની મિલકતવાળા રતિલાલે રૂપિયા એક લાખથી જયાને ખરીદવા આકાશપાતાળ ઊંચાનીચા કર્યા. સાઠ વર્ષની ઉંમરે સંતાન પરિવાર પચાસ આસામીઓનો હોવા છતાં રતિલાલ ડોસાને પરણવાની ઇચ્છા થઈ હતી.

માગાં પાછાં વળાયાં એટલે તો જયાના ભોગ જ ફરી વળ્યા. તેને માથે વિવિધ જાતની પસ્તાળ પડી. ભાતભાતની અફવાઓએ તેના નિષ્કલંક જીવનમાં દૂષણો આરોપ્યાં. અંત્યજ કે વેશ્યા કરતાં વધારે હડધૂત એને ખમવું પડ્યું.

*

બે વર્ષ વીતી ગયાં. જયંતીલાલ કાશ્મીરથી વતન આવ્યો. ખિન્ન હૃદયે આખા હિંદમાં મુસાફરી કરી પાછો ફર્યો. દરિયાકાંઠે જમીન લઈ બંગલો બાંધવા માંડ્યો.

એક સાંજે જયા ઝોલા ઉપર બેઠી હતી. નણુમા તબિયત ઠીક ન હોવાથી ઓઢીને પાટ ઉપર પડ્યાં હતાં. સુભદ્રા ઝૂલતી ખુરશી ઉપર ઝૂલતી હતી. સુભદ્રાએ આસ્તેથી વાત ઉપાડી. કાશ્મીરના પ્રધાન સુંદરલાલ નહેરુની પુત્રી સાથે જયંતીલાલ પરણવાનો છે; તેને માટે નવો બંગલો બાંધે છે. પરન્યાતની કન્યા લાવી વટલી ગયો છે વગેરે વગેરે પાનકોરને ત્યાં સાંભળેલી હકીકત કહી. જયાએ વાત સાંભળ્યા કરી; વાત થઈ રહ્યા પછી પોતાના ખંડમાં ચાલી ગઈ. આંખમાં આવતું એક આંસુ ખેરવી દઈ મનોબળ દૃઢ કર્યું. આયનામાં પોતાનો ચહેરો નિહાળ્યો. સહેજ કરમાશ લાગી. હૃદયની ઊંડામાં ઊંડી ગુહામાંથી ખેદનો નિશ્વાસ નીકળ્યો. જરા વાર દબાયેલું આત્મગૌરવ અને મનુષ્યત્વ ઉછાળો કરી ઉપર આવ્યાં અને ખેદને દબાવી દીધો.

અનેકવાર એની દાદીએ જયંતિલાલનું દિલ દુભવવા માટે એને ઠપકો દીધેલો. તેની સાથેના વિવાહ ફોક થવાથી એણે શું શું ગુમાવ્યું. દોલત, વૈભવ, પ્રતિષ્ઠા હાથમાં આવેલાં જતાં રહ્યાં તેનું બ્યાન કરેલું પરંતુ જયાએ તો એક શબ્દ કાઢ્યા વિના તે સાંભળ્યા જ કરેલું.

*

આજ સવારીનો દિવસ હતો. મંદિર આગળ થઈને સવારી જવાની હતી એટલે બૈરાંઓ ત્યાં જોવા મળ્યાં હતાં. અખંડ કૌમારવ્રતની સાથે વૈરાગ્યનું પણ વ્રત લીધું હોય તેમ જયા આવા પ્રસંગોમાં રાચતી નહીં. મા તથા પિતામહી ગયાં એટલે બારણાં વાસી ઝોલા ઉપર બેઠી બેઠી પોતાના જીવન વિશે વિચારવા

મંદિર અને ગ્રંથાલયમાં આજ એ બાબત ચર્ચાતી હતી. બે મિત્રોનાં સંતાનોના લગ્નના સંકેતની ભર્ત્સના અને ઉપહાસના થતી હતી. એટલું જ નહિ પરંતુ ગઈ રાતના બનાવથી તેઓ રાચતા હતા. સમગ્ર જીવન ખટપટમાં ગાળનાર પુરુષો નમતે પહોરે યોગવાસિષ્ઠ શ્રવણ કરે એટલે ઊજળા સંસ્કાર એમના જાગે એ ખપુષ્પવત્ છે. એમની દૃષ્ટિ, સાંકડી, અનુદાર, સ્વાર્થી હતી. તેમ દૃષ્ટિ તેવી સૃષ્ટિની મોટી મોટી વાતો કરતા એટલે પરિણામ કલ્પવું મુશ્કેલ નથી. જયા અને જયંતના સ્નેહવિક્ષેપનો પ્રસંગ યથાર્થ સમજી તેમની વચ્ચે થયેલા અણરાગ દૂર કરાવી તેમને સુખી કરવાની વૃત્તિ તો ક્યાંથી જ ઊઠે? બલકે એ વિક્ષેપ વધી જયા રખડી મરે અને તવંગર જયંત પોતાની વગની કુમારી સાથે લગ્ન કરે એવી જ સર્વેને વાંછના હતી.

સ્ત્રીમંડળમાં સ્વાભાવિક રીતે જયંતને માટે કન્યા નક્કી થતી હતી. સુભદ્રા અને જયાના દુઃખ તરફ દિલસોજી બતાવવા કરતાં તે દુઃખ કેમ વધે – આવડી મોટી છોકરી કરવા માટે સખતમાં સખત સજા તેઓ કેમ ખમે તેનો જાણે વિચાર કરતાં હોય તેમ બૈરાંઓ એ વિષય ચર્ચતાં હતાં.

ગ્રંથાલયમાં નવા અને જૂના વિચારવાળા જુવાનીયાઓ હતા. પહોળી લાલ રેશમી કોરનાં ધોતિયાં તેઓએ પહેર્યાં હતાં; ટોપી કાઢી નાંખવાથી અરધું માથું છોલેલું અને લાંબી ચોટલીઓ હવામાં ફરફરતી જણાતી હતી. તપખીરની દાબડીમાંથી ચીપટીઓના સડાકા નાકમાં થયા જતા હતા. જયાની વર્તણૂક કેટલાક તરફથી વખોડાતી હતી તો બીજાઓ જયંતને ઠપકો દેતા હતા. કોઈ પણ બંનેના અણરાગનું ખરું સ્વરૂપ પારખી શક્યા નહોતા. એક તાજેતરમાં વિધુર થયેલો જુવાનીયો તો જયાનું પાણિગ્રહણ કરવા તત્પર થયો.

*

સુભદ્રા અને નણુમા ઘણાં ખિન્ન અને વ્યાકુળ થયાં હતાં. પુત્રીને અનેક રીતે જયંતની માફી માગવા સમજાવ્યું પણ તે એકની બે થઈ નહિ. તેની સહિયર ચંદ્રા રાત્રે મળવા આવી, સુભદ્રાને ગામગપાટા કહી જયા પાસે જઈ તેનું દિલ જાણવા મથી પણ ફાવી નહીં.

બીજે દિવસે ખબર મળ્યા કે જયંતીલાલ મુંબઈ જાય છે. રાતે તે ગયો એટલે પોતાની કન્યા તેને ગળે પરોવવાની તક ઘણા માબાપોના હાથમાંથી સરી પડી.

તે મુંબઈ ગયો તેને બીજે દિવસે સાંજે વિધુર જવાન દિનકરની ફઈએ તેના તરફથી જયાનું માગું કર્યું પણ જ્યારે એની માએ એ વાત છેડી ત્યારે જયા છંછેડાઈ ગઈ અને શારદાની માફક અખંડ કૌમારવ્રત પાળવાનો સંકલ્પ

કર્યો. પતિના સહચારમાં જે જે સંસ્કારો સુભદ્રામાં પડ્યા હતા તેમને પ્રતાપે તે વખત સમજી ગઈ અને પુત્રીનું ભાગ્ય કાળને સોપ્યું.

દિનકરનું માગું આવ્યું ત્યાર પછી પોણા કરોડની મિલકતવાળા રતિલાલે રૂપિયા એક લાખથી જયાને ખરીદવા આકાશપાતાળ ઊંચાનીચા કર્યા. સાઠ વર્ષની ઉંમરે સંતાન પરિવાર પચાસ આસામીઓનો હોવા છતાં રતિલાલ ડોસાને પરણવાની ઇચ્છા થઈ હતી.

માગાં પાછાં વળાયાં એટલે તો જયાના ભોગ જ ફરી વળ્યા. તેને માથે વિવિધ જાતની પસ્તાળ પડી. ભાતભાતની અફવાઓએ તેના નિષ્કલંક જીવનમાં દૂષણો આરોપ્યાં. અંત્યજ કે વેશ્યા કરતાં વધારે હડધૂત એને ખમવું પડ્યું.

*

બે વર્ષ વીતી ગયાં. જયંતીલાલ કાશ્મીરથી વતન આવ્યો. ખિન્ન હૃદયે આખા હિંદમાં મુસાફરી કરી પાછો ફર્યો. દરિયાકાંઠે જમીન લઈ બંગલો બાંધવા માંડ્યો.

એક સાંજે જયા ઝોલા ઉપર બેઠી હતી. નણુમા તબિયત ઠીક ન હોવાથી ઓઢીને પાટ ઉપર પડ્યાં હતાં. સુભદ્રા ઝૂલતી ખુરશી ઉપર ઝૂલતી હતી. સુભદ્રાએ આસ્તેથી વાત ઉપાડી. કાશ્મીરના પ્રધાન સુંદરલાલ નહેરુની પુત્રી સાથે જયંતીલાલ પરણવાનો છે; તેને માટે નવો બંગલો બાંધે છે. પરન્યાતની કન્યા લાવી વટલી ગયો છે વગેરે વગેરે પાનકોરને ત્યાં સાંભળેલી હકીકત કહી. જયાએ વાત સાંભળ્યા કરી; વાત થઈ રહ્યા પછી પોતાના ખંડમાં ચાલી ગઈ. આંખમાં આવતું એક આંસુ ખેરવી દઈ મનોબળ દૃઢ કર્યું. આયનામાં પોતાનો ચહેરો નિહાળ્યો. સહેજ કરમાશ લાગી. હૃદયની ઊંડામાં ઊંડી ગુહામાંથી ખેદનો નિશ્વાસ નીકળ્યો. જરા વાર દબાયેલું આત્મગૌરવ અને મનુષ્યત્વ ઉછાળો કરી ઉપર આવ્યાં અને ખેદને દબાવી દીધો.

અનેકવાર એની દાદીએ જયંતિલાલનું દિલ દુભવવા માટે એને ઠપકો દીધેલો. તેની સાથેના વિવાહ ફોક થવાથી એણે શું શું ગુમાવ્યું. દોલત, વૈભવ, પ્રતિષ્ઠા હાથમાં આવેલાં જતાં રહ્યાં તેનું બ્યાન કરેલું પરંતુ જયાએ તો એક શબ્દ કાઢ્યા વિના તે સાંભળ્યા જ કરેલું.

*

આજ સવારીનો દિવસ હતો. મંદિર આગળ થઈને સવારી જવાની હતી એટલે બૈરાંઓ ત્યાં જોવા મળ્યાં હતાં. અખંડ કૌમારવ્રતની સાથે વૈરાગ્યનું પણ વ્રત લીધું હોય તેમ જયા આવા પ્રસંગોમાં રાચતી નહીં. મા તથા પિતામહી ગયાં એટલે બારણાં વાસી ઝોલા ઉપર બેઠી બેઠી પોતાના જીવન વિશે વિચારવા

લાગી. બારણું ખખડ્યું. વિચારમાં લીન થયેલીએ સાંભળ્યું નહિ. ફરીથી ખખડ્યું. સફાળી ઊભી થઈ સાંકળ ઉઘાડી તો ઉમરા ઉપર જયંતને જોઈ આંભી થઈ. બારણાં દઈ જયંત અંદર આવ્યો અને યંત્ર સમાન ઊભેલી યુવતી તરફ દૃષ્ટિ કરી બોલ્યો : 'જયા, માફ કર. તું ક્યાં ગઈ હતી તે મારે નથી જાણવું. સ્નેહમાં શ્રદ્ધા ઓતપ્રોત છે તે મારા નિરંકુશ મિજાજથી હું ભૂલી ગયો. અપરાધનું પ્રાયશ્ચિત્ત થયું હોય તો આ હૃદય પાછું સ્વીકાર.'

'કાશ્મીરી કન્યા માટે મહેલ બાંધો છો ને અહીં ક્યાંથી?' વિસ્મય, ભય, આનંદ આદિથી નિશ્ચલ થયેલી જયા સ્ફૂર્તિમાં આવી બોલી.

'જો તું તારા હૃદયમાં મને પાછું સ્થાન આપે તો તે કાશ્મીરી કન્યા તું જ છે અને તારે માટે જ તે વિલાસ ચણાય છે. આજે મને નિરાશ કરશે તો ભગવું પહેરી અમરનાથના ડુંગરોમાં બરફમાં દેહ ગાળી આવતે જન્મ તારું હૃદય મેળવવા યોગ્ય થઈશ. વહાલી જયા, વહાલી કહું ને? હવે કદી તારા પર વહેમ નહીં લાવું. સ્નેહમાંથી અવિશ્વાસ નિરંતર દૂર રાખીશ. મેં મારા મિજાજની યાતના ભોગવી છે. આ નિશ્ચેતન જીવન ઉપર અમૃત છાંટ.' એમ બોલી પગે પડવા જાય છે ત્યાં જયા એને પકડી લઈ તેને ગળે વળગી પડે છે.

# સમીસાંઝની સહેલગાહ

સરોવરનાં સારો દિવસ પ્રશાંત રહેતાં જળ સંધ્યાકાળની સુરખીથી ધબક ધબક થતાં હતાં. ટેકરીઓ પછવાડે અસ્ત થતા સૂર્યદેવના પ્રકાશથી પૃથ્વીના છેડા પર લટકતાં વાદળાંમાં સોનેરી ઉજ્જ્વલ રંગો ઝબકી રહ્યા હતા. સરોવરના બંધને ડાબે નાકે પગથિયાંને અડી પાણીની વેણીમાં હાલતી હોડી તરફ નજર કરતી તો ઘડીક વેળા બંધ પરના બગીચાને વીંધી જતા માર્ગ પર દૂર દૂર નજર ફેંકતી સુંદરી ઊભી હતી. સૂર્યનારાયણ જેમ જેમ નીચે ઊતરતા હતા તેમ તેમ શીતળતા અને ઉત્સાહ વ્યાપતાં હતાં; તપેલી ભૂમિમાંથી મારતો બાફ પવનથી ઠંડો થઈ ગયો હતો. સુન્દરીના મુખનું સૌંદર્ય કુદરતથી ખીલતું હતું પણ સખીને વાર લાગવાથી મન કચવાતું હોવાથી અસુંદર રેખાઓ મુખ પર પથરાતી. ખીલેલા સૌંદર્યને વિરૂપ થતું સ્થૂલ દૃષ્ટિ જોતી તો મનુજ જીવનની અંતર્યામિની દૃષ્ટિએ અસુંદરતાથી સૌંદર્યલક્ષ્મીનો બહાર અધિકતર પ્રફુલ્લ થતો જોઈ પૂજ્ય-ભાવથી વિનીત થતી અને અંતરમાં અલૌકિક અનુભવથી સાધુ–આનંદ પામતી.

નીચે નમી ઈજનેરસાહેબનાં પત્નીને બોરસળીનો હાર ધરતા માળીથી અને આઘે આઘેથી સંભળાતા મોટરના અવાજથી ધ્યાનથી નિશ્ચલ ઊભેલી સુન્દરી હાલી અને હાર લઈ માળીને હોડી તૈયાર કરવાનો હુકમ આપી સખીનો આદર કરવા આગળ વધી. હલેસાં લઈ માળી ઊભો ત્યાં તો મોટર આવી પ્હોંચી અને સ્મિતમાં છુપાયેલી પણ સખીને પ્રત્યક્ષ થતી દિલગીરી (regret) સાથે બીજી સુન્દરી ઊતરી.

'સ્વર્ણબહેન, આવતાં મોડું થઈ ગયું પણ તેનું નિમિત્ત જાણશો ત્યારે ઠપકો દેવા કરતાં ખુશ થશો.'

'વાર થાય માટે ઠપકો દેવાનો હોય નહિ. રાત પડી જવાના ભયથી સહેજ કચવાઈ હતી. ચાલો લ્યો હલેસું અને જઈએ ટેકરી પર.'

બંને બહેનપણીઓ નાના ડક્કા પરથી હોડીમાં બેઠી. માળીએ દોરડું છોડયું. હોડી હલેસાંથી પાણીની છાતી પર સરવા લાગી. બંધ પાછળ પાછળ ખસવા લાગ્યો. ટેકરીઓની સાંકડી નેળમાંથી આગળ વધતી હોડીમાં બેસનારીઓ સમક્ષ વિશાળ થતાં સરોવરનો જલપટ, તે પર તેજ અંધારની થતી રમત,

લીલોતરીથી ઝૂકેલી ટેકરીઓનું મનોહર લાવણ્ય, અને એ બધાં સાથે ગેલ કરતો કે તોફાનનો પવન નૌકાવિહારિણીઓ પાસે હૃદયંગમ, અવનવું, ચેતક દર્શન અંતર્ અને બાહ્ય દૃષ્ટિથી કરાવતો.

જળકૂકડી અને બગલાનાં જૂથ તરતાં ત્યાં સુન્દરીઓ હલેસાં ખેંચી લઈ હોડીને મંદ ગતિએ તરવા દેતી. એ મંદ ગતિ સાથે જલપંખીઓની જળપટે થતી ધીમી પણ માપબદ્ધ ચાલથી થયેલો લયબદ્ધ કોઈક સ્થળે માછલું ભક્ષવા વડવાગળે મારેલી ડૂબકીથી ભંગ પામતો.

કુંજગિરિ પાસે હોડી પહોંચી. માળીએ જમીન પર ઠેકડો મારી હોડી નાંગરી, હોડીમાંથી ઊતરી સુન્દરીઓ સીડીથી ચડવા કરતાં ટેકરી ફરતી કેડીએથી કુંજ તરફ ચાલી. સંધ્યાકાળના શીતળ વાતાવરણમાં કસરતથી શરીરમાં વિશેષ સ્ફૂર્તિ અને શક્તિ આવ્યાં હતાં. પ્રકૃતિસૌંદર્ય વિશે ગુફતેગો કરતી ઘડીક, તો ઘડીક મધુર કંઠે એવા સૌંદર્ય વર્ણવતાં ગાયન ગૂંજતી અલબેલીઓ સાધુતાના યૌવનમાં આનંદભર મહાલતી કેડી કાપતી હતી.

કેડીથી ફંટાતા અને નાનકડા અખાત પર થઈ જતાં પુલ પાસે આવી પહોંચતાં પુલને સામે પારથી સાવજની ત્રાડ ગાજી ઊઠી; ગુંજન ગુફતેગોની ગંભીરતા ઊડી ગઈ અને સાવજદર્શનનો પ્રતાપી વિલાસ કટોરા મારફત પુલ ઝુલાવતી સુન્દરીઓના સિંહના પાંજરા પાસે લઈ ગયો. પાંજરાના આંગણામાં ગગન વીંધતી જાળીની અંદર મોટા પાણા પર ચંદ્રપ્રકાશમાં સાવજ પડ્યો હતો. ઇજનેરવધૂ સ્વર્ણસુન્દરીએ મધુર ધ્વનિપલ્લવી કરી. પરિચિત માયાળુ સ્વર સૂણતાં જ વનરાજ ધીમી પણ રાજવી ચાલે સળીયા પાસે આવ્યો અને નારી-દેહમાં વસતા હૃદયને નમી માથા પર હાથ દ્વારા તે હૃદયનો સ્નેહાશીર્વાદ લીધો.

જંગલના બહાદુર બાદશાહને માણસની કરામતે કેદી બનાવ્યો છતાં તેનું રાજહૃદય માનવી પ્રત્યે વિનયી અને હેતાળ રહેલું જોઈ વિલાસિનીઓ અજબ અનુભવ અનુભવતી નીરવ પાછી ફરી. કોઈ એવી ઊંડી મનોવૃત્તિમાં ઊતરી ગઈ હતી કે મહાવરાને લીધે ચાલતો દેહ ગિરિ પરની સતીકુંજના મધ્યભાગમાં ચંદ્રકિરણ સાથે રમતા ફૂવારા આગળ જઈ ઊભો અને સતીની આરસમૂર્તિનો ધવલ પ્રકાશમાં ખીલતો પુનિત પ્રભાવ ચિંતનથી નિશ્ચેતન થયેલા દેહ પર પડ્યો ત્યારે શાંતિ છૂટી પડી અને સ્વર્ણા હિમાનીને આલિંગી બોલી પડી :

'બહેન, હંમેશ થતા અનુભવોથી આજે ચેતનનું વિરલ પૂર જીવનમાં ઊભરાયું છે તેમ આત્માને હવે થાક ચડ્યો છે. સતીની સન્મુખ જલ અને પ્રકાશથી કેલિ નીરખતાં આવો બાંકડા પર બેસીએ.'

'જે અલૌકિક બનાવ વાંચવા રહેવાથી મને મોડું થયું તેની મારા પર

અસર થાય પણ તમારા પર તેવી જ અસર થયેલી જોતાં આશ્ચર્ય થાય છે. આપણા આત્મા પણ ઈશ્વરને હાથે વાગતી વીણાના સુસંવાદી તારો હશે.'

'ઠીક સંભાર્યું. ચાલો તમારા અનુભવની મને ભાગીયણ કરો' એમ બોલતી સ્વર્ણસુન્દરીએ હિમાનીને હાથ પકડી પોતાની સાથે બાંક પર બેસાડી.

'આજે આત્માને થાક ચડ્યો છે ત્યારે એ અનુભવ લેવો રહેવા દે. થાક વધારે ચડશે અને ઘેર જતાં મોડું થશે તો અરણિકુમાર ચિંતાતુર થશે.'

'થાક પણ થાકથી ઊતરે છે. આપણે સાથે છીએ એટલે તારા ભાઈને ચિંતા રાખવી નહિ પડે. અત્યારે જ તારો અનુભવ લેવા જેવી સ્થિતિ છે અને તે છટકવા દેવા બિલકુલ વૃત્તિ નથી.'

'ભલે ત્યારે. ખરી વાત એ છે કે આત્માના થાક અપાર્થિવ અનુભવથી નાશ પામે છે, તને યાદ હશે કે એક લેખકે 'ભગિનીસ્નેહનો વિશ્વક્રમમાં શો હેતુ છે?' એવો પ્રશ્ન એના એક પ્રસિદ્ધ થયેલા પત્રના અંતિમ ભાગમાં પૂછ્યો છે.'

'હા. સારી રીતે સ્મરણમાં છે. એ હેતુ શોધવા તેં પૃથ્વી પર નામાંકિત થયેલા ભાઈબહેનનાં જીવનચરિત્ર વાંચવા માંડ્યાં હતાં તે પણ હું જાણું છું. શું આજે કોઈ અલૌકિક ભાઈબહેનનું જીવન વાંચવામાં આવ્યું?'

'સ્વર્ણા, તારી ધારણા સાચી છે. યુરોપના સુવિખ્યાત સંગીતકારનું નામ તો તેં સાંભળ્યું છે ને? બન્ને ભાઈબહેનની સંગીત રચવાની પ્રતિભા જેવી અજબ હતી તેવો જ તેનો સ્નેહ આત્માહારી હતો. ભેળાં રહેતાં કે છૂટા તોપણ અન્યોન્ય પ્રત્યે બંનેની ગાઢ પ્રીતિ હતી. તેમના આત્મા એક જ વીણાના, ઈશ્વરને હાથે સૂરમાં લવાતા અને બજાતા તાર હતા. તેઓ સંગીતપલ્લવીથી સંલાપતાં, શબ્દ જેવાં પાર્થિવ સાધન દ્વારા આવિર્ભાવ પામી શકે નહિ એવી એમની મનોવૃત્તિઓ સૂક્ષ્મ અને ગંભીર હોવાથી સંગીત દ્વારા જ પ્રકટ કરાતી. પોતપોતાના વાદ્ય સમીપ બેસી તેઓ કલાકોના કલાકો લગી અન્યોન્યથી ગ્રહણ થાય એવો – શાબ્દિક સંલાપ કરતાં અધિક મધુર અને સમર્થ સંલાપ ચલાવતાં. બુદ્ધિની સત્તા પામી ન શકે એવો એમના આત્માનો સંબંધ લાગણીભર્યો અને સફલ હતો. બુદ્ધિથી પર અને જીવનમાં ચમત્કારી લાગતી લાગણીના તારથી તેઓ પોતપોતામાં સંદેશા ચલાવી શકતા. જર્મનીમાં આવેલા ઘરમાં બહેન સ્વર્ગવાસી થઈ ત્યારે ઇંગ્લેંડમાં રસિક મહેફિલમાં બેઠેલા ભાઈને કોઈ અચિંતિત ભયંકર આફતનો એકદમ ઝાટકો લાગ્યો અને પોતાનો આત્માનો રૌરવ અવસાદ થતો અનુભવાયો ત્યારે પિયાના તરફ તે ધસી ગયો અને શીઘ્ર સંગીત દ્વારા પોતાના ઉદ્વેગનું પૂર રેલાવી દીધું. રુદનભર્યા અપાર્થિવ સંગીતથી

અશ્રુબદ્ધ થઈ રસિકો અભિમંત્રિત થયા. થોડા દિવસ વીત્યે, તે જ કલાકે થયેલા બહેનના મૃત્યુના પત્રથી સમાચાર તેને મળ્યા. દુઃખદ બીના વાંચતાં જ તેણે ચીસ પાડી અને એટલો વ્યથિત થયો કે મગજમાંની એક રક્તવાહિની તૂટી ગઈ. આ ઘાથી ક્ષીણ થતા તેના દેહનું જે વિદારણ થયું હતું તે રૂઝાવી શકે એવું જિંદગીમાં એકે સુખ રહ્યું નહોતું એટલે ચિરાયેલા તંતુઓમાંથી લોહી અદૃશ્ય રીતે દૂઝતું. જોતજોતામાં, એ ભાઈબહેનના સૂક્ષ્મસંવાદી આત્માઓને અનુકૂળ એવા લોકમાં પોતાની બહેન નિકટ વસવા તે પણ ચાલ્યો ગયો.'

શાંત રહી એકચિત્તે સાંભળતી સ્વર્ણસુન્દરી સખીના મુખારવિંદ પરથી પ્રસ્વેદકણ લૂછતી બોલી : 'પદ્મિનીએ જયદેવના ખોટા મૃત્યુ સમાચાર સાંભળતાં જ દેહ પાડ્યો, બર્થેલોએ બીજા ખંડમાં મૃત્યુશય્યાએ સૂતેલી પત્નીના સ્વર્ગવાસના ખબર થતાં જ દેહ છોડ્યો તેવું જ આ બે ભાઈબહેનના પ્રસંગમાં બન્યું. પતિની ચેહમાં બળી મરવાથી જ સતી થવાતું નથી પણ સ્નેહની ચેહમાં ભસ્મીભૂત થવામાં જ ખરું સતીત્વ રહેલું છે.'

'આ કથા મનુષ્યજીવનના એવા અલૌકિક પ્રસંગની બનેલી છે કે આપણે વધારે વાતચીત કે ચર્ચા કરવા કરતાં An attitude of reverent contemplation (નમ્રતાભર્યું ભક્તિચિંતન) રાખવું ઉચિત છે.' એટલું બોલી હિમાની ઊઠી અને બોરસળીની કુંજોમાંથી ફૂટતી સુગંધ ફુવારામાં વિરાજતી સતીની મૂર્તિ આગળ પોતાના ગળા અને વેણીનાં પુષ્પોની તથા વસ્ત્રોમાં મઘમઘતા સેન્ટ અત્તરાદિની સુગંધના અંતરપટમાં રાખી પોતાના આત્માની સુરભિ નૈવેદ્યરૂપે ધરતી હોય એમ ઘડી અધઘડી ઊભી. પવિત્રતાએ આપેલું ઓજસ તેના મુખ પરથી ચંદ્રપ્રકાશને પણ વિશેષ પવિત્ર કરતું લાગતું હતું.

બન્ને સખીઓ ઘેર જવા પાછી ફરી. તળેટીએથી હોડીમાં બેઠી. સાંકડી નેળમાંથી જવાને બદલે ટેકરીની પ્રદક્ષિણા ફરી હોડી બંધ ભણી સરવા લાગી. ચંદ્ર પૂરબહારમાં ખીલતો હતો. પ્રકાશનાં પૂર રેલી રહ્યાં હતાં. પાણીનાં ઊછળતાં મોજાં સાથે કિરણો ગેલ કરતાં હતાં.

બંધે પહોંચતાં હોડીમાંથી ઊતરી મોટરમાં બેસી બન્ને સખીઓ પોતાને મુકામે જોતજોતામાં પહોંચી ગઈ, રસ્તામાં સ્વર્ણસુન્દરી મોટર હાંકતી હતી અને હિમાનીએ વર્ડ્ઝવર્થ, હર્શલ, રેનન આદિ ભાઈબહેનો વિશે સુરમ્ય વાતો કરી.

# સુપર્ણા

બંગલાના પગથિયા ઉપર સુપર્ણા ઊભી હતી. કમ્પાઉંડમાં લીમડાની ડાળે દોરડું બાંધી પશુપતિ હીંચકા ખાતો હતો. પતિના માંસલ અને મેદમય શરીર પર રમતાં આથમતાં કિરણો શ્યામ રંગને ભાતભાતના તેજથી ભભૂકાવતાં અને કસરતનું તેજ મુખ પર સ્ફૂરતું તે જોતાં છતાં સુપર્ણા પ્રસન્ન નહોતી. તે અંતરમાં બળેલી હતી.

લીલા ઘાસથી રમ્ય લાગતા સામેના કમ્પાઉંડમાં પરેડ થતી હતી. 'રાઈટ–લેફ્ટ'નો ધ્વનિ અવિરત ઊઠતો હતો. યુરોપના રણસંગ્રામોમાં બ્રિટિશ પ્રજાનો વિજય કરાવવા અને પોતાનું અમૂલ્ય લોહી રેડી હિંદીઓ અને અંગ્રેજોના સંબંધ વધારે ગાઢ મમતાવાળા કરવા અને એ રીતે ભારતવર્ષનો ઉદય સાધવા, અજ્ઞાત રીતે, જે હિંદીઓ લશ્કરમાં સિપાહી થવા ભાગ્યશાળી થયા હતા તેમની તાલીમ જોવાથી રોમાંચિત થવાને બદલે સુપર્ણા હંમેશ નિઃશ્વાસ નાંખતી. પણ આજે તે નિસાસા નહોતા ઊઠતા. આજનો નિસાસો, આજની યંત્રણા વધારે મર્મભેદી હતાં. તેનું સુંદર તેજસ્વી મુખ ગ્લાન અને નિસ્તેજ થયું હતું. એટલી બધી વેદનામાં તલ્લીન હતી કે સ્તબ્ધવ્યાપાર લાગતી હતી. સુપર્ણા પરેડ જોવામાં હંમેશના રિવાજ મુજબ મશગૂલ છે એવું પશુપતિ ધારતો હતો. પોતાના વિનોદમાં એવી મોઝ માણતો હતો કે પત્નીની કરમાશ એની નજરે ચડી જ નહોતી.

સુપર્ણાને એવી તે શી વેદના હતી? એનો સંસાર દુઃખી હતો? એને શેની કમી હતી? લક્ષ્મીની પરમ કૃપા તેના પર હતી. સત્તા હતી, વૈભવ હતો, યૌવન હતું, રૂપ હતું; સાસુસસરાના ચારે હાથ હતા; પતિ પ્રાણનાથ હતા. સૂર્યનાં કિરણોની પેઠે કુટુંબને અજવાળતી હતી. છતાં શેની ઊણપ હતી? વિપુલતાના ઓડકારથી તે હેરાન હતી?

કુટુંબમાં સર્વને ઉલ્લાસમાં રાખતી સુપર્ણા જાતે કેમ ખિન્ન હતી? જેનો પડ્યો બોલ વડીલો ઉપાડતા અને જેના નાનામોટા મનોરથો સંતોષવા તે કેમ વિષાદમાં હતી? ગર્વથી છકી જવાથી કોઈ નાનીમોટી બાબતમાં એને ઓછું

આવ્યું હતું ? તેના હૃદયમાં શેની આગ બળતી હતી ? 'આમ ને આમ વખત ગુમાવે છે. ભણવામાં બિલકુલ લક્ષ નથી. શું થશે એમનું અને મારું ?'

સુપર્ણાના હૈયામાં સળગતી હોળી જોઈ ? પશુપતિ વિદ્યાવાન નહોતો તેમ વિદ્યા પ્રાપ્ત કરવાની સહેજ પણ વૃત્તિ તેને નહોતી. સુપર્ણા કેળવાયેલી હતી ? કેટલો અભ્યાસ કર્યો હતો ? ચાર ગુજરાતી ચોપડી શીખી કેટલાં વર્ષથી નિશાળેથી ઊઠી ગઈ હતી ? આમ છતાં પતિને વિદ્વાન કરવા કેમ તલસતી હતી ? પોતે સુશિક્ષિત હોત તો 'સમાન શીલવ્યસન'ના સાહચર્ય અર્થે પતિને વિદ્યાસંપન્ન કરવાની પિપાસા તીવ્ર જાગે એ સ્વાભાવિક છે. પશુપતિને ભણવાની જરૂર નહોતી. લખલૂટ ઉડાવે, માણવા હોય તેટલા વિલાસવૈભવો માણે તોયે ખૂટે નહીં એટલું દ્રવ્ય એના પિતાએ મેળવ્યું હતું. પિતાની અનુપમ પ્રતિષ્ઠા હતી. પિતાની લક્ષ્મી સાથે પ્રતિષ્ઠા પણ વારસામાં મળશે એવી, વખતે એની સમજણ પણ હશે. આટલું છતાં એ વિદ્યાનો ખપ પડશે તો ક્યાં વિદ્યાને નોકર રાખી નથી શકાતી ? જેની પાસે પૈસો છે તેનું જગત ગુલામ છે.

જે સંસારમાં સુપર્ણા મહાલતી ત્યાં આવાં દૃષ્ટિબિન્દુ નિષ્કંટક રાજ્ય કરતાં હતાં. એને પોતાને પણ પૈસાનો, સત્તાનો, વૈભવનો, સૌંદર્યનો, યૌવનનો, હોંશિયારીનો, આવડતનો તોર હતો. જગત આખાને તુચ્છ લેખતી હતી. તોયે કેમ પતિને વિદ્યા પ્રાપ્ત કરવા ઉત્કંઠ હતી ? સુપર્ણાને વિદ્યા પર પ્રેમ હતો ? પોતે વિદ્યા મેળવવા પ્રયત્નો કરતી હતી ? પતિમાં વિદ્યા નહોતી – પતિને વિદ્યા મેળવવાનો કંટાળો હતો તો સુપર્ણા જેવી સહધર્મચારિણીની ફરજ નહોતી કે પશુપતિની ન્યૂનતા પોતે પૂરવી ? 'અન્યોન્યની ન્યૂનતા પૂરે દંપતી' એવું 'સ્નેહ-મુદ્રા' કહે છે. આજન્મદાસી સુપર્ણા વિદ્યાસંપન્ન હોય તો પછી બીજી રીતે વિદ્યાને નોકર રાખવાની જરૂર જાગે જ શેની ?

પણ – પણ પતિમાં વિદ્યા ન હોય ત્યારે પત્નીએ વિદ્યા મેળવવી જોઈએ ખરી ? એથી જીવનમાં વિષમતા નહીં આવે ? પ્રભુસ્થાને પતિને રાખી શકાશે ? સતીત્વ અખંડ રહી શકશે ? સુપર્ણાનું જીવન કલંક નહિ પામે ?

*

સુપર્ણાના પિતા ગરીબ હતા અને ગામડામાં રહેતા. માત્ર રૂપને લીધે શ્રીમંતને ત્યાં એનું લગ્ન થયું હતું. પતિનો વર્ણ શ્યામ હતો પણ કુમારિકાઓ સ્વયંવરા થઈ શકતી નથી. સાસુએ એને પસંદ કરી અને માબાપને એ પસંદગી અનુકૂળ હતી. બાલિકા તો પોતાનું અહોભાગ્ય માનતી. સગાંવહાલાં તરફથી સંસ્કાર પણ એવા જ પાડવામાં આવતા, મહેલોમાં રહેવાનું અને મોટરોમાં

મહાલવાની વાત જેની તેની સાથે થતી. જ્યારે જ્યારે મુંબઈ જતી ત્યારે પોતાના શ્રીમંત સગાંઓને ત્યાં ઊતરતી. સુપર્ણા હોંશીલી છોકરી હતી. શ્રીમંતાઈના પાઠ મુંબઈમાં સમજતી. પિતા પાસે એટલો વૈભવ નહોતો. નહિતર પાઠ અનુભવમાં ઉતારત. પણ સાસરે અનુકૂળતા મળી.

'હારમોનિયમ' વગાડતાં શીખી, ભરતાંગૂંથતાં શીખી. ચિત્રો આંકતાં શીખી. ફૅશનેબલ કપડાં પહેરતાં શીખી. 'સેન્ટ પોમેટમ' વાપરતાં શીખી. થોડુંક અંગ્રેજી શીખી. નોકરો પર રોફ કરતાં શીખી.

આટલું આટલું શીખ્યા છતાં દિલમાં ઘણી ઘણી ઊણપો રહેતી. દેશ અને નાતના રિવાજ એને સાલતા નહોતા. ઊલટા તે પાળવામાં તેને લાડવો હતો. છતાં નવી મોજ માણવા તે આતુર હતી. પણ પતિ બહુ શરમાળ હતા. 'હારમોનિયમ અને પિયાનો' વગાડવાનું શીખતી તેમાં તે ઉત્તેજન ન આપતા. માત્ર સાસુનું ઉત્તેજન હતું. ગાવું બજાવવું ક્યાં? માત્ર સ્ત્રીઓમાં? પુરુષો સમક્ષ એ કલાનું પ્રદર્શન કરવાની વૃત્તિને એના ઉછેરમાં અને વાતાવરણમાં સ્થાન નહોતું. પતિની સેવામાં એ કલા નિવેદિત કરતી પણ પતિ શરમાતા એટલે અંતરમાં બળતી.

યૌવનના મળસ્કામાં સુપર્ણા હતી. સૌંદર્ય હતું. સારું ખાનપાન હતું. પોષાક, અલંકાર અને પ્રસાધન તેનાં યૌવન અને સૌંદર્યને દીપવવા તેમની ખિદમતમાં હંમેશ તૈયાર રહેતાં. પછી તેના બહારનું શું પૂછવું? પણ એ યૌવનના માલિકને તેની કદર નહોતી, મમત્વ નહોતું. સુપર્ણાની વિલાસવાંછના મનમાં ઊઠી મનમાં જ શમતી. રૂપગર્વિતા સુપર્ણાની પ્રશંસા પશુપતિ શાને કરે? કઈ હિન્દુ સ્ત્રી પોતાના રૂપના વખાણની આશા રાખે છે? સૌન્દર્યપ્રશંસા નિષિદ્ધ છે, પણ સુપર્ણાને નવા જમાનાના છાંટા ઊડ્યા હતા.

જૂની સતીઓની માફક સુપર્ણાને પતિપૂજા કરવાની અને આરતી ઉતારવાની તીવ્ર હોંશ હતી પણ પતિ નાસતા ફરતા; સુપર્ણાનું સુખી જીવન આમ દુઃખી હતું.

સુપર્ણાને સાવિત્રીચરિત્ર વાંચવું ગમતું. બહુ વાંચવાનો તો શોખ નહોતો. સાવિત્રી જેવી સતી થવા સુપર્ણાને એનાં સાસુ સદ્બોધ આપતાં. એમાંથી એને કોઈક કોઈક વાર એવું થતું કે સાવિત્રીએ પોતાનાં ઉભય કુળ તાર્યાં તેમ હું પણ તારું. સસરાને ત્યાં કુબેર અને ઇન્દ્ર તુષ્ટમાન હતા એટલે તારવાપણું રહ્યું નહોતું. પિયર સુખસંતોષ હતાં, માત્ર દ્રવ્ય નહોતું. પણ તેનો જોગ થઈ રહેશે. પતિમાં પ્રમાદ હતો, વિદ્યાનો અનુરાગ નહોતો, ઉચ્ચ અભિલાષ

નહોતો. એમને ન તારું ? એવી ઊર્મિ એક વાર ઊઠી. પણ સતી પતિથી તરે કે સતીથી પતિ તરે? મુંઝવણનો પ્રશ્ન કથાના પ્રસંગે સાસુજીને પૂછ્યો. તેમણે નિર્ણય આપ્યો: પતિ પ્રભુ છે; તે તારે તો સતી તરે; પણ સતી પતિને તારવાનું અભિમાન કરે તો વડવાગળી થાય. એ મનોરથ પણ ત્યાં જ અટક્યો. પતિથી પોતે વધારે ભણે તોપણ સતીપણાને લાંછન લાગે, ભણવાનું મન થતું તે દાબી નાંખ્યું.

*

મનુષ્યના નિશ્ચયો પૂર્વભવનાં કર્મોને આધીન છે: સુપર્ણા સ્વતંત્ર નહોતી. જે કર્મો એને દરિદ્રતામાંથી લક્ષ્મીના ખોળામાં લઈ આવ્યાં તેમણે નવો ઘાટ રચ્યો. સસરાનાં સત્તાવૈભવથી એને નવી નવી સૃષ્ટિઓમાં વિહરવાના પ્રસંગો આવતા. 'લેડીઝ ક્લબ,' 'કાફેશાંટંટ,' 'રિસેપ્શન,' 'પાર્ટીઓ' 'સભાઓ', 'અંગ્રેજી નાટકો' અને 'સિનેમેટોગ્રાફ'માં વિદ્વાન, સંસ્કારસંપન્ન, વિદગ્ધ સન્નારીઓના સમાગમમાં તે આવતી. અજ્ઞાનને લીધે, કેળવણીની ખામીને લીધે તે છોભીલી પડતી. સ્ત્રીઓના ભર્યા સમૂહમાં તે અટૂલી પડી જતી. કોઈ સાથે એને બ્હેનપણાં બંધાતાં નહોતાં. એના રૂપનો ગર્વ ઊતરી ગયો હતો. એને ઝાંખી પાડે એવી અનેક રૂપસીઓ ત્યાં આવતી. એની સત્તા કે લક્ષ્મીથી વધે એવી સત્તા અને લક્ષ્મીવાળી ઘણીયે સન્નારીઓ જ્યાં હોય ત્યાં એનો પ્રભાવ કોના પર પડે ? પોતાનાં સગાંવહાલાં અને આશ્રિતોમાં જે રાજ્ઞી તરીકે વિરાજતી, દોર હકૂમત ચલાવતી તેની સ્થિતિ એક હલકી દાસીથી પણ નબત્તર થઈ જતી. નહોતી એને કશી આવડત; નહોતી ખીલેલી એની વિચારશક્તિ.

એનો અહંકાર માત્ર ગળી ગયો. અલબત્ત એકદમ નહીં પણ ધીમે ધીમે. જેમ જેમ સંસારમાં પોતાની ખરી સ્થિતિ પામતી ગઈ તેમ તેમ.

સુપર્ણાને સત્તાનો અને દમામનો શોખ હતો. એ સાચવી રાખવાનું મનોબળ પણ તેજસ્વી હતું. પોતાની અપકીર્તિનાં કારણો વિચારવા માંડયાં. જેટલી ન્યૂનતા હોય તે પૂરી પોતાની સત્તા અને દમામ એ 'ભદ્ર' મંડળમાં ચલાવવા એણે સંકલ્પ કર્યો. અંગ્રેજી શીખવા માંડયું. વર્તમાનપત્રો વાંચવા માંડયાં. રાજજીવન અને પ્રજાજીવન – આવિર્ભાવ કરનારી નાનીમોટી સંસ્થાઓ અને ચળવળોમાં જવા લાગી. તેમનાં ઇતિહાસ, ઉદ્દેશ, કાર્યકર્તાઓનાં જીવન નિરીક્ષવા લાગી. અવનવો સંસાર ખૂલતો લાગ્યો મનના મેલ ઊતરવા લાગ્યા. જીવનમાં નવા જ હેતુ ઊભરાવા લાગ્યા. સુપર્ણા યૌવનમાં પ્રૌઢ થઈ; વિચારશીલ થઈ. આજ

લગી જે ભાવનાઓ, જે મહેચ્છાઓ, જે વિલાસો, જે સંસ્કારોમાં તે ઊછરી હતી તે સર્વે ઊણા, અધૂરા અને વખતે વખતે વિપથે દોરી જનાર લાગ્યા.

જૂના સંસારમાં પતિ રસ નહોતા લેતા અને નવામાં તો લે જ શાના? એમનું ગજું જ નહોતું. પતિપત્ની વચ્ચે અંતર વધતું જતું હતું. ક્રીતદાસીની પેઠે સુપર્ણા પતિની સેવા ખડે પગે કરતી. તેના પડ્યા બોલ અમલમાં મૂકતી. તેની સુખસગવડ સાચવતી પણ પત્નીની સુખસગવડ માટે પતિ બેદરકાર હતો. શારીરિક સગવડો કરી આપવાનું કાર્ય માના હાથમાં હતું એટલે વહુને માટે દીકરાને ફીકર રહે શાની? માનસિક અને આધ્યાત્મિક સાહચર્યને માટે તસ્દી શા માટે લેવી? એ બધી જંજાળમાં કોણ ફસાય? આવી સ્થિતિમાં સુપર્ણા ઊભી ને ઊભી બળી જતી. તેનું રૂપ, તેનું યૌવન કરમાવા લાગ્યાં. પણ તેની પરવા કોને?

પતિને સુશિક્ષિત થવા અનેક રીતે ઉશ્કેરતી પણ એના બધા પાસા અવળા પડતા. ઊંચે લઈ જવાના ગમે તેટલા પ્રયત્નો કરે છતાં તે જમીન પર સરી પડતો. જ્યારે જ્યારે દૂરથી પતિને બિનજરૂરી વ્યવસાયોમાં નિમગ્ન જોતી ત્યારે ત્યારે એ બળીને ખાખ થઈ જતી, પતિવ્રતા સતીને બહુ સાલતું. પતિને ઊંચેથી કડવો સુખન કહેવાય નહીં છતાં મર્મથી, રસથી, ધ્વનિથી, કટાક્ષથી જેટલું કહેવાય તેટલું કહેતી પણ બધું મિથ્યા હતું. તે હોલવાયેલો જ્વાળામુખી હતો.

*

શિક્ષણકાળે સુપર્ણાને સુભાગ્યે એક દેશવત્સલ, અભિજાત, સંસ્કારી સન્નારીનો સમાગમ થયો. જીવનનું કેન્દ્ર એથી મેળવી શકી. માત્ર વૈભવ, શોખ, મોજ, ફેશન, સાહ્યબીનું જીવન ગાળવામાં મનુષ્યત્વ નથી. એક પુરુષની સેવામાં ક્રીતદાસીની માફક પોતાનું સર્વસ્વ હોમતી હતી, દેહના દાનની સાથે મન અને આત્માના વિકાસ બંધ કરતી હતી તે કેટલું અન્યાયી, અપવિત્ર અને અધર્મ્ય હતું તેનું એને ભાન થયું. સ્ત્રી માત્ર પુરુષની પત્ની નથી પણ વસ્તુતઃ ભવિષ્યની સંતતિની જનેતા છે. એ કર્તવ્યને લીધે જ બેનું સાહચર્ય છે. સંતતિની ઉન્નતિ એનું લક્ષ્ય બની. જે દેશમાં તેઓ જન્મે તે સુંદર, પાવક, ઉન્નતિકારક, સમૃદ્ધ, સુખી, વીર્યશાળી, પ્રભાવી, પ્રતિષ્ઠાસંપન્ન, તેજસ્વી, ગૌરવશાળી ન હોય તો તેમાં તેમનો પ્રસવ કરવામાં પાપ છે એવી પ્રતીતિ થઈ. સંતતિ પરથી દેશની ચિંતા થઈ. દેશમાં હડહડતો કળિયુગ વ્યાપેલો જોયો. આધિ, વ્યાધિ, ઉપાધિ, સંકટ, ત્રાસ, સત્તાભિમાન શરીરનો અને આત્માનો ભૂખમરો, ભીરુતા, સ્વાર્થ, વિલાસ, ખુશામત – પોતાની જાતની અને પારકાની, દેશદ્રોહ, મિત્રદ્રોહ, જાતિદ્રોહ, ધર્મદ્રોહ, અનુદારતા, વિવેકશૂન્યતા, અપ્રામાણિકતા, આચારશિથિલતા વગેરે વગેરેના

અવનવા રંગ જોયા. સુપર્ણામાં પશુપતિનાં સંતાનોની સાથે દેશપ્રેમ, રાષ્ટ્રપ્રેમ અને મનુષ્યપ્રેમ જન્મ્યાં. જિંદગી અવિરત યજ્ઞ છે અને તેમાં પોતાના સર્વસ્વની આહુતિ આપવાની છે એની એને પ્રતીતિ થઈ. સુપર્ણાનું જીવન પલટાઈ ગયું. એના વિલાસવૈભવો ઓછા થયા. વ્યવહારુ પગલાં લીધા પહેલાં પોતાની જાતને અનેક રીતે સંપન્ન અને સમર્થ કરવા લાગી. આયુની અવધો ટૂંકી છે. કાળ ક્યારે આવી ભક્ષણ કરશે તેનો ભરોસો નથી. જે ક્ષણો મળે તે સાર્થક કરવી. સાસુ, સસરા, પતિ, સંતાન — સર્વેની ખિજમત ઉઠાવતી, સસરાની સાહ્યબીની ફરજ અદા કરતી અને તેમાં મળતો અવકાશ આત્મોન્નતિમાં ગાળતી. આમ બેચાર વર્ષ વીતી ગયાં. હવે જ્યાં જતી ત્યાં એનો પ્રભાવ પડતો, એનાં જ્ઞાન, સંસ્કારિતા, સૌજન્ય, છટા, દેશદાઝ, સેવાપરાયણતા, ઉદારતા, પવિત્રતા સૌને મુગ્ધ કરતાં. લક્ષ્મી અને સરસ્વતીની ગમે તેટલી કૃપાપાત્ર હોય, સૌંદર્ય અને સત્તા ગમે તેટલાં હોય તોપણ સર્વ સ્ત્રીઓમાં એ જ રાણી તરીકે વિરાજતી.

આ સર્વ વ્યવસાયમાં સુપર્ણાના દિલમાં તુમુલ તોફાન જામતું. દર પળે પોતે આગળ વધતી હતી. પણ પતિ હતા ત્યાંના ત્યાં. પૂર્વના સુકૃત્યના બળે બગડતા નહોતા એટલો સંતોષ હતો.

*

જીવનની ભાવના બદલાઈ; વિચારો નવા નવા થવા લાગ્યા, અનુભવો નવા મળવા લાગ્યા. આવી સ્થિતિમાં કુમારાવસ્થાની જૂનીપુરાણી ભાવનાઓ ઊણી અને ખોટી લાગવા માંડી. પતિ પ્રભુ છે એ પાખંડ મત લાગ્યો. દેશ માત્ર પ્રભુ છે, પ્રભુનો પ્રતિનિધિ છે. કોઈ મનુષ્ય તે સ્થાન લેવા અધિકારી, યોગ્ય કે સમર્થ નથી તો પછી પશુપતિ તો હોય જ શાનો? પ્રભુ એવા હોવા જોઈએ કે જેમની સેવાથી આપણું શ્રેય થાય, આપણો આલોક ને પરલોક સુધરી જાય. પણ જેમના સમાગમથી ઊલટી અધોગતિ થતી હોય તેમને શી રીતે પ્રભુ તરીકે પૂજવા અને આરતી ઉતારવી? જૂની સતીઓમાં પોતે ન ગણાય તો ચિંતા નહીં પણ નવી સતીઓમાં પ્રતિષ્ઠા પામવાની તેને ખાતરી હતી. જે ઉત્તમ, પવિત્ર, દેશવત્સલ, સંસ્કારી માતા છે, જે પોતાના દેશની ઉન્નતિ અને પ્રતિષ્ઠાપ્રતાપ વધારે એવાં છોકરાંની જનની છે તે જ ખરેખરી સતી છે. પ્રભુતા પતિમાં દેખાતી કે આરોપાતી બંધ થઈ અને જીવનસહચારમાં તેની મૈત્રીની અપેક્ષા જણાઈ. પણ સમાનોમાં મૈત્રી હોય. બન્ને વચ્ચે આસમાન-જમીનનાં અંતર હતાં. મૈત્રી ન થઈ તો સ્નેહ હતો? ઘણો કાળ સુપર્ણા માનતી કે પોતાનું હૃદય પતિના હૃદયમાં જઈ વસ્યું છે. સ્નેહમાં મહાલતી હોય એવું માનતી પણ ધીમે ધીમે ફેરવાતા જીવનમાં એક દિવસ વીજળીનો પ્રકાશ પડ્યો. 'પ્રાણનાથ' તે માત્ર

કાગળમાં સંબોધવાના જ પ્રાણનાથ લાગ્યા. વસ્તુતઃ પ્રાણનાથ ન લાગ્યા. જેને સ્નેહ માનતી હતી તે મોહ અને કામ જણાયાં. પોતાના અભ્યાસમાં સ્નેહનું જે સ્વરૂપ તે સમજી શકી હતી તેની છાંટ પણ પોતાના જીવનમાં ન લાગી. આ વખતે એને ઘણું લાગી આવ્યું. જિંદગી શૂન્ય બની ગઈ અને ઘણા કાળલગી મૂઢ રહી પણ ભક્તિયોગના પ્રતાપે વિશુદ્ધ થઈ અને પરમાત્માએ એને પ્રકાશતો માર્ગ દેખાડયો. સુપર્ણાના હૃદયમાં સ્નેહ હતો. તેનું પાત્ર પશુપતિ નહોતો તો સુપર્ણાના શરીરમાં જન્મેલાં બાળકો તેનાં પાત્ર હતાં. અને તે સૌને વર્તવાનો સૌથી અધિક પવિત્ર, વિશુદ્ધ અને તેજસ્વી પાત્ર દેશ હતો.

સુપર્ણાનો આવો બ્રહ્મજન્મ થયો એટલે પતિના શિક્ષણની ચિંતા, દરકાર કે વાંછના નાશ પામ્યાં. પતિને સંસ્કારી અને સુશિક્ષિત થવું હોય તો થાઓ યા ન થાઓ પણ મારે તો મારા દેશને ખાતર એમની સાથે એમના જેવા રહેવાનું પાલવે એમ નથી. દેશ એના જીવનનું પરમ લક્ષ્ય થયું. એનાં આત્મા, બળ, હૃદય અને શરીરની સર્વે સંપત્તિઓ દેશને ચરણે નિવેદિત કરી. લક્ષ્મી અને સત્તા પણ તે જ લક્ષ્ય પ્રતિ વાળ્યાં. એને પોતાને એવા એવા પરચાઓ લાગવા માંડચા કે જૂની સતીઓનાં વૃત્તાંતો એને એમની સરખામણી નીરસ લાગ્યાં. કોઈક અકથિત, અવર્ણ્ય, અદ્ભુત આનંદમાં તે વસતી અને જ્યાં ત્યાં સૌને તેનો અભિષેક કરતી.

પોતાનો ધર્મ આખરે સમજી. કર્મસંયોગે બે જીવ એકઠા થઈ પતિપત્ની થાય છે પણ આખરે સૌની યાત્રા નિરાળી અને એકાકી છે. પતિને પોતાના વિકાસનો જ માત્ર અધિકાર નથી પણ પત્નીને પણ છે. પતિ જેવો દેશનો સંતાન છે તેવી જ પત્ની પણ છે. દેશસેવા પુરુષ કરતાં સ્ત્રીએ વધારે કરવાની છે. તે જનની છે.

પોતાના જીવનમાં પતિની યોગ્યતા પ્રમાણે સ્થાન આપ્યું. જીવનનો ઉદ્દેશ સમજાયો અને તેની પ્રાપ્તિ માટે જીવનનો પ્રવાહ વહેવા લાગ્યો પછી વૈષમ્ય, દુઃખ, ગ્લાનિ, યંત્રણા ક્યાંથી રહે? પોતાનું જીવન સાર્થક કરી નાંખ્યું. સુપર્ણા એકલી ઊડી અને પરમાત્માના અનુગ્રહની પાત્ર બની.

# દોલત

'કેમ શિવલાલ! આજે બૈરાંઓમાં પીરસવા નથી ગયો? અત્યારમાં જ જમવા બેસી ગયો?' ગડબડે સવાલ કર્યો.

શિવલાલ નિરુત્તર, નીરવ રહ્યો પણ સૂરજલાલ એના વતી જવાબ આપતો હોય તેમ બોલ્યો: 'બહુ વર્ષ ફાંફાં માર્યાં પણ માએ કરેલો વિવાહ ફોક થઈ નથી શક્યો.'

'બિચારાના મનસુબા પાર પડે એવું રહ્યું જ નથી' વચમાં માધુ બોલી ઊઠ્યો.

'કેમ બચ્ચા માધુ, તું પણ ફાટ્યો કે?' શિવલાલે પોતાનો રોષ દર્શાવ્યો, 'તમને બધાને હસવાની મઝા આવે છે પણ અહીં મારું કાળજું કપાઈ જાય છે. જો વધારે તમે તડપાંચ કરશો તો જોવા જેવું થશે.'

'શું, બચ્ચાજી, મારામારી કરવી છે? તારા જેવા 'ફેશનેબલ જેન્ટલમેન' હાથ ઉગામશે? ધમાધમીમાં આ તારા ઓળેલાં પટિયાં વિખરાઈ જશે, તારી નેકટાઈ છૂટી જશે અને કફમાં ખોસેલો રૂમાલ ખોવાઈ જશે અને સફેદ ધોતિયા જેવું બોટીયું ધૂળમાં રગદોળાશે, અને હાડકાંપાંસળાં રંગાશે તે તો વધારામાં.' ગડબડે એકદમ વાગ્ધારાથી શિવલાલને ડરાવી દેવાનો પ્રપંચ રચ્યો પણ એથી શિવલાલ વધારે ઉશ્કેરાયો. ગડબડને મારવા જતો હતો ત્યાં બાબુએ આવી એને પીરસવા ઊઠવા આગ્રહ કર્યો; હાથ પકડી રસોઈ આગળ ખેંચી ગયો અને તેના હાથમાં જુલમ અને રુઆબથી બીરંજની થાળી આપી; બૈરામાં પીરસવા જવા તાકીદ આપી.

બાબુની બહેન રૂપાળી હતી; નાતની 'ફેશનેબલ' કન્યાઓમાં તેનો દોરદમામ જુદો જ હતો, તેની સાથે સગાઈ કરવા શિવલાલનું મન ઊછળતું, બાબુની સાથે તેથી જ સારપ રાખવાની જરૂર હતી. તેના સુખન શિવલાલ ઉથાપતો નહીં.

નાતમાં પ્રેસ ઍક્ટ કે ડિફેન્સ ઑફ ઇંડિયા ઍક્ટ નહોતો. સી. આઈ. ડી. પણ નહોતા. ટૂંકાક્ષરી રિપોર્ટર નહોતા. પછી સ્ત્રીઓ વાણીનું સ્વાતંત્ર્ય પૂરેપૂરું વાપરે એમાં એમનો શો દોષ? પીરસનારાઓ ઘણુંખરું કિશોરો અને યુવાનો

હતા. 'ઉમેદવારો' હતા. પક્ષિણીથી સંવનિત થવા નરપક્ષીઓ જેમ પોતાનાં પિચ્છ સમારી કળા કરે છે, નૃત્ય કરે છે, કંઠ ખોલી સુમધુર સંગીત રેલાવે છે તેમ જ્ઞાતિની અવિવાહિતા કિશોરીઓ અને યુવતીઓ – તેમની માતાઓ અથવા સ્ત્રી-સગીઓનું ધ્યાન ખેંચવા નાના પ્રકારનાં મોહાસ્ત્ર ફેંકતા હતા. તેમની ચાલવાની છટા, તેમની કપડાં પહેરવાની અને વાળ ઓળવાની ફેશન, તેમનાં રંગ, રૂપ, ઘાટ, એ સર્વ પરથી પ્રતીત થતી તેમની સમૃદ્ધિ. 'ઉમેદવારો'ની કન્યાઓના ચિત્તમાં વિચારના વિષય બન્યા હતા. કંઈ કંઈ જુવાન હૃદયો વિવશ બનતાં હતાં. રૂપવંતી કે 'ફેશનેબલ' કન્યાઓની પાતળમાં અનેક વાનગીઓ અસ્ખલિત પીરસાતી; તેમનો મિજાજ અને તજવીજ સાચવવા, તેમનો પડચો બોલ ઉપાડવા તીડનું ટોળું ખિજમતમાં હાજર હતું.

'આખી નાતમાં પ્રેમદા તે તો પ્રેમદા જ છે. સૌંદર્યનો અવતાર જ છે. નરી પારસણ જ હોય એવી છે. એની બેસવાની પણ ખૂબી ઓર, એની જમવાની છટા પણ કેવી 'ઇસ્થેટિક્!' સ્થાન પસંદ કરવામાં પણ એની ચતુરાઈ. કેવા આછા અજવાળામાં બેઠી છે પણ વીજળી જેવી ચમકે છે. ઘરેણાં અને કપડાંમાં રંગની એકતા પણ કેવી સાચવી છે? કેવી છાનીમાની મારા સામું જુએ છે? મારા હૈયાની હોળી તે જાણે છે. બાજુ પાસે જ્યારે જ્યારે જાઉં છું ત્યારે ત્યારે મારી સાથે વાત કર્યા વિના રહેતી જ નથી' આવા આવા વિચારો શિવલાલના ચિત્તમાં આવવા લાગ્યા. તે પીરસતો હતો પણ તે માત્ર યંત્રવત્. પ્રેમદા બેઠી હતી એટલામાં જ તે થાળી લઈ ફરતો હતો.

'દોલત, તારા વરને કહે ને બીરંજ પીરસી જાય. પેલી પ્રેમદાને બીરંજ ભાવતો નથી છતાં તેની તહેનાતમાં કેમ ઘૂમે છે? બળ્યું બહેન! તારાથી કેમ જોવાય છે? ભરી નાત વચ્ચે આ તમાસો!' ઇચ્છાએ અક્કલ વગર જે હોઠે આવ્યું તે બોલી દીધું.

'બહેન કંદર્પલીલા, ઊંઘ આવે છે? ચાલ ઘેર સુવાડી આવું?'

દોલત શું જવાબ આપે? હિન્દુ બાલિકાની લજ્જા, વાત બહેનપણી આગળ કરવી કઠણ ત્યાં હૈયાના આગળા મોકળા કરવાનું તો બને જ ક્યાંથી? સમયસૂચકતા વાપરી તેણે પોતાની નાની બહેનને ઊંચકી ઘર તરફ પ્રયાણ કર્યું. સાદી, વહાલસોઈ દોલતને જોતાં શિવલાલના હૈયાએ ઊંડો નિઃસાસો મૂક્યો.

*

ઓરડો હતો વિશાળ છતાં જૂના વખતનો. ઝાંખું પડેલું, જાળાવાળું, બંધ પડેલું ઘડિયાળ એક ભીંત પર હતું ત્યારે બીજી ભીંત પર નાનું સસ્તું

'ટાઈમપીસ' કાળની ગતિ બતાવતું હતું. 'કેલેન્ડરો' પણ ત્રણ ચાર લટકતાં હતાં. જૂના કાળના 'કેલેન્ડરો' માંથી કાપી લીધેલી આલ્બર્ટ, વિક્ટોરિયા, દાદાભાઈ, રોબર્ટ્સ, રિપન વગેરેની છબીઓ; રવિવર્માની મોહિની, 'ઑટોટાઈપ' કંપનીનાં એકબે ચિત્રો, કુટુંબની સ્ત્રીઓનાં કે છોકરાંઓના ફોટોગ્રાફો પણ ભીંત ઢાંકતાં હતાં. ખીંટીઓ પર પુરુષો અને સ્ત્રીઓનાં કપડાં લટકતાં હતાં. આખા ખંડમાં પુસ્તક બિલકુલ નહોતાં. ઓરડાની વચમાં ગોળ કાળું ટેબલ હતું. તેની આસપાસ આઠદસ ખુરસીઓ જુદા જુદા લાકડાની, ઘાટની, રંગની, કાળની હતી.

ચા પીતાં પીતાં ભાઈબંધોમાં રસથી અનેક વાતો થતી હતી:

'આખરે શિવલાલ અને દોલતનાં લગ્ન થયાં, ભાઈ ઘણાયે ઊંચા અને નીચા થયા પણ પરણવું પડયું.'

'પેલી પ્રેમદાનો પણ રૂપિયો અપાયો?'

'હેં! હેં! ક્યારે? પેલા માંદા કૂતરા સાથે એનો વિવાહ!'

'માંદો કહો, કૂતરો કહો જે કહેવું હો તે કહો પણ એના જેટલો પૈસો ક્યાં છે? શિવલાલને પરણી હોત તો ઘરનું વૈતરું કરવામાં સામળી પડી જાત અને નવી નવી ફેશનનાં કપડાં કે ઘરેણાં પહેરવાનો ઓરીઓ વીતત ખરો કે? આ તો હુતો અને હુતી થવાની.'

'અલ્યા સાંભળ્યું કે પેલા મહાદેવના વિવાહ ઓછંડાયા હતા તે પાછા એની એ જુગલ સાથે થયા.'

'શું કહો છો? ત્યારે ઓછંડાયા શું અને પાછું નવું નાટક કર્યું શું?'

'એ તો 'લવમેરેજ' છે. જુગલ કહે મારે તો એ જ પતિ; પરણાવવી હોય તો પરણાવો નહિતર કુંવારી રહીશ. એકબીજાના કાગળો માબાપના હાથમાં આવ્યા. પરણ્યા પહેલાં દંપતીધર્મનો લહાવો લીધાનો વહેમ ગયો, પછી શો રસ્તો?'

'પણ આ શિવલાલનો જન્મારો કેમ જશે?'

'બધાંના જાય છે તેમ એનો જશે—જવા દે થોડાં વર્ષ ને પછી એ બાયડી શ્વાસ અને પ્રાણ થઈ જશે. આપણી નાતમાં આવું ઘણું બન્યું છે.'

*

'કાલે રાત્રે માલ્લરામાં શિવાએ કેવું તોફાન કર્યું?'

'આ બધા સૌન્દર્ય અને વિલાસના કીડાઓમાં વિવેક, સંયમ, શાણપણ ક્યારે આવશે?'

'આ બધી માત્ર છોકરવાદી છે, એમનું જ્ઞાન જેવું છીછરું છે તેવું એમનું વર્તન પણ.'

'માત્ર છોકરવાદી નથી; માત્ર છીછરાપણું નથી.' નદી પરથી ઠંડા પવનની સુરખી આવી. બોલનાર પરસેવાથી અને ઉકળાટથી મૂંઝાતો હતો તે ઊભો થયો અને ખુરસી ઉપર ચડી અભરાઈ પરથી ચારપાંચ પુસ્તકો નીચે ઉતાર્યાં. તેમની ધૂળ ખંખેરતાં ખંખેરતાં તે બોલવા લાગ્યો, 'દિવસે દિવસે આ સવાલ ગંભીર થતો જાય છે. અંગ્રેજી શિક્ષણથી આપણી જુવાનીમાં અનેક મહેચ્છાઓ થાય છે, આપણને પણ ક્યાં નહોતી? અને હાલ ક્યાં બધી શમી ગઈ છે? આપણા પર જે સંસ્કારો પડ્યા અને પડતા જાય છે તે આપણને વિપથે નથી જવા દેતા એ આપણું પરમ સૌભાગ્ય છે.' પવન બંધ થવાથી પાછો બફારો થવા લાગ્યો. પંખો હાથમાં લઈ ગરમી ઓછી કરતો કરતો બોલ્યો, 'ઇંગ્લેંડમાં 'લવમેરેજ' થાય છે માટે આપણે ત્યાં થવાં જોઈએ. દરેક વિદ્યાર્થીને હવે 'કોર્ટીંગ' કરવાની હોંશ છે. નાતો જમે છે ત્યારે, વરઘોડા નીકળે છે ત્યારે અને માહ્યરામાં લગ્નવિધિ થાય છે ત્યારે શું થાય છે તે તમે ક્યાં નથી જાણતા?'

'ખરું, પણ આમની ભાવના તદ્દન વિપરીત લાગે છે. પોતાનું રૂપ, પોતાનો ઘાટ, પોતાની વિદ્યા, પોતાની પ્રતિષ્ઠા, પોતાની લક્ષ્મી ગમે તેવાં હોય છતાં દરેક યુવકને ગોરી, નમણી, ફૂટડી, ફેશનદાર, નાજુક, શ્રીમંત કન્યા જોઈએ છે.'

'કોઈને ભણેલી કે ગુણવંતી કન્યા જોઈતી નથી. પોતાની સાથે હરીફરી શકે, ભભકાદાર કપડાં પહેરી શકે એવી ચંચલ પૂતળીઓ જોઈએ છે. ખરા સંસ્કારી જીવન માટે આતુરતા નથી. યુવતીઓ માત્ર સહચરીઓ અને દાસીઓ રહેવાની નથી પણ માતાઓ થવાની છે એ ભૂલી જવાય છે. સંસાર વિકટ છે. વિભક્ત કુટુંબોમાં યુવાન સ્ત્રીપુરુષોમાં વધારે આવડત, હોંશિયારી, શાણપણ, બળ, ચારિત્ર્ય, નીતિ હશે તો જ તેઓ સુખી થશે. માત્ર રૂપ કે રંગ સુખી નથી કરતાં. રૂપ અને પૈસો નાશવંત છે. ચારિત્ર્ય જ માત્ર અમર છે. દેશની ઉન્નતિ કરે એવાં કુટુંબોની જ્યારે જરૂર છે ત્યારે આવા સંયમહીન વિલાસોમાં રચીપચી જીવન ગાળવાની ભાવના દેશને હાનિકારક છે.'

'દેશને એમના જીવનમાં સ્થાન જ ક્યાં છે? યુવાન કન્યાઓ તો માત્ર એટલું જ સમજે છે કે હીરામોતીના દાગીના પહેરવા મળ્યા, રેશમી અને કસબી લૂગડાં પહેરવા મળ્યાં એટલે સ્વર્ગ મળી ગયું.'

*

'ભગવાન! ભણી એટલે કોણ જાણે કેવું યે પાતક કર્યું! સ્વામીને

ગમતી પણ સાસુજીએ પોતાનો બોલ જાળવવા વિવાહ તોડવા ન દીધો, પણ સાસરે આવ્યા પછી જુદો જ અનુભવ થાય છે. પતિનો અનુરાગ નથી તેમ અણરાગ – દ્વેષ પણ નથી, મારી પાછળ ગાંડા થઈ જતા નથી, મારામાં લુબ્ધ નથી થતા તેમ મારું અપમાન કરતા નથી, મને કનડતા નથી, મને મૂંઝવતા નથી, મને સહેજ પણ ઓછું આવે એવું વર્તન રાખતા નથી. ઊલટું મને એમ લાગે છે કે એમના દિલમાં મારે માટે લાગણી જન્મતી જાય છે. મને મારામાં શ્રદ્ધા છે કે પતિની હું પ્રેમપાત્ર થઈશ, એમના સહવાસ વિના એમનાં લક્ષણો વિશે મેં જે કલ્પના કરી હતી તે તદ્દન ખોટી નીવડી છે, મારો અને એમનો સંબંધ અંતરાય વિના મીઠો રહેશે તો અમારો સંસાર અવશ્ય સુખી થવાનો. પણ પરણીને સાસરે આવી ત્યારથી સાસુજીને શું એ કૂડું પડ્યું છે કે જેમાં ને તેમાં મહેણાંટોણાં માર્યા કરે છે, મારી વિદ્યાને વગોવે છે, મારાં માબાપને ગાળો દે છે. ઘરમાં હું દુહાગણ છું, અળખામણી છું, (રડે છે) પતિ સારો દિવસ ઘરમાં રહે છે છતાં અરધી રાતે જ હું એમની પાસે જઈ શકું. દિવસે જવાની સખત મનાઈ. ચાનો પ્યાલો પણ આપવા ન જવાય. નહાવા બેસે ત્યારે કપડાં કે સાબુ પણ ન મુકાય. જમવા બેસે ત્યારે પીરસાય પણ નહીં. સાસુજી સાથે વાત કરે ત્યારે તે વાત સંભળાય નહીં. આખો દિવસ ઘરકામ કર્યા કરવું. શું સાસુજી દીકરાનો સંસાર આ રીતે સુખી કરવા માગે છે? હશે, મારે મનમાં ઓછું લાવવું નહીં. મારી વિદ્યા મને મૂંઝાવા નહીં દે, મારાં બધાં સંકટ કાપશે અને મારા જીવનનું લક્ષ્ય સાધવા સમર્થ કરશે.

'વિદ્યા વધારવાની પણ અહીં સામગ્રી નથી. ન મળે પુસ્તકો, ન મળે પાનિયાં કે ન મળે વર્તમાનપત્રો. આ કારાગારમાં ઊંચી રસિક વાતો કરવાની કે સાંભળવાની સ્વાને પણ તક નહીં. ગામમાં સરખી સાહેલીઓ પણ નથી. છે તે ક્ષુદ્ર વિશ્વમાં મહાલનારી. હશે, એવો અફસોસ શા કામનો? જે ભાથું આજ લગીમાં મેળવ્યું છે તેનો જ ઉપયોગ કરીશ તે થોડો છે? વિચારો તો ઘણા દિવસ કર્યા. હવે જ તેમને આચારમાં ઉતારવાના વિકટ પ્રસંગો આવતા જાય છે, તેમાં વિજય મળે તો જ સાચી વિદ્યા પ્રાપ્ત કરી કહેવાય. મૂંઝવણ થશે તો મારો ભગવાન ક્યાં દૂર છે?

'પણ ભક્તિ કરવા કે વિચાર કરવા ફુરસદ ક્યાં છે? આ અસંસ્કારી સ્ત્રીઓમાં કૃત્રિમ – ગુલામગીરીનું જીવન ગાળવાનું છે. હૃદયમાં દાવાનળ ભડભડતો હોય છતાં મુખ ઉપર સૌમ્ય પ્રસન્નતા રાખવાની છે. સૌનો પડ્યો બોલ ઉપાડવાનો છે અને બધાની ખિજમતમાં ખડે પગે રહેવાનું છે.'

*

'આજ શિવલાલને ત્યાં જઈ આવ્યો. દિલ ખોલી એણે વાત કરી. મેં ધાર્યું તેમ જ નીવડ્યું. જે દોલતની રૂપહીનતા એને સાલતી હતી તે જ દોલતના ગુણોથી એનું જીવન ફરી ગયું છે.'

'મેં પણ ઊડતી ઘણી વાત સાંભળી છે. આમ પણ એનામાં ઘણો ફેર પડી ગયો છે.'

'કહે છે કે એના મંદવાડમાં દોલતે એની ચાકરી એવી સારી કરી કે એ દોલતનો ગુણપૂજક થઈ ગયો છે. મંદવાડમાં હું એક વાર ખબર પૂછવા ગયો હતો ત્યારે મેં નજરોનજર પરિચર્યા જોઈ હતી. સુશિક્ષિત પરિચારિકા જેવી સારવાર કરે તેવી કરતી હતી અને વધારામાં પતિ માટે સ્નેહાળ હિન્દુ સુન્દરીનો ભાવ તે સારવારમાં ઓતપ્રોત હતો.'

'એના બાપે છોકરીને કેળવણી તો સારી આપી છે.'

'શિવલાલનો મિત્ર માણેકલાલ કહેતો હતો કે આવી સારવાર આપણી નાતમાં કોઈ પ્રૌઢા કરી શકે એમ નથી તો પછી યુવતીની તો વાત જ શી? આવી માંદગી શિવલાલને દર વર્ષે ભોગવવી પડે છે. મહિનો–દોઢ મહિનો ખાટલાવશ રહેવું પડે છે અને શક્તિ બધી પાછી મેળવતાં બે–ત્રણ મહિના જાય છે. પણ આ વખત તો આઠ દિવસમાં જ હરતોફરતો થઈ ગયો. શક્તિ ક્ષીણ જ ન થઈ હોય એવું લાગ્યું'તું. બાયડીની સારવારનો જ એ પ્રતાપ હતો એવું એનું માનવું છે.'

'પહેલાં તો પુસ્તકશાળા કે ભાષણોમાં જતો નહીં. હવે બધે જાય છે. ઉમંગથી બધામાં સામેલ થાય છે. નાતની અને ગામની સંસ્થાઓમાં ખરા દિલથી કામ કરે છે.'

'એના પહેરવેશમાં ફેર પડી ગયો છે. અંગ્રેજશાઈ બધું જ હતું તે ઓછું થયું છે.'

'સ્ત્રીકેળવણીનો મોટા હિમાયતી થઈ પડ્યો છે. સ્ત્રીઓ સંબંધી એના વિચારો પણ ફરી ગયા છે. લલિતકલાઓના પ્રદર્શનમાં ફેશનદાર રૂપવંતી યુવતીઓની સાથે ફરવામાં જે લહાવો એને મળતો હતો તે લહાવો હવે ગુણવંતી અને સંસ્કારી સ્ત્રીઓના સહવાસમાં તે શોધે છે. જેમના રૂપથી એ મોહ્યો હતો તેમનાં ચરિત્ર જાણી ખિન્ન થયો છે.'

'પેલી પ્રેમદાના 'પરાક્રમો' જોયાં ને? સ્ત્રીનું ભૂષણ શીલ, સત, ફેશન કે રૂપ નહીં; વૈભવ, મોજ, એશઆરામ, તુમાખ નહીં, પવિત્રતા એ જ ખરું

ભૂષણ. એ જ હીરામોતીનો અલંકાર. આપણાં બાળકોને પૈસા અને વૈભવના વાતાવરણમાં ઉછેરીએ છીએ; પવિત્રતા, શીલ, સાધુતાના વાતાવરણમાં નહીં. છોકરીનું સાસરું શ્રીમંત શોધીએ છીએ – પવિત્ર અને સંસ્કારી નહીં.'

શિવલાલ આવી રીતે અનેક મિત્રમંડળોમાં સંલાપનો વિષય બનતો.

*

'ઓરડામાં હવે કેવી વ્યવસ્થિતતા છે? કેવો આરામ છે? દોલતને આ બધું કરવાનો વખત ક્યાંથી મળે છે? મારી બાના રાજ્યમાં ઘરનું નાનુંમોટું સર્વે કામ એને કરવું પડે છે. મારા ભાંડુઓની પ્રીતિપાત્ર બની રહી છે. સૌ ભાભી પાછળ ઘેલાં છે. અમારા સૌની ગુરુ થઈ બેઠી છે. અમારા સંસ્કાર જાગૃત કરવા કે અમારામાં નવા સંસ્કાર પાડવા થઈ શકે તેટલું મીઠાશથી, વિવેકથી, સુશીલતાથી કરે છે. રૂપ નહીં પણ ગુણ જ જગતમાં અમર છે, સફળ છે, કીર્તિવંત છે એનું દોલતને ન પરણ્યો હોત તો માને કેવી રીતે ભાન થાત?......જે જે રૂપાળી કન્યાઓ માટે હું તલસતો હતો તે બધીના ભવાડા સાંભળી સાંભળી મારી જાતને ધન્યવાદ આપું છું. પૂર્વજન્મનાં પુણ્ય કે એ નરકમાંથી બચ્યો. એકને રાંધવાની આળસ છે, ધણીને પેટપૂરું ખવડાવતી નથી તો પછી સ્વાદિષ્ટ ભોજન રાંધવાનો સવાલ જ ક્યાં? એક રોજ માંદી રહે છે, ધણી પૈસે તેમ સુખે ખુવાર થઈ ગયો છે. એકને કસુવાવડ જ થયા કરે છે; અને નવાં નવાં કપડાં પહેરવામાં દેવું કરી ધણીનાં બાપીકાં ઘર હરાજ કરાવ્યાં છે. નવી નવી ફેશનનાં ઘરેણાં વારેવારે કરાવવામાં એકે પોતાનું પલ્લું અડધું કરી નાખ્યું છે; શીળી નીકળવાથી એક રૂપ ખોઈ બેઠી છે; રૂપના તુમાખમાં એક શીલભ્રષ્ટ થઈ બેઠી છે; એક પરણતાં જ વિધવા થઈ છે — રૂપના ગર્વમાં ન કેળવી આવડત, ન મેળવી વિદ્યા કે ન બાંધ્યું ચારિત્ર્ય, એટલે અત્યારે હેરાન હેરાન થાય છે. મેં બધી ચોકસાઈ રાખી છે. રૂપાળી ગઈ છે ત્યાં કોઈ સુખી નથી થયું. રૂપ એ જ એમનો ગુણ અને દુર્ગુણ પણ. ન મળે જૂની કે નવી સંસ્કારિતા. એમની વાત સાંભળો તો જુગુપ્સા આવે. વિચાર, લાગણી, ભાવના તદ્દન સામાન્ય. માત્ર ફેશનદાર કપડાં પહેરવામાં, માથાના વાળ ઓળવામાં અને રસ્તામાં કેડમાંથી વાંકી વળી સર્પગતિએ સૂર્યકિરણોની ચાલે ચાલવામાં બધી હોંશિયાર. તબિયત બધીની નાજુક અને બિમાર. ન મળે કોઈના શરીર પર લોહીની લાલી. સુખનાં જે જે સ્વપ્નાં મારા યુવાનમિત્રોએ કલ્પ્યાં હતાં તે બધાં ધ્વસ્ત થયાં છે. હા! ગામગપાટા હાંકવામાં સૌ કાબેલ છે, ભપકાદાર પહેરવેશ કરી મહાલવામાં એક્કો છે. મારી પણ એ જ વલે થાત, દોલત ન મળી હોત

તો. મારું તો ભવન જ ફરી ગયું. મારા વિચારો ફરી ગયા, મારી ભાવના પલટાઈ ગઈ. મારો જીવનક્રમ પણ ફેરવાઈ ગયો. મારું જીવન સફળ કરવાનો માર્ગ મને મળ્યો.

રૂપની સાથે જે જે સંસ્કારિતાની હું અપેક્ષા રાખતો હતો — રૂપમાં અને ફેશનમાં સર્વે રહેલી હોય છે એમ હું માનતો હતો તે રૂપની સાથે જોઈ શક્યો નથી પણ ગુણે તો મારી ભૂખ જુદી જ રીતે મટાડી છે.

અમારે ત્યાં એક વખત છબીઓનું સ્નેહજીવન હતું. હજુયે લુપ્ત નથી થયું. પત્નીની ત્રણચાર જાતની છબીઓ ઓરડામાં ટાંગવામાં અથવા ટેબલ પર મૂકવામાં જિંદગીનું પરમ સૌભાગ્ય હતું. કોચ ઉપર પતિ સૂવે અને પત્ની પગ આગળ નીચે બેસી ફીડલ વગાડતી હોય, પતિ ઊભા હોય અને પત્ની હારમોનિયમ વગાડતી હોય, પડદા ઉપર ચીતરેલી ઇંગ્લિશ ફૂલવાડીમાં જાણે ફૂવારાકાંઠે પત્ની બેઠી હોય એવી એવી વિવિધ ઢબમાં છબીઓ પડાવવામાં અનેરો લહાવો હતો. અમારી પત્નીઓ આવી રીતે અમારી દેવીઓ થતી. તેમને વાંચવાનો કંટાળો રહેતો. તેમનામાંથી સગપણના સ્નેહ ઊડી જતા, વિવેક, વિનય, સૌજન્ય તેમનામાંથી અદૃશ્ય થતાં; છતાં અમારી તે દેવીઓ હતી. એમના સહવાસમાં અમે અમારી જુવાનીના સ્વર્ગોમાંથી ધીમે ધીમે પૃથ્વી પર સરી પડતા હતા છતાં અમારી તે દેવીઓ હતી, આવું અમારું પૂર્વગ યુવાનોનું જીવન હતું. એમાંના એકે મને થોડા જ દિવસ ઉપર પૂછ્યું હતું: 'વાર્તામાં અને કવિતામાં જેવા સ્નેહ વિષે વાંચીએ છીએ એવો સ્નેહ હિન્દુ સંસારમાં જોયો છે?'

પછી આવ્યો અમારો જમાનો. અમને જાગ્યો શોખ સંવનનનો. પૂર્વકાળનો એક બીજો વારસો અમારામાં સોળે કળા ઊતરી આવ્યો હતો. જુવાનો અને યુવતીઓને, બાળકો અને બાલિકાઓને 'ફેશનેબલ' કપડાંથી પોતાની નાગરિકતા અને રસિકતા માણવાની વિનાશક આદત પડી છે. અમને મન કે હૃદય શણગારવા કરતાં દેહ શણગારવો વધારે ગમે છે. એટલે શણગારના બહારમાં સ્ત્રીઓના દેહ અમને આકર્ષે છે. એ દેહો અને એમનું લાવણ્ય ખીલવવા વપરાતી નાના પ્રકારની યુક્તિઓ પ્રત્યક્ષ નિહાળવા, તૃપ્તિ થાય ત્યાં લગી તેમનું પાન કરવા, એ દેહોના વધારે ને વધારે સહવાસમાં આવવા અને ગુણો કરતાં રૂપ અને છટાથી એકબીજામાં લુબ્ધ થઈ અમારા સંસાર રચવાની મહેચ્છા પ્રવર્તે છે. છબીઓના સ્નેહજીવન પછી શણગારનું સ્નેહજીવન આવ્યું છે.'

*

'કેમ પ્રમિલા, આવને બેન, બપોરે ક્યાં ચાલી? જો તારા કાકા બોલાવે.'

'કાકી, ક્યારે આવ્યાં? કાકાજી, જયશ્રીકૃષ્ણ.'

'આવ બ્હેન. હવે તો તું બહુ મોટી થઈ ગઈ. તારા સસરાનું શરીર તો સારું છે ને?'

'વાઘ જેવું હવે તો થયું છે. અખાડામાં બધાને કસરત રોજ કરાવે છે.'

'હેં. આટલી ઉંમરે! મેં સાંભળ્યું છે કે તમે બધાએ હમણાં સારી સારી પ્રવૃત્તિઓ ઉપાડી છે. તમારું 'અંબામંડળ' કેમ ચાલે છે?'

'અત્યારે ત્યાં જ હું જાઉં છું. ફુરસદે કાકી, તમે પણ ત્યાં આવજો. બપોરે બાર કે એકથી સાંજે ચારપાંચ વાગ્યા લગી સૌ સૌની અનુકૂળતા પ્રમાણે મળીએ છીએ.'

'તમે આ બધાં ભેગાં થઈને નાતજાતની કુથલી કરતાં હશો.'

'ના, કાકી. ભણીએ છીએ, વાંચીએ છીએ, સીવતાં, વેતરતાં શીખીએ છીએ, કથા સાંભળીએ છીએ. વિધિઓ, ઉત્સવો, પૂજા, વ્રત વગેરેનાં રહસ્ય જાણીએ છીએ. પરિચર્યા, વૈદક વગેરે વિશે શીખાય તેટલું શીખીએ છીએ. સંગીત, ચિત્ર, ભરતગૂંથણની લલિતકળાઓ શીખીએ છીએ. ગૃહકળાઓ અને ગૃહવ્યવસ્થાનું જ્ઞાન વધારીએ છીએ. શરીર નિરોગી અને તાકાતવાળું કરીએ છીએ. અમારા બધાંના જીવનમાં નવો રસ આવ્યો છે. અમારામાં નવું જોમ આવ્યું છે. સુખ પણ અજબ માણીએ છીએ.'

'પણ, વારુ, તમને એ બધું શીખવે છે કોણ અને એનું ખરચ શી રીતે કાઢો છો?'

જ લાભ છે. અદેખાઈ, હરીફાઈ, પ્રપંચ, દગો, જૂઠાણું, છળકપટ, ટાપટીપ બધું નાશ પામે અને સૌનો આ ભવ અને પરભવ સુધરી જાય. તેમાંયે દરેક નાત પોતાના દેશને સુખી, સમૃદ્ધ, સબળ, સાધુ કરવા પોતે જ એવી બને તો કેવું સારું ? નાતને લીધે આપણે જે સગવડો છે, જે સંબંધો છે, જે લાભ છે, તે બધું આપણા દેશના ઉત્કર્ષ માટે આપણા પંડના વિકાસ માટે ઉપયોગમાં લેવાય તો કેવું સારું ? આપણે ગુજરાતીઓ છીએ એવું લાગશે તો પછી ઘણાં મોટાં ગુમાન, ઘણું અજ્ઞાન, ઘણો હ્રાસ, ઘણો નિપાત આપણી નાતોમાંથી કમી થઈ જશે.'

'પ્રભુ કલ્યાણ કરો એ છોકરીનું ! સંસારસુધારાનું, દેશકલ્યાણનું એણે વ્યવહારુ પગલું લીધું છે. પ્રભુએ એને નિમિત્ત બનાવી છે તો યશ પણ આપશે. ગુજરાત હાલ કેવી અધમ દશામાં છે; કેટલો પાછળ છે તે જ્યારે આપણી નાતો સમજશે અને ગુજરાત માટે પોતાની નાત સુધારવા અને પ્રગતિમાન કરવા કેડ કસશે ત્યારે જ ગુજરાતનો સિતારો સિકન્દર થશે.'

'દોલતબહેનનું રોજ એ જ કહેવું છે. સર્વે નાતોએ ગુજરાતીપણાની લાગણી કેળવવી અને નાતોનું નાતપણું અલગ રાખી ભળાય તેટલું ભળવું એ વિચારની અસર થવા માંડી છે. અહીંની બધી સ્ત્રીઓ મળી વિદ્યાલય અને આર્તાલય ચલાવવા તજવીજ કરે છે. અમારી પ્રવૃત્તિઓ શરૂ થયા પછી ગામમાં જાદુઈ ચેતન આવ્યું છે. જ્યારે આમાં પડયા ત્યારે જ જણાયું કે ભવિષ્યનો આપણે ત્યાં બિલકુલ વિચાર નથી—પુનર્જન્મને માનીએ છીએ છતાં આવતા જન્મને માટે બિલકુલ દરકાર નથી, પછી સંતતિને માટે તો હોય જ કયાંથી ? આવી સ્થિતિમાં કેટલી બધી શક્તિ કટાઈ જાય છે, ક્ષીણ પામે છે, સ્તબ્ધ રહે છે કે ઊઘડતી જ નથી ?'

'આ બધું અમને પણ જુવાનીમાં લાગ્યું હતું પણ અમારામાં વિચારના વેગ જેવું આચારબળ નહોતું, અમારામાં ત્યાગવૃત્તિ નહોતી, ભવિષ્યનો વિચાર નહોતો. અમને અમારા વિચારોમાં શ્રદ્ધા નહોતી. અમારું વિચારજીવન એ પણ અમારા વિલાસી જીવનનો એક વૈભવ—મોજ હતી. પ્રભુ ! તમારા મનોરથ પૂરા પાડો.'

*

ચાંદનીનો બહાર ધીમે ધીમે ખીલતો હતો. ચૈત્રની શીતળ અને મધુર રજની જેવી રજની હતી. અગાસીમાં દંપતી વિનોદ કરતાં હતાં. દોલતના મોં ઉપર ચંદ્રપ્રકાશ પડતો હતો. તેણે ચાંદની જેવાં જ સફેદ વસ્ત્ર પહેર્યાં હતાં. શરીર પર કાચની બંગડી અને કપાળમાં ચાંલ્લો એ જ માત્ર મંગળ આભૂષણ

'આવ બહેન. હવે તો તું બહુ મોટી થઈ ગઈ. તારા સસરાનું શરીર તો સારું છે ને?'

'વાઘ જેવું હવે તો થયું છે. અખાડામાં બધાને કસરત રોજ કરાવે છે.'

'હેં. આટલી ઉંમરે! મેં સાંભળ્યું છે કે તમે બધાએ હમણાં સારી સારી પ્રવૃત્તિઓ ઉપાડી છે. તમારું 'અંબામંડળ' કેમ ચાલે છે?'

'અત્યારે ત્યાં જ હું જાઉં છું. ફુરસદે કાકી, તમે પણ ત્યાં આવજો. બપોરે બાર કે એકથી સાંજે ચારપાંચ વાગ્યા લગી સૌ સૌની અનુકૂળતા પ્રમાણે મળીએ છીએ.'

'તમે આ બધાં ભેગાં થઈને નાતજાતની કુથલી કરતાં હશો.'

'ના, કાકી. ભણીએ છીએ, વાંચીએ છીએ, સીવતાં, વેતરતાં શીખીએ છીએ, કથા સાંભળીએ છીએ. વિધિઓ, ઉત્સવો, પૂજા, વ્રત વગેરેનાં રહસ્ય જાણીએ છીએ. પરિચર્યા, વૈદ્યક વગેરે વિશે શીખાય તેટલું શીખીએ છીએ. સંગીત, ચિત્ર, ભરતગૂંથણની લલિતકળાઓ શીખીએ છીએ. ગૃહકળાઓ અને ગૃહવ્યવસ્થાનું જ્ઞાન વધારીએ છીએ. શરીર નિરોગી અને તાકાતવાળું કરીએ છીએ. અમારા બધાંના જીવનમાં નવો રસ આવ્યો છે. અમારામાં નવું જોમ આવ્યું છે. સુખ પણ અજબ માણીએ છીએ.'

'પણ, વારુ, તમને એ બધું શીખવે છે કોણ અને એનું ખરચ શી રીતે કાઢો છો?'

'કાકા, અમારામાંથી ઘણી સ્ત્રીઓએ પોતાના અલંકાર વેચી દ્રવ્ય આપ્યું છે. માત્ર સૌભાગ્યનાં મંગલ ભૂષણો રાખ્યાં છે. ખર્ચમાં બને તેટલી કરકસર કરીએ છીએ. જુદી જુદી નાતમાં આવાં મંડળો છે તેમની સાથે જેટલું સહકાર્ય થઈ શકે તેટલું કરી ખર્ચ વહેંચી લઈએ છીએ અને વેરાયેલી આવડત અને જ્ઞાનસંપત્તિનો લાભ લઈએ છીએ. બાકી અમારામાં દોલતબહેન એવાં તો હોંશિયાર અને કાબેલ છે કે કોઈની અમને ગરજ પડતી નથી. બધે પહોંચી વળે એવાં છે. સાક્ષાત્ સરસ્વતીનો અવતાર.'

'કોણ પેલી દોલત! શિવલાલની વહુ! હવે બેને કેમ બને છે બહેન?'

'ઘણું જ સારું, કાકી! બન્ને ધણી-ધણિયાણીનો જેવો એકરાગ છે તેવો ક્યાંયે નહીં હોય, જ્ઞાતિમાં નવો રસ એ જ લાવ્યાં છે. વિલાસ, વૈભવને ઠેકાણે સેવાની ભાવના એમણે જ ફેલાવી છે. દોલત કહે છે કે માણસ સંસારમાં એકલો નથી પણ સર્વમાંનો એક છે. બધાંની સાથે એને નિસ્બત છે, લેણાદેણી છે. પંડના સુખ, મોજ કરતાં સર્વનાં સુખ, વૈભવ, આરામ માટે સૌ પ્રયત્ન કરે તો

જ લાભ છે. અદેખાઈ, હરીફાઈ, પ્રપંચ, દગો, જૂઠાણું, છળકપટ, ટાપટીપ બધું નાશ પામે અને સૌનો આ ભવ અને પરભવ સુધરી જાય. તેમાંયે દરેક નાત પોતાનાં દેશને સુખી, સમૃદ્ધ, સબળ, સાધુ કરવા પોતે જ એવી બને તો કેવું સારું ? નાતને લીધે આપણે જે સગવડો છે, જે સંબંધો છે, જે લાભ છે, તે બધું આપણા દેશના ઉત્કર્ષ માટે આપણા પંડના વિકાસ માટે ઉપયોગમાં લેવાય તો કેવું સારું ? આપણે ગુજરાતીઓ છીએ એવું લાગશે તો પછી ઘણાં મોટાં ગુમાન, ઘણું અજ્ઞાન, ઘણો હ્રાસ, ઘણો નિપાત આપણી નાતોમાંથી કમી થઈ જશે.'

'પ્રભુ કલ્યાણ કરો એ છોકરીનું ! સંસારસુધારાનું, દેશકલ્યાણનું એણે વ્યવહારુ પગલું લીધું છે. પ્રભુએ એને નિમિત્ત બનાવી છે તો યશ પણ આપશે. ગુજરાત હાલ કેવી અધમ દશામાં છે; કેટલો પાછળ છે તે જ્યારે આપણી નાતો સમજશે અને ગુજરાત માટે પોતાની નાત સુધારવા અને પ્રગતિમાન કરવા કેડ કસશે ત્યારે જ ગુજરાતનો સિતારો સિકન્દર થશે.'

'દોલતબહેનનું રોજ એ જ કહેવું છે. સર્વે નાતોએ ગુજરાતીપણાની લાગણી કેળવવી અને નાતોનું નાતપણું અલગ રાખી ભળાય તેટલું ભળવું એ વિચારની અસર થવા માંડી છે. અહીંની બધી સ્ત્રીઓ મળી વિદ્યાલય અને આર્તાલય ચલાવવા તજવીજ કરે છે. અમારી પ્રવૃત્તિઓ શરૂ થયા પછી ગામમાં જાદુઈ ચેતન આવ્યું છે. જ્યારે આમાં પડચા ત્યારે જ જણાયું કે ભવિષ્યનો આપણે ત્યાં બિલકુલ વિચાર નથી — પુનર્જન્મને માનીએ છીએ છતાં આવતા જન્મને માટે બિલકુલ દરકાર નથી, પછી સંતતિને માટે તો હોય જ ક્યાંથી ? આવી સ્થિતિમાં કેટલી બધી શક્તિ કટાઈ જાય છે, ક્ષીણ પામે છે, સ્તબ્ધ રહે છે કે ઊઘડતી જ નથી ?'

'આ બધું અમને પણ જુવાનીમાં લાગ્યું હતું પણ અમારામાં વિચારના વેગ જેવું આચારબળ નહોતું, અમારામાં ત્યાગવૃત્તિ નહોતી, ભવિષ્યનો વિચાર નહોતો. અમને અમારા વિચારોમાં શ્રદ્ધા નહોતી. અમારું વિચારજીવન એ પણ અમારા વિલાસી જીવનનો એક વૈભવ—મોજ હતી. પ્રભુ ! તમારા મનોરથ પૂરા પાડો.'

*

ચાંદનીનો બહાર ધીમે ધીમે ખીલતો હતો. ચૈત્રની શીતળ અને મધુર રજની જેવી રજની હતી. અગાસીમાં દંપતી વિનોદ કરતાં હતાં. દોલતના મોં ઉપર ચંદ્રપ્રકાશ પડતો હતો. તેણે ચાંદની જેવાં જ સફેદ વસ્ત્ર પહેર્યાં હતાં. શરીર પર કાચની બંગડી અને કપાળમાં ચાંલ્લો એ જ માત્ર મંગળ આભૂષણ

હતાં. તેના હાથમાં સિતાર હતું. તેની કોમળ આંગળી તાર પર રમતી હતી. સિતારના સૂર સાથે કંઠના સૂરનો સંવાદ અદ્ભુત જામ્યો હતો. શિવલાલ સંગીતનું શ્રવણ કરતો હતો. દોલત રૂપ રૂપનો અંબાર નહોતી, તેનું મોં ઘાટીલું નહોતું. પણ તે કદરૂપી નહોતી, ઘઉંવર્ણી હતી. તેના મોં ઉપર તપસ્વીનું તેજ હતું. પવિત્ર ભાવનાનું ઓજસ હતું, તેની આંખોમાં એકાગ્રતાનું નૂર હતું. તેના કપાળ પર દૃઢ નિશ્ચય અને કાર્યસિદ્ધિની મુદ્રા હતી. આ સર્વ તેજમાં પ્રતાપ હતો પણ તે સ્નેહપૂર્વક હતો. રાજ્ઞી અને માતાનાં રૂઆબ અને વહાલ હતાં. કુદરતના પ્રકાશમાં, શીતળતામાં શાંતિ, ગંભીરતામાં આ મૂર્તિ શિવલાલને કોઈ દિવસ ન લાગેલી એવી હૃદયહર લાગતી હતી. તેનું સંગીત તેના જીવનની પાંખડીએ પાંખડી ઉઘાડતું હતું.

આ સંગીત અનુપમ બન્યું છે. નાતોના ભેદપ્રભેદ ગુજરાતની સેવામાં, ગુજરાતની ઉન્નતિ સાધવાના પ્રયાસમાં — ભારતવર્ષને ચેતનવંતો કરવામાં, ગુજરાતનો ધર્મ બજાવવામાં કેવી રીતે દૂર થઈ જાય છે, નાતોની પ્રત્યેકની સામાજિક વ્યવસ્થા અને ખાસિયતો કાયમ રહી, અન્યોન્યની અલગતા, અતડાપણું, દ્વેષ, અસહકારિતા, સ્વાર્થપરાયણતા, રાષ્ટ્રવિમુખતા કેવી રીતે બળહીન, પ્રભાવશૂન્ય થઈ જાય છે તેનો આબેહૂબ ભાવ આ સંગીત ઉપજાવે છે.

જે હૃદયમાંથી આ સંગીત ઊપજ્યું છે તે હૃદયની સેવાઓ પણ જુદે જુદે સ્થળે જુદે જુદે રૂપે પ્રકટ થતી જાય છે એટલે છૂટા છૂટા સૂરે નહીં પણ સંવાદી સંગીત સર્વ સ્થળે ગાજી રહેશે.'

'મને પોતાને બે મોટા સંતોષ થયા છે. તમારી સ્નેહપાત્ર થઈ શકી —'

'સ્નેહ એટલે શું તેનો અનુભવ તમે જેવો કરાવ્યો છે એવો અનુભવ મારા મૂર્ખ વિકારોમાં મને કદી થાત ખરો કે? હું કેવા ક્ષુદ્ર સ્નેહ માટે તલસતો હતો અને મને તમે કેવા અનુપ સ્નેહથી સુખી સુખી કરી દીધો છે! તમે મારાં સ્નેહપાત્ર ન થાઓ તો પછી કોણ થશે? પણ સુંદરી! મને સંશય રહે છે — સંશય કરવો એ મહાપાતક છે છતાં તેને દબાવી શકતો નથી, કે તમારા હૃદયમાં મને સ્થાન છે પણ હું તેનો અધીશ્વર — ચક્રવર્તી સમ્રાટ નથી. હું જાણું છું કે એ પદને માટે લાયક નથી છતાં મને ઓછું આવે છે.'

'આપ લાયક છો. આપના ગુણો હું જાણું છું તેટલા કોણ જાણે છે? મારા હૃદયે આપને ઘણાં વર્ષો પૂર્વે પિછાન્યા હતા તેથી જ હું સંતપ્ત નહોતી, પણ નાથ! મારા હૃદયનો અધીશ્વર મારો દેશ છે. આપનું સ્થાન માત્ર તેના પછી છે. દેશ અમર છે મનુષ્ય — પછી સ્નેહનું અદ્વિતીય પાત્ર મનુષ્ય, પણ નશ્વર છે. એટલે હૃદયેશ્વર દેશ છે. હું નિરુપાય છું. આપને સર્વશ્રેષ્ઠ પદવી નથી

આપી શકાતી. મારાં પાતિવ્રત્યમાં એથી લાંછન લાગતું હશે. પણ દેશનો ઉદ્ધાર એ મહત્ત્વનો પ્રશ્ન છે. માનવીઓની ન્યૂનતા, માનવીઓનાં સ્ખલનો ક્યારે નથી થતાં? સંપૂર્ણ વિશુદ્ધિ, સંપૂર્ણ નિર્દોષતા, સંપૂર્ણ પવિત્રતા માત્ર આદર્શ છે. હું આદર્શભ્રષ્ટ નથી પણ ત્યાં લગી પહોંચી શકી નથી. દેશની અને આપની સેવામાં મારો વિકાસ થયો છે—પણ નાથ! દેશ અને આપનાથીયે ઊંચું સ્થાન હૃદયમાં ઈશ્વરનું છે. તે નિરંતર સર્વત્ર વ્યાપેલો છે. છતાં હજુ હું એનું અધિરાજ્ય અનુભવી શકી નથી. તેનો સંપૂર્ણ સાક્ષાત્કાર થયો નથી.'

દોલતના હૃદયમાંથી ઊંડો નિસાસો નીકળ્યો.

'આ તૃષ્ણા મૃત્યુ લગી અપૂર્ણ રહે છે. કોઈની તૃપ્ત થઈ છે? જેમ જેમ સાક્ષાત્કાર વધતો જાય છે તેમ તેમ વિશેષ ને વિશેષ માટે વાંછના પણ વધતી જવી જોઈએ. તમને તમારી સેવાઓમાં કેટલી બધી વાર એવો વિષમ અનુભવ થયો છે? તમારી સેવાઓથી તમને સંતોષ થયો છે? એક સેવાનો ઉપક્રમ થયો ત્યાં બીજી અનેક સેવાની જરૂર નથી લાગી?'

'સૌથી મૂંઝવણનો વિકટ પ્રશ્ન જનસેવા કે દેશોદ્ધાર નથી પણ વ્યક્તિમાત્રના આત્મવિકાસ અને પરના કલ્યાણ કાજે સ્વાર્થત્યાગ અને સમષ્ટિના હિત માટે શક્તિસંપન્નતાનો છે. એમાં નિરાશા ડગલે અને પગલે નિરુત્સાહી કરે છે. માત્ર બીજાઓના સંબંધમાં જ નહીં પણ મારી પોતાની જાત પણ એ સ્ખલનોથી મુક્ત નથી.'

'કર્તવ્યની ગંભીર ભાવના હોય ત્યારે આવો અસંતોષ રહે જ. મનુષ્યની પરિમિત શક્તિઓ—તેમાંયે હિંદુ સ્ત્રીઓની પ્રચલિત અવનત સ્થિતિમાંની શક્તિઓ અને તેમને ઉપયોગી થવાનાં ક્ષેત્રો અને સંજોગો અલ્પ અને વિકટ એ બધું ધ્યાનમાં લેતાં આટલાં વર્ષોમાં તમારાથી સિદ્ધ થયેલું કામ ઓછું નથી. કોઈ પણ દેશભક્તને નિરાશ કરે એવું નથી. તમે એકલાંએ મેટ્ઝિની, કેવહર અને ગેરિબલ્ડી; ઝેશેન્ચી અને પ્રેટુકીનું ભેગું કામ કર્યું છે, તમારી સાક્ષરસેવાએ ભાવના જાગૃત કરી છે, લોકોને નવું દૃષ્ટિબિન્દુ આપ્યું છે, પ્રસંગો અને ઉપક્રમો માટે તમારી જાતને તમે કેળવી છે. સંપન્ન કરી છે. તમે સંસ્થાઓ સ્થાપન કરી છે, ત્યાગ કર્યો છે, ભોગ, વૈભવ, વિલાસ ત્યજ્યા છે, તમે તમારું જીવન સાર્થક કર્યું છે.'

'આત્મપ્રશંસા સાંભળવી અથવા વાંચવી એ દોષ છે, તેમાંયે કાન્ત પાસે કાન્તાએ સાંભળવી એ સ્નેહનું ખંડન કરવા જેવું છે.'

*

'લાડકીબહેન! રિપોર્ટ તૈયાર થઈ ગયો? ગુજરાતી સ્ત્રીઓની પરિષદની

તારીખો નક્કી થઈ આવી છે. તે પહેલાં છપાવી પ્રકટ કરવાનો છે.'

'તૈયાર છે, મુખ્ય મુખ્ય વિગત સાંભળશો, દોલતબ્હેન ?'

'હા, જોઈ જઈએ.'

'રોગ અને મૃત્યુની સામે ચલાવેલી લડતનો અહેવાલ છે. શરીરબળની વૃદ્ધિ માટે કરેલા પ્રયાસોનો વૃત્તાંત છે. જ્ઞાન પ્રસારણ માટે કરેલી વ્યવસ્થાનું વર્ણન છે. દારિદ્યનિવારણ માટે લીધેલા ઉપાયોની હકીકત છે. ઉદરનિર્વાહ માટે સ્ત્રીઓને જુદી જુદી રીતે લાયક કરવા કરેલી તજવીજનો અહેવાલ છે. જીવનમાં રસ આણવા ઉપસ્થિત કરેલી યોજનાઓનું વર્ણન છે. આ બધી પ્રવૃત્તિઓથી ગુજરાતને પ્રાપ્ત થયેલી પ્રતિષ્ઠા, ગુજરાતમાં જાગેલા ઉત્સાહ અને તેમને લીધે ગુજરાતે હિન્દુસ્તાનની કરેલી સેવા વિષે નિરૂપણ છે. લાગણીઓનો નહીં પણ સિદ્ધિઓનો વૃત્તાંત છે.'

'બહેન! જુદી જુદી નાતો છતાં, જુદા જુદા સંસ્કારો છતાં, જુદી જુદી કેળવણી છતાં, જુદા જુદા ઉછેર છતાં, જુદી જુદી સંપત્તિ છતાં આપણે આટલું કરી શક્યાં એ પરમ સંતોષની અને ભવિષ્યની ઉત્સાહી આશાની વાત છે. ગુજરાત ! તું અમારી જન્મભૂમિ છે. તારા ઉત્કર્ષમાં અમારો ઉત્કર્ષ છે. તારી પ્રતિષ્ઠા એ અમારી પ્રતિષ્ઠા છે. તારી ઉપયોગિતા એ જ અમારી ઉપયોગિતા છે. તારી શક્તિ અને સંપત્તિ ભારતવર્ષને માટે છે અને અમારી શક્તિ અને સંપત્તિ તારે માટે છે. અમારું જીવન તને સમર્પ્યું છે અને નિરંતર સમર્પેલું રહેશે. સમર્પણમાં અમે મુક્તિ મેળવી છે. અમે મુક્ત તો તું પણ મુક્ત. રહેજે હંમેશ એવો મુક્ત !'

# મંગળા

કાલે રાત્રે મંગળા અને મગનલાલનાં લગ્ન થવાનાં. મગનલાલે ઘણા ધન-પછાડા માર્યા પણ વેશવાળ તૂટ્યું નહીં.

મંગળાને પરણવા મગનલાલ કેમ રાજી નહોતો ? મગનલાલ આ જમાનાનો 'ફેશનેબલ જેન્ટલમેન' હતો. અંગ્રેજ અને પારસી સંસારનો ભક્ત હતો. નવલકથા, સચિત્ર ચોપાનિયાં અને 'સિનેમા' પરથી એણે અંગ્રેજ સંસારનો પરિચય મેળવ્યો હતો. કૉલેજમાં પારસી સહાધ્યાયીઓ સાથે વાતચીત કરી તેમના સંસારનો પરિચય મેળવવા પ્રયત્ન કર્યો હતો.

આ પરિચયથી હિંદુઓના ઢીંગલાઢીંગલીનાં લગ્ન તરફ એને જબરો તિરસ્કાર થતો હતો. સંવનન (Courtship) વગર લગ્ન કરવામાં મોટું દુઃખ જણાતું.

સંવનન વિશેનો મગનલાલનો ખ્યાલ જોવા જેવો હતો. પક્ષીસૃષ્ટિમાં માદાને પરણવાની ઇચ્છા થાય છે ત્યારે નરપક્ષીઓથી એ ઇચ્છા સમજાય એવો અવાજ તે કાઢે છે. અવાજ સાંભળતાં જ સ્થળેસ્થળેથી નરપક્ષીઓ આવી માદાની આસપાસ ફરતા ફરતા પોતાના સૌંદર્યની વિધવિધ પ્રકારની ખૂબીઓ બતાવી બતાવી, માદા પાસે પોતાની પસંદગી કરાવવા મહેનત કરે છે. આથી ભેળો સ્વયંવર રચવાની 'મહેચ્છા' મગનલાલની હતી. નાતની સુંદર કન્યાઓ ભેગી થાય અને તેમના સમાગમમાં પોતે આવે. પછી જે કન્યા પસંદ પડે તેને મગન-લાલ વહુ બનાવે.

આ 'મહેચ્છા' સફળ કરવામાં મગનલાલને બહુ મુશ્કેલી લાગતી નહોતી. ઉંમરે પહોંચેલી સ્વરૂપવતી કન્યાઓ દેખાવડા કે પૈસાદાર કે ભણેલા યુવકોની નજરે આવે માટે કન્યાઓની માતાઓ અનેક પ્રકારનાં બહાને તેમને યુવકોને ઘેર મોકલતી એ હકીકત એના લક્ષ બહાર નહોતી. નાત જમવા બેસે ત્યારે મગન-લાલ ઓરડાંઓમાં પીરસવા જતો અને કુંવારી કન્યાઓનાં રૂપ, રૂપ કરતાં કપડાં, ઘરેણાં વગેરે પહેરવાની ફેશન બારીકાઈથી જોતો અને ભાઈબંધ–દોસ્તદારો સાથે જમવા બેસતો ત્યારે સૌ પોતપોતાનાં અવલોકનોનો મુકાબલો કરી કોઈ કન્યાને વખાણતા તો કોઈની સખ્ત મશ્કરી કરતા.

લગનગાળામાં મોસાળાં કે વરઘોડા નીકળે ત્યારે મગનલાલ અને તેના મિત્રો સારો ઠાઠ કરી નીકળતા. સ્ત્રીઓ, યુવતીઓ અને કન્યાઓનાં રૂપ, પહેરવેશ, અલંકાર, પ્રસાધનનું બારીક નિરીક્ષણ કરતા. નિરીક્ષણનું ફળ કોઈની પ્રશંસા તો કોઈની નિંદામાં પરિણમતું.

માણ્યરામાં વરકન્યા પરણતાં હોય ત્યારે મગનલાલ અને તેના મિત્રો ત્યાં જઈ બેસતા અને માંડવામાં બેઠેલી સુંદરીઓ વિશે ફાવે તે પ્રકારની વાતો કરતા.

નાતની સુંદર કન્યાઓ જોવાના, તેમનાં લાવણ્યનું અનિમિષ નજરે પાન કરવાના મગનલાલને અનેક પ્રસંગો આવતા. એ પ્રસંગો જિંદગીના મોટા લહાવા હોય તેમ તે માણતો. પણ આ લહાવામાં કેટલીક વાર એની છાતીમાં મિત્રોનાં મર્મવાક્યોનાં બાણ વાગતાં. સુંદરીઓનાં સૌંદર્યદર્શનકાળે મિત્રો પોતામાંથી જે પરણેલા કે વિવાહિત હોય તેમની પત્નીઓનાં રૂપરંગની પણ ચર્ચા કરતા. બિચારી સારી, ઘઉંવર્ણી મંગળામાં ભભક, કીકીનો તનમનાટ, નાક અને મોંના ઘાટીલા આકાર, ગોરો રંગ, ફેશનદાર કપડાં, પતંગિયાંની માફક જમીનથી અદ્ધર ચાલતી સર્પગતિ જેવી ચાલ, કે યુવકોનું લક્ષ આકર્ષી પોતાપરત્વે સ્તબ્ધ કરે એવું વાતાવરણ ન હોવાથી મગનલાલના મિત્રો એને સારી પેઠે બનાવતા. એના શોખની માહિતી મિત્રોને સારી પેઠે હતી. એવા શોખીલાને માથે આવી ‘અસુંદર’ વહુ મારવા માટે તેઓ એની માનાં ‘વખાણ’ કરતા. બિચારો મગનલાલ અંદરથી બળીને ખાખ થઈ જતો. વેશવાળ તોડી નાંખવાના પણ વારંવાર નિર્ણય લેતો પરંતુ એની માની આગળ લાચાર બની જતો.

એના સસરા અને એની વહુની બૂરી દશાનો એને બિલકુલ ખ્યાલ નહોતો. છોકરી મોટી થતી જતી હતી. છેક છેલ્લી ઘડીએ વેશવાળ તૂટી જાય તો કેવી ભયંકર આફત આવે.

પણ મગનલાલનાં ઉછેર, રહેણીકરણી, કેળવણી સ્વાર્થી હતાં. પોતાનું સુખ, એશઆરામ, મોજ એ જ જિંદગીનું અને સંસારનું સર્વસ્વ હતાં. વહુ પોતાને માટે સર્જાયેલી હતી. પોતે વહુ માટે સર્જાયેલા નહોતા. પોતાની જાતને સામાની સ્થિતિમાં મૂકી તેમનાં સુખદુઃખની કલ્પના કરવાની એને કદી ટેવ નહોતી. પોતે કદરૂપો હોય અને કન્યા રૂપવંતી હોય અને પોતાને માટે કન્યાને સખત અણગમો હોય તો કેવી વિષયસ્થિતિ થાય તેનો એને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો.

વધારે તો એને એ સાલતું કે એના કેટલાક સાદા મિત્રોને દેખાવડી અને ‘ફેશનેબલ’ સ્ત્રીઓ મળી હતી. જેને સાદી સ્ત્રી રુચતી નથી તે એમ પણ માને છે કે પોતાની માફક બીજાઓ પણ તેની અવગણના કરે છે. મંગળા જોડે પરણવું

જ પડે તો મંગળાને લઈ મિત્રો અને મિત્રપત્નીઓમાં હરીફરી શી રીતે શકાશે! મંગળાની સાદાઈની ટીકા થાય તો પોતાની કેવી ખરાબ ફજેતી થાય!

*

લગ્ન થઈ ગયાં. મંગળાનાં માતાપિતાને નિરાંત થઈ. છોકરીનો કુંવારાભવ મટયો.

બિચારા મગનલાલને ગળે નગમતી વહુ વળગી. જન્મારો તેની સાથે કેમ કઢાશે? માબાપની આમન્યા ઉથામી શકાય નહીં, એટલે પરણવું પડ્યું પણ સંસાર માંડવાની ફરજ તેઓ પાડી શકે નહીં. મંગળા જેવી સાદી યુવતીને પોતાની 'વાઈફ' કરવા કરતાં એકલી જિંદગી ગાળવી એ બહેતર છે. પોતાનો આ નિશ્ચય માને જણાવ્યો – મિત્રને જણાવ્યો.

લગ્ન માટે ના પાડનાર પરણ્યો. સંસાર માટે ના પાડનાર સંસાર માંડશે એવી માને ખાતરી હતી.

લગ્ન વીત્યે બે મહિના થઈ ગયા. મંગળા સાસરે આવી ઘરકામમાં સાસુને મદદ કરવા લાગી.

મંગળા બિચારી કર્ણપરંપરાથી જાણતી હતી કે પતિને પોતે ગમતી નથી. પણ હિન્દુ રમણી તેથી મૂંઝાતી નથી. પતિને પ્રિય થવામાં જ હિન્દુ રમણીનું જીવનસર્વસ્વ છે અને તે પ્રાપ્ત કરવા પોતાની બધી શક્તિ તે વાપરી શકે છે.

પતિના વિચારોના પડઘા પતિના મિત્રોની જે જે પત્નીઓ સાથે એને સહીપણાં હતાં તેમની દ્વારા એને કાને પડ્યા હતા. લગ્ન પહેલાં અવારનવાર સાસરે જતી ત્યારે જીવનમાં પતિ એ વિચારો કેવી રીતે ઉતારતા તેનું પૂરેપૂરું દર્શન થતું નહીં પણ કાંઈક ઝાંખી તો થતી. પતિના ઓરડામાં જવાનો તે કાળે અધિકાર નહોતો તેમ પતિનો સ્નેહ નહોતો, નહિતર કુમુદ સરસ્વતીચંદ્રના ખંડમાં ગઈ હતી તેમ પોતે જાત. અગાસીમાં અનાજ સૂકવવાને બહાને પતિ સાથે છૂપી વાત કરી લેત. સહિયરોના પતિઓની મારફત કાગળપત્ર લખવાનો પણ અવકાશ નહોતો. મંગળા અભાગણી બાળા હતી. સહવાસમાં આવ્યા પહેલાં પતિએ તેનો તિરસ્કાર કર્યો હતો.

સાસરે જતાં જ ત્યાંના વાતાવરણમાં આ તિરસ્કાર ઓતપ્રોત લાગ્યો. પતિને જે અળખામણી છે તે સૌથી હડધૂત થાય છે. પતિને જે માનીતી છે તે સર્વથી પટ્ટરાણી જેવી પૂજાય છે.

મંગળાના પિતા સંસ્કારી હતા. મંગળાને ઊંચી કેળવણી આપી હતી. હાલની ફૅશનો પ્રત્યે વિરોધ તેનામાં કેળવ્યો હતો. તેનાં મન અને હૃદયના વિકાસ કરવા સારી મહેનત એમણે લીધી હતી. જમાઈ પુત્રીના ગુણથી મુગ્ધ થઈ પોતાનો

અણગમો દૂર કરશે એવી એમને સ્વપ્ને પણ આશા નહોતી. છતાં કેળવાયેલી કન્યા પોતાનું દુઃખ સુખમાં પલટાવી શકશે એવી એમને આશા તો હતી. વાંચવા-લખવામાં તે પોતાનું દુઃખ વીસરી શકશે તો પોતાને એટલી ઓછી આધિ. ટૂંકી નાત. જોઈએ તેવા વર મળે નહીં. પછી જે મળે તેથી સંતોષ માનવો.

સાસરાનું વાતાવરણ હિંદુ સંસારમાં સર્વત્ર હોય છે એવું સાધારણ હતું. ઉજાસ, ઉત્સાહ કે પ્રેરણા નહોતાં. વ્યવસાય ઘણો હતો. એક જ ગામમાં સાસરું કે પિયર નહોતાં. એટલે બપોરે પિયર જવાનો અવકાશ પણ તેના ભાગ્યમાં નહોતો. જીવન ઉન્નત કરવાના પ્રસંગો મળતા નહોતા પણ જીવનમાં ભરેલી ભાવનાઓને વ્યવહારમાં ઉતારવાના અને એ રીતે એમની યોગ્યાયોગ્યતાના બળા-બળની કસોટી કાઢવાના પ્રસંગ ક્ષણે ક્ષણે આવતા.

સારું મુહૂર્ત આવ્યે મંગળા પતિભવનમાં ગઈ. થરથરતે હૈયે દાદર ચડતી હતી. ઘરમાં સૌ સૂઈ ગયાં હતાં. સર્વત્ર શમશમાકાર હતું. પતિ જાગતા હતા. વર્તમાનપત્ર વાંચતા હતા. થરથરાટ ધીમો પડ્યો. કંઈક આનંદની લાલાશ મોં પર આવી.

મગનલાલની મહેચ્છા ખોટી નહોતી. જેનો પરિચય નથી તેની સાથે જિંદગી શી રીતે ગાળી શકાય ? હાલના અંગ્રેજી ભણેલાઓને આ સ્થિતિ વિષમ લાગે છે. હિન્દુ કન્યાઓ પિયરના સ્વતંત્ર વાતાવરણમાંથી એકદમ સાસરાના કાયદા-વાળા, અમલવાળા વાતાવરણમાં પોતાનો સમાસ શી રીતે કરતી હશે ? અમારા ગ્રેજ્યુએટોને કૉલેજના સ્વતંત્ર વાતાવરણમાંથી નીકળી નોકરી કરવા એકાદ ખાતામાં જોડાવું પડે છે ત્યારે એમને કેદખાનાની સજા થઈ હોય તેવું લાગે છે. કેદખાનામાંથી મરજીમાં આવે ત્યારે નીકળી જવાની ગ્રેજ્યુએટને છૂટ છે પણ હિન્દુ કન્યાને તો જન્મારો ત્યાં કાઢવાનો છે. ગ્રેજ્યુએટ કરતાં એનું હૃદયબળ મજબૂત હશે ?

અવાજથી પતિ ચમક્યા, વર્તમાનપત્ર હાથમાંથી પડી ગયું; બેઠા થઈ, શરમાતી અચકાતી આવતી પત્નીને પોતા સમીપ આવવા ઇશારત કરી. મંગળાના જીવને ટાઢક વળી. પતિના વર્તનમાં અણગમો નહોતો તેમ ઊમળકો પણ નહોતો. પ્રથમ રાત્રિએ જીવનની સહચારિણી સત્કારવાને ઉત્સુકતા કે તૈયારી નહોતી; હંમેશ જેવી જ વ્યવસ્થા હતી છતાં મંગળા ઉલ્લાસમાં આવી.

ખંડમાં નજર ફેરવી પતિની અનેક સ્થિતિની (Pose) છબીઓ ભરાવેલી હતી. વચ્ચે વચ્ચે ખીંટીઓ પર પહેરવાનાં જાતજાતનાં કપડાં ટાંગેલાં હતાં. ખૂણામાં લાકડીઓ અને બૂટ ગોઠવેલાં હતાં. ટેબલ પર પાનસોપારી, માથું ઓળવા તેલ, કાંસકી, બ્રશ વગેરે ઉપયોગી થઈ પડતી ચીજો, ખડિયો, હોલ્ડર

અને 'સ્ટેશનરી' હતાં. બે કંતાનની આરામખુરસી હતી. ત્રણ સાદી હાથ વગરની, 'બેન્ટવુડ' 'ચેર' હતી. એક ટીપાઈ હતી, તે પર દીવો હતો અને ઘડિયાળ ટકટક થતી પડી હતી. ટેબલની બાજુમાં હાર્મોનિયમ હતું. ઉપર ભીંતે ટેનિસનું રૅકેટ લટકાવેલું હતું. પણ ખંડમાં ક્યાંય પુસ્તકો નહોતાં.

દ્વારમાંથી અંદર પેસતાં જ નજર બધે ફરી વળી અને નિમિષમાં બધી વ્યવસ્થા જોઈ લીધી.

મંગળા પતિના નિમંત્રણનો સત્કાર કરી પતિના પલંગ પાસેની ખુરસી પર જઈ બેઠી. પતિપત્ની બન્ને મૌન રહ્યાં. શું વાત કરવી ?

મગનલાલ મંગળા સામું અનિમિષ જોઈ રહ્યો. સૌંદર્ય નહોતું પણ કાંતિ અને પ્રતાપ નિહાળ્યાં. ફૅશન નહોતી પણ સુઘડતા નિહાળી; આંખમાંથી અજબ તેજ મોં પર પથરાતું હતું. કપાળ પરનો કંકુનો ચાંદલો મોંની ખૂબસૂરતી વધારતો લાગ્યો. સાદા અલંકાર, સાદું પ્રસાધન અને સાદા વસ્ત્રમાં સજ્જ થયેલો સાદો દેહ મોહક લાગ્યો. ઉન્મત્ત કરે એવો મોહ નહોતો. પણ પ્રતાપ પાડે એવો --વશ કરે અને અણગમો ઉઠાવી દે એવો પ્રતાપ હતો. પત્નીને નીરખતાં મગનલાલને સ્નેહનો ઉમળકો ન ઊડ્યો પણ એનો અણગમો તો બળી જ ગયો.

ભણેલી કન્યાએ શરમ મૂકી, 'લડાઈના હાલ શા સમાચાર છે ?' પતિને પ્રશ્ન પૂછ્યો. પત્ની તે વળી આવા સવાલ પતિને પૂછે એ જોઈ મગનલાલ તો અજાયબ થયો – ભોંઠો પડ્યો. પણ ટટાર થઈ સમાચાર થડકતી ભાંગીતૂટી ભાષામાં કહ્યા. મૌન તૂટ્યું અને વાત શરૂ થઈ. કુશળ પત્નીએ મળેલા વિજયનો પૂરેપૂરો લાભ લીધો. બંને વચ્ચેનો અંતરાય નાશ પામ્યો અને જૂના દોસ્તો બન્ને હોય એવું તેમને લાગ્યું.

*

મંગળા અને મગનલાલના મેળાપ પછી દસ રાત્રિ વીતી ગઈ. મગનલાલને મંગળા ગમતી. રાત્રે તેના આવવાની રાહ જોતો. દિવસે પણ તેને ઉપર પોતાની પાસે આવવા આગ્રહ કરતો પણ ઘરનો રિવાજ એ છૂટ એકદમ આપે એમ નહોતું. મંગળા ઓરડામાં આવતી ત્યારથી જ વાતાવરણમાં એવો ફેરફાર થતો કે જેવો ફેરફાર એણે હજુ લગી કોઈ પણ મિત્રના આગમનથી અનુભવ્યો નહોતો. છતાં મંગળા સુંદર નહોતી એ એને ઘણું સાલતું. એનો પહેરવેશ 'અપટુડેટ' ફૅશનનો નહોતો એ પણ એને રુચતું નહોતું, પોતે કમાતો નહોતો નહિતર પત્નીનાં પિયરથી આણેલાં કપડાંની હોળી સળગાવી નવાં ફૅશનદાર કપડાં સીવડાવી તેને પહેરાવ્યા વિના રહેત નહીં.

આવામાં મગનલાલ માંદો પડ્યો. વહેમી સાસુએ મંદવાડનું કારણ વહુને

લેખી. મંગળાને સાસુનાં મહેણાં સાંભળવાં પડ્યાં. પતિની માંદગીની ચિંતા એક તરફ અને બીજી તરફ સાસુનો ત્રાસ. કેળવાયેલી મંગળાના સંસ્કારી હૃદયને એથી બહુ આઘાત લાગ્યો.

દિવસે પતિની શુશ્રુષા કરવા જઈ શકતી નહીં. રાત્રે જાય ત્યારે બને તેટલી સારવાર કરી પતિને રોગ ન હોય એવો અનુભવ કરાવતી. પત્નીની કેળવણી, આવડત, હોંશિયારી, લાગણી, બુદ્ધિ વગેરેનો અનુભવ મગનલાલને રોગને લીધે થયો. પહેલાં પોતે અનેકવાર માંદો થયેલો. આ વખતનો તાવ સખત હતો. છતાં પત્ની હાજર હોય ત્યારે એવો આરામ અને શાન્તિ અનુભવતો કે પત્ની વગરનું જીવન તદ્દન નિર્માલ્ય અને શુષ્ક હોવાની એને ખાતરી થઈ. મિત્રો માંદા થતા ત્યારે તેમની ખબરઅંતર પૂછવા, સારવાર કરવા તે ઘણીવાર જતો ત્યારે મિત્રપત્નીઓની માવજત જોયેલી પણ તેમની અને મંગળાની માવજતમાં આસમાન–જમીનનું અંતર લાગ્યું. એને જ્યારે તાવ આવતો ત્યારે વીસપચીસ દિવસ લગી ઊતરતો નહીં અને ઊતરતો ત્યારે એને તદ્દન અશક્ત બનાવી દેતો. આ વખતનો રોગ સખત હતો છતાં ચારપાંચ દિવસમાં તદ્દન આરામ થઈ ગયો અને મંગળાની સંભાળભરી સારવારને લીધે માત્ર શક્તિ સહેજ ક્ષીણ થઈ. કેળવણીની એને કદર થઈ. માત્ર સુંદરતા પરનો એનો મોહ જરા કમી થયો. પત્ની પર સ્નેહનો ઊમળકો ઢળ્યો.

આથી મંગળા પોતાના સૌભાગ્યની ઓશીંગણ થઈ. પણ હજુ એને નિરાંત નહોતી. એનું જીવન એકદંડિયા મહેલ જેવું નિરાધાર અટૂલું હતું. એની અનેક મહેચ્છાઓ પાર પાડવાના સંજોગો હજુ એનાથી દૂર હતા. સ્નેહથી ઊછળતી બાળા પોતાના કાન્તના હૃદયમાં સમાવા જેવી ઉગ્રતઃ ઉત્સુક હોય છે તેવી તે પોતાની ભાવનાઓ સિદ્ધ કરવા ઉત્સુક હતી. પતિને એવી ભાવનાઓમાં રસ નહોતો પડતો. તેમ પત્નીને એના કોડ સંતોષવાની જોગવાઈ કરી આપવાની ધર્મબુદ્ધિ એમનામાં નહોતી.

પતિપત્ની વચ્ચેનો અણગમો દૂર થયો હતો પણ પત્નીનું હૃદય હજુ પતિ પાસે ખૂલ્યું નહોતું. પતિનું હૃદય તે સમજી શકી હતી અને તેમની ઇચ્છાઓ પ્રગટ થયા પહેલાં સમજીને સંતોષતી. સવારમાં વહેલી ઊઠી પતિના બૂટ સાફ કરતી અને હજામત કરવાની ચીજો તૈયાર કરી ટેબલ પર મૂકતી. રાત્રે નીચેથી ઉપર આવતી ત્યારે પતિનાં કપડાં સમાં કરી ઘડી વાળી કબાટમાં મૂકતી. મેલાં થયેલાં કપડાં ધોવા આપવા એક કંડિયામાં એકઠાં કરતી અને નવાં કપડાં કબાટમાંથી કાઢી બટન વગેરે નાંખી તૈયાર કરતી. પતિનું માથું ઓળતી. રાત્રે કે સવારે જે વખત મળે તેટલામાં બને તેટલી તજવીજ કરી પતિને અનેક

વ્યવસાયમાંથી મુક્ત કર્યા હતા. પતિ આ સર્વ સેવા રાજીખુશીથી સ્વીકારતા. પત્નીનો ઉપકાર માનતા નહીં, કારણ કે સેવા ઉઠાવવી એ પત્નીની ફરજ છે. એમને મન એક જ ઊણપ રહી જતી – પત્ની એમને જમાડતી નહીં; ચા પાવા આવતી નહીં; અને નવરાવતી નહીં એ જરા એમને સાલતું પણ માની આમન્યા કેમ તોડાય ?

અણગમતી વહુ જોડે પાનું પડયું કેમ નભાવે છે તે જાણવા એના મિત્રો ઉત્સુક હતા. પણ પત્ની વિષે વાત તે કોઈ આગળ કરતો નહિ છતાં તેની વર્તણૂક પરથી સૌ કળી ગયા હતા કે બાયડીએ એને વશ કર્યો હતો.

મંગળાને વાંચવાનું મન થતું. દિવસે ફુરસદ મળતી નહીં અને ફુરસદ મળતી તો સાસરામાં વહુઓને વાંચવા બેસવાનો રિવાજ નહોતો. રાત્રે મોડાં પતિના શયનખંડમાં જવાનું, ત્યારે પતિ શૃંગાર વિનોદને માટે ઉત્સુક હોય એટલે વાંચવાનું બની શકે નહીં. આવી સ્થિતિમાં મંગળા હિંમત હારી નહીં. સવારમાં વહેલી ઊઠતી અને વાંચતી. જે ચોપડી અને ચોપાનિયાં પિયરથી લાવી હતી તે વંચાઈ રહ્યાં, હવે શું વાંચવું ? પિયરથી નવી ચોપડીઓ મંગાવે તો વખતે સાસુનો ઠપકો સાંભળવો પડે. પતિને કહી મંગાવે પણ પતિ એમ પૈસા ખર્ચશે ? અથવા એવા ખર્ચ માટે એમને હાથખર્ચી મળતી હશે ? અને ન મળતી હોય તો પોતાના મોજશોખના ખર્ચ કમી કરી બચતમાંથી તેને માટે પુસ્તકો લાવી આપે ? પુસ્તકોની વાત એક વેળા પતિ આગળ કાઢી પણ તેને તેથી કંટાળો આવ્યો. મનને કટાવા તો ન જ દેવાય. વાંચવાનું ન મળે તો લખવું. સવારે ઊઠી લખવા માંડયું. એના આત્મસાગરમાં અનેક તરંગો ઊછળવા લાગ્યા. પોતાનાં લખાણોથી એ પણ અજાયબ થવા લાગી. આવા વિચાર, હાવભાવ તેનામાં છે એ નવો અનુભવ થયો. આપણું સર્વ પ્રભુને સમર્પણ કરીએ છીએ તો આપણા સારા વિચારો અને ભાવો પણ તેને જ સમર્પણ કરવા જોઈએ. પ્રભુની પ્રતિકૃતિ મનુષ્યજાતિના ઉદ્ધાર, આશ્વાસન કે વિનોદ માટે સમર્પણ કરવાથી પ્રભુ રાજી થાય છે અને આપણી મારફત પોતાનો પ્રવાહ મનુષ્યો અર્થે વહેવડાવે છે, આવું મંગળા માનતી.

કાળનો પ્રવાહ વહ્યો જતો હતો. મંગળા અને મગનલાલનો સંસાર પણ નવનવા સવાર અને નવનવી રાત્રિ જોતો વહ્યો જતો હતો. સહવાસથી મંગળાને લાગ્યું કે મગનલાલમાં સારા સંસ્કારનાં બીજ છે, શક્તિ છે પણ ભાવના નથી. આખું જીવન જ્વલંત કરે એવો આદર્શ નથી. આદર્શના અભાવે આત્મસાક્ષાત્કાર-(self realisation)ની તીવ્ર આકાંક્ષા નથી. આકાંક્ષા ન હોય તો આત્મવિકાસના

પ્રયત્ન હોય જ શાના ? પ્રયત્ન વિના સંકલ્પબળ ખીલે ક્યાંથી અને સંકલ્પ વિના સાધારણ મનોબળ પણ સિદ્ધ ક્યાંથી થાય ?

પત્ની પતિની માત્ર છાયા નથી – નિર્માલ્ય આવૃત્તિ નથી તેમ માત્ર શિષ્યા થવા જ સર્જાયેલી નથી. દંપતી થયાં પછી સુખે જિંદગી ગાળવાનો દરેક સ્ત્રી-પુરુષનો હક છે પણ મહેનત વગર હક ભોગવાતો નથી. પત્ની અભણ, અરસિક, અસંસ્કારી હોય તો તેને ભણેલી, રસિક, સંસ્કારી કરવાની અભિલાષા પતિને થાય તો એથી ઊલટી સ્થિતિમાં પત્નીને શા માટે ન થવી જોઈએ ? પત્નીમાં શક્તિ હોય તો પતિને પોતાની માનસિક ઉચ્ચતાએ લાવવા તે પ્રયત્ન ન કરે તો તેની શક્તિ નકામી છે અને તેનું જીવતર રદ છે.

આવા ખ્યાલથી નાની નાની ચીજોમાં પતિના સંસ્કાર ખીલવવા મંગળાએ નાના પ્રકારની યોજનાઓ અમલમાં મૂકવા માંડી. પતિને વર્તમાનપત્ર વાંચવાનો શોખ હતો. પોતાને પણ હતો, બન્નેના શોખ સરખા થયા એટલે વર્તમાનપત્રમાં પ્રકટ થયેલા પ્રસંગો, લેખો વગેરે સંબંધી એમને લાંબી વાતો થતી. મંગળાને વાતમાં મગનલાલ કરતાં પોતાની કેળવણી વધારે સંગીન અને સંસ્કારી હોવાની અનેકવાર ખાતરી થઈ હતી પણ કુનેહથી પોતાની ઉત્કૃષ્ટતા બહાર પડવા દેતી નહીં છતાં મગનલાલને તેની સાથે વાત કરવામાં અજબ રસ પડતો. નવા નવા દૃષ્ટિબિંદુઓ એને સૂઝતા. હમણાં હમણાં મિત્રોમાં એના જ્ઞાન અને અનુભવ માટે વધારે પૂજ્યભાવ થવા માંડ્યો છે. મનુષ્યજીવનના લગભગ દરેક પ્રદેશ વિશે અવારનવાર કાંઈ ને કાંઈ ઉલ્લેખ વર્તમાનપત્રોમાં હોય છે. વર્તમાનપત્રના વિષયો પરથી થતી વાતચીતમાં કુદરતી રીતે આ દરેક પ્રદેશ વિશે વાત થતી. એ પ્રદેશોનાં સ્વરૂપ અને મૂળતત્ત્વો વિશેનું મંગળાનું જ્ઞાન મગનલાલને અજાયબ કરતું. સૌંદર્ય પ્રતિ મગનલાલને ઘણો પ્રેમ હતો. એણે એના વિવિધ સ્વરૂપોના નિરીક્ષણ અને અભ્યાસ કર્યાં હતાં. પોશાક, પ્રસાધન, રહેણાક વગેરેમાં સૌંદર્યનો આવિર્ભાવ કેવી રીતે લાવી શકાય તેનો તે નિરંતર વિચાર કરતો અને સૂઝે તેટલું અમલમાં મૂકતો. સૌંદર્યના પ્રસંગોની વાતો હંમેશ એને અને મંગળાને થતી. એમાં પણ મંગળાની ભાવના અને દર્શન એને નવું નવું શીખવતાં. એનું સૌંદર્યદર્શન માત્ર સ્વાર્થી હતું એનું એને ભાન નહોતું. વિલાસનું બીજું રૂપ સૌંદર્ય હોય એવું એનું વર્તન હતું. છતાં એ સૌંદર્યપૂજાનું સ્વરૂપ મંગળા ધીમે ધીમે ફેરવવા લાગી.

ગામની પુસ્તકશાળાના સભાસદ થવાની એણે મગનલાલને પ્રેરણા કરી ત્યાંથી નવનવા, જાતજાતના ગ્રંથો, ચોપાનિયાં મંગાવવા માંડ્યાં. મંગળાના પ્રતાપથી અંજાઈ કે તેના ખરા ગુણોના આકર્ષણથી મગનલાલ મંગળા સાથે માનસિક

વિહારમાં રાત્રિ ગાળતો. પુરુષો પુરુષોની મૈત્રીમાં જેટલો આવો વિહાર નભે તેટલો દંપતીની મૈત્રીમાં નભે નહીં અને વખતે એનાં માઠાં પરિણામ પણ આવે એ મંગળા સારી પેઠે જાણતી હતી. મિત્રો સાથે જે માનસિક વિનોદ માણ્યા હોય તે પાછા પત્ની સાથે માણવા કોઈ યુવક તૈયાર નથી હોતો. પુનરાવૃત્તિથી ઓડકાર અને અણગમો આવે છે, સ્ત્રીપુરુષના સમાગમમાં રસ અને શૃંગારને સ્થાન હોય. પુરુષો એના જ ભૂખ્યા હોય છે. આમ હોવાથી ઘણા યુવકો પોતાની પત્નીઓની તીવ્ર ઇચ્છા હોવા છતાં તેમને કેળવી શકતા નથી. ગ્રંથવાંચનથી અને અનુભવથી આ સમજતી હોવાથી મંગળા પત્નીપણું વિસરી જતી નહોતી પણ મગનલાલને રસના પણ એવા એવા પ્રસંગોનો અનુભવ કરાવતી કે એના વિકાસની આડે એની કુદરતી વૃત્તિઓ આવી શકતી નહીં.

*

બેત્રણ મહિને મુંબઈ જઈ સહેલ કરી આવવાની મગનલાલને ટેવ હતી. આ વખત મંગળાને સાથે લઈ જવાની ઊર્મિ ઊઠી પણ માબાપ એવી છૂટ આપે એવો સંભવ નહોતો એટલે મનનો મનોરથ મનમાં રહ્યો.

દસ દિવસ રહેવાનો વિચાર કરી મુંબઈ ગયો હતો પણ પાંચ-છ દિવસ વીત્યે પાછો આવ્યો. મંગળા વગર ત્યાં ગમ્યું નહીં. મિત્રો અને મિત્ર–પત્નીઓ, જેમના સહવાસ માટે મુંબઈ જતો તેઓ આ વખત તેને મંગળાથી ઘણાં ઊતરતાં, તદ્દન સામાન્ય લાગ્યાં. એમની રીતભાત, વાતચીત તેને ઊણાં ઊણાં લાગ્યાં. મુંબઈમાં વિલાસમોજ ઉડાવવાનાં સ્થળોએ તેને મંગળાની ગેરહાજરી એટલી બધી સાલતી કે તે સહેજ પણ મોજ – આનંદ માણી શકયો નહીં. એ સ્થળો વિશે દંપતીએ અનેકવાર વાતો કરેલી એટલે એ મજા ભોગવવા અને એમાંથી નવી નવી મજા બતાવવા મંગળા સાથે નહોતી તેથી એનો રસ ઊડી ગયો. મંગળા કેવું રત્ન છે તેની તેને કાંઈક કદર થઈ. માત્ર ફેશનદાર કપડાં પહેરવામાં કે ઘાટીલા શરીર અને ગોરા રંગના માલિક થવામાં જ જિંદગીનો લહાવો નથી એવું એને ભાન થયું. આ વાત મિત્રોને એણે કરી. ખાટી દરાખની કથા તેઓએ સંભારી આપી.

[ અપૂર્ણ ]

# આમદ અને રૂપાંદે

પ્રભાતનું રૂપેરી તેજ સર્વત્ર રમતું હતું. આમદ અને તેના ગોઠિયાઓ પરેડ જોતા હતા. રસાલાની તળાવડીને કાંઠે ઊગેલા બગીચામાંથી ગુલાબનું ફૂલ તોડી ઝમકુ આવી. પ્રફુલ્લ ફૂલની સુવાસે સૌને આકર્ષ્યાં. ફૂલનું સૌંદર્ય નિરીક્ષવામાં બાળકો મશગૂલ થયાં. શિખાઉ સિપાહીઓને ધમકાવતો, ગાળો દેતો, મારતો 'સારજંટ' પણ એક ક્ષણ સ્તબ્ધ થઈ બાળકો પર નજર પાથરી રહ્યો. એવામાં એક બાલિકા આવી. એનો રૂઆબ ઓર જ હતો; હાથમાં તીરકામઠું હતું. ફૂલને જોતાં જ એને કોપ વ્યાપ્યો.

'આમદ! મોસમનું પહેલું ફૂલ કોણે તોડ્યું? કોની રજાથી?'

તેનો મધુર પણ પ્રતાપી સ્વર સાંભળી સૌ બાળકો નીરવ બીતાં ઊભાં, પણ આમદે પોતાને સ્થાને ઊભાં ઊભાં મીઠા પ્રભાવથી ઉત્તર આપ્યો: 'રૂપાં! ઝમકુએ અજાણતાં ફૂલ તોડ્યું છે. હજુરસાહેબના પધારવાની વાટ ન જોઈ પણ એને આપણે વાત થોડી જ કરી હતી?'

બાલિકાનો રોષ નરમ પડ્યો. બાળકોની વચમાં જઈ ફૂલ હાથમાં લીધું. એ સૌંદર્યનો સંગમ કોનું આકર્ષણ નથી કરતો? કોને મુગ્ધ નથી કરતો?

શિકારેથી પાછાં ફરેલાં મહારાજા અને મહારાણી, બાળકોને ટોળે વળી નિઃશબ્દ ઊભેલાં જોઈ તેમના તરફ આવ્યાં. એવે નીરવ પગલે આવ્યાં કે પરેડમાં મશગૂલ સિપાહીઓને પણ તેમની હાજરીની ખબર પડી નહીં. બાળકોની વચમાં રજપૂત કન્યાને ગુલાબનું ફૂલ હાથમાં પકડી ઊભેલી જોતાં મહારાણીને રમ્ય ચિત્રદર્શન થયું. એવામાં સિપાહીઓએ તેમને જોયાં. પરેડ થોભાવી સૌએ સલામ કરી. બાળકો પણ નિદ્રામાંથી જાગૃત થયાં. અદબસર ઊભાં રહી સૌએ સલામ વા દુઃખડાં લીધાં. બાળકો થોડોક ક્ષોભ પામ્યાં પણ રૂપાંદે રાજવી રૂઆબથી મહારાણી તરફ ગઈ અને ફૂલ તેમને ધર્યું.

'રાણીસાહેબ! અમારી વાડીનું પહેલું ગુલાબ સ્વીકારશો?'

સ્વરમાં કેવું માધુર્ય, કેવો વિનય, કેવો વિવેક, કેવી સુજનતા, કેવી ભક્તિ! પ્રસન્નવદને મહારાણીએ ઉપહારનો સ્વીકાર કર્યો, 'રૂપાં! તારા જેવી

રૂપાળીને ગુલાબ શોભે.' આ સાંભળી બાલિકા શરમાઈ. મોં લાલ થઈ ગયું. 'ગુલાબી ચહેરા પર ગુલાબ હોય.' એમ કહી મહારાણીએ રૂપાંદેની ઓઢણી સરકાવી તેના ગૂંથેલા અંબોડામાં ફૂલ ભેરવ્યું અને આશીર્વાદ દીધો – 'બેટા તારું અખંડ સૌભાગ્ય રહો.'

*

પરેડની જમીનથી થોડે આઘે સાત ટેકરીઓ હતી. ટેકરીઓની સામે કૃત્રિમ વન હતું. મહારાજા અને મહારાણી મહેલ તરફ સિધાવ્યાં એટલે બાળકો ટેકરીઓ ભણી ગયાં. રસ્તામાં વહેળીયાં વહેતાં હતાં. તેમનું કલગાન, કોઈ સ્થળે તીણા તો કોઈ સ્થળે ઊંચા સૂરમાં હવાને મુખરિત કરતું હતું. રૂપાં જળનું ગાયન સાંભળવા ઊભી રહેતી અને ઊર્મિ ઊઠતી ત્યારે એ મધુરતાની સાથે પોતાના કંઠની મધુરતાનો સંવાદ રચતી. ચાલતાં ચાલતાં પાળિયાના ચોતરા પાસે સૌ પહોંચ્યાં. વીર રજપૂતોની બહાદુરીને સૌએ નમન કર્યું. 'પોલો' રમતા સવારોને નિહાળતાં નિહાળતાં બાળકો ટેકરીઓની તળેટીમાં પહોંચ્યાં.

'ચાલો, આમદ, મારા પક્ષમાં આવવું છે કે દુશ્મન થવું છે?'

'આજે જુદી રમત રમીએ. એક તરફ છોકરીઓ અને સામે છોકરાઓ.' વચમાં રૂડકીએ સૂચવ્યું. સૌને એ વાત રુચી. બે ભાગ પડી ગયા. 'જાઓ ધાર પર ચડો' રૂપાંએ દુશ્મનોને હુકમ કર્યો. 'આજે, તમને હરાવી બધી ધાર સર કરવી છે મારે.' આમદે હુકમ માથે ચડાવ્યો અને સાતે ધાર પોતાના લશ્કરથી રોકી દીધી. પછી બાળકોનું યુદ્ધ જામ્યું. રૂપાંએ ચાર ધાર લીધી ત્યાં વળી બે ખોઈ. પાછી ત્રણ સર કરી ત્યાં જોતજોતામાં પાંચમેથી નીચે ઊતરવું પડ્યું. હિમ્મત કરી પાછું લડવા માંડ્યું. છોકરીઓએ છ ધાર ઉપર પોતાના વાવટો ખોડ્યો. સાતમી ધાર ઉપર આમદે પોતાના ચુનંદા સુભટો ગોઠવ્યા હતા. છોકરીઓથી હારવાથી તેમનું ક્ષાત્ર લોહી તપી આવ્યું હતું. પાછી સાતે ધાર ન લેવાય તો મરવું પણ રણમાંથી પાછાં પગલાં ન કરવાનો સંકલ્પ તેમણે કીધો. રૂપાંદેએ પણ પોતાનો વ્યૂહ રચ્યો. પણ એવામાં બ્યુગલ સંભળાયું. સૌ ચમક્યાં. સૂર્ય ઘણો ઉપર ચડી ગયો હતો. અવાજની દિશામાં સૌએ નજર નાંખી. તોપવાળી ધાર પાસે શિકારની તાલીમ માટે ચિત્તાઓને એકઠા થતા જોયા. સામે વનમાં હરણીયાં, રોઝ, સસલાં વગેરેમાં ગભરાટ ફેલાયો. વનકો એવામાં બોલ્યો: 'આદમભાઈ! ચિત્તાઓ અહીં આવશે. ચાલો ઘરે.' લડાઈ લડાઈને ઠેકાણે રહી. ક્ષાત્રજવાળા હોલવાઈ ગઈ. વિજય અને પરાક્રમનો આનંદ શાંત થયો. પરાજયનો ડંખ ધ્વંસ પામ્યો. પાછાં હતા તેમ સૌ સ્નેહાળ ગોઠિયા અને ગોઠણો વાતો કરતાં, ગાતાં, મજાક કરતાં ઘેર ગયાં.

*

તડકો વધારે ને વધારે કુમળો થતો જતો હતો. સાંજની પરેડ થતી હતી. અખાડામાં કેટલાક સિપાહીઓ કસરત કરતા હતા. જેલના દરવાજા આગળ અમલદારો કામ કરતા હતા. છોકરાંઓ તોપવાળી ધાર ઉપર કે તળાવડીને કાંઠે રમતાં હતાં.

વડની લાંબી નીચી ડાળે રૂપાંદે અને આમદ ઝુલતાં હતાં. એ બેને બહુ સારું બનતું. ચક્રવાક જેવાં બન્ને સાથે જ રહેતાં. મિલના તળાવમાં તરીને થોડીવાર ઉપર જ છોકરાંઓ આવ્યાં હતાં. સૌ આમતેમ ફાવે તેવા ખેલ ખેલવા વેરાયાં અને આ દોસ્તો વડલા હેઠળ ગયાં. રૂપાંદે ઝાડ પર ચડવામાં ઉસ્તાદ હતી.

ઝૂલતાં ઝૂલતાં આમદે પૂછ્યું : 'પછી બપોરે નિશાળમાંથી ક્યાં ગઈ'તી તેની તો વાત જ ન કરી.'

'અરે બા! એનું તો ઓસાણ જ ન રહ્યું. રાણીસાહેબે તેડવા ગાડી મોકલી હતી. તેમાં બેસી દરબારગઢ ગઈ'તી.'

'રાણીસાહેબે પોતે? બીજું ગુલાબનું ફૂલ લેવા?'

'બીજું ફૂલ લેવા? ના, માડી, ના. રાણીસાહેબ કહે, રૂપાં, તું હવે અહીં ભણવા આવજે.'

'નિશાળ કરતાં ભણવાની ત્યાં મજા પડશે? કેદખાના જેવું નહીં લાગે? અહીં તો જ્યાં ફરવું હોય ત્યાં ફરીએ. ગોઠિયા જોડે ગમ્મત કરીએ.

'સાચી વાત છે, તારી શરમે બહુ લાગે પણ ભણવાની તો મજા છે. કેવું કેવું મજાનું શીખવાનું! ચીતરતાં, ભરતાં, ગૂંથતાં સીવતાં, ગાતાં, સિતાર વગાડતાં, અંગ્રેજી–સંસ્કૃત શીખતાં, ઘોડે બેસતાં, બાઇસિકલ પર બેસતાં, મોટર હાંકતાં, કુંવરીસાહેબ શીખે છે તેમની સાથે બધું મારે શીખવાનું. રૂડકી, ઝમકુ, પોતી, રામબાઈ, અમીના, મરયમ, જુમેલા, મોંઘી, સશીથી હું વધારે ભણીશ. તારાથીયે વધારે? તું કેટલું ભણીશ?'

'મારે તો બી. એ. એલએલ. બી. થવું છે. તું ક્યાં મારી સાથે પોગવાની હતી?'

'રાણીસાહેબ કહે રૂપાંને રાણી વિક્ટોરિયા જેટલી હોંશિયાર બનાવવી છે. તું ભણવાનો છે તેથીયે વધારે રાણી વિક્ટોરિયા ભણ્યાં હશે, નહીં? આપણાં રાણીસાહેબથીયે હોંશિયાર હશે નહીં તો રૂપિયા પર, પૈસા પર એમની છબી ક્યાંથી આવે?'

'તું તો હવે મહેલમાં રહેવાની. મારી સાથે રમશે કોણ ? તારા વિના શે સોરવશે ?' આમદની આંખમાં આંસુ આવી ગયાં. તેનો ગળગળો અવાજ સાંભળતાં રૂપાંદે પણ રડવા જેવી થઈ ગઈ. ડાળ પર ને ડાળ પર તેની પડખે જઈ ઓઢણીના છેડાથી તેનાં આંસુ લૂછ્યાં. 'ભાઈ રો મા ! રાત આપણી ગઈ છે ? મહેલમાં તો સવારે અને બપોરે ભણવાનું. પછી રજા. મને ચીતરતાં આવડશે એટલે આપણી છબી ચીતરીશ, છબી હશે તો તારા વિના મને સોરવશે ને મારા વિના તને.'

દરેક સ્ત્રીમાં જનનીનો અંશ છે. ગમે તેટલી તેની બાલ્યાવસ્થા હોય પણ માતાપણું હોય છે જ. ઢીંગલીને કેવી હેતથી છોકરીઓ રમાડે છે અને હુલાવે છે ? રૂપાંદે આમદની મા હોય તેમ વહાલથી તેની સાંત્વના કરવા લાગી. એવામાં એક કૂતરું રોયું એટલે અસંખ્ય રોવા લાગ્યાં. કર્કશ અને ભયાનક ધ્વનિએ વિક્ષેપ પાડ્યો.

'રાત પડશે. કૂવામાંથી બાપુ માટે બેડું પાણી સીંચી જવું છે.' રૂપાં નીચે ઊતરી.

રાત વધતી જતી હતી. તારાઓનો ઝાંખો પ્રકાશ ચોગાનમાં પડતો હતો. જેમનો પહેરો નહોતો તે ખાટલા ઢાળી ફળીમાં પડ્યા હતા. જીવણસંગના ઢોલીયા ઉપર રૂપાં અને આમદ બેઠાં હતાં. છોકરાંઓને વાર્તા સાંભળવાનો બહુ રસ હોય છે. જીવણસંગ રોજ રાતે મહાભારત, રામાયણ કે યુરોપના ઇતિહાસની એકાદ વાત કહેતા. રૂપાંદે એકાગ્ર ચિત્તે સાંભળતી અને જરૂર પડે ત્યારે પોતાની સહિયરોને પોતાના જ્ઞાનભંડારથી ચકિત કરતી. આમદનું લોહી શૂરાતનની વાતો સાંભળી ઊછળતું. વીરપરાક્રમો કરી કીર્તિ મેળવવા ઉત્સુક થતો. એના બાપને એને ગ્રેજ્યુએટ કરી હાઈકોર્ટમાં અથવા કારોબારી સભા (Executive Council)માં વિરાજતો જોવાની ઉત્કંઠ વાંછના હતી. પણ એને તો અર્જુન, ઉસ્માન, નેપોલિયન, હેનિબલ થવાની હોંસ હતી.

રૂપાંનો બાપુ તે આમદનો બાપુ, આમદે પૂછ્યું : 'બાપુ ! આપે લડાઈ લડી છે ?'

'ના, બેટા. બહારવટિયાના ધિંગાણામાં લડ્યો છું પણ હમણાં આફ્રિકામાં કે ચીનમાં જેવી લડાઈ ચાલતી હતી તેવી લડાઈમાં લડ્યો નથી.'

'કેમ બાપુ ! મહારાજસાહેબ ત્યાં ન મોકલે ?'

'બાપુ મનેય લડાઈમાં જવાનું મન થાય છે. રાણીસાહેબે મારે માટે નાનકડી બંદૂક કાઢી છે. સવારે કુંવરીસાહેબ સાથે શિકારે જવાની છું. બાપુ ! રોજ શિકારે જઈશ એટલે તમારા જેવી બંદૂક ફોડી શકીશ, નહીં ?'

સાહેબ વિલાયત મોકલે છે' પછી તો બંને વાતોએ બેઠાં. એમની વાતો ખૂટે જ શાની ? છેવટે વિખૂટાં થવું પડ્યું. 'વીરા ગુજરાતની કૂખ દીપાવજે' એ શબ્દોથી રૂપાંદેએ આમદને રજા આપી.

આજે આ શું ? રૂપાં, રૂપાં, તને શું થાય છે ? આમદ રોજ મળતો અને વિખૂટો પડતો છતાં આજે આ શું થાય છે ? ત્રણ વર્ષ વિલાયત દૂર રહેશે. એટલે અનાથ બાળાને ભાઈનો વિયોગ સાલ્યો ? ના, આ લાગણી તો જુદી લાગે છે. વિયોગ સાલે છે છતાં મારા હૃદયમાં તેની મૂર્તિ વિરાજી રહી છે. જોવા ધારું છું ત્યાં નજર પડે છે. આજ દુનિયા પણ અવનવી લાગે છે. રોજની દુનિયા આજે કેમ ફરી હશે ? મારી સ્વસ્થતા ક્યાં ગઈ ? લાગણીઓનું પૂર ક્યાંથી અને શાને ઊભરાય છે ?

આમદને પણ વિયોગ સાલ્યો. પણ માત્ર મિત્રનો વિયોગ હોય એવો. જ્યારે પરદેશમાં સ્વદેશનો મહિમા વિચારતો અને રૂપાંને કાગળો લખતો ત્યારે કાળક્રમે એના હૃદયમાં પણ પ્રણયનો સંચાર થયો. રૂપાંદે બીજાને માટે નિર્મિત છે તે જાણતો હતો. એ લાગણીનો નાશ કરવા જેમ પ્રયત્ન કરતો તેમ તે વધતી. હૃદયની જ્વાળા હૃદયમાં દાબતો. રૂપાંદેને એની ગંધ પણ જણાવાય એવું નહોતું. છતાં આમદના કાગળોમાં વિચારોની સાથે ભાવનું અદ્દભુત મિશ્રણ થયેલું લાગતું અને રૂપાંના કાગળોમાં આમદને પણ એવું જ લાગતું. હૃદય હૃદયનો સાક્ષી છે. બંને હૃદય સમજી ગયાં કે પ્રણયને આધીન થયાં છીએ પણ સ્પષ્ટ કથન કોઈ નહોતું કરતું.

બૅરિસ્ટરની પદવી મળી એવામાં તુર્કસ્તાનમાં રાજ્યક્રાન્તિ થઈ, એટલે યુવાન તુર્ક સહાધ્યાયીઓ સાથે આમદ ત્યાં ગયો. વહાલો ગુજરાત એને ખારો લાગતો હતો. હૃદયમૂર્તિ રૂપાંદે એની થાય એમ નહોતું. રૂપાંદે વગરનું જીવન કેવું નીરસ નિરુદ્દિષ્ટ !

તુર્કસ્તાનમાં એના શૌર્ય અને વિદ્યાને પ્રતાપે ઊંચી નોકરી મળી. એક પ્રભાવી, દેશવત્સલ, સંસ્કારી લોકનાયકની બહેન એની સાથે પરણવા તૈયાર થઈ પણ આમદનાં લગ્ન રૂપાંદે સાથે થયાં હતાં – ભલેને રૂપાંદે બીજાને પરણે પણ આદમની હૃદયેશ્વરી તે હતી. બીજી કોઈ સુન્દરી તે સ્થિતિ પ્રાપ્ત કરી શકે શી રીતે ? નિરાશ આમદે રણસંગ્રામોમાં ઝંપલાવ્યું. નાનપણની પરાક્રમી થવાની હોંશ પૂરી પાડી પણ ક્યાંયે એને આરામ, સ્વસ્થતા નહોતાં. રૂપાંદે વિના સંસાર શૂન્ય હતો. સ્વદેશનું ગૌરવ વધારવા તે વ્રતનિષ્ટ હતો. જીવણસંગની મૃત્યુશૈયા આગળ સ્વદેશનું વ્રત લીધું હતું પણ સ્વદેશમાં રૂપાંદે હતી અને તે પારકાની હતી પછી એ ભૂમિમાં કેવી રીતે જવાય ?

રૂપાંદે એની રાહ જોતી. તુર્કસ્તાન ગયાના સમાચાર મળતાં મેળાપના દિવસો વધુ ને વધુ દૂર જતા દેખી વધારે સંતપ્ત થઈ પણ હૃદયેશ્વરને કેવી રીતે હૃદયની વ્યથા દેખાડે?

જે સુંદરીનો હાથ આમદે સ્વીકાર્યો નહીં તે એનું હૃદય પામી ગઈ. પત્ની ન થઈ શકી ત્યારે આ વીરપુરુષની સખી થવા તેણે પ્રયાસ કર્યો અને તેમાં ફાવી. વસ્તુસ્થિતિ જાણ્યા પછી તેનો માર્ગ કાઢ્યો. એક દિવસ વાતમાં ને વાતમાં કહ્યું: 'સ્વદેશનું સ્થાન ધર્મથી પણ ઉપર છે. સ્વદેશ એ ઈશ્વર છે. સ્વદેશપૂજા એ જ ખરી ભક્તિ છે. જુઓ અમે ખલીફને પદભ્રષ્ટ કર્યો. શાને? સ્વદેશનો મહિમા મોટો છે માટે. તમારે પણ તમારા સ્વદેશની સેવા કરવાની છે.'

દેશ તેનો શ્વાસ અને પ્રાણ હતો. પોતાની દેશપ્રીતિના બળે આમદની સુપ્ત દેશપ્રીતિ જાગૃત કરી. સાથે સાથે માન્યું કે સ્વદેશ જશે તો એની હૃદયેશ્વરી હજુ અવિવાહિતા હોવાથી એ મેળવી શકશે. તુર્ક બહેનની શિખામણ માન્ય રાખી તે સ્વદેશ જવા નીકળ્યો. રૂપાંદેને તાર મળ્યો. આમદ આવે છે એનો હર્ષ કેવો ઊછળ્યો હશે?

રાણીસાહેબનો ભાઈ વિલાયતમાં કોઈ મડમને પરણ્યો છે અને હિંદુસ્તાન પાછો આવતો નથી એવી ખાતરીદાર બાતમી આવી. રાણીસાહેબની જિંદગીભરની આશાઓ અને સ્વપ્નાંઓ ધ્વસ્ત થયાં. જબરો આઘાત થયો. યૌવનારૂઢ રૂપાંનું શું કરવું? ચિંતાની જ્વાળાઓ ચોતરફથી ભભૂકી ઊઠી.

*

રાજ્યમાં રાણીસાહેબની સત્તા સર્વોપરી હતી. રૂપાંદે ઉપર રાણીસાહેબના ચારે હાથ હતા. આમદ વિલાયત સિધાવ્યો એટલે રૂપાંદે એકલી પડી. વિરહની પીડા સાલતી. પણ એમાં દેશ સાંભર્યો. પિતાની છેવટની ઇચ્છા સાંભરી. ગુજરાતના ગૌરવની પ્રાપ્તિમાં રાજ્ય મદદગાર થાય એવા માર્ગો રફતે રફતે રાણીસાહેબને સૂચવવા માંડયા. પોતાની ચાલાકી, વિદ્યા અને અનુભવથી રાણીસાહેબને કારભાર ચલાવવામાં સહાય આપતી અને એમનો કારભાર દીપાવતી. રાજ્ય ગુજરાતનું અંગ છે અને ગુજરાતની મહત્તા વધારવાનું કર્તવ્ય એનું પણ છે એવી ભાવના જાગૃત કરી. રાણીસાહેબ એનાં શિષ્યા થયાં.

આ અરસામાં આમદ સ્વદેશ આવ્યો. રૂપાંદેને શી રીતે મળવું? આખરે રાણીસાહેબથી છાનાં બન્ને એકલાં જંગલમાં મળ્યાં. પશુ, પંક્ષી, વનસ્પતિ, આકાશની સમક્ષ હૃદયની વાત કરી. એકબીજાનો પ્રેમ સ્પષ્ટતઃ સ્વીકાર્યો. અવારનવાર આમ મળતાં અને દેશના ગૌરવની વાતો યોજતાં પણ એકાકી

જીવન ક્યાં લગી ગાળવું ? 'રૂપાં, હૃદય, મારી ક્યારે થઈશ ?' 'તારી જ છું ને.' 'મારી જ છે પણ જગતની આંખે મારી ક્યારે થઈશ ?'

બંનેના ધર્મો જુદા હતા. રજપૂતાણી મુસલમાનને પરણી શકે છે. છતાં રૂપાંદે એવી રીતે પરણવા અનિચ્છુક હતી. પોતાનો હિંદુધર્મ – પોતાની હિન્દુ સંસ્કૃતિમાંથી ચ્યુત થવામાં તેને વ્યથા થતી. પણ આખરે મૂંઝવણમાંથી રસ્તો કાઢવામાં આવ્યો. 'સિવિલ મૅરેજ'થી બાળપણનાં ગોઠિયાં જીવનનાં સોબતી થયાં. દેશસેવાથી જન્મેલી ઉદારતામાં બંનેના ધર્મોને સ્થાન મળ્યું.

યુરોપમાં એવામાં મહાયુદ્ધ જાગ્યું. અંગ્રેજ સરકારની કુમકે ન્યાય, સ્વતંત્રતા અને દયાનો ઝંડો ઉઠાવવા હિન્દુસ્તાનમાંથી દેશી લશ્કર યુરોપના સમરક્ષેત્રમાં ગયું. આમદ પણ પોતાના ગુજરાતી રજપૂતોને લઈ ગયો. મરાઠા, ડોગરા, શીખ, રજપૂત, પઠાણ વગેરેની હારમાં તેમણે વીરત્વ પ્રકાશ્યું. આમદને 'વિક્ટોરિયા ક્રૉસ' મળ્યો.

*

આજ કેટલાં વર્ષો થયાં ગુજરાતે રણભૂમિ જોઈ નહોતી. રજપૂત, કોળી, કુંભાર, ભરવાડ, પાટીદાર, વાણિયા, બ્રાહ્મણ, મુસલમાન, પારસી સૌને એક વાર પાનો ચડતો. ગુજરાતના ચાંચિયાઓએ એક વખત બગદાદના ખલિફોના મહેલો ઉપર આક્રમણ કર્યું હતું. પણ જૈન ધર્મના અને વૈષ્ણવ ધર્મના પ્રચારને લીધે ગુજરાતમાં વીરોદ્રેક કમી થઈ ગયો છે. સમૂળગો નાશ પામ્યા જેવું છે. જે રજપૂતાણીઓ એક વખત પતિને કે પુત્રને રણમાં મોકલવામાં પ્રતિષ્ઠા અને કીર્તિ માનતી હતી તેમના વંશની ગરાસણીઓ યુરોપના કુરુક્ષેત્રમાં રજપૂતોને જતા જોઈ રોતી હતી. વીરમાતાઓને સ્થાને કંગાલ, બીકણ, રણભીરુ, જીવનલોભી પામર સ્ત્રીઓ થઈ ગઈ હતી. આ સર્વેને સાંત્વન આપી તેમનું દુઃખ કમી કરી દેશપ્રેમ અને ક્ષાત્રબળનો પાનો તેમનામાં ચડાવવાનું વિકટ કાર્ય રૂપાંદેએ કરવા માંડ્યું. ઇતિહાસની અભ્યાસી રૂપાંદે રણનીતિમાં પ્રવીણ હતી. આ વર્તમાન જાદવાસ્થળી કેવી ભયંકર થશે તેનો તેને આબેહૂબ ખ્યાલ હતો. એમાંથી જીવતા પાછા કોઈ પણ આવશે એવી ખાતરી એની હૃદયગુહાના ગહનતમ ભાગમાં નહોતી. પણ લોહી રેડ્યા વિના પ્રતાપ, પ્રતિષ્ઠા, સત્તા મળતાં નથી. જગતમાં હિન્દુસ્તાનની પ્રતિષ્ઠા કાંઈ જ નહીં અને હિન્દુસ્તાનમાં ગુજરાતની પ્રતિષ્ઠા નહીં એ વિચાર એને ઊભી ને ઊભી બાળી નાંખતો. આવા રાષ્ટ્રયજ્ઞમાં પુરુષોએ હોમાવાનું છે તેથી વધારે સામર્થ્ય અને મનોબળથી સ્ત્રીઓએ હોમાવાનું છે. પુરુષોને પાનો ચડાવી, સ્ત્રીસંતતિની માયાથી વિરક્ત કરી, દેશપ્રેમની

ખાતર રણમાં મોકલવા; હૃદયપ્રધાન સુંદરીઓની પોતાની પ્રિયતમ અને સૌભાગ્યના મુકુટોનો વિરહ વખતે જીવનપર્યંતનો વિરહ સહન કરવાની શક્તિ કેળવવી; ઇપ્સિત ફળ નથી પ્રાપ્ત થયું ત્યાં લગી આ દેશોષ્ટિમાં વીરપુરુષોનો હોમ ચાલુ રાખવા સ્થળે સ્થળે વીરત્વ જાગૃત કરવું, પ્રેરવું અથવા કેળવવું; અને પુરુષોની ગેરહાજરીમાં ગૃહની વ્યવસ્થા ઉપરાંત સમાજની અને રાજ્યની વ્યવસ્થા અખંડ, સમર્થ અને પવિત્ર રાખવી. આ વીરાંગનાઓનાં કર્તવ્ય, ઝનૂનમાં આવી સંગ્રામમાં વિજય કે પરાજય પામવા કરતાં આ સેવાઓ ઊંચા મનોબળ અને ચારિત્ર્યની અપેક્ષા રાખે છે.

રૂપાંદે આ પ્રસંગ માટે તૈયાર હતી? પિતાની અને રાણીસાહેબની કેળવણી આ જ પ્રસંગ માટે પ્રભુએ નિર્માણ કરી હતી. કસોટીના પ્રસંગોમાં તેણે અદ્ભુત વિજય મેળવ્યો. અજબ જાદુથી એણે ગુજરાતનું ક્ષાત્રતેજ પ્રજ્વલિત કર્યું. રણમાં ખપતા ગયા તે સુભટોનું સ્થાન નવાથી પૂરતી ગઈ. અનાથ, પીડિત અને અકિંચન કુટુંબોની આધિવ્યાધિ અને તેટલી રીતે દૂર કરતી. સંગ્રામની મૂર્તિમતી દેવી જેવી રૂપાંદે સર્વ સ્થળે ફરતી. એની પરાક્રમોત્તેજક કવિતાઓ ગુજરાતના ગામડે ગામડે ગવાવા લાગી. છિન્નભિન્ન ગુજરાતની એકતા આ સુન્દરીના હૃદયથી જન્મી. ગુજરાતમાં રાષ્ટ્રીય ચેતન પ્રસર્યું.

# માસ્તર નંદનપ્રસાદ

*

રવિવાર છે, નિશાળમાં રજા છે. માસ્તર નંદનપ્રસાદને આજે મગજમારી નથી. છ છ દિવસ થયા લખવાવાંચવાના કરેલા મનસુબા આજે અમલમાં મૂકવાના છે. આજનો દિવસ વીતી જશે તો પછી પાછી આવતા રવિવારે વાત જવાની અને વચમાં વળી છ દિવસનો ગાળો વધવાનો. આવડી ભયંકર ચિંતા છતાં આજે કેમ કોણ જાણે માસ્તરસાહેબ સ્તબ્ધ જેવા છે. રાહ જ જોયા કરે છે. વાંચવા માટે એકઠાં કરેલાં પુસ્તકો ટેબલ પર ખડકાઈ પડયાં છે. પૂંઠાં પરનાં નામો તેમનું ચિત્ત – તેમની દૃષ્ટિ માત્ર આકર્ષવા શણગારથી સજ્જ છે. રોજનીશીમાં લખેલી અથવા 'ફાઈલ' કરેલી ટિપ્પણીઓ, નિબંધો કે વાર્તાઓ કે કાવ્યોમાં શરીરી થવા તલપાપડ થઈ રહી છે પણ વ્યગ્ર નંદન કોઈની પરવા કરતો નથી. તેના શેખચલ્લી મગજમાં આજે બુદ્બુદો ઊઠતા નથી. તેની કલ્પના સ્વપ્નોની મનોહર સૃષ્ટિપરંપરા આજે રચતી નથી. તેની મહેચ્છાઓ આજે ભવિષ્યને વર્તમાન કરવા દોડતી નથી. તેની લાગણીઓ આજે કોઈ સુંદર કે પુણ્ય વસ્તુ માટે વહેતી નથી.

ક્યાં છે એના મુખ પર પથરાઈ રહેતી ગંભીરતા? સુજનતા? સંસ્કારિતા? સૌમ્યતા? મ્લાન તેજસ્વિતા? આજ ક્યાંથી આવી છે વ્યગ્રતા? કાલિમા? નિસ્તેજતા? નિરુત્સાહિતા? પિશાચતા? માસ્તરસાહેબ શી ગડમથલમાં ગૂંચાયા છે?

ખુરશી પરથી ઊઠી ગાદીતકિયે પડયા પણ ત્યાંયે ચેન નહીં, ત્યાંથી ઊઠી ટહેલવા માંડ્યું. નદી પરથી આવતા ઠંડા પવનનો કંટાળો આવ્યો. પડ્યા બિછાનામાં. 'કાન્તના સહદેવ! આપણી સરખી અવસ્થા છે' એવું બબડ્યા. આમતેમ આળોટ્યા. ઓશીકાં માથા તળે મૂક્યાં; ત્યાંથી લઈ પગ તળે મૂક્યાં; વળી ઊંચકી છાતી પર રાખ્યાં, પડખે ગોઠવ્યાં પણ સ્વસ્થતાની વીજળી ક્યાંયથી શરીરમાં ન આવી. પગ પછાડ્યા; હાથ અફાળ્યા; રોવાનું મન કર્યું પણ આંસુ સુકાઈ ગયાં હતાં. પથારીમાંથી સફાળા ઊઠ્યા; 'બુકકેસ'માંથી 'કાવ્યમાધુર્ય' કાઢ્યું. અનુક્રમણિકા પરથી 'અતિજ્ઞાન' શોધી વાંચ્યું. 'સહદેવ! કઈ સુરા હું પીઉં?'

*

શહેરના કોટની રાંગે રાંગે નંદનપ્રસાદ ચાલ્યા જતા હતા. પગ ચાલતા હતા કે એમનું આખું શરીર ચાલતું હતું? ગતિમાં નહોતો વેગ, નહોતી સ્વસ્થતા. લક્ષ્યહીન, નિરુદ્દિષ્ટ ગતિ હતી. ઉત્સાહ નહોતો; પણ હતાશા, યંત્રણા દરેક પગલાંમાં જણાતાં. માસ્તર સાહેબના નિઃશ્વાસમાંથી ઊંડી મર્મવેદના નીકળતી હતી. દુનિયા પોતાના તાનમાં ગુલતાન હતી કે પોતાનું દુઃખ રોવામાં મશગૂલ હતી. રસ્તાએ અને કોટે અનેક આસમાનીસુલતાની જોઈ હતી, પ્રણયગોષ્ઠિ સાંભળી હતી, પ્રણયના વિલાસ જોયા હતા, દયાદાનના પ્રસંગો ઊજવ્યા હતા; વિયોગ, ચોરી, લૂંટ, મારફાડ, ધાડ, લડાઈ, હલ્લો, કાપાકાપી પણ અનુભવ્યાં હતાં. ધૂળ આખરે પથ્થરની જ દીકરી. બધું પથ્થરનું જ હતું. લાગણી ક્યાંથી હોય? શા માટે નંદનપ્રસાદને આશ્વાસન આપે?

એવામાં ખંડિયેર મસીદ આવી. સ્વયંચલ પૂતળાની પેઠે નંદન તેમાં ગયો. ત્યાંની મલીનતા, દુર્ગંધ; મુસલમાનોની દરિદ્રતા; ધર્મના વાતાવરણની ન્યૂનતા; કાળે વર્તાવેલો કેર; આદિએ તેને પાછો ધકેલ્યો. ચાલ્યો અસલના રસ્તા પર. ગરીઆ ફેરવતા કે ગિલ્લીદંડા રમતા કે દોડાદોડી કરતા કે અપશબ્દોની લહાણી કરતા છોકરાઓ તેની ગતિનો નિરોધ કરી શક્યા નહીં. રસ્તે હજારો રાહદારી જતા. છોકરાંઓ હંમેશ રમતાં. કોને કોની દરકાર હોય?

રોતા ભાઈને છાનો રાખવા એક છોકરી ઘડીમાં મંદિરનો ઘંટ વગાડતી તો ઘડીમાં પાંચીકા ઉછાળતી. ઘંટ વાગે એટલો વખત છાનો રહેતો છોકરો, બહેન રમતી એટલે જોરથી ભેંકડા કાઢતો. આ તમાશાથી માસ્તરસાહેબ મંદિરમાં ગયા. હનુમાનનાં દર્શન કરવા હાથ જોડવા ગયા પણ જાણે આંચકો લાગ્યો હોય તેમ એકદમ સ્તબ્ધ ઊભા. મનમાં ને મનમાં બબડવા લાગ્યા: જહાનમમાં જાઓ આ અંગ્રેજી ભણતર! બધામાંથી ઉઠાડી મૂકી શ્રદ્ધા. આ મૂર્તિઓ પથરાથી વધારે ઉપયોગી મને ગમે તેટલો પ્રયાસ કરું છું છતાં, લાગતી જ નથી. જુગુપ્સા થાય છે એમને જોતાં. મંદિરોમાં નથી મળતી સ્વસ્થતા કે પ્રેરણા! ક્યાં જઈ હૃદયની યાતના સમાવું? મંદિરોની ક્રિયાઓ બાલિશ ક્રીડાઓ લાગે છે. અંગત અનુભવ નથી, જાતમાહિતી નથી, છતાં મંદિરો દુરાચારના અખાડા છે એવું વર્ષોથી માનું છું. મંદિરોમાં જતો નથી...... મંદિરોના દેવો પડો ખાડમાં.

*

આ તે કાંઈ ઓછી દુર્દશા છે? ક્યાં અમારે ઈશ્વર સાથે યોગ સાધવો? લાખો અને કરોડો મંદિરોમાં એક પણ અનુકૂળ નથી. ભટકું છું, ભટકું છું

પણ ક્યાંયે મન કોળતું નથી. બધું દટંતર કેમ નથી થઈ જતું ? મંદિરો, બ્રાહ્મણો, બાવાઓ જમીનમાં સમાઈ કેમ નથી જતા ? ધરતીકંપનો એક આંચકો બધાંને પૃથ્વીના ઉદરમાં લઈ લે તો એમનાં કોયલા થશે તો ભવિષ્યમાં કોઈ સાહસિક પ્રજાનાં કારખાનાં ચાલશે—'ફોસિલ' થશે તો કોઈ વૈજ્ઞાનિકનો ઉદરનિર્વાહ કરાવશે. પણ મને કેમ સતાવે છે ? કેમ મને આશ્વાસન નથી દેતાં ? કેમ મને નિરાંતે ઠરવા નથી દેતાં ? કેમ મારું લોહી ઊછળતું નથી રાખતાં ?... બધું આ બ્રાહ્મણોનું કારસ્તાન છે. નથી અંગ્રેજી વિદ્યાનો વાંક. ધર્મનો રાખ્યો છે એમણે ઇજારો. મ્યુનિસિપાલિટી જેટલું અને જ્યારે પાણી આપવું હોય ત્યારે આપે છે. બ્રાહ્મણો પણ ધર્મ એવી જ રીતે આપે છે. ઘરાક પ્રમાણે દૂધમાં દૂધવાળો પાણી ઓછુંવત્તું ઉમેરે છે તેમ બ્રાહ્મણ ખરીખોટી ક્રિયા કરાવે છે. ન સંસ્કૃત આવડે એને કે ન આવડે અમને. બધી પૂજામાં ગણેશ અને દેવીના સહસ્ત્ર વાર આહ્‌વાન અને વિસર્જન. એમાં અમારા ઘણા વિદ્વાનોને સૂઝે છે રહસ્ય; લાગે છે ઊંડું અધ્યાત્મચિંતન. હશે મને કાંઈ લાગતું નથી. ના કરીએ તો સમાજમાં હડેતૂતૂ થઈએ. સગાવહાલાંને ખોટું લાગે. સાચી, ઊંડી, અધ્યાત્મ રહસ્યવાળી ક્રિયાઓ કરનાર કોઈ મળે તો મનના મેલ ધોવાય. પણ તેવા ક્યાં છે ? જિંદગીમાં જે ભાવ, જે ઊર્મિ, જે મહેચ્છા, જે કલ્પના, પછી પુણ્ય કે પાપના ભર્યા છે તે નિરાળાં અને ધર્મની ક્રિયાઓ નિરાળી. બન્ને વચ્ચે ન મળે સંવાદ કે એકરાગ. છતાં એવું નભાવી લેવું. કેવું દાસત્વ ! છૂટ, સ્વતંત્રતા, વ્યક્તિવિકાસ એ બધી ભ્રમણા છે. જ્યાં જુઓ ત્યા બંધનો છે, દીવાલો છે, બેડીઓ છે, પાંજરાં છે.

*

અંતરમાં ઉન્મત્ત જેવા, કેન્દ્રભ્રષ્ટ જેવા માસ્તરસાહેબ ચાલ્યા જતા હતા. ભાડભુંજાને ત્યાં ધાણી ફૂટે તેમ વિચારો ફૂટતા હતા. સાબુવાળા પાણીમાં બરૂ મારફત ફૂંક મારવાથી ઊડતા ફીણના પરપોટા જેવા વિચારો ઊઠતા હતા, એક-બીજામાં ભળી જતાં ભાંગી જતા. વાંદરાની પેઠે વિચારો કૂદતા. વિષયોની જે ડાળો હાથ આવતી તે પર દોડાદોડ કરતા. એવામાં મુસલમાનોનું ચા-ખાનું આવ્યું. દુકાન ઘરાકોથી છલોછલ ભરાઈ ગઈ હતી.

ખુદા કહેત મુસલમાન થયો હોત તો, રહેત કશી ફિકર પછી ? ખાવા-પીવાની પંચાત મૂંઝવત તો નહીં. મળે ત્યારે મીર અને નહીં ત્યારે ફકીર થઈ મજા કરત. કાલની ચિંતાથી બળત નહીં. આજનો લહાવો આજે માણી લેત. જિંદગીની પૂરેપૂરી સહેલ એક દિવસ ભોગવી લેત. હૈયામાં સળગતી હોળી નથી

ભસ્મ કરતી કે નથી ભોગ ભોગવવા દેતી કે નથી ઓલવાતી. વોરો થયો હોત તો દીવાસળી વેચત, સ્લેટ પેન વેચત, ખાલી ઘાસલેટના ડબ્બા એકઠા કરત, લોખંડની નકામી પડેલી ચીજો ટીપીટીપી કામની કરત, બૂટ વેચત, દીવા વેચત, કાગળ વેચત, ચોપડી વેચત, ખીલા વેચત, સિંગાપોરની સફર કરત, ઉજાણીએ જાત, નાટક જોવત પણ માસ્તર તો ન થાત. અંગ્રેજી ભણત નહીં ને દુઃખી થાત નહીં.

જન્મતી વખત પસંદગી કેમ નથી કરવા દેવામાં આવતી? જો હું બંગાળમાં જન્મ્યો હોત તો વધારે સુખી હોત. કવિતા, વાર્તા કે નાટક લખી અથવા વિજ્ઞાનનાં અન્વેષણો કરી નોબેલ પારિતોષક તો મેળવત; રાજામહારાજા કહેવાત; બૅરિસ્ટર થાત, સમર્થ વક્તા થાત, પ્રભાવશાળી તંત્રી થાત અને ભારતવર્ષ આખું ધ્રુજાવત, સિમલામાં કે લંડનમાં અંગ્રેજોને નિરાંતે ઊંઘવા દેત નહીં. હાઈકોર્ટનો જજ થાત, યુનિવર્સિટીનો વાઈસ ચાન્સેલર થાત, કોંગ્રેસનો પ્રમુખ થાત, ધારાસભામાં જઈ બિરાજત, સિમલાના સેક્રેટરીએટમાં મોટો અમલદાર થાત, એ બધું ન થાત તો C. I. D.માં અમલદાર થાત અને કોઈ anarchistની ગોળીથી સ્વધામ જાત. ગ્રહ વાંકા હોત તો anarchist થાત, મોટરમાં જઈ ધાડ પાડત, ગામ ભાંગત, કોઈનું ખૂન કરત અને ફાંસીએ જાત. નવી બંગાળી પલટણમાં જાત. ફૂટબોલની મૅચ રમત. રંગભૂમિ પર નાટક કરત. રામકૃષ્ણ મઠનો સાધુ થઈ યુરોપ અને અમેરિકાને વેદાંતી બનાવત. મેદાનમાં ફરત, ટ્રામમાં બેસત કે મોટરમાં સહેલ કરત. કાંઈ નહીં તો આસામમાં ચાના બગીચાનો 'કુલી' થાત પણ આ નિર્જીવ ગુજરાતમાં માસ્તર તો ન થાત.

પંજાબમાં જન્મ્યો હોત તો લશ્કરમાં રહેત, યુદ્ધમાં ઊતરત, વિક્ટોરિયા ક્રોસ મેળવત, રંગુનમાં કે હોંગકોંગમાં સિપાઈગિરિ કરત, બ્રિટિશ કોલંબિયા જાત, આર્યસમાજી થાત, સનાતન ધર્મનો ઉચ્છેદ કરત, ગુરુકુળ સ્થાપત, નહેરોનાં સંસ્થાનોમાં ખેડૂત થાત, કે તિબેટ જોડે વેપાર કરત પણ માસ્તર તો ન થાત.

મહારાષ્ટ્રમાં જન્મ્યો હોત તો ટિળક મહારાજની જય બોલાવત, 'કેસરી'ની ઢબનું છાપું કાઢત, ફર્ગ્યુસન કૉલેજમાં પ્રોફેસર થાત, નિષ્કામ કર્મ મઠમાં કે ભારત સેવક સમાજમાં જાત. સ્વદેશી અને રાષ્ટ્ર વિષે ભાષણો કરત, નાટક લખત, વાર્તા લખત, ગણપતિના મેળા માટે પદો રચત, રંગભૂમિ પર હૅમ્લેટ કે બ્રુટસ થઈ અભિનય કરત, સંગીતશાળા કાઢત, સરકસ લઈ હિન્દુસ્તાનમાં ફરત, વનિતાવસ્ત્રભંડારની દુકાન કાઢત, સુગંધી સામાનનું મોટું કારખાનું કાઢત, પૈસાફંડ ઉઘરાવત, લડાઈમાં જઈ મરાઠા લોકોનો જય બોલાવત, વડોદરા–ઇંદોર–ગ્વાલિયરનો દીવાન થાત, માળી થઈ ફૂલ ઉગાડત, નાસિકમાં કે

પંઢરપુરમાં ગોર થાત, વિધવાશ્રમ કાઢત; ઘાટી જન્મત તો મુંબઈમાં ચાલીમાં નોકરી કરત, મિલમાં જાત, પોલીસ થાત, રામોસી થાત; મહાર જન્મત તો સિંદેની સિફારસથી લશ્કરમાં જાત, ઉજ્જડ જમીન ખેડી ખેડૂત થાત, દરજી થાત, સુતાર થાત, બુકબાઈન્ડર થાત, કોળી જન્મ્યો હોત તો મુંબઈમાં માછલાં લાવી વેચત, રોજ દરિયામાં રખડત પણ ગુજરાતમાં માસ્તર તો ન થાત.

વિલાયતમાં જન્મ્યો હોત તો હિન્દુસ્તાનનો વાઈસરૉય થાત, આમની સભાનો નાયક થાત, નૌકાસૈન્યનો અધિપતિ થાત, ઍમ્બેસેડર થાત, કયસર થઈ આખું યુરોપ કંપાવત, દારૂગોળા બનાવત, વીજળી અને વરાળની મદદથી લક્ષાધિપતિ થાત, સાહિત્ય દ્વારા ધનાઢ્ય થાત – કીર્તિ પામત, 'મિશનરી' થઈ લાખો ખ્રિસ્તી કરત, ઉત્તરધ્રુવ ખોળત. અમેરિકામાં જન્મ્યો હોત તો લિંકન કે બુકર વૉશિંગ્ટન, ઍમર્સન કે થોરો થાત, મેક્સિકોના કે દક્ષિણ અમેરિકાના કોઈ સંસ્થાનનો પ્રમુખ થાત; ફીલીપીનોને સ્વરાજ્ય માટે લાયક થવાની તાલીમ આપત; યુનિવર્સિટી સ્થાપત; વેદાંત, જૈન, ઝરથોસ્તી, ઈસ્લામ ધર્મોનું શ્રવણમનન કરત, મોરમન થાત, કંઈ કંઈ થાત પણ ગુજરાતમાં માસ્તર તો ન થાત. પરમેશ્વરનો જુલમ ઓછો નથી. પૂછ્યાગાછ્યા વિના ફેંકે છે જીવોને ગમે ત્યાં.

*

ઉન્મત્ત પ્રલાપનો અંત જ આવત નહીં. આવા તરંગના ઘોડા પર ઘોડા ઊછળ્યા જાત. મિંયા બહુ ખીલ્યા હતા; કમાન છટકી ગઈ હતી. શેખચલ્લીઓને કશાનું ભાન નથી હોતું. ચકરડી ઘુમરડી લીધી કે એ અને એમની દુનિયા ભમવા લાગવાની. વિચારમાં ને વિચારમાં કેટલો રસ્તો કાપી નાંખ્યો તેની માસ્તરસાહેબને ફાસ રહી નહીં. દરવાજે આવી પહોંચ્યો. ભાગોળની બજારમાં ધમાલ હતી અને નહીં હતી. નંદનપ્રસાદની નજર પડી ચોપડી વેચનાર ઉપર, ગયા તેની દુકાને, ચોપડીઓ ઊથલાવવામાં કલાક ગાળ્યો. નાનાલાલ માસ્તરની ચંપાની વાર્તા, કેવડાની વાર્તા, હીરાની વાર્તા, માણેકની વાર્તા, એવી એવી ચોપડીઓ લીધી. ચાલ્યા ત્યાંથી પાછા વિચારના ઘોડા: સાહિત્યસેવા નવરાનું કામ. અમારે માસ્તરોને ઓછી મગજમારી છે કે વળી સાહિત્યની મગજમારી કરીએ? જોડણી સંભાળવી પડે નહીંતર 'જાગતા જૈન ચર્ચાપત્રી' નરસિંહરાવ ખબર લેવા તત્પર જ છે. સંસ્કૃત શબ્દો બહુ વાપરીએ તો 'સાહિત્ય'ના તંત્રી સખત ઠપકો આપતાં ચૂકે એવા નથી. કવિતા લખીએ અને સંસ્કૃત કાવ્યશાસ્ત્ર પ્રમાણે તે નિર્દોષ ન હોય તો કમળાશંકર તેને નીરસ જોડકણું કહ્યા વિના છોડે એમ નથી અને નનુખરામ તેમાંનું 'અનૌચિત્ય' વિવેચી હેરાન કરવાના તે તો જુદું.

નવી ઢબની કવિતા હશે તો 'ગુજરાતી' પત્રને ખૂંચશે અને જૂની ઢબની હશે તો રમણભાઈને એમાં રસ નહીં પડે. સંઘવી એમાં ધ્વનિ કે નીતિ અનીતિ શોધવા નીકળશે અને કેટલાંક માસિક તે છાપશે અને કેટલાંક નહીં છાપે. બંધન, બેડી, ત્રાસ, જ્યાં જુઓ ત્યાં, એક જમાનાની બુદ્ધિ તે સાચી બુદ્ધિ, તેના જોહુકમ પ્રમાણે ચાલો. તમારી બુદ્ધિને ક્રીતદાસી રાખો, જરા ચીલો છોડચો કે સાહિત્યના પોલીસો બૂમાબૂમ કરી મૂકશે.

કવિતાના સ્વરૂપ માટે જેવી હાડમારી તેવી જ વિષય માટે. આજે બધાંને ટૂંકાં કાવ્યો જોઈએ છીએ. લાંબાં કાવ્યો છાપવાની અનુકૂળતા માસિકોમાં નથી તેમ વાંચનારને ફુરસદ કે ધીરજ પણ નથી. ટૂંકાં કાવ્યો લખીએ તો પ્રો. ઠાકોર તેને લાગણીનો લલકાર કહી તુચ્છકારી કાઢે છે. ધીરા કે અખાની પેઠે વેદાંત પદ્યમાં લખીએ તો અંગ્રેજી ભણેલા તે નહીં વાંચે અને અંગ્રેજી નહીં ભણેલા કહે છે કે અમારે માટે અખો અને ધીરો બસ છે. હવે બીજાની જરૂર નથી.

બધા ગુજરાતીઓને એકદમ બહાદુર થવું છે. યાહોમ કરી કેસરીયાં કરવાં છે. ઇતિહાસમાં નામ અમર કરી જવું છે. વીરરસની કવિતા જોઈએ છે અમે વીર નથી તો પછી વીરરસની કવિતા ક્યાંથી લખવી? નથી પકડતાં આવડતી કટાર કે તલવાર કે બંદૂક કે પિસ્તોલ. તોપનો ધડાકો સાંભળતાં જ શરીર ઠંડુંગાર થઈ જાય છે. જૈનોએ માંસાહાર તજાવ્યો છે. શિકાર કરવાનું નિષિદ્ધ ગણાવ્યું છે. અંગ્રેજી ભણતરે હોળીનાં તોફાનો જડમૂળથી કાઢી નાખ્યાં છે, અખાડા ઉજ્જડ કર્યા છે. અમારી જાતનું રક્ષણ નથી કરી શકતા તો પછી બહાદુરી બીજા માટે ક્યાંથી પ્રકટાવીએ? અમારી વાણિયામૂછ નીચી. બાપ થઈને નહીં પણ દીકરો થઈને ખાવાનું. ભૃગુ લાત મારે તો તેના પગ અમારે ચાંપવાના છે. સ્વતંત્રતા, સ્વાવલંબન, સામર્થ્ય બધું મૃગતૃષ્ણા છે. એ મેળવવા અમારે મથવાનું નથી. અમારા બાપદાદાના ગુલામ થઈ અમારે રહેવાનું છે. એમણે જે રિવાજ પાડ્યા છે તે મૂંગે મોંએ પાળવાના છે. ગુલામગિરિમાંથી છૂટવા પ્રયત્ન કરવો એ સંસારનું અપમાન કરવા જેવું છે, વડવાઓનો દ્રોહ કરવા જેવું છે.

આવું આવું છતાંયે અમારે વીરરસ જોઈએ છે. ઠીક. અંગ્રેજો અને હિંદીઓના યુદ્ધના પ્રસંગો લઈએ તો રાજદ્રોહી ગણાઈએ. હિંદુ-મુસલમાનના લઈએ તો મુસલમાનો અને હિન્દુઓના રાષ્ટ્રીય ઐક્યમાં વિક્ષેપ આવે, ધર્મનાં ઝનૂન જાગી ખૂનરેજી ચલાવી લોહીની નદી વહેવડાવે. હિન્દુ હિન્દુના પ્રસંગો લઈએ તો પ્રાંત પ્રાંત વચ્ચે વૈમનસ્ય થાય. પરદેશીઓના પ્રસંગો લઈએ તો પારકા ઇતિહાસમાં કોઈને રસ નહીં પડે; વિદેશી નામ, ભાવ, વિચિત્ર લાગે અને આકર્ષણ કરી નહીં શકે. આટલું આટલું છતાંયે વીરરસની કવિતા રચીએ

છીએ. વિવેચકો તેને વિદ્યાર્થીઓના નિરંકુશ પ્રલાપ કહે છે. વખતે દાદાભાઈ-જયંતીને દહાડે એમાંથી કોઈ ખંડ ગવાય છે. વખતે કોઈ નાટકવાળા એનું અવતરણ રંગભૂમિ પર કરે છે. વખતે લગ્નગાળામાં કે ગરબામાં કોઈ સુંદરી તે ગાઈ સાક્ષર કુટુમ્બ સાથેનો સંબંધ પ્રકટ કરે છે. હાલરડાં તો હવે ગવાતાં બંધ થતાં જાય છે એટલે ઝોળીમાં વીરરસ બાળકને સાંભળવાની તક રહી નથી.

પણ અફસોસ એ છે કે લડાઈમાં જતી વખતે કે લડતી વખતે મરાઠા કે શીખ એ કવિતા સાંભળતા નથી. બધી મહેનત ધૂળધાણી થઈ જાય છે.

આખી 'સાક્ષર' આલમ સામી છે છતાં શૃંગારની કવિતા લખાય છે અને વંચાય છે. વધારામાં સુખ મોટું એ છે કે આ બધા કવિઓની પત્નીઓ જુવાનીમાં સ્વર્ગે સંચરે છે. વિરહનાં કવન તેથી સારી રીતે રચી શકાય છે. બાકી આપણે માટે તો એ પણ રસ્તો નથી. વહુ હોત તો તેને idealise કરી કાવ્યોનો ડુંગરો ઊભો કરત. છટ છટ, અસત્યનો આશ્રય કરવો. મૂળમાં ન હોય કાંઈ અને તેને idealise કરીએ પછી નીરસ જોડકણાં જ લખાય. જેના પરથી કવિતા રચીએ તેને તેમાં ગતાગમ નહીં; તેની ખબર પણ નહીં.

પ્રેમ કર્યા વિના પરણવાનું. સંવનન નહીં પછી પ્રણયગીતો કેવી રીતે ગવાય? પરણ્યા પછી પ્રાપ્તિનો ઓડકાર – તલબ નહીં. પ્રણય નહીં પછી વિરહ શા? અને મિલન શા? કુંવારી 'યૌવના' ઓ પણ દેશમાં નહીં કે તેમનાથી મોહ પામી પ્રેમનું કવન કરીએ. પરણેલી સ્ત્રીઓની સાથે પ્રેમ થઈ શકે નહીં કારણ કે તે પાપ ગણાય. હવે પ્રેમ ક્યાં કરવો? અને શૃંગારની કવિતા ક્યાંથી લખવી? કલાપી રાજા હતો. એક પર બીજી પરણી શકતો હતો એટલે સ્નેહ-રાજ્ઞીના વિરહની કવિતા કરી શક્યો. પ્રેમ મેળવ્યા વિના – પ્રેમ મેળવવાનાં સાંસાં હોવાથી અમારા સરસ્વતીચંદ્રો જીવનમુક્ત – વાસનાહીન થઈ જાય છે; અમારા જયન્તો 'આત્મેલગ્ન'ની ઇન્દ્રજાળમાં લપાય છે. નીતિ, મર્યાદા, સંયમ, લાજ જ્યાં જોઈએ ત્યાં નડતાં ને નડતાં. મુસલમાન કે અંગ્રેજ જન્મ્યા હોત તો કંઈ કંઈ લાવણીઓ અને ગઝલો ઇશ્કની ગાત – બાયરન અને ગૅટેને પગલે ચાલત પણ, આ દાસત્વ, આ બંધન તો ન હોત. પાંખો કપાઈ તો નહીં જાત. ફાવે ત્યાં ઊડી તો શકત. યા અલ્લા! પરવરદિગાર! ક્યારે તોડીશ બેડીઓ અને સાંકળો?

*

માસ્તરસાહેબ ધૂનમાં ને ધૂનમાં ચાલ્યા જતા હતા. દારૂના પીઠાની દુર્ગંધથી વિચારમાં વિક્ષેપ પડ્યો. અંતરમાં વળેલાં ચક્ષુ પાછાં બહાર જોવા લાગ્યાં: વ્યસની હોત તોયે સુખી હોત, લહેર ઉડાવતા હોત. જેટલી વાર દારૂ પીવો તેટલી વાર

સ્વર્ગના દેવ, પરમેશ્વરના એ પરમેશ્વર. કોણ જાણે ક્યાંથી નાનપણથી નીતિના સંગમાં ઊછર્યો ? ન પીવો દારૂ, ન પીવી ભાંગ, ન પીવી ચીરુટ કે સિગાર, ન ખાવી તંબાકુ, ન સૂંઘવી તપખીર, ન ખાવું કોકીન, ન પીવું કોલન વૉટર, ન વાપરવી માજમ કે ન પીવો કસુંબો, ન ગગડાવવો હુક્કો. ઘોડાની 'રેસ'માં જુગાર રમવા ન મળે પૈસા કે હિમ્મત. બિલીઅર્ડના જુગારખાનામાં જતાં થાય સંકોચ પછી ક્યાંથી હોય સ્વાસ્થ્ય, સ્ફૂર્તિ, સ્વતંત્ર વિચારશક્તિ ? એમાંયે નીતિનું દાસત્વ, મગદૂર નહીં કે તોડાય એના કાયદાઓ.

અમારું વ્યસન વાંચવાનું. ચોપડીઓ વાંચીએ, વર્તમાનપત્રો વાંચીએ, માસિકો વાંચીએ, ઊઠતાં વાંચીએ, સૂતાં વાંચીએ, જાજરૂમાં વાંચીએ, નહાતાં વાંચીએ, ચાલતાં વાંચીએ, રજામાં મળવા જઈએ ત્યાં વાંચીએ, ફરવા જઈએ ત્યાં વાંચીએ, ટ્રેનમાં વાંચીએ, ટ્રામમાં વાંચીએ, મોટરમાં વાંચીએ, એરોપ્લેનમાં વાંચીએ; વાંચીએ નહીંતર નાટક જોઈએ. પણ આંખ માત્ર અમારો સોબતી; બધો લહાવો એનાથી માણવાનો. સંગીતમાં ગુજરાત એટલું બધું ઉસ્તાદ છે કે ન પૂછો વાત. સંગીતપ્રિય કર્ણ જ નહીં. એટલે એ બિચારો સ્વતંત્ર. દુકાળ ઓછા પડે છે કે ફૂલ થાય અને પરિમલથી ઘ્રાણેન્દ્રિયને તૃપ્ત કરે ? 'ઑટો મોહની,' હીરાનું કે ખસનું અત્તર, સેન્ટ કે અરગજા, ફૂલની ખોટ પૂરવા ક્યાં તહેનાતમાં નથી ? અમારામાં સુગંધ નહિ, અમારા વસ્ત્રમાં નહીં, દેહમાં નહીં, ભૂમિમાં નહીં, વાતાવરણમાં 'નહીં' એટલે સેન્ટ છાંટી પરિમલ ફેલાવીએ. હાય પરાધીનતા ! એમાં એ પાછું 'ટેસ્ટ' પ્રમાણે જે 'સોસાયટી'માં ભમીએ તેના મિજાજ પ્રમાણે સેન્ટ વાપરવું. એ નવી પરતંત્રતા. દુનિયામાં સ્વતંત્રા જ નથી; મુક્તિ નથી.

*

એવામાં આવી પહોંચ્યું યુરોપીયન જીમખાના : આ પોલીસ કોઈ દિવસ આપણને સલામ કરવાનો નહીં પણ આવવા દો ગોરી ચામડી. ક્યા પાપે કાળા જન્મ્યા ? રોજ સાંજે ઑફિસમાં મડમ તેડવા આવત, જીમખાનામાં ટેનિસ રમત, બિલીઅર્ડ રમત, બૉલમાં નાચત, શિકારે જાત, જ્યાં જાત ત્યાં પહેલી હારમાં ખુરસી મેળવત, રેલવેના પ્લેટફૉર્મ પર વગર પાસે જાત, બધાની સલામો ઝીલત, અમલ ચલાવત, સલ્તનતનો બધો ભાર એક માથા ઉપર વહેત, રાજદ્રોહ શોધી કાઢત, તુંદમિજાજ રાખી સૌને ગાળો દેત, સ્થાનિક સ્વરાજ્ય માટે હિંદીઓને નાલાયક ઠેરવત, મોટા મોટા દરબારો ભરી રૂઆબ બેસાડત, આ બધું થાત પણ ઓ દ્વિન કહાં કે મિંયાના પાઉંમાં જૂતીયાં ?...મૅકોલે ! મૅકોલે ! તેં અંગ્રેજી વિદ્યા ન દાખલ કરી હોત તો અમે કેટલા સુખી હોત ? તમે પણ હતે. અમે

છીએ. વિવેચકો તેને વિદ્યાર્થીઓના નિરંકુશ પ્રલાપ કહે છે. વખતે દાદાભાઈ-જયંતીને દહાડે એમાંથી કોઈ ખંડ ગવાય છે. વખતે કોઈ નાટકવાળા એનું અવતરણ રંગભૂમિ પર કરે છે. વખતે લગ્નગાળામાં કે ગરબામાં કોઈ સુંદરી તે ગાઈ સાક્ષર કુટુમ્બ સાથેનો સંબંધ પ્રકટ કરે છે. હાલરડાં તો હવે ગવાતાં બંધ થતાં જાય છે એટલે ઝોળીમાં વીરરસ બાળકને સાંભળવાની તક રહી નથી.

પણ અફસોસ એ છે કે લડાઈમાં જતી વખતે કે લડતી વખતે મરાઠા કે શીખ એ કવિતા સાંભળતા નથી. બધી મહેનત ધૂળધાણી થઈ જાય છે.

આખી 'સાક્ષર' આલમ સામી છે છતાં શૃંગારની કવિતા લખાય છે અને વંચાય છે. વધારામાં સુખ મોટું એ છે કે આ બધા કવિઓની પત્નીઓ જુવાનીમાં સ્વર્ગે સંચરે છે. વિરહનાં કવન તેથી સારી રીતે રચી શકાય છે. બાકી આપણે માટે તો એ પણ રસ્તો નથી. વહુ હોત તો તેને idealise કરી કાવ્યોનો ડુંગરો ઊભો કરત. છટ છટ, અસત્યનો આશ્રય કરવો. મૂળમાં ન હોય કાંઈ અને તેને idealise કરીએ પછી નીરસ જોડકણાં જ લખાય. જેના પરથી કવિતા રચીએ તેને તેમાં ગતાગમ નહીં; તેની ખબર પણ નહીં.

પ્રેમ કર્યા વિના પરણવાનું. સંવનન નહીં પછી પ્રણયગીતો કેવી રીતે ગવાય ? પરણ્યા પછી પ્રાપ્તિનો ઓડકાર – તલબ નહીં. પ્રણય નહીં પછી વિરહ શા ? અને મિલન શા ? કુંવારી 'યૌવના' ઓ પણ દેશમાં નહીં કે તેમનાથી મોહ પામી પ્રેમનું કવન કરીએ. પરણેલી સ્ત્રીઓની સાથે પ્રેમ થઈ શકે નહીં કારણ કે તે પાપ ગણાય. હવે પ્રેમ ક્યાં કરવો ? અને શૃંગારની કવિતા ક્યાંથી લખવી ? કલાપી રાજા હતો. એક પર બીજી પરણી શકતો હતો એટલે સ્નેહ-રાજ્ઞીના વિરહની કવિતા કરી શક્યો. પ્રેમ મેળવ્યા વિના – પ્રેમ મેળવવાનાં સાંસાં હોવાથી અમારા સરસ્વતીચંદ્રો જીવનમુક્ત – વાસનાહીન થઈ જાય છે; અમારા જયન્તો 'આત્મલગ્ન'ની ઇન્દ્રજાળમાં લપાય છે. નીતિ, મર્યાદા, સંયમ, લાજ જ્યાં જોઈએ ત્યાં નડતાં ને નડતાં. મુસલમાન કે અંગ્રેજ જન્મ્યા હોત તો કંઈ કંઈ લાવણીઓ અને ગઝલો ઇશ્કની ગાત – બાયરન અને ગેટેને પગલે ચાલત પણ, આ દાસત્વ, આ બંધન તો ન હોત. પાંખો કપાઈ તો નહીં જાત. ફાવે ત્યાં ઊડી તો શકત. યા અલ્લા ! પરવરદિગાર ! ક્યારે તોડીશ બેડીઓ અને સાંકળો ?

*

માસ્તરસાહેબ ધૂનમાં ને ધૂનમાં ચાલ્યા જતા હતા. દારૂના પીઠાની દુર્ગંધથી વિચારમાં વિક્ષેપ પડ્યો. અંતરમાં બળતાં ચક્ષુ પાછાં બજાર જોવા લાગ્યાં : બાસની પેઠે તેઓ સુખી હોત, લહેર ઉડાવતા હોત. જેટલી વાર દારૂ પીવો તેટલી વાર

'અમને ખવાસોને ઓળખતા હશો. રાજાના અમે વગર ખરીદાયેલા ગુલામો. રાજકુંવરીની સાથે અમે પણ દાયજામાં જનારા. અમારે ન મળે વતન. અશ્વત્થામાની પેઠે શાપિત હોઈએ તેમ અમે ભટકનારા છીએ. ન મળે અમારે કુટુંબના પવિત્ર સંબંધો. ન મળે અમારામાં લોહીની શુદ્ધિ. રાજાઓ અમને પરણાવે છતાં પોતાની રખાતો પણ બનાવે. અમારે છૂટાછેડા કરવાની સદર પરવાનગી. અમારામાં બધી વર્ણોનો સમાસ થાય. મુસલમાન પણ અમારામાં રાજાના હુકમથી દાખલ થાય. રાજાઓ અમારાં કુટુંબો છિન્નભિન્ન કરે તેમ રાણીઓ પણ કરે. અમારા દીકરાઓ રાજા પણ થઈ બેસે.

'આવા લોકોમાં મારો જન્મ થયો હતો. ઘરનું સુખ અમારે નસીબે ઓછું હોય છે. ખવાસણો અનેક ઘર કરે એટલે બાપનું હેત અમે જાણતા નથી. માની છાયામાં અમારો ઉછેર. પેટ માટે મા જ્યાં ચાકરી કરતી હોય ત્યાં અમારે પણ જવાનું. પેટીયું આપે તેમાં થાય તેવું કામ કરવાનું અને માના શેઠનાં છોકરાંઓ સાથે તેઓ રમાડે ત્યાં લગી રમવાનું. મા પરવારે ત્યાં લગી ઘેર જવાય નહીં. ઊંઘ આવે તો ગમે ત્યાં સૂવાનું, પછી ટાઢ હોય, વરસાદ હોય કે રોગચાળો હોય. ભૂખ લાગે તોયે મોં વિકાસી રહેવાનું અને પેટ પંપાળવાનું. ભૂખ ન હોય ત્યારે અકરાતીઆની પેઠે ખાવાનું. નહાવા-ધોવાનું તો માને ફુરસદ મળે ત્યારે. માંદી પડું તો કુદરતની દવાથી સારા થવાનું. શેઠનાં છોકરાંનાં જેવાં લૂગડાં પહેરવાના કે તેમનાં રમકડાંથી રમવાના કે તેઓ ખાતા હોય તે ખાવાનું. ખાવાના કોડ મનમાં જ રાખવાના. આવી હશે ગુલામગીરી બીજે ક્યાં ?

'મોટી થવા લાગી. હતી હું દેખાવડી. ગમે ત્યારે મળે છતાં શેઠને ત્યાંનું ભોજન! અમારા ગરીબોના છાશ રોટલાથી તો ચડિયાતું. શેઠને ત્યાં બંગલામાં રહેવાનું. સૂવા ફાટી ગોદડી કે ઓટલા પરનો ખૂણો હોય તોયે ખુલ્લી હવામાં રહેવાનું એટલે રૂપ ખીલે અને બધાની આંખને વળગેયે ખરું.

'પ્રભુ! તારા વિશ્વમાં અમારા જેવી કોઈની આબરુ નહીં હશે. અમારામાં
ાય નહીં એવો શું મનુમહારાજે કાયદો કર્યો છે? અમારી
હોય છતાં દુનિયા અમને તેવી ન રહેવા દે એ પણ
વાસ્તે ઘણા ઘણા મનસુબા કરતા. શેઠ ઘડે તે જુદા.
શેઠાણીના ભાઈ ઘડે તે જુદા. અમારે ત્યાં આવતા
મારો નોકરવર્ગ ઘડે તે જુદા. બળ્યું એ રૂપ,
એ શેઠની નોકરી. શેરીમાં ઊછરતી પેલી

અમારે પાણિનીનાં સૂત્રો, શાંકરભાષ્ય, ખંડનખાદ્ય, ચિત્સુખી, રઘુવંશ, શિશુપાલવધ, રસગંગાધર, અમરકોશ, ચરક, ભાગવત, મહાભારત, યોગદર્શન, માનવધર્મશાસ્ત્ર, વીરમિત્રોદય, અમરુશતક, ભોજપ્રબન્ધ, કામન્દકીય નીતિ, ભર્તૃહરિનાં શતકો, બૃહજ્જાતક, ગ્રહલાઘવ સાથે માથું કૂટયા કરત. સ્વરાજ્યની વાતો નહીં કરત, રાષ્ટ્રીય ભાવના કલ્પત નહીં. બાળલગ્ન અટકાવવાની, વિધવાવિવાહ કરવાની, નાતો તોડી એકાકાર કરવાની ચળવળ કરત નહીં, સ્વદેશીની હાકલો પાડ નહીં, ઇંગ્લેંડ અને બીજા પરદેશોના માલ સામે જકાત નાખવાની હિમાયત કરત નહીં, આફ્રિકામાં, ફિજીમાં, ગિયાનામાં, કોલંબિયામાં જેટલો જુલ્મ પડત તે સહેત-ન સહેવાત તો સમૂળગા નાશ પામત પણ 'સત્યાગ્રહ'થી અમલદારોને પજવત તો નહિ.

*

આજે શું થયું છે મને? શો રોગ થયો છે? આ માસ્તરની જિંદગી તોબા છે. બી. એ., એમ. એ. થઈ નાના પોટ્ટાઓને A, B, C શીખવવી; હિન્દુસ્તાનનો ઇતિહાસ ગોખાવવો, ભૂગોળનાં નદીગામ નકશામાં બતાવવાં અને બજારમાં ખરીદી કરવા જાય ત્યાં ભાવ, માપ, તોલના હિસાબ કરતાં ન આવડે એવી રીતે વ્યાજના, શેરના, રેલવેના દાખલા શીખવવા. રોજ પાંચ કલાક લેવાદેવા વિના માથું પકવવું. દશ વર્ષ વૈતરું કરીએ ત્યારે પાંચ કે દસનું પ્રમોશન મળે. રોજ બપોરનું વૈતરું ઓછું હોય તેમ સાંજે ક્રિકેટ રમવા કે રમાડવા જવું, ડ્રીલ કરાવવી; સવારે ઘેર વળી એક્ષરસાઇઝો તપાસવી. ઉપરાંતમાં સમાજસેવાનું લફરું વળગ્યું હોય તે જુદું. ક્યાંક ભાષણ કરવાનાં હોય, સાંભળવાનાં હોય, વ્યવસ્થાપક કમિટીમાં હાજર રહી વ્યવસ્થા કરવાની હોય, વર્તમાનપત્ર કે માસિકની ભેટની ચોપડી લખવાની હોય, ખાસ અંકને માટે લેખો લખવાના હોય, નાતનાં ચોપાનિયાં માટે વાર્તા લખવાની હોય, સનાતન ધર્મની કે સ્ત્રીશિક્ષણની કે સાહિત્ય પરિષદની પરીક્ષા લેવાની હોય, જે ન હોય તે ઓછું. લડાઈનાં કારણોથી લોકોને વાકેફ કરવા ભાષણો કરવાનાં અને તરજૂમા કરવાના તે વળી જુદું. જ. લેડી વિલીંગ્ડનના ફંડ માટે કે બેલ્જીયન બાળકો માટે ફંડ ઉઘરાવવાનું એમાં પાડ કોનો? 'પ્રાઈઝ ડિસ્ટ્રિબ્યુશન'ના પ્રસંગ માટે 'રેસિટેશન' તૈયાર કરવામાં અડવાડિયાં ગાળવાં, બાલિકાસંમેલન, વ્યાપારનિબંધક, નાતોની પરિષદ એ બધામાં ઘૂમવાનું, ભાષણો કરવાનાં એનાં દુઃખ વર્ણો ક્યાં રોવાં?

આટલું આટલું કરીએ તોયે અમારી ગણના નહીં; અમને સુખ નહીં, વૈભવ નહીં, વિલાસ નહીં, પ્રતિષ્ઠા નહીં, કીર્તિ નહીં, માન નહીં, આદરમાન નહીં; જિંદગીમાં મોકાશ નહીં, હોંસ નહીં, ઉલટ નહીં, આશા નહીં, શ્રદ્ધા નહીં.

પરોણો નહીં, અંકુશ નહીં, ઉત્તેજન નહીં, ઉલ્લાસ નહીં, હતાશા, કડવાશ, મૂંઝવણ, યંત્રણા, સ્તબ્ધતા, પ્રવંચના, સભ્ય દોંગાઈ રેંસી નાંખે છે. જીવતા અમને શબ જેવા ફેરવે છે.

આમાં મારો તો પત્તો જ નથી ખાતો. Enuii ખાઈ જાય છે. Lotos eaters ના દ્વીપમાં જઈ વસવાની ઉમેદ શેખચલ્લીઓની ઉમેદ જેવી જન્મે છે તેવી જ નાશ પામે છે. Vanity છે. પ્રભુ! Vanitas Vanitatum.

આપઘાત કરી છૂટવામાં જ બહેતર છે. દેહનાં બન્ધન નહીં, સંસારનાં નહીં, દેશનાં નહીં, કાળનાં નહીં, રાજ્યનાં નહીં, સગાંનાં નહીં, વહાલાંનાં નહીં, જંજાળો નહીં, ઉપાધિ નહીં, આધિ નહીં, વ્યાધિ નહીં, આત્મા સંપૂર્ણ સ્વતંત્ર, છૂટો, મુક્ત. કોઈનું દાસત્વ તો નહીં જ. નરસિંહરાવ કહે છે કે આપઘાતી અસૂર્યલોકમાં જાય છે. સારું, સૂર્યલોકોની બેડીઓ તો ત્યાં નથી એ ઓછું સુખ છે?

મારી મૃત્યુનોંધ કેવી લખાશે? નથી હું મહાકવિ, સેનાની, રાજ્યપુરુષ, ઉદ્યોગવાહક, વૈજ્ઞાનિક કે કલાવિશારદ. કોઈ નહીં લખે કે Enuii અને Vanity થી આપઘાત કર્યો? નોંધ જાતે તૈયાર કરી પછી મરવું. એ પણ જમાનાની તાસીર.

# ખવાસણ

'સ્વરાજ્ય માટે જ્યારે હાકલ વાગી રહી છે, ખેડૂતોની સ્થિતિ સુધારવા પ્રયત્નો ચાલી રહ્યા છે, સ્ત્રીકેળવણી વધારવા ચળવળ ચાલી રહી છે, ગુજરાતનું ગૌરવ વધારવાનો ઘોષ ગાજી રહ્યો છે ત્યારે એક ખવાસણની મૂંઝવણો સાંભળવા કોઈને ફુરસદ હશે ખરી?

'નાતોનાં ત્રિમાસિક નીકળે છે તેવું અમારું ચાકરનોકરોનું ચોપાનિયું નીકળતું હોત તો અમારી મૂંઝવણો તેમાં પ્રગટ કરત. અમારી સ્થિતિનું કવન કરવા કોઈ કવિ તૈયાર હોત, નાટકમાં અમારો વૃત્તાંત વસ્તુ તરીકે ગૂંથવા નાટક કંપનીનો કોઈ 'કવિ' તૈયાર હોત, અમારી 'ત્યાગમાળા'ની છબી પાડનાર કોઈ ભેદવાર હોત, અમને સુખી કરવા કોઈ સિન્દે કે જોશી હોત, અમારાં દુઃખ નિવારણ કરવા સી. આઈ. ડી. ની ખાસ પલટણ હોત, બાળકોનાં કે જાનવરોનાં રક્ષણ માટે જેવી મંડળીઓ છે એવી અમારે માટે મંડળીઓ હોત, અમારી તરફદારી કરનાર કોઈ લાભશંકર લક્ષ્મીશંકર હોત, અમારા ઉદ્ધાર માટે મુક્તિફોજ પ્રયત્ન કરતી હોત,-અમારો ખાસ પ્રતિનિધિ ધારાસભામાં વિરાજતો હોત તો મારે જાતે મારી આપદાઓ પ્રકટ ન કરવી પડત.'

'જન્મથી જ હું કમનસીબ છું. આમાંયે એવી જ નીવડી છું. પેલે ભવ કેવાં ઘોર પાતક કર્યાં હશે તે આ ભવ આવા દુઃખમાં કાઢું છું. કોઈ શાસ્ત્રી, કોઈ પુરાણી, કોઈ સાધુ એ પાપો બતાવશે? કે ફરીથી એવાં પાપ ન થાય તેની કાળજી તો રાખી શકું! મારે આવો ને આવો ભવ હવે નથી જોઈતો. ઓ મારા પ્રભુ! સાંભળીશ મારા હૈયાની ચીસ?

'પણ વાંચનારા અધીરા થયા હશે. મારી વાત જ ચલાવું. મને તો અંગ્રેજી નથી આવડતું પણ ચિત્રો જોવાથી થોડી ઘણી હકીકત જાણું છું. એક સાહેબે પોતાના દેશી નોકરો વિષે પુસ્તક લખ્યું છે; તેમાં તેમની હાંસી કરી છે. હાય ભાઈ, નીચી ઓરડી સૌ ઝૂડે. પેલા સિંહ અને માણસની વાત. નોકરો ખરાબ અને શેઠ સારા. ગુજરાતી ભાષામાં કોઈ નોકરો તરફથી વકીલાત નહીં કરે? મારાથી કહેવાય તેવી મારી જ વાત કરવા દ્યો. તેની જ અસર થાય તો સોનાથી પીળું શું?

'અમને ખવાસોને ઓળખતા હશો. રાજાના અમે વગર ખરીદાયેલા ગુલામો. રાજકુંવરીની સાથે અમે પણ દાયજામાં જનારા. અમારે ન મળે વતન. અશ્વત્થામાની પેઠે શાપિત હોઈએ તેમ અમે ભટકનારા છીએ. ન મળે અમારે કુટુંબના પવિત્ર સંબંધો. ન મળે અમારામાં લોહીની શુદ્ધિ. રાજાઓ અમને પરણાવે છતાં પોતાની રખાતો પણ બનાવે. અમારે છૂટાછેડા કરવાની સદર પરવાનગી. અમારામાં બધી વર્ણોનો સમાસ થાય. મુસલમાન પણ અમારામાં રાજાના હુકમથી દાખલ થાય. રાજાઓ અમારાં કુટુંબો છિન્નભિન્ન કરે તેમ રાણીઓ પણ કરે. અમારા દીકરાઓ રાજા પણ થઈ બેસે.

'આવા લોકોમાં મારો જન્મ થયો હતો. ઘરનું સુખ અમારે નસીબે ઓછું હોય છે. ખવાસણો અનેક ઘર કરે એટલે બાપનું હેત અમે જાણતા નથી. માની છાયામાં અમારો ઉછેર. પેટ માટે મા જ્યાં ચાકરી કરતી હોય ત્યાં અમારે પણ જવાનું. પેટીયું આપે તેમાં થાય તેવું કામ કરવાનું અને માના શેઠનાં છોકરાંઓ સાથે તેઓ રમાડે ત્યાં લગી રમવાનું. મા પરવારે ત્યાં લગી ઘેર જવાય નહીં. ઊંઘ આવે તો ગમે ત્યાં સૂવાનું, પછી ટાઢ હોય, વરસાદ હોય કે રોગચાળો હોય. ભૂખ લાગે તોયે મોં વિકાસી રહેવાનું અને પેટ પંપાળવાનું. ભૂખ ન હોય ત્યારે અકરાતીઆની પેઠે ખાવાનું. નહાવા-ધોવાનું તો માને ફુરસદ મળે ત્યારે. માંદી પડું તો કુદરતની દવાથી સારા થવાનું. શેઠનાં છોકરાંનાં જેવાં લૂગડાં પહેરવાના કે તેમનાં રમકડાંથી રમવાના કે તેઓ ખાતા હોય તે ખાવાનું. ખાવાના કોડ મનમાં જ રાખવાના. આવી હશે ગુલામ-ગીરી બીજે કયાં ?

'મોટી થવા લાગી. હતી હું દેખાવડી. ગમે ત્યારે મળે છતાં શેઠને ત્યાંનું ભોજન! અમારા ગરીબોના છાશ રોટલાથી તો ચડિયાતું. શેઠને ત્યાં બંગલામાં રહેવાનું. સૂવા ફાટી ગોદડી કે ઓટલા પરનો ખૂણો હોય તોયે ખુલ્લી હવામાં રહેવાનું એટલે રૂપ ખીલે અને બધાની આંખને વળગેયે ખરું.

'પ્રભુ! તારા વિશ્વમાં અમારા જેવી કોઈની આબરુ નહીં હશે. અમારામાં કોઈથી સતી થવાય નહીં એવો શું મનુમહારાજે કાયદો કર્યો છે? અમારી ઇચ્છા સતી રહેવાની હોય છતાં દુનિયા અમને તેવી ન રહેવા દે એ પણ અમારી ગુલામગીરી. મારે વાસ્તે ઘણા ઘણા મનસુબા કરતા. શેઠ ઘડે તે જુદા. શેઠના દીકરા કે ભાણેજ – શેઠાણીના ભાઈ ઘડે તે જુદા. અમારે ત્યાં આવતા મહેમાનો ઘડે તે જુદા અને અમારો નોકરવર્ગ ઘડે તે જુદા. બળ્યું એ રૂપ, બળી એ ખીલતી જુવાની, બળી એ શેઠની નોકરી. શેરીમાં ઊછરતી પેલી

ચંચળ મનની તબિયત સાચવવાની હતી. તેમાં અમારાં નાનાં બેનસાહેબથી તો તોબાહ પરમેશ્વર. એમને જરામાં વાંકું પડતાં વાર નહીં. દૂધમાંથી પોરા કાઢવામાં એમનો પહેલો નંબર. કોઈનું વાટવામાં એમની આવડત અજબ. દિલમાં રહેમ કે દયા મળે જ નહીં. માત્ર વૈતરું કરવું એ જાણે ઓછો સંતાપ હોય તેમ આટલું આટલું કર્યા છતાં કોઈનો વિશ્વાસ નહીં. ઘરમાં કાંઈ પણ વસ્તુ ન જડે કે તરત જ અમારા પર વહેમ આવ્યો જ છે. અમારી પછવાડે જાસૂસો ફરતા હોય. એકલી ક્યાંય ન ધીરે તે તો જાણે સમજ્યા. પણ શેઠાણીના જાસૂસ જુદા, ભાભીસાહેબના જુદા, મામીસાહેબના જુદા, કોના ગણાવું અને કોના ન ગણાવું ? પ્રભુ ! અમે નોકરો તે માણસો જ નહીં. મારી આગળ બધાંનાં લક્ષણ-અપલક્ષણ ચોખ્ખાં જણાતાં. જગત આગળ ગમે તેટલું છુપાવે, પણ મારી પાસે કાંઈ છાનું રહેતું નહોતું. જગતને ગમે તેમ છેતરે પણ મને છેતરાય એમ નહોતું. હશે પ્રભુ ! સૌનું કર્યું સૌ ભોગવશે.

'શેઠોની જાસૂસીથી વધારે જાસૂસી તો અમારા નોકરોની મને વધારે સાલતી. અમારાં શેઠાણી હતાં કાનનાં કાચાં. નોકરમાત્રને એમના માનીતા થવાનો અભખરો હતો. એકબીજાનું કાપ્યા વિના માનીતા ન થવાય એ એમનો સિદ્ધાંત હતો. એથી કેટલું જૂઠાણું ચાલતું, કેટલી ખટપટો ચાલતી, કેટલાનાં સુખ નાશ પામતાં. પણ સ્વાર્થના કીડાઓને છે દરકાર કશાની ? જો શેઠાણી પાસે કામકાજ કરવા હું એકલી પડી ગઈ તો તરત જ બીજી વડારણ ત્યાં ગમે તે બહાને આવવાની. રખેને હું શેઠાણીના કાન ભંભેરી તેનો પગ ટાળું.

'શેઠાણીના માનીતા થવામાં જાણે સ્વર્ગનું રાજ્ય મળી જવાનું હોય ને? શેઠાણી બહુ જ કુરબાન થાય ત્યારે એક–બે કપડાં સીવડાવી આપે અથવા પોતાના એક–બે સાલ્લા–ઘાઘરા પહેરવા આપે. બહુ થાય તો ઢોળીયા કરાવી આપે. પણ સૂવાની, બેસવાની, નહાવાની અલાઈદી મલાજાવાળી તજવીજ થોડી જ કરી આપવાનાં હતાં ? ટાઢું, સડેલું, હલકું ખાવાનું તો કોઈ દિવસ થોડું જ ઓછું કરવાનાં હતાં ? લીલો કે સૂકો મેવો સડી જાય, મીઠાઈ ગંધાઈ જાય, ફરસાણ કુગાઈ જાય ત્યારે અમને ખાવા અપાય, જાણે પરમેશ્વરે અમારાં અને એમનાં શરીર જુદાં ઘડ્યાં હોય ! એ માંદાં પડે અને અમે ન પડીએ ! માંદા પડીએ ત્યારે ચાકરી પાછી દિલ દઈને કરે ખરાં ને ? ઘોડો માંદો પડ્યો હોય ત્યારે તેની જેટલી સારવાર અને કાળજી રખાય તેવી અમારા નોકરોની કોણ રાખે છે ? એક નોકર જશે તો બીજો આવશે પણ એક ઘોડો મરશે તો રૂપિયા હજારનું નુકસાન થવાનું. આના કરતાં તો ગુલામગીરી સારી. ગુલામની કિંમત આપી હોય એટલે પોતાના પૈસાની ચિંતા તો હોય. અને માંદા પડીએ તે પણ મોટા

ફોજદારી ગુનો કર્યો એમ લેખાય. શરૂઆતમાં ઢોંગ કર્યો છે એમ જ ગણાય. અમારા અવગુણો હરેક રીતે ગવાય, આખો દિવસ મહેનત કરીએ એટલે શરીર પોષણ માગે. સ્વાભાવિક રીતે વધારે ખાઈએ એટલે મંદવાડ વખતે અમારો ખોરાક વગોવાય. કામકાજની આપદા પડે તો ચાંપીને દવા થાય. જરા હરતાં-ફરતાં થયાં કે તરત જ કામ પર ચડવું જોઈએ. આરામ, આસાયેશને માટે અમે સર્જાયેલા નથી. શરીર કહ્યું ન કરતું હોય, દાંતે દોરડી લઈ કામ કરવું પડતું હોય તો રજા માગીએ. પાછો થાય કચવાટ. પ્રસન્ન મને રજા આપે છે? હે અંગ્રેજ સરકાર! તમે સૌને રવિવારની રજા આપો છો, ઉનાળામાં બબ્બે મહિનાની રજા આપો છો, બીજા વારતહેવારે રજા આપો છો, બજારમાં પણ અમાસની પાખી પળાય છે, મિલોમાં પણ રજા હોય છે, પટાવાળાને પણ વારાફરતી પહેરો ભરવાનું હોય છે. શેઠ કામ કરવા ત્રણચાર કલાક લાગલગાટ બેઠા હોય ત્યાં તો શેઠાણી દોડાદોડ કરી મૂકે અને તબિયત બગડશે તબિયત બગડશે કરી ધમાલ મચાવી મૂકે. પણ અમને રજા નહીં, દિવસમાં આરામ નહીં, પણ શરીરના સ્વાસ્થ્ય માટે પણ, રજા નહીં. કારખાનાંઓમાં કામ કરતા મજૂરો માટે સરકાર કાયદા ઘડે છે પણ અમારે માટે ક્યારે ઘડશે?

'નછૂટકે રજા મળી તો રજા પર રહીએ તેટલા દિવસનો પગાર કપાય. ચાકરીમાં અમારાં શરીર, મન અને આત્મા ઘસી નાંખીએ છતાં જુઓ બદલો. લક્ષાધિપતિઓ પોતાના મોજશોખમાં હજારો રૂપિયા ઉડાવે પણ અમારા ગરીબની કકળતી આંતરડી નહીં ઠારે. જ્યાં અમારા શરીર માટે આવી દરકાર તો પછી અમારા મનનો વિકાસ કરવા કે આત્માં ખોલવા. તો શેની જ દરકાર હોય! પારસ-મણિના સમાગમમાં આવવાથી લોહ સુવર્ણ થાય છે. પ્રભુની ભક્તિ કરવાથી ગમે તેવો પાપી સ્વર્ગે સંચરે છે પણ શેઠિયાઓની નોકરી કરવાથી અમારો ભવ સુધરતો નથી. બગડે નહીં – અમારાં પૂર્વ ભવનાં સુકૃત્ય હોય તો.

'કામની તાલીમ કોઈ આપે નહીં છતાં બધી જાતની આવડતની અપેક્ષા રખાય. વિલાયતના નોકરોની પ્રશંસા અવારનવાર કરવામાં આવે અને અમારા કામમાંથી પોરા કઢાય. વિલાયત જઈ આવેલા પાસેથી ત્યાંના નોકરો વિશેની વાતો સાંભળી હું તો દંગ જ થઈ ગઈ છું. જેવી તેમની આવડત, હોંશિયારી, ખબરદારી અને નિયમિતતા તેવી જ તેમની સ્વતંત્રતા, તેટલી જ તેમને માટે સુખ, આસાયેશ, મોજની સગવડ અને અનુકૂળતા. વખતસર કામ કરવું અને પછી કોઈના તાબેદાર નહીં. સેવા કરવામાં જેટલી ત્યાંની ચાકરડીઓ નિપુણ તેટલી જ પોતાના હક જાળવવામાં પાવરધી અને ખબરદાર. તેમને ધર્મપરાયણ કરવા

ખ્રિસ્તી ધર્માનુયાયીઓ તરફથી જુદી જુદી રીતે કરાતી તજવીજો. કયાં મંદિરે જવાના કે કથા સાંભળવા જવાના અહીંના પ્રતિબંધ ? પ્રતિબંધ અલબત્ત ચોખ્ખા પ્રતિબંધ નહીં પણ કામમાંથી પરવાર મળે ત્યારે જ દેહનું સાર્થક કરાય ને ? વ્રત અપવાસ પણ ન થાય. શરીર એથી અશક્ત થાય તો વૈતરું પછી શી રીતે કરાય ? દાન પણ કયાંથી કરવું ? અમારા પગાર પાછા બહુ મોટા કે તેમાંથી અમે પુણ્ય વહોરી શકીએ. રોજ ચા પીવામાં કે તાર કરવામાં જેટલા રૂપિયા આ શેઠિયાઓ વાપરે છે એથી પણ ઓછું અમારું માસિક વેતન. દયા કોના પરત્વે બતાવીએ ? અમે પોતે જ જ્યાં દયાને પાત્ર છીએ ત્યાં ?

'પ્રભુ ! અમે નોકરો એટલે મનુષ્ય નહીં ? અમને આત્મા નથી ? અમને મોક્ષ માટે વાંછનાં ન હોવી જોઈએ ? અમને જગતનો લહાવો માણવા હોંસ ન હોવી જોઈએ ? અમારે શું પશુ જેવો જન્મારો કાઢવાનો ? અમને શા માટે વૈભવમાં મૂકી તેના સુખથી વંચિત રાખતો હોઈશ ?'

# તોળલ અથવા તોળીરાણી

[ કલાપીનો ' જેસલ અને તોળલ ' વાળો સંવાદ વાંચવામાં આવ્યો ત્યારથી જ તોળલ વિશે જિજ્ઞાસા ઉત્પન્ન થઈ હતી અને તે તૃપ્ત કરવા મારા કાઠિયાવાડી મિત્રો સમર્થ નીવડ્યા નહોતા. વિભાવરી સ્વપ્ન, સ્વરૂપ પુષ્પાંજલિ, કલાપીનો વિરહ આદિ કાવ્યોના કર્તા મહુવાના મસ્ત કવિ અને રાજવી કલાપીના મિત્ર ત્રિભુવન પ્રેમશંકર ત્રિવેદી પ્રો. ગજ્જરના દર્શનાર્થે મુંબઈ આવેલા ત્યારે એમની મુલાકાત થઈ. એ પ્રસંગે તોળલ વિશે વાત કહેતાં એમણે અદ્‌ભુત રસથી ભરેલા એ ભક્તાણીની જીવનકથાના કેટલાક પ્રસંગો કહ્યા. ત્યાર પછી બે–ત્રણ ભજન-સંગ્રહો મારા વાંચવામાં આવ્યા. આ સંગ્રહોમાં તોળીરાણીનાં ભજનો ઉપરાંત એના વિશે લખાયેલાં ભજનો હતાં. મસ્ત કવિએ વર્ણવેલા ઘણાખરા પ્રસંગો વિશે ઉલ્લેખ આ બધાં ભજનોમાંથી મળ્યો છતાં વિશેષ અને ચોક્કસ જાણવાની ઇચ્છાથી 'ગુજરાતી' પત્રમાં જેસલ અને તોળલના જીવન વિશે પ્રશ્નાવલીભર્યું ચર્ચાપત્ર લખ્યું પણ એ પ્રશ્નો આજ દિન લગી અનુત્તર રહ્યા. આ પરથી મારા જાણવામાં આવેલી હકીકત પ્રગટ કરી વિશેષ શોધખોળ તરફ લક્ષ ખેંચવા વૃત્તિ થઈ છે. ગયે વર્ષે 'ગુજરાતી'ના દિવાળીના અંકમાં એક લેખકે તોળીરાણીનાં ભજનો છપાવ્યાં છે અને ભક્તાણીના જીવન વિશે કાંઈ જાણવામાં ન હોવાથી અફસોસ કર્યો છે. ]

કાઠિયાવાડની એક નાટક કંપની જામનગર રાજકોટમાં જેસલ તોળલનો ખેલ કરતી હતી તે જોવા જનાર એક મિત્ર પાસેથી નાટકનાં ગાયન અને સારની ચોપડી મળી. મસ્તકવિએ વર્ણવેલા પ્રસંગો ઉપરાંત નાટકમાં ઘણા નવા પ્રસંગો હતા. પણ આ પ્રસંગો પરંપરાગત હતા કે નાટકના સંવિધાને ઉપજાવ્યા હતા તેનો ખુલાસો મેળવી શકાયો નથી. મારી શોધખોળ ચાલતી હતી તે દરમ્યાન મસ્તકવિના કનીયસ ભ્રાતા, શિવાજી અને ઝેબુન્નિસાના કર્તા અને કાઠિયાવાડના કંઠસ્થ અદ્‌ભુત સાહિત્યનો સંગ્રહ કરનાર હરગોવિંદ પ્રેમશંકર ત્રિવેદીનો સમાગમ થયો. પોતાના સંગ્રહમાંથી એમણે માર્ગીપંથની ત્રણ ભક્તાણીઓ — તોળલ, રૂપાંદે અને લીલમબાઈનાં ભજનો પ્રસિદ્ધિ માટે મારે સ્વાધીન કર્યાં.

તોળીરાણી માર્ગપંથની ભક્તાણી છે. આ પંથ કાઠિયાવાડમાં સારી રીતે જૂના વખતથી પ્રચલિત છે. હિંદુ નાતો મુસલમાન પાદરીઓના ઉપદેશથી ઇસ્લામ સ્વીકારી ખોજા કોમ બની છે તે નાતો માર્ગીપંથી હતી એવું ખોજાઓમાં ક-

લગી રહેલા કેટલાક રિવાજો પરથી પ્રતીત થાય છે. મર્હુમ સચેદીના નાનજીઆણી કૃત ખોજાઓના વૃત્તાંતમાં તેમ જ ખોજાઓ વિશે છપાયેલાં બીજા પુસ્તકોમાં આ હકીકત સ્પષ્ટતઃ વર્ણવેલી છે. એ પંથનું મોટું મંદિર વઢવાણ પાસે દૂધરેજમાં છે, તેમ કાઠિયાવાડનાં ઘણાં નાનાંમોટાં ગામોમાં એના મંદિર અને ભક્તો છે. એ સંપ્રદાયનાં ભજનો ગાનારા બાવાઓ અને રામફીઓની મંડળી કાઠિયાવાડમાં પ્રવાસ કરનારાઓએ જોઈ હશે. વર્ષમાં અમુક અમુક તહેવારે અમુક અમુક સ્થળે એ પંથના ભક્તોનો મેળો ભરાય છે ત્યારે ભજનોની રમઝટ જબરી ચાલે છે અને ભક્તિમાં ગળી ગયેલા ઘણા ભક્તો ત્યાં આવે છે, આપણા પ્રાચીન જીવનનું આ સ્વરૂપ જોવા હું ભાગ્યશાળી નથી થયો એટલે વિસ્તારથી તેનું આલેખન કરી શકતો નથી.

પોતાના પંથમાં તોળીરાણીની પ્રતિષ્ઠા ઊંચી છે. આદ્યશક્તિનો તે અવતાર લેખાય છે. તેનો જન્મ અદ્‌ભુત રીતે થયેલો મનાય છે. કાઠી કુળમાં તે ઊછરી હતી. ઉમ્મરે આવતાં તેનાં લગ્ન સાસટીઆ કાઠી સાથે થયાં હતાં. દંતકથા એવી છે કે દેવી હોવાથી માનવી સાથે તેણે સંસાર નહોતો માંડ્યો. પોતાના પ્રભાવથી પોતાના વાસ્તવ સ્વરૂપની સાસટીઆને પિછાન કરાવી તેને પોતાને અનુકૂળ કર્યો હતો. માર્ગીપંથમાં એનો પ્રવેશ શાથી થયો ? એના માબાપથી કે પતિથી ! એનો ગુરુ કોણ હતો ?

પોતાના સંપ્રદાયમાં તોળલ એટલી બધી ગળી ગઈ હતી કે હંમેશ સાસટીઆને ત્યાં ભજન થતાં અને વરવહુ પૂરી મસ્તીથી તેમાં રમઝટ બોલાવતાં. સાસટીઓ પણ તોળલના સહવાસે ભગત બની ગયો હતો. ભજનસંગ્રહોમાં એનાં બનાવેલાં ભજનો છે.

કચ્છના અંજાર નગરમાં જેસલ નામનો જાડેજો રહેતો હતો. ભાઈઓ ભાઈને તકરાર થવાથી અથવા ગરાસ ન હોવાથી તે લૂંટવાનો ધંધો કરતો. 'જેસલ જગનો ચોરટો' એવું વચન ભજનોમાં છે. 'લૂંટી કુંવારી જાન, મોડબંધા વર માર્યા, પાણીઆરીની હારો લૂંટી' વગેરે વગેરે આ લૂંટારાનાં ત્રાસદાયક પરાક્રમો (?) હતાં. કહેવાય છે કે એના જુલ્મથી હેરાન થયેલા વટેમાર્ગુએ એને મહેણું માર્યું, 'અશક્ત, નિરાધાર વટેમાર્ગુઓને લૂંટી શું મોટું પરાક્રમ કરે છે ? સાસટીઆ કાઠીની તોળલ ઘોડી લાવે ત્યારે ખરો.' વજ્રપાત થયો હોય તેમ જેસલ ચમક્યો અને વટેમાર્ગુઓને કનડવાનું ત્યજી તોળલ લેવા કાઠિયાવાડને કિનારે ઊતર્યો.

ઘોડા ઉછેરવામાં કુશળ કાઠીઓની પોતાના જાનવર પરની મમતા મશહૂર

છે, માથું જાય, ઘરબાર પાયમાલ થઈ જાય પણ કાઠી પોતાની ઘોડી કોઈને આપે નહિ. એ એનો શ્વાસ ને પ્રાણ છે, 'કાઠિયાવાડના બહારવટિયા' નામના પુસ્તકમાં મી. કીનકેડે ઘોડા વિશેના દુહાનું ઇંગ્લિશ ભાષાંતર આપ્યું છે તે પરથી એ વહાલ અને મમતાનો અનુભવ થશે.

લૂંટારા જેસલે ઘોડી ચોરી લેવાનો સંકલ્પ કર્યો. કાઠીને ગામ ગયો ત્યારે ખબર પડી કે ભજનમંડળી જામી છે. એકતારાની ધૂન લાગી રહેલી અને તોળલ તથા સાસટીયાની સાથે ભક્તમંડળ ભજન ગાવામાં તલ્લીન થયેલું. શ્રોતાઓ પણ ભજન સાથે એકતાન થઈ ચિત્રવત્ બેઠેલા હતા. પાપી ચોર પર આ ભજનોની જરાયે અસર થઈ નહિ. ઊલટું પોતાનું કામ કાઢી લેવાની સંધી ઠીક હાથ આવી છે એમ માની વંડી ઠેકી ઘોડી બાંધી હતી ત્યાં ગયો અને દોરડું છોડતાં અગાઉ તેને પંપાળવા લાગ્યો. પણ વફાદાર ઘોડી ચેતી ગઈ. પોતાના માલિકને ચોરની હાજરી જણાવવા ખૂંખારી તોફાન કરવા લાગી. તોફાન કરતાં ખીલો નીકળી ગયો. આથી જેસલ ગભરાયો; કારણ કે ઘોડીના તોફાનથી ભજનમાં પણ ભંગ પડ્યો હતો અને સાસટીઓ તોફાનનું કારણ તપાસવા ઊભો હતો. પકડાઈ જવાની દહેશતે જેસલ ખંડના ભોરમાં સંતાઈ ગયો. સાસટીએ બહાર આવી જોયું તો કોઈ જણાયું નહિ પણ ઘોડી છૂટી ગયેલી લાગી. ઊખડી ગયેલો ખીલો મજબૂત દાટવા ખંડની અંદર ખોડ્યો. આ સ્થળે જેસલની હથેળી હતી અને તે સોંસરો ખીલો જમીનમાં દાટ્યો. હથેળી સોંસરો ખીલો જવાથી થયેલી વેદના થઈ જ ન હોય એવો જેસલ ખમીર થઈ સંતાઈ રહ્યો અને ભજનમાં લીન થયેલાને પણ હથેળીને લીધે વધારે જોર કરવું પડ્યું કે ઘાસ લોહીયાળ થયું તેની ખબર પડી નહીં. કામથી પરવારી પાછો ભજનમાં સામીલ થઈ ગયો. ઘોડી અત્યારે હાથ આવે એમ નથી એવું જોઈ રાહ જોતો વેદના ખમતો જેસલ ઘાસમાં જ લપાઈ રહ્યો.

ભજન પૂરું થયું. આરતી થઈ. પ્રસાદ વહેંચાવા લાગ્યો. આખરે તોળીની થાળીમાં એક માણસને માટે પ્રસાદ વધ્યો.

'બધા ભગતોને પ્રસાદ વહેંચ્યા છતાં વધ્યો કેમ? આટલામાં કોઈ હોવું જોઈએ.' તોળલ બોલી.

'ચાલો આપણે દીવો લઈ બહાર શોધીએ' સાસટીઆએ કહ્યું.

તપાસ કરતાં ખડમાંથી લોહીની નીક વહેતી લાગી એટલે પડ ખસેડતાં છુપાઈ રહેલો જેસલ જણાયો. તેની હથેળીમાંથી ખૂંટો કાઢી તેને બહાર આણ્યો. તોળલે પાણીથી તેની હથેળી ધોઈ પછેડો ફાડી લાંબા ચીરાથી પાટો બાંધ્યો

અને પ્રસાદ આરોગવા દીધો. લોહી જવાથી અધમુઓ થયેલો જાડેજો સારવારથી તાજો થયો એટલે સાસટીએ પૂછ્યું, 'ભાઈ તમે ક્યાંથી આવ્યા છો ? અને ખડમાં કેમ સંતાઈ રહ્યા હતા ?'

આગતાસ્વાગતાથી નરમ થયેલો નિર્ઘૃણ લૂંટારો અવનવા જ અનુભવમાં ઊતરી ગયો હતો. મનુષ્યની નૈસર્ગિક સાધુતા એનામાં જાગૃત થઈ હતી એટલે પોતાના આગમનનું પ્રયોજન અને વંડીની અંદર બનેલો બનાવ વગર સંકોચે કહી દીધાં. આ સાંભળી ઉદાર અને મહાનુભાવ તોળલે ઘોડી આપી દેવાનું પોતાના સ્વામીને કહ્યું. સાસટીઆએ તરત જ ઘોડીને પલાણ વગેરેથી સજ્જ કરી જેસલને સોંપી. જેસલ આ જોઈને દંગ થઈ ગયો. ઘોડી અપાવનાર કાઠિયાણી તરફ જોઈ રહ્યો. ઘોડી પર બેસી વંડી બહાર ગયો તોપણ તોળલ સામું જોયા જ કરે. આથી તોળલને વહેમ પડ્યો કે હજુ એના મનમાં કાંઈ રહી ગયું છે. પતિ પાસે હાક મરાવી જેસલને પાછો બોલાવ્યો. પૂછ્યું કે 'ભાઈ હજુ શું જોઈએ છે ?' જરા પણ લજ્જા કે સંકોચ વગર જેસલે માગણી કરી 'કાઠી ! ઘોડી અપાવનાર આ સાધ્વી બાઈ મને આપ.' સાંભળતાં જ કાઠીનાં રૂવાડાં ઊભાં થયાં અને જેસલ સાથે જવા ઘોડી પર ચઢી.

માર્ગિપંથનાં અનુયાયીઓ હોવાથી સાસટીઆએ એને જવા દીધી ? કે એને દેવી તરીકે માનતો હોવાથી ? કે દેવી તરીકે જઈ પાપીનો ઉદ્ધાર કરે એવા હેતુથી ?

કાઠિયાવાડમાં આને મળતી દુહાબદ્ધ એક વાત છે. રા. રા. હરગોવિંદ પ્રેમશંકર ત્રિવેદીના સંગ્રહમાંથી એનો સાર આપું છું. એક બાઈનાં લગ્ન ઢોલરા નામના શખ્સ સાથે થયાં પણ નાનપણથી દેવરા નામના શખ્સનાં ગુણ અને પરાક્રમ સાંભળેલાં હોવાથી એનું દિલ દેવરા પર લાગ્યું હતું. દેવરા સાથે નહિ પણ ઢોલરા સાથે લગ્ન થયાં અને સાસુ સાથે સાસરે જવા નીકળી. માર્ગમાં રાત પડી જવાથી વિસામો કરવો પડ્યો. ગામમાં મહેમાનગીરી કરનાર આબરૂદાર મશહૂર ગૃહસ્થ દેવરો કરીને હતો. સાસુ-વહુ તેને ત્યાં જઈ ઊતર્યાં. વહુના હૃદયમાં વસનાર દેવરાનાં તેને સાક્ષાત્ દર્શન થયાં એટલું જ નહિ પણ સાંભળેલા ગુણ નજરે પ્રત્યક્ષ નિહાળ્યા, હૃદયમાં નિગૂઢ રહેલો સ્નેહ ઊભરાઈ ગયો પણ હૃદય દોરે ત્યાં જવા તે અશક્ત હતી. પોતાનું હૃદય ત્યાં મૂકી સાસુ સાથે દેહ લઈ તે ચાલી અને બીજે દી સવારે સાસરે પહોંચી. સાસુએ બેડું આપી પાદરેથી પાણી સીંચવા મોકલી. સવારની સાંજ થઈ પણ વહુ આવી નહિ તેથી ગભરા-ણી સાસુએ દીકરાને વહુની ભાળ કાઢવા મોકલ્યો. પાદરે જઈ જુએ છે તો એક દિશા તરફ નજરેયોગ સાધી વહુ કૂવાકાંઠે ઊભી છે, હાથમાં સીંચણીને

છે, ઘડો વગર ભરાયે કૂવાના પોલાણની હવામાં અદ્ધર તરે છે અને થાળા પર ખાલી હાંડો અને ઉઢણી હતાં. ચતુર ચેતી ગયો કે વહુને હજુ પિયર સાંભરે છે અને તેની વાટ ભણી તેની તરસી નજર વળી રહી છે, વહાલથી પાસે જઈ વહુને સમાધિમાંથી કુનેહથી જગાડી અને પાણી ભરાવી ઘેર તેડી આવ્યો. રાત્રે શયનખંડમાં પતિપત્ની ભેગાં થયાં ત્યારે

ઢોલા મ ઢાળ્ય ઢોલીઓ, ઢોલે* મન ઢળે નૈ;
મઝાલ મારા કપડની કોર, દુઃખ માનશે દેવરો.

આલમમશહૂર, પરોપકારી અને રસિક દેવરાનું નામ સાંભળતાં જ ઉચ્ચ તુખમ પ્રકાશી નીકળે છે. પરણીઅત પાસેથી કળથી તેના સ્નેહની કહાણી કઢાવે છે. પોતાને પ્રતીતિ થાય છે કે બાઈનું દિલ દેવરા સાથે લાગ્યું છે. જોરજુલમથી હવે એને પોતાની પત્ની કરવામાં સાર નથી પણ ઊલટું પાપ છે. બન્નેનો સંસાર કડવો અને દુઃખી નીવડવાનો. માટે બહેતર છે કે પોતાનું ગમે તેમ થાય પણ બાઈને સુખી કરવી. તરત જ ગાડું જોડી બાઈને દેવરાને ગામ લઈ જાય છે અને બનેલી હકીકત કહી બાઈને તેના વલ્લભને સ્વાધીન કરે છે. કૃતજ્ઞ દેવરો પોતાની બે બહેનો ઢોલરા સાથે પરણાવે છે અને ધામધૂમથી વિદાય કરે છે. આ વખતે દેવરાની મા પૂછે છે, ' ઢોલરાએ તને એક બાયડી આપી અને તેં એને બે કેમ આપી ? '

દીકરીયું દેવાય, વરું દેવાય નૈ;
એક સાટે બે જાય, તોય ઢાળ+ માગે ઢોલરો.

એ જ સંગ્રહમાંથી બીજી વાતનો સારાંશ ઉતારીએ. હાટીના માળિયાનો પીઠો હાટી અને ભંડારિયાનો ભોજો કામળીઓ જબરા લૂંટારા હતા. બન્નેએ એકબીજાને જોયા નહોતા છતાં મરદાનીનાં પરાક્રમથી દોસ્તી બન્ને વચ્ચે હતી. એક વખત કામળીઓ મારણ કરવા ગયેલો અને ભંડારિયા પાસેથી આઘેથી લૂંટ કરી પાછો વળતો જતો હતો ત્યાં દોસ્ત સાંભર્યો એટલે ગામમાં પૂછતો મળવા જતો હતો ત્યાં પાદરે વાવડ મળ્યા કે ભોજો બહારગામ ગયેલો છે. આ પરથી તે પોતાને રસ્તે પડ્યો. પણ તેના આવ્યાની ખબર ભોજાની વહુ વેજલને થતાં જ તેણે પીઠાને પાછો વાળી પોતાનો મહેમાન કરી આગતાસ્વાગતા કરી. બે-ત્રણ દિવસ રાહ જોઈ પણ ભોજો આવ્યો નહિ એટલે પીઠો પોતાને વતન ગયો. મારણ પરથી ભોજો આવ્યો ત્યારે હલકા લોકોએ પીઠા અને વેજલ

* ઢોલા તરફ.
+ વધારો

માટે તેના દિલમાં સંશય ઉપજાવ્યો. આથી ખીજવાઈ વેજલને ઘર બહાર કાઢી મૂકી અને મહેણે મહેણે તેને ખિન્ન કરી દીધી.

વેજલ પહેલાં તો ગભરાઈ પણ વિચાર કરી મૂંઝવણમાંથી અને બેઆબરુમાંથી રસ્તો કાઢ્યો. પીઠાની પરોણાચાકરી કરવામાં પોતે બદનામ થઈ તો હવે પીઠાના જ ઘરમાં જઈ બેસવું અને ભોજાની સામી આબરુ લેવી એવો નિશ્ચય કરી તે માળિયા ગઈ. પાદર પરથી બેડું ભરી ચોરે પીઠો બેઠો હતો ત્યાં ગઈ અને

ઉજમમાંથી આવતી, મેં કાંઈ વાટે નથી કરી વેલ,*
હાડી તું ઉતાર ને હેલ, નૈં તો પગમાંથી નીકળ પીઠીઆ.

પીઠો વિમાસણમાં પડી જાય છે. શું કરવું? હેલ ઉતારે તો કામળીઆ જેવા બહાદુર મર્દ સાથે નાહકનું વેર થાય છે. નથી ઉતારતો તો વેજલના પગમાંથી નીકળી જવાની ગેરઆબરુ થાય છે. છેવટે ગામના આગેવાનોની સલાહથી હેલ ઉતારે છે. જ્યારે કામળીઆને આ ખબર પડે છે ત્યારે એનાં રુંવેરુંવા ઊભાં થાય છે. અને પોતાના એક સગાને સાથે લઈ બાવાનો વેશ લઈ માળિયે વેર લેવા આવે છે. પણ ત્યાં પીઠાના હૃદયની ઉચ્ચતા, ઉદારતા, વીરતા, મમતા જોઈ પોતાનું વેર ભૂલી જાય છે અને હતી તેથી વધારે જબરી વજ્રલેપવાળી દોસ્તી કરી પીઠાને ત્યાં જઈ વેજલના હાથથી બન્ને જમે છે.

આ કથા લંબાય છે છતાં બીજા બે પ્રસંગોનો સંક્ષેપમાં ઉલ્લેખ કરશું. હરણને શીંગડેથી રાંકા વાણિયાએ બાંધેલા વરસાદને છોડાવી પાછા વળતાં વરસાદમાં મડું થઈ ગયેલા એભલવાળાની સારવાર કરવા માટે સાંઈ પર એના ધણીએ હલકા લોકોની શીખવણીથી વહેમ ગયેલો ત્યારે પોતાનું સતીત્વ જણાવવા સાંઈએ પોતાના પર આરોપ મૂકનારને પંત નીકળવાનો શાપ દીધો. સતીનો શાપ ફળ્યો અને સાંઈનો ધણી પતીઅઙ્ગ થયો. એભલવાળાના મોટા કુંવરના લોહીથી સાંઈ એનો રોગ ટાળે છે. (જુઓ હરગોવિંદ પ્રેમશંકરનું કાવ્ય 'એભલવાળો અને સાંઈ.')

બે જીવજાન દોસ્ત હતા. એક દોસ્ત બીજાને મળવા ગયો. ત્યાં દોસ્ત અને તેની વહુએ તેની સારી પરોણાચાકરી કરી. થોડા દિવસ રહી તે પોતાને વતન ગયો. વળાવી પાછાં આવ્યા ને ધણીધણિયાણી સૂઈ ગયાં. મિત્ર જવાથી પુરુષને ઊંઘ નહોતી આવતી ત્યાં સ્ત્રીને સ્વપ્નમાં લવતી સાંભળી અને લવારામાં મિત્રનું નામ સાંભળ્યું. પુરુષના વહેમી દિલને લાગ્યું કે બાઈનું ચિત્ત મારા મિત્ર પર આશક થયું છે માટે સવારે એને મિત્રને ગામ વળાવીશ તો સુખી

---

* ગાડું.

થશે. બાઈ પતિવ્રતા હતી અને એના દિલમાં કશું નહોતું એટલે જવાની આનાકાની કરી. કૂતરા તરીકે ઘરની આસપાસ ભટકવાની આજીજી કરી પણ પુરુષે માન્યું નહિ અને બળાત્કારે મિત્રના ગામને પાદરે એને મૂકી આવ્યો. નિરુપાયે પતિના મિત્રને શરણે જઈ બનેલી વીતક કહે છે. બહેન તરીકે તેને પોતાને ત્યાં નિવાસ આપે છે અને જ્યારે તેના પતિની ભૂલ ભાંગે છે ત્યારે વીરપસલી સાથે તેને પાછી સોંપે છે.

આ ભિન્ન ભિન્ન પ્રસંગો પરથી કાઠિયાવાડમાં સ્ત્રીપુરુષનાં — પરણેલ સ્ત્રી-પુરુષના સંબંધોમાં થતા ફેરફારોનું દર્શન થશે. જેસલની સાથે તોળલ ગઈ તે એ માર્ગીપંથનો જ પ્રતાપ ? કે આવી ભાવનાઓનો પણ ખરો ?

જેસલ અને તોળલે પલાણ કર્યું છે. કાઠીની ઘોડી પૂરપાટ જાય છે. જેસલના દિલમાં નાનાવિધની ઘડભાંગ થાય છે પણ તોળલ સ્વસ્થ અને અંતિમ ઉદ્દેશની સાધના માટે તૈયાર છે. એક ગામ જઈ પહોંચ્યાં ત્યાં ઉતારો કર્યો અને જેસલ વાણિયાની દુકાને સીધું લેવા ગયો. વાણિયાનું નામ સધીર હતું. જેસલ પાસે પાઈ પણ નહોતી એટલે સીધું ઉધાર માગ્યું. વાણિયે ઉધાર આપવા ચોખ્ખી ના પાડી પણ તે રાતે તોળલને પોતાને ત્યાં મૂકી જાય તો સીધું આપવા કહ્યું. માથાનો ફરેલ જગનો ચોરટો જેસલ તોળલની સાથે ઘોડી પર આવવાથી જ બદલાઈ ગયો હતો નહિતર સધીરનું માથું એના ધડ પર રહેત ખરું કે ? ઉતારે જઈ જેસલે તોળલને સધીરની દુષ્ટ કીમત કહી સંભળાવી. પ્રસન્ન ચિત્તથી તોળલે રાત્રે જેસલની સાથે જવા હા પાડી. સીધું આવ્યું અને બન્ને જમ્યાં. રાત પડીને વચન પ્રમાણે જવાનો વખત થયો. પણ બહાર વરસાદ ધોધો વરસતો હતો અને રસ્તામાં કાદવ થઈ ગયો હતો. તોળલની પાની ગંદી થવાની દહેશત થઈ પણ અનુરક્ત જેસલ તેને પોતાને ખભે બેસાડી વાણિયાને હાટે તેડી ગયો. બૂમ સાંભળી વાણિયાએ કમાડ ઉઘાડયાં ને તોળલને જોઈ વિસ્મય પામ્યો. અંદર આવકાર આપતાં બોલ્યો ‘ ઊભાં રહો, પાણી લાવું પગ ધોવા, નહીં તો ગારાથી ચાદર બગડશે.’ તોળલે પોતાના પગ દીવાના પ્રકાશમાં ધરી ચોખ્ખા બતાવ્યા. કારણ પૂછતાં જેસલને ખભે બેસી આવેલી જણાઈ. આ સાંભળતાં આખી આલમને લૂટનાર જેસલની ખાંધ પર આવેલી તેજસ્વી પ્રતાપી સ્ત્રીને જોતાં જ વાણિયાનો વિકાર નાશ પામ્યો અને ઉચ્ચ જીવનનાં કિરણો ફૂટયાં. બન્નેને તે પગે લાગ્યો અને પોતાના નીચ હવસ માટે લળી લળી માફી માંગી. ઉદારતાથી તોળલે એનો દોષ માફ કર્યો. વાણિયે તેઓ તે ગામમાં રહે ત્યાં લગી પોતાના મહેમાન થવા વિનંતિ કરી.

ભજનો ગાય છે કે તોળલે ત્રણ નર તારીયા, સાસટીયા અને સધીરના ઉદ્ધારની કથા આવી ગઈ. હવે બાકી રહ્યો ઉદ્ધાર જેસલનો. સધીરની અનીતિ શેહ ખાઈ નીતિ જયવંત નીવડી જોઈને જેસલમાં રહ્યું સહ્યું પાપ સરવા લાગ્યું. તોળલ તરફ પૂજ્યભાવ વધતો ગયો અને તેનો આજ્ઞાધીન સેવક જેવો થઈ ગયો. એના પાપનું પૂરેપૂરું પ્રાયશ્ચિત્ત થયું નથી એમ જાણી તોળલે એને પોતાનાં મેલાં લૂગડાં ધોવા-ગામને તળાવે મોકલ્યો. સારા અંજારમાં રાડ પડાવનાર મરદ જાડેજો એક સ્ત્રીનાં કપડાં ધોવા ગામમાં થઈને ચાલ્યો. ગામમાં જેસલ અને તોળલના આગમનની ખબર પડી ગઈ હતી. જેના જેના ઘર આગળથી જાય તે તે આવું હલકું કામ કરવા માટે એને ફિટકાર દે. ફિટકાર સાંભળી એનું મન ડગમગતું તો પાછો સંકલ્પ દઢ કરી લોકવાયકાની દરકાર કર્યા વિના ચાલ્યો જતો. ગામને બીજે છેડે જતાં મોચી ઓળ આવી. ત્યાંના એક મોચીએ ઉદ્ગાર કાઢ્યો 'માળો જેસલ કેવો ભગત છે! એનું હુંપણું તદ્દન મરી ગયું છે. નહીંતર બાયડીનાં કપડાં ધોવા ન જાય.' આ સાંભળી જેસલ ફૂલ્યો અને પોતાની કદર કરનાર દુનિયામાં એક જીવ છે એવું જોઈ એ સંતોષ પામ્યો. તળાવને કાંઠે જઈ ગાંસડો છોડી જુએ તો લૂગડાં ધોબીએ ધોયાં હોય એવાં નર્યાં ઊજળાં થઈ ગયેલાં. એક લૂગડા પર ફક્ત ડાઘ હતો. જેસલનો અવતાર આ જોઈ ફરી ગયો. પાપથી ભરેલું જૂનું વસ્ત્ર એના દેહ પરથી સરી પડ્યું. અને પુણ્યની ઉજ્જ્વળ કાંતિ સ્ફૂરી રહી. ગાંસડી ફરી બાંધી ઉતારે જઈ તોળલને પગે પડ્યો અને ભક્તાણીનો આશીર્વાદ લીધો. કપડાં ઊજળાં થવાનું અને ડાઘ રહેવાનું કારણ પૂછતાં નિન્દાથી ડાઘ અને મેલ જવાની અને ફુલાશથી ડાઘ રહેવાની સમજણ તોળલે પાડી. આ બનાવ વસ્તુતઃ બન્યો હશે ? કે આધ્યાત્મિક સત્યની પ્રતીતિ કરાવવા રૂપક કહેવાયેલું ?

લૂંટારો હવે નૈષ્ટિક ભક્ત થયો. તોળલ અને એ ભજનો ગાતાં ગાતાં ગામેગામ ફરવા લાગ્યાં. કપડાં ધોવાની હકીકત બની તે અગાઉ જેસલ તોળલને કચ્છનો અખાત હોડીમાં ઓળંગાવી અંજાર લઈ જતો હતો. દરિયામાં તોફાન થયું અને હોડી ડૂબવા લાગી તે વખતે તોળલે ઉદેપશ દઈ જેસલને અંધકારમાંથી જ્યોતિમાં આણ્યો. 'બેડલી તારી બૂડવા નહીં દઉં.' એવું ભજનોમાં છે અને કલાપીનો સંવાદ આ પ્રસંગ પર જ રચાયેલો છે. એટલે સધીરના ગામમાં નહીં પણ અંજારમાં કપડાં ધોવાયેલાં એ વૃત્તાંત વધારે સાચો લાગે છે. અંજારમાં જેસલને સહુ કોઈ ઓળખતાં એટલે ફિટકાર પણ સખ્ત વરસેલો.

જેસલની ગમે તેવી દુષ્ટ દાનત હશે તે પવિત્ર સાધ્વી તોળલના પરતા આગળ ટકી શકી નહીં. દંતકથા કહે છે કે સાસટીઆ જોડે એણે સંસાર

નહોતો માંડ્યો તેમ જેસલના મુવા પછી કબરમાંથી એનું પુનરુત્થાન થયું ત્યારે જેસલ અને તોળલનાં લગ્ન થયાં હતાં છતાં એક ભજનમાં તોળલ ગર્ભવતી હતી એવું કહેલું છે. ચોક્કસ માહિતીની ગેરહાજરીમાં નિર્ણય કરવો મુશ્કેલ છે. માર્ગીપંથમાં સ્વામીનો પાટ મંડાય છે અને અનુયાયીઓને ત્યારે એકત્ર થવાનું નિમંત્રણ હોય છે. ગુરુએ પાટમાં આવવા બે નિમંત્રણ મોકલ્યાં જેસલ અને તોળલને. તોળલના ગર્ભમાં બાળક હતું. એવી સ્થિતિમાં એ જાય તો બે આમંત્રણના બદલામાં ત્રણ જણ ગયાં ગણાય. આવી અજુગતી વાત સાધ્વીથી શી રીતે થઈ શકે? કટારી કાઢી પેટ ચીર્યું અને ગર્ભસ્થ બાળકને બહાર કાઢી પડોશણને ઉછેરવા સોંપ્યું. – એક દંતકથા એવી છે કે આ સાસટીઆ કાઠીનું બાળક હતું – પાટમાં હાજર રહેવા જતાં જતાં વગડામાં આવી પહોંચ્યાં. ત્યાં વાંદરી પોતાનું બચ્ચું પેટે વળગાડી ડાળીએ કૂદતી હતી. રખેને આથી બચ્ચું પડી જાય એવી દહેશતથી તોળીએ વાંદરીને શિખામણ દીધી. વાંદરીને વાચા થઈ અને ઊલટું તેણે તોળીને પોતાનાં આત્મજનો ત્યાગ કરવા માટે સખત ઠપકો આપ્યો અને ત્યાગ અઘટતો અને અધર્મી હતો એવી સમજ પાડી. તોળલને ભાન થયું. બાળક સાંભર્યું. સ્તનમાંથી દૂધની શેરો ફૂટવા માંડી. કરેલા કર્મ માટે વિમાસણ કરતી પાછી વળી અને પડોશણ પાસેથી પોતાનું બાળક લીધું. અને વિશ્વક્રમનો સનાતન નિયમ ભક્તોના સંબંધમાં પણ પ્રવર્તે છે એ સત્ય સિદ્ધ કર્યું.

તાર, ટપાલ કે આગગાડીના સાધન વિનાના જમાનામાં જાત્રા કરનારા સાધુઓ દેશના એક છેડાથી બીજા છેડા સુધી વર્તમાન પહોંચાડવાનું કામ કરતા હતા. એમના દ્વારા જેસલ અને તોળલની ભક્તિની કીર્તિ દેશપ્રદેશમાં ફેલાતી ચાલી. મારવાડમાં માલદે (માલદેવ) અને તેની રાણી રૂપાંદેને કાને એ કીર્તિ પહોંચી અને કચ્છ કાઠિયાવાડના ભક્તોને મળવા મારવાડના ભક્તો ઉત્કંઠ થયા.

માલદે અને રૂપાંદે માર્ગીપંથી હતાં. એ પંથમાં પહેલી રૂપાંદે અનુષ્ઠિત થઈ હતી. મધરાતે મહેલ છોડી ગુરુની આજ્ઞાથી સ્વામીના પાટમાં હાજર રહેવા તે જતી. જાગતા રહેલા રાજાએ તેને જતાં જોઈ એટલે તેને વહેમ પડ્યો અને તરવાર લઈ પાછળ પાછળ ગયો. પોતાના ધર્મના જોરથી રૂપાંદેએ રાજાને પરચો બતાવ્યો અને પંથમાં દાખલ કર્યો. એક ભજનમાં આ બનાવની સવિસ્તર વિગતો છે.

રૂપાંદેનાં રચેલાં ભજનોને ભજનસંગ્રહોમાં સ્થાન મળેલું છે. આ મારવાડણે ગુજરાતીમાં ભજનો લખ્યાં હશે? જામનગરની રાજસ્થાનમાં પરણેલી ગુજરાતી રાજકુંવરીની હિંદી કવિતા મહિલા મૃદુ વાણીમાં સંઘરાઈ છે. તેમ

મારવાડી ભાષા બોલનારી રાણી પોતાના પંથમાં મોટા ક્ષેત્રમાં આવી કેટલાંક વર્ષો રહી હોય અને બીજા સાધુઓ અથવા તોળલના સંગથી ગુજરાતીમાં ભજન કર્યાં હોય. એનાં ભજનોમાં એના ગુરુનું નામ ઉજમશી છે. આ ગુરુ વિશે કાંઈ મારા જાણવામાં આવ્યું નથી.

સ્વામીના પાટમાં જેસલ, તોળલ અને માલદે રૂપાંદે મળ્યાં અને અન્યોન્યની ભક્તિ જોઈ પ્રસન્ન થયાં. આ પ્રસંગથી તેઓ વચ્ચે જીવનજાન સખ્ય બંધાયું. પાટની મુદ્દત વીત્યે સૌ સૌને પંથે પડ્યાં.

કેટલાંક વર્ષો સાથે ભજન કરતાં ફરતાં ફરતાં જેસલ અને તોળલ વિખૂટાં પડ્યાં. જેસલ અંજાર ગયો. ત્યાં અચાનક એનો દેહ પડ્યો. એના શબને દાટી તે પર કબર ચણવામાં આવી. કહે છે કે હજુ આ કબર અંજારમાં મોજૂદ છે.

આ દુઃખદાયક બનાવના ખબર તોળલને તેમ જ માલદે રૂપાંદેને પડ્યા. સાંભળતાં જ હૈયાફાટ સૌ રોવા લાગ્યાં. તોળલ અંજાર ભણી ચાલી નીકળી. મારવાડથી માલદે અને રૂપાંદે પણ તોળલને આશ્વાસન આપવા અંજાર આવ્યાં. તોળલે એકતારો લઈ ભજન ગાઈ કબરમાંથી જેસલને સજીવન ઊભો કર્યો. આ ભજન ભજનસંગ્રહોમાં છે. માલદે અને રૂપાંદેએ જેસલ અને તોળલનાં લગ્ન કર્યાં. દંતકથા બે પ્રકારની છે. લગ્ન પછી કબરમાં દંપતી સમાઈ ગયાં અને બીજી એવી છે કે સંસાર ઘણાં વર્ષો લગી ચલાવ્યો.

અદ્ભુત ભક્તિના રંગથી રંગેલા તોળલના જીવનની દંતકથા ચમત્કાર આદિ સંક્ષેપમાં લખ્યાં છે. ઐતિહાસિક સત્ય તારવી કાઢવું બની શક્યું નથી તેમ એમનાં સ્થળ-કાલનો નિર્ણય પણ થઈ શક્યો નથી. માર્ગીપંથના લખેલાં કે કંઠસ્થ દફતરોમાં આ ભક્તાણીના જીવનના પ્રસંગો નોંધાયેલા હોય અને એમની સહાનુભૂતિ મેળવી કોઈ એ પ્રસંગો પ્રગટ કરી એમાં સમાયેલા ચમત્કારનો નિરાસ કરે તો ગુજરાતી સાહિત્યની સેવા કરી ગણાશે,

મીરાંબાઈ આપણી આદ્ય અને શ્રેષ્ઠ કવિયાણી છતાં તળ ગુજરાતની આગેવાન ભક્તાણી તો તોળીરાણી જ. બન્નેમાં કવનમાં રહેલી ભક્તિ જુદા પ્રકારની છે. મીરાં કૃષ્ણભક્ત હોઈ ગોપીભાવે ભજન ગાઈ રહી છે. તોળીરાણીનાં પદોમાં પાપીઓને ચાબખા છે. અને સંસારનું વાસ્તવ જ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષને માર્ગે શી રીતે વળવું તેનો ઉપદેશ છે. ગોપીગીતોની મૃદુતા અને મીઠાશ જેટલી મીરાંની કવિતામાં છે તેટલી તોળલની કવિતામાં નથી પણ સાટે ચાબખાનો મરદામી સૂર છે— પાપીના આત્માને હલમલાવી નાખતી ગર્જના છે. એ સાંભળવાનું

ભાગ્ય કાઠિયાવાડ ભજનમંડળીમાં ગયા વિના પ્રાપ્ત નથી. થતું છતાં 'ગ્રામોફોનના રેકર્ડ' મારફતે હવે ઘરેઘર એ સાંભળવાનો સુયોગ આવેલો છે.

માર્ગીપંથની બે ભક્તાણી તોળીરાણી અને રૂપાંદે ઉપરાંત લીલમબાઈ (લીળલદે) નામની રાઠોડ કુળમાં થઈ ગઈ છે. તેના સંબંધમાં કાંઈ મારા જાણવામાં નથી આવ્યું. આ લેખના પરિશિષ્ટમાં રૂપાંદે અને લીળલદેનાં ભજનોની વાનગી આપવામાં આવી છે. પ્રાચીન કાવ્યમાળા ને બૃહત્કાવ્યદોહનના પ્રકાશકો તથા રા. રા. છગનલાલ વિદ્યારામ રાવળથી પ્રસિદ્ધિમાં આવેલી ગુર્જર કવિયાણીઓના વર્ગમાં તોળલ, રૂપાંદે અને લીળલદેને આ લેખથી સ્થાન મળશે તો કૃતકૃત્ય થઈશ.

કર્ણપરંપરાએ સાંભળેલી વાતોમાં દોષ પ્રવેશ પામ્યા હોય, પ્રસંગો ઉકેલવામાં ભૂલ થઈ હોય તો સુજ્ઞોને તે દૂર કરવા વિનંતી છે.

તા. ક. લેખ લખતી વેળા એકે ભજનસંગ્રહ મારી પાસે નહોતો તેમ તરતમાં મેળવી શકાય એવું નહોતું. એટલે ભજનોમાંથી નિર્દેશક ઉતારા અપાયા નથી તેમ કેટલીક વાતો અધૂરી અથવા ટૂંકામાં પતાવવી પડી છે. આ લેખથી કોઈ બંધુમાં જિજ્ઞાસા જાગશે અને વાસ્તવ હકીકત મેળવવા તે પ્રવૃત્ત થશે તો આ પ્રયાસમાં રહેલી ખામીઓનું સાટું વળી જશે.

## રૂપાંદેનાં ભજનો

[૧]

રાઓળ માલા, આ દિલ ખોજો તો,
માયલાની વણુજુ હો જી,

સાચાં મારાં બેલીડાં હાં,
નિગ્યારો ધરમ પાળો હે જોગારામ સાધુ હો જી.
રાઓળ માલા, કોઈ દિન દાતા ને કોઈ દિન ભોગતા :
એવો કોઈ દિન બાલુડે વેશ રે...રાઓળ માલા૦
રાઓળ માલા તાંત વિનાનાં તુંબા કેમ કરી બોલે હો જી,
એવા કંઠ રે વિનાનાં કેસાં ગાણાં રે...રાઓળ માલા૦
રાઓળ માલા પારકાં રૂપ દેખી તમે,
માયલાને મત રે ડગાવો હો જી,
તમે જીતી રે બાજી જાશો હારી હો...રાઓળ માલા૦

રાઓળ માલા પારકા ખેતરમાં તમે,
બીજ મત વાવો હો જી,
તમે વાવ્યા રે પછી તો પસ્તાશો...રાઓળ માલા ૦
રાઓળ માલા ભખમ નારી વાંકો સંગ મત કરનાં હો જી,
એને હાથ રે જોડી અળગા રે'ના ...રાઓળ માલા ૦
રાઓળ માલા જ્ઞાન હીણાને તમે ગુરુ મત કરજો હો જી,
એવા સુરતા વિનાના કેવા ચેલા... રાઓળ માલા ૦
રાઓળ માલા ઉગમશીની ચેલી,
રાણી રૂપાંદે બોલ્યાં હો જી,
મારાં સાધુડાં અમરાપુરમાં માલે...રાઓળ માલા ૦

[ ૨ ]

નર રે નુગરાની સાથે નેડલો ન કરીએ જી,
મારા વિશ્વાસી નરને મા વેડો મારા રાજ રે. નર રે૦
હંસલા ને બગલો બે એક જ વરણાં રે,
એ તો બેઠા સરોવરીઆની પાળ, મારા રાજ રે,
હંસલાને જોઈએ સાચાં મોતીડાનો ચારો જી,
ઓલો બગલો બેઠો રે દુવાસ મારા રાજ રે નર રે૦
ધણી રે નામનો પાટ મંડાશે રે જી,
જળહળ જોત્યું વરસાશે મારાં રાજ રે...નર રે ૦
સાચખોટ બોલે ને ચાલે બજારમાં રે હો જી,
એ તો કુડીઆં મંદિરીઆમાં માણે મારા રાજ રે...નર રે ૦
ઉગમશીની ચેલી રૂપાંદે રાણી બોલીઆં રે હો જી,
મારા સાધુડા તો અમરપુરામાં માલે. મારા રાજ રે...નર રે.

## લીળલદેનાં ભજનો

[ ૧ ]

એવાં પુરાં રે મળે તો રાવો રેડીએ હો જી,
એવાં અધૂરીઆંએ જાય આપણો તોલ, મારી બેનું રે. એવાં૦
એ તો ખાડા ખાબોચિયાની દેડકડી હો જી,
એ શું જાણે સમુદરીઆની લેર મારી બેનું રે. એવાં૦

એવી કૂવાની છાયા તો કૂવામાં વીસમી જી,
એવી તસ્કરની મા ખૂણે બેસી રૂએ. મારી બાયું રે. એવાં૦
એવા દુરિજન ને મોઢે શાહીયું ઢળે હો જી.
મારા હરિજનને મુખડે વરસે નૂર, મારી બાયું રે. એવાં૦
એવા દુરિજન આડા ડુંગર દવ જલે હો જી.
એવા હરિજનને વસીએ મુખોમુખ, મારી બાયું રે. એવાં૦
એવા રાઠોડ કુળમાં લીળલદે બોલીયાં રે,
દેજો દેજો સાધુ ચરણમાં વાસ, મારી બાયું રે એવાં૦

[૨]

હાં હાં રે ગુરુજી સતની વેલડીએ,
આવાં રૂડાં દતફલ રે લાગ્યાં રે હાં. સતની.
બીજ વરતી, બીજ જાણી, વાવી છે વિશ્વાસ વાણી.
કરણીના કચારા, વાયાં પ્રેમહુંદાં પાણી. ગુરુજી૦
ઊગી છે અમરવેલી, જેના મૂળ તો પીયાળે પેલી,
ફાલીને કાંઈ ફૂલી નિજીયા ધરમની એ વેલી. ગુરુજી૦
પ્રથમ તો પ્રલાદે જાણી, હરિચંદ્ર ને તારા રાણી.
પાંચ પાંડવ દ્રૌપદી, રાજા બળને ઓળખાણી. ગુરુજી૦
ભાઈલાનાં ભાગ્ય જાગ્યાં, વેલડીએ દનફલ લાગ્યાં,
મૂળનાં કાંઈ માલે, અમરાપરથી આઘાં. ગુરુજી૦
ભાઈલા તમે ભાવ રાખો, ડાળ મેલી ફળ ચાખો,
બોલીયાં લીળલદે, ગુરુ ચરણમાં રાખો. ગુરુજી૦

# તેજસિંહ

## પાત્રો

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| તેજસિંહ | ... | રાજા | દેવસેન, સ્કંદ, આદિત્ય, | } | ... | સરદારો |
| અબલા | ... | રાણી | | | | |
| સાધના | ... | રાણીની મા | અણહિલ હરિહર | } | ... | સૈનિક |
| વાચસ્પતિ | ... | રાજગુરુ | | | | |

બે પહેરેગીર

[દૃશ્ય રાજાના તંબુનું છે. પાછળના બારણાની કનાત ઉપર નાંખેલી હોવાથી સિપાહીઓની છાવણી સોંસરી વિશ્વકર્માની ધાર તરફ અને આથમતા સૂર્યના પ્રકાશમાં ચળકતા દૂર સમુદ્ર પર આંખ પથરાય છે. ડાબી બાજુએ જેવું તેવું ઘડેલું રાજસિંહાસન છે. વચમાં બેસવાની પાટ છે. ચામડાં સીવીને બનાવેલો ખાટલો જમણી બાજુએ છે. ઉપર જુદી જુદી જાતનાં હથિયારો લટકાવેલાં છે. જમણી અને ડાબી બાજુએ મશાલો.]

### પ્રવેશ ૧ લો

૧ લો પહેરેગીર : અલ્યા ! ઊંઘી ગયો કે ?

૨ જો : કેમ જાણ્યું કે ઊંઘી ગયો ?

૧ લો : પિનાકની પેઠે કમાન થયેલા ભાલા પર અઢેલી વળેલો ઊભો છે તેથી જાણ્યું.

૨ જો : આમ વળેલો ઊભો છું એટલે ભૂખનું દુઃખ ઓછું લાગે છે.

૧ લો : એ ખોટી વાત છે. એથી તારા કમ્મરબંધ જેટલી જ ગરજ સરે છે. ટટ્ટાર થતાં ઊલટી વધારે કકડીને ભૂખ લાગે છે.

૨ જો : આમ ક્યાં લગી ચાલવાનું છે ?

૧ લો : વહાણો આવે ત્યાં લગી — તદ્દન સમજાય એવું છે.

૨ જો : ખરું, પણ વહાણો ક્યારે આવશે ?

૧ લો : એની ખબર મને શી રીતે પડે ? ઊંચે ધાર તરફ નજર કર. ત્યાં ઊંચે જો ઇન્દ્રમંડપ પર ચોકીદાર ઊભો છે અને દસ ગામે લાંબે નજર ફેરવે

છે. એને ખબર હોય તો હોય! મહીઆ ડુંગરાની પછાડી વહાણ આવતાં હશે.

૨ જો : પણ દુશ્મનો આવવા દેશે ત્યારે ને.

૧ લો : દુશ્મનો પાસે વહાણો નથી.

૨ જો : વાડની માફક આપણા આખા દેશને ફરી વળે એટલાં વહાણ એની પાસે છે. બે મહિના થયાં એ ગુલામ જેવો આપણને ઘેરી વળ્યો છે તેમ ફરી વળે એટલાં છે.

૧ લો : બે મહિના !

૨ જો : તને ખબર છે આજે બપોરે મને શું ખાવા મળ્યું હતું? આઠ દિવસ પર જે રોટલો કરડતાં દાંત કકડયા હતા તે જ રોટલાનું તળીઉં. સાચે, નખે નખે મેં તે પર ત્રણ સાથિયા કાઢયા. અમે પણ ફરી ઠીક મળ્યા! પણ આજે, તે જ રોટલો શિલટથી ભચડાવી ગયો...રાજાના લગ્નના દિવસનું જુગતું જમણ !

૧ લો : શું તું એમ માને છે કે હઝુરસાહેબને વધારે હતું ?

૨ જો : એમની કને વધારે હોત તો શું આપણે બધા આમ મરણીયા થાત, આપણો કચ્ચરઘાણ વળવા દેત, રણમાં આગળ ઝુકાવત, શરમ રાખત કે? કશાની ચોકી નથી કરવાની એવું જાણતા ન હોત તો અહીં સાંકળે બાંધેલા કૂતરાની માફક પડી રહી પહેરો ભરત કે?

૧ લો : સોનું જોઈએ એટલું છે.

૨ જો : સોનું ! હં, સોનું ! સોનું મારી પાસે પણ પુષ્કળ છે. કેશવપુરમાં મારા ભોંયરામાં ધન દાટયું છે. હં !......તે એ ! શિવપુર પાછળ રહેલી બાયડીઓ કને ખાવાનું રહ્યું હશે......ઢોર જીવતાં હશે તો દૂધ પણ.

૧ લો : હા, બૈરાંઓને ત્યાં લહેર છે–તારી વહુ નથી. ખરું ને?

૨ જો : એક દુશ્મને મારી વહુની લાજ લૂંટી ને મેં બન્નેના જાન લીધા ! (અટકે છે) ઠીક ! બાયડીઓને ખાવાનું જોઈએ; દૂધ પણ. પણ કેટલો વખત— (ધીમેથી પાસે આવતાં હથિયારોનો ખડખડ અવાજ) જો લગ્ન ખરેખર પૂરું થયું છે.

૧ લો : ચૂપ જો, બૂઢો અણુહિલ આવે છે–હજૂરની ઢાલ સાથે (બીજો પહેરો ભરવા માંડે છે.)

### પ્રવેશ ૨ જો

[ અણુહિલ પ્રવેશે છે. ઢાલને એની જગ્યાએ ભેરવે છે, અને વીખરાયેલાં હથિયારો બાજુ પર ગોઠવે છે. ]

અણુહિલ : કેમ, કાંઈ ખબર આવ્યા?

૧ લો : ના !

અણુહિલ : તમને ભૂખ લાગી છે?

૨ જો : હા.

અણુહિલ : ભૂખ બૈરાંને લાગે. ચિત્ત ઠેકાણે રાખો ! આપણી જુવાન રાણી આગળ આવાં કરમાયેલાં મોં બતાવશો મા. લગ્નદિવસે એવું શોભતું નથી.

**પ્રવેશ ૩ જો**

[ઘોંઘાટ કરતા લોકોથી વીંટળાયેલા તેજસિંહ અને અબળાના હાથ પકડી રાજગુરુ તંબુના આંગણામાં આવે છે. તેમની આગળ ધૂપદાની વીંઝતા બે બટુકો, પાછળ સાધના, દેવસેન, સ્કંદ, આદિત્ય, બીજા સામંતો અને સેનાનીઓ. તંબુના દરવાજાઓની કનાતો નીચી ઢાળેલી છે. પહેરેગીરો ચાલ્યા જાય છે.

રાજગુરુ રાજારાણીના હાથ મૂકી દે છે, સાધના તરફ ફરે છે.

તેજસિંહ ગમગીન અને વિચારગ્રસ્ત ઊભો રહે છે. અબલા આસપાસ લજ્જાલુ પૃચ્છક દૃષ્ટિ નાંખે છે. દુઃખદ શાંતિ.]

અણુહિલ (આસ્તેથી) : રાજેન્દ્ર, નવયૌવના રાણીનો સત્કાર વાણીથી કરવો જોઈએ.

તેજસિંહ (આસ્તેથી) : કરવો જોઈશે ? (ધૂપદાનીવાળા છોકરાની ગરદન પકડી) છોકરા, એટલું બધું આકરું નહીં; ધુમાડો અમારાં નસકોરામાં ઠેઠ ગરી જાય છે. ધૂપદાની ધરવાની ન હોય ત્યારે તું શું કરે છે?

બટુક : મારી તરવાર ધરું છું, નામદાર !

તેજસિંહ : બરાબર છે. જલદી તરવાર પકડ નહિતર પાછળ પડી જઈશ. (ધીમેથી) અણુહિલ, વહાણ દેખાતાં નથી ને?

અણુહિલ : ના, હજૂર પણ આપની નવોઢા રાણી સાથે બોલો તો ખરા.

તેજસિંહ : ઠીક......ત્યારે હવે હું વહુવાળો થયો. કેમ ગુરુદેવ ?

રાજગુરુ : અહીં આપની રાણી ઊભાં છે, રાજેન્દ્ર આપનો શબ્દ સાંભળવા તલસે છે.

તેજસિંહ : રાણીજી, જોઈતો શબ્દ જડતો નથી માટે ક્ષમા કરો. રણ-ક્ષેત્રોના ખોળામાં ઊછર્યો છું, માણસના નિવાસનાં બીજાં સ્થળોનો પરિચય નથી. મારી સાથે આવી જિંદગી ગાળવાનું તને ભારે પડશે.

અબળા : રાજેશ્વર...મારી બાએ...મને શીખવ્યું છે...(અટકી પડે છે.)

તેજસિંહ : (હેતનો દેખાવ કરી) તારી બાએ શું શીખવ્યું છે ?

અબળા : પત્ની સ્વામીને આધીન છે – સંકટના સમયમાં તો ખાસ કરીને; મારી બાએ આટલું શીખવ્યું છે, પ્રભુ.

તેજસિંહ : તમારે સ્ત્રીઓ માટે એ તદ્દન વાસ્તવિક અને ધર્મ્ય હશે...

પણ સંકટના સમયે પતિ પણ પત્નીને આધીન હોય તો? સાસુજી! પણે શકટપુરમાં પત્નીઓ પાસે હરણીયાં દોડાદોડ કરે છે. દિવસોના દિવસો થયાં મારા સિપાહીઓને ખાવાનું મળ્યું નથી. એ હરણીયાં એમને ખાવા આપો એવી મારી સલાહ છે.

[સાંત્વના માથું નમાવે છે]

રાજગુરુ : મારા રાજેન્દ્ર!

તેજસિંહ : હે! ગુરુદેવ, હમણાં જ રણભૂમિ પરના લગ્નમંડપમાં આપ સુભાષિત વાણી બોલ્યા છો. આટલી વારમાં ફરી ઉપદેશ આપવા વૃત્તિ થઈ છે?

રાજગુરુ : કહેવા વૃત્તિ થઈ છે, દુઃખ આપનો આત્મા કોરી ખાય છે એટલે.

તેજસિંહ : ખરે જ? આપ શું એમ ધારો છો? ચાલો ત્યારે સાંભળીશ.

રાજગુરુ : સાંભળ, ઈશ્વરી કોપની મૂર્તિ સરીખો તું અમારામાં ઉદય પામ્યો છે. જુવાન......પ્રજાએ તારાં વર્ષો નથી ગણ્યાં પણ તારાં પરાક્રમો, રાજીખુશીથી વૃદ્ધોએ તારી જુવાનીને નમન કર્યું છે. વિનમ્રતમ હોઈ તારે માટે સેવાનાં લાંબાં વર્ષો હોવાથી, તું જોતજોતામાં અમારો શાસ્તા થયો. ઈશાદિત્યના સુવર્ણતખ્ત પરથી – જે તખ્ત પર એક વેળા દયા ઇન્સાફ આપતી હતી, જ્યાંથી હસતે મુખડે તિષ્યરાજ ક્ષમા આપતા હતા, ત્યાંથી તારા ખૂની શબ્દો ગાજી ઊઠ્યા......ને ઝેરી ઘા માફક આપત્તિ અમને હેરાન કરી રહી છે. વિશ્વકર્મા પહાડના ઊના વાયરામાં અડીંયી તડીં હેરાન થતાં બૈરાંછોકરાં સાથે અમે છાવણી નાંખી પડયાં છીએ; અને દુશ્મનો, તેમના ભાડુતી સિપાઈઓથી આપણને ઘેરી રહ્યા છે.

તેજસિંહ : બરાબર ઘેરી રહ્યાં છે. હા, હા! સોંસરા ઉંદર પણ આવી શકે નહીં.

રાજગુરુ : સમુદ્ર ભણી આપણી નજર આશાપ્રેરી દોડે છે; ત્યાંથી ભોજન આવશે.

તેજસિંહ : વહાણોના કાંઈ જ વાવડ નથી?

અણહિલ (હળવેથી) : બિલકુલ નથી.

રાજગુરુ : દુઃખથી નવા વિગ્રહ માટે અમે શસ્ત્રબદ્ધ થયા તે પહેલાં, સ્વતંત્ર મનુષ્યો તરીકે, અસલથી ચાલતા આવેલા રિવાજ મુજબ તારે માટે રાણી પસંદ કરવાનો અમે નિશ્ચય કીધો. પોતાના શરીર દ્વારા તું અનુભવી શકે કે ઈશ્વર શા માટે મૃત્યુ ચાહે છે, તેટલા સારુ અમે અસલી રિવાજ પાળ્યો છે.

તેજસિંહ : તમારો રાજા જિંદગીને ઘણી વધારે ચાહે છે એવું તમને લાગ્યું?

રાજગુરુ : મારા રાજેન્દ્ર!

તેજસિંહ : નહીં જ, એમ ધારવાની હિંમત તમારામાં નથી, કારણ કે આ જીવનની દરેક પળ તમને ખસીઆણા પાડશે...અસલના રિવાજ મુજબ જરૂર

હોય છતાં, શા માટે આ બાળક વસ્તુ સાથે તમે મારાં લગ્ન કીધાં ?—તે એટલી બાળક છે કે તમારી અને મારી આગળ બીકથી થરથરે છે. અને પોતાની માના છેડામાં સંતાય છે; અને ખાસ કરીને આવા યોગ્ય દિવસે, લગ્નના મંગલગીત ભૂખ ગાય છે ત્યારે...આમ ઊંચે જુઓ, રાણીજી,– અર્ધા કલાકથી મળેલા ઇલ્કાબથી તને બોલાવવી જોઈએ; મારા નાથ ! હજુ તારું નામ પણ હું જાણતો નથી. વિનવું છું. મારા સામું જો ! મને ઓળખે છે ?

અબળા : આપ રાજેશ્વર છો, નામદાર !

તેજસિંહ : ઠીક, પણ તારી નજરમાં હું મનુષ્ય હોવો જોઈએ, રાજા નહીં...તારી આગળ કેવી જાતનો મનુષ્ય ઊભો છે તેની તને ખબર છે?...જો! અત્યાર લગી આ હાથો લોહીમાં બોળવામાં આવ્યા છે. મરદાની જંગમાં રેડાયેલા માનવલોહીમાં નહીં – હું તેની વાત કરતો નથી. કારણ કે તેથી મનુષ્યની કીર્તિ વધે છે – પરંતુ અશસ્ત્રી રક્તહીન બાળકોનાં લોહીમાં, – (કંપે છે) – આવા હાથે તારા કંઠને આશ્લેષ કરવા આવું તો તું આનંદ પામીશ?......સાચે, મારું કહેવું તું સાંભળે છે? મારો સ્વર લલિત, મધુર નથી? જરાક કર્કશ છે. ખૂન કરવા જોસથી આરડેલા હુકમથી તે થાકેલો છે. આવી મોહક કર્કશતામાંથી કોમળ સ્વરો તું સાંભળશે ત્યારે તારો આનંદ અવનવો થશે. હું આજન્મસિદ્ધ કાન્ત નથી એ આ શાણા પુરુષો જાણતા હતા. એટલે જ એઓએ મને મારો ધંધો શીખવ્યો......અથવા છાવણીમાં જિંદગી ગુજારવાથી થતા કંટાળાથી તમારા રાજાને છેતરવાનું તમારું કર્તવ્ય છે એમ માનો છો? સુવર્ણમય શતવપ્રમાં મહાન ન્યાયવર્ષે જેવી રીતે મોજ માણી અને રૈયતનો સંહાર કરવા પોતાના ખોજાઓને મોકલ્યા હતા તેમ? હા, હા, હા !

રાજગુરુ : નામદાર, સંભાળજો નહીંતર પિત્તો ઉછળશે.

તેજસિંહ : ગુરુવર્ય, ધ્યાન ખેંચવા માટે ઋણી છું પણ એ નિરર્થક છે. આ તો મારા લગ્નની ગમ્મત છે......પણ હવે તમારી સાથે ખરા દિલથી બોલીશ......(આસન પર ઊંચે ચડે છે.) ઇશાદિત્યના સુવર્ણ આસન પર, જ્યાં દયા ઇન્સાફ આપતી હતી ત્યાં અફસોસ કે હું મારું સ્થાન મેળવી નહીં શકું. દુશ્મનોના પાટનગરમાં બળતણ માટે તેના કટકેકટકા થાય છે...તેમ તિષ્યરાજની પેઠે હસતે મુખડે હું માફ પણ કરી શકતો નથી, કારણ કે હવે કોઈને માફીની જરૂર નથી... દુશ્મનોની પ્રશસ્ત જાતિમાંથી ભૂખ્યા વાઘનું ટોળું જન્મ પામ્યું છે — એમને જેર કરવા પણ વાઘની જરૂર છે. આપે, ગુરુદેવ, મને ઈશ્વરી કોપની મૂર્તિ કહી, પણ હું તે નથી...હું તો ફક્ત તમારી નિરાશાની મૂર્તિ છું. સારા જીવનમાં જેણે કશાની અભિલાષા નથી રાખી, કશાની અપેક્ષા નથી રાખી,

એવો હું તમારી સૌની આગળ ઊભો રહું છું અને એવો જ તમારી સમક્ષ કામે આવીશ. તે તમે જાણો છો, તેથી જ ગુપ્ત રીતે મને ઠપકો આપવામાં તમે સૌ ભૂલ કરો છો. મને ખોટો ન પાડો!...તમારી નમેલી ભ્રમરોની નીચેથી હું સ્પષ્ટ વાંચી શકું છું. આપણા પાસા અવળા પડે છે માટે મને હોળીનું નાળિયેર કરો મા. એટલી તમને મારી સલાહ છે.

આદિત્ય: દેવ, અમને ઘા ન મારો......અમારા લોહીનું છેલ્લામાં છેલ્લું ટીપું આપનું છે. આ ઘરડાઓ સાથે અમને કઢામાં ન નાંખો.

દેવસેન: અમે ડોસાઓ બીજાઓની પેઠે લડીએ છીએ; અને જુવાન, તેમની જ માફક ચાહીએ પણ છીએ.

તેજસિંહ: ચાલો, એટલેથી પતાવો. સંકટમાં મિત્રો અંદર અંદર કેવા લડી પડે છે તે તમારી રાણી જલદીથી સારી રીતે શીખશે. તમે છાવણીમાં થઈને જાઓ ત્યારે સૈનિકોને કહો – એ એક જ વાત રાજાને આજે કચવે છે – આ આનંદના દિવસે કેમ ખરું ને – જોઈએ તેવું લગ્નનું જમણ જમાડવાની તાકાત મારામાં નથી......અથવા હજુ કદાચ – અણહિલ !

અણહિલ: (જમણી તરફ તરત જ આવેલા પહેરેગીર સાથે ગભરામણમ ગૂપચૂપ વાત કરતો હતો): જી, હજુર.

તેજસિંહ: આપણા કોઠારમાં હજુ શું છે? ડોસા?

અણહિલ: (સંક્ષોભ અંકુશમાં રાખી) આપે આપનો સર્વ ખોરાક આપી દીધો છે.

તેજસિંહ: પૂછું છું કે શું પડ્યું રહ્યું છે?

અણહિલ: એક વટલોઈ ભરેલું બગડેલું દૂધ ને બે ફુગાયેલા રોટલા.

તેજસિંહ: હા, હા, હા! હવે જુઓ, રાણીજી! કેવો મુફલેસ ધણી તમને મળ્યો છે? લોકો કહે છે તેમ ત્યાં વહાણો આવ્યાં હોય તો દરેકની લાયકાત મુજબ સર્વની બાદશાહી મહેમાનગીરી કરીશ – પણ તેમને એ જણાવશો નહીં, રખેને તેમનો આહ્‌લાદ કથળે. પણ કહેજો કે જો રણશીંગા સાંભળે તો તમારે માટે સારું સારું ભોજન પીરસાશે, એટલું બધું – (પોતા તરફ સરી આવતા અણહિલને) શું છે?

અણહિલ: (ધીમેથી) પહેરો ગયો. વહાણો નાશ પામ્યાં.

તેજસિંહ: (સહેજ પણ ચહેરો બદલ્યા વગર) નાશ પામ્યાં કેમ – કેવી રીતે?

અણહિલ: દ્રોહથી.

તેજસિંહ: હં, ઠીક! અંહ, સાથે બેસી સૌએ ખાધું હોત જમણ – સર્વને પીરસ્યું હોત, સ્ત્રીઓ માટે મેવા અને મીઠાઈ...(સિંહાસન પર ગબડતો પડે છે અને દૂર શૂન્ય દૃષ્ટિ નાંખે છે.)

હોય છતાં, શા માટે આ બાળકવસ્તુ સાથે તમે મારાં લગ્ન કીધાં?—તે એટલી બાળક છે કે તમારી અને મારી આગળ બીકથી થરથરે છે. અને પોતાની માના છેડામાં સંતાય છે; અને ખાસ કરીને આવા યોગ્ય દિવસે, લગ્નના મંગલગીત ભૂખ ગાય છે ત્યારે...આમ ઊંચે જુઓ, રાણીજી,–અર્ધા કલાકથી મળેલા ઇલ્કાબથી તને બોલાવવી જોઈએ; મારા નાથ! હજુ તારું નામ પણ હું જાણતો નથી. વિનવું છું. મારા સામું જો! મને ઓળખે છે?

અબળા : આપ રાજેશ્વર છો, નામદાર!

તેજસિંહ : ઠીક, પણ તારી નજરમાં હું મનુષ્ય હોવો જોઈએ, રાજા નહીં...તારી આગળ કેવી જાતનો મનુષ્ય ઊભો છે તેની તને ખબર છે?...જો! અત્યાર લગી આ હાથો લોહીમાં બોળવામાં આવ્યા છે. મરદાની જંગમાં રેડાયેલા માનવલોહીમાં નહીં – હું તેની વાત કરતો નથી. કારણ કે તેથી મનુષ્યની કીર્તિ વધે છે – પરંતુ અશસ્ત્રી રક્તહીન બાળકોનાં લોહીમાં, – (કંપે છે) – આવા હાથે તારા કંઠને આશ્લેષ કરવા આવું તો તું આનંદ પામીશ?......સાચે, મારું કહેવું તું સાંભળે છે? મારો સ્વર લલિત, મધુર નથી? જરાક કર્કશ છે. ખૂન કરવા જોસથી આરડેલા હુકમથી તે થાકેલો છે. આવી મોહક કર્કશતામાંથી કોમળ સ્વરો તું સાંભળશે ત્યારે તારો આનંદ અવનવો થશે. હું આજન્મસિદ્ધ કાન્ત નથી એ આ શાણા પુરુષો જાણતા હતા. એટલે જ એઓએ મને મારો ધંધો શીખવ્યો......અથવા છાવણીમાં જિંદગી ગુજારવાથી થતા કંટાળાથી તમારા રાજાને છેતરવાનું તમારું કર્તવ્ય છે એમ માનો છો? સુવર્ણમય શતવપ્રમાં મહાન ન્યાયવર્ષે જેવી રીતે મોજ માણી અને રૈયતનો સંહાર કરવા પોતાના ખોજાઓને મોકલ્યા હતા તેમ? હા, હા, હા!

રાજગુરુ : નામદાર, સંભાળજો નહીંતર પિત્તો ઉછળશે.

તેજસિંહ : ગુરુવર્ય, ધ્યાન ખેંચવા માટે ઋણી છું પણ એ નિરર્થક છે. આ તો મારા લગ્નની ગમ્મત છે......પણ હવે તમારી સાથે ખરા દિલથી બોલીશ......(આસન પર ઊંચે ચડે છે.) ઇશાદિત્યના સુવર્ણ આસન પર, જ્યાં દયા ઇન્સાફ આપતી હતી ત્યાં અફસોસ કે હું મારું સ્થાન મેળવી નહીં શકું. દુશ્મનોના પાટનગરમાં બળતણ માટે તેના કટકેકટકા થાય છે...તેમ તિષ્યરાજની પેઠે હસતે મુખડે હું માફ પણ કરી શકતો નથી, કારણ કે હવે કોઈને માફીની જરૂર નથી... દુશ્મનોની પ્રશસ્ત જાતિમાંથી ભૂખ્યા વાઘનું ટોળું જન્મ પામ્યું છે — એમને જેર કરવા પણ વાઘની જરૂર છે. આપે, ગુરુદેવ, મને ઈશ્વરી કોપની મૂર્તિ કહી, પણ હું તે નથી...હું તો ફક્ત તમારી નિરાશાની મૂર્તિ છું. સારા જીવનમાં જેણે કશાની અભિલાષા નથી રાખી, કશાની અપેક્ષા નથી રાખી,

એવો હું તમારી સૌની આગળ ઊભો રહું છું અને એવો જ તમારી સમક્ષ કામે આવીશ. તે તમે જાણો છો, તેથી જ ગુપ્ત રીતે મને ઠપકો આપવામાં તમે સૌ ભૂલ કરો છો. મને ખોટો ન પાડો!...તમારી નમેલી ભ્રમરોની નીચેથી હું સ્પષ્ટ વાંચી શકું છું. આપણા પાસા અવળા પડે છે માટે મને હોળીનું નાળિયેર કરો મા. એટલી તમને મારી સલાહ છે.

આદિત્ય: દેવ, અમને ઘા ન મારો......અમારા લોહીનું છેલ્લામાં છેલ્લું ટીપું આપવું છે. આ ઘરડાઓ સાથે અમને કઢામાં ન નાંખો.

દેવસેન: અમે ડોસાઓ બીજાઓની પેઠે લડીએ છીએ; અને જુવાન, તેમની જ માફક ચાહીએ પણ છીએ.

તેજસિંહ: ચાલો, એટલેથી પતાવો. સંકટમાં મિત્રો અંદર અંદર કેવા લડી પડે છે તે તમારી રાણી જલદીથી સારી રીતે શીખશે. તમે છાવણીમાં થઈને જાઓ ત્યારે સૈનિકોને કહો – એ એક જ વાત રાજાને આજે કચવે છે – આ આનંદના દિવસે કેમ ખરું ને – જોઈએ તેવું લગ્નનું જમણ જમાડવાની તાકાત મારામાં નથી......અથવા હજુ કદાચ – અણહિલ !

અણહિલ: (જમણી તરફ તરત જ આવેલા પહેરેગીર સાથે ગભરામણમ ગૂપચૂપ વાત કરતો હતો): જી, હજુર.

તેજસિંહ: આપણા કોઠારમાં હજુ શું છે? ડોસા?

અણહિલ: (સંક્ષોભ અંકુશમાં રાખી) આપે આપનો સર્વ ખોરાક આપી દીધો છે.

તેજસિંહ: પૂછું છું કે શું પડ્યું રહ્યું છે?

અણહિલ: એક વટલોઈ ભરેલું બગડેલું દૂધ ને બે ફુગાયેલા રોટલા.

તેજસિંહ: હા, હા, હા! હવે જુઓ, રાણીજી! કેવો મુફલેસ ધણી તમને મળ્યો છે? લોકો કહે છે તેમ ત્યાં વહાણો આવ્યાં હોય તો દરેકની લાયકાત મુજબ સર્વેની બાદશાહી મહેમાનગીરી કરીશ – પણ તેમને એ જણાવશો નહીં, રખેને તેમનો આહ્લાદ કથળે. પણ કહેજો કે જો રણશીંગા સાંભળે તો તમારે માટે સારું સારું ભોજન પીરસાશે, એટલું બધું – (પોતા તરફ સરી આવતા અણહિલને) શું છે?

અણહિલ: (ધીમેથી) પહેરો ગયો. વહાણો નાશ પામ્યાં.

તેજસિંહ: (સહેજ પણ ચહેરો બદલ્યા વગર) નાશ પામ્યાં કેમ – કેવી રીતે?

અણહિલ: દ્રોહથી.

તેજસિંહ: હં, ઠીક! અંહ, સાથે બેસી સૌએ ખાધું હોત જમણ – સર્વેને પીરસ્યું હોત, સ્ત્રીઓ માટે મેવા અને મીઠાઈ...(સિંહાસન પર ગબડતો પડે છે અને દૂર શૂન્ય દષ્ટિ નાંખે છે.)

માણસો : રાજાને શું થયું ? રાજાની સામે તો જુઓ !

અબલા : ખરેખર ભૂખ્યા થયા છે, બા ! ( પાસે જાય છે, માણસો આઘા ખસે છે) મારા રાજા !

તેજસિંહ : સ્ત્રી, તું કોણ છે ? શું કરવાની છે, સ્ત્રી !

અબલા : સ્વામી, મદદ કરી શકું ?

તેજસિંહ : હં ! તમે રાણી છો. માફ કરો, તમે પણ સૌ દરગુજર કરો, ભાઈઓ.

રાજગુરુ : આપનું બળ સમેટવું જોઈશે, રાજેન્દ્ર !

આદિત્ય : હા, હજૂર, અમારી સૌની ખાતર.

માણસો : અમારી સૌની ખાતર.

તેજસિંહ : વ્યાજબી છે. તમારી ચેતવણી ખરે વખતે છે. સુંદરીઓ, તમે સૌ તમારી છાવણીમાં જાઓ એટલી મારી વિનંતિ છે. અમારે મસલત કરવી છે. ગુરુદેવ, આપ અમને સહીસલામત પહોંચાડો.

સાધના : ( આસ્તેથી ) બહેન, પ્રણામ કરી લે.

અબલા : ( ,, ) માડી, હવે મારી સાથે એ નહીં બોલે ?

સાધના : પ્રણામ કરી લે ! (અબલા આજ્ઞા પ્રમાણે વર્તે છે.)

તેજસિંહ : તમારું સૌનું કલ્યાણ થાઓ !

[ અબલા; સાધના, રાજગુરુ જાય છે. બહાર પ્રશંસાધ્વનિ એમને વધાવે છે ]

## પ્રવેશ ૪ થો

[ તેજસિંહ, આદિત્ય, દેવસેન, અણહિલ, પહેરેગીર, સામંતો ]

તેજસિંહ : સ્ત્રીઓ અને બ્રાહ્મણને મોકલી દીધાં, હવે જે થવાનું છે તેની નિસ્બત આપણે લડવૈયાઓને છે. ક્યાં છે પહેરેગીર ? ભાઈ, આગળ આવ.

માણસો (બબડતાં) : ધાર પરનો પહેરેગીર ! પહેરેગીર !

તેજસિંહ : ભાઈઓ, સાંભળો વહાણ નાશ પામ્યાં છે.

[ ઘોંઘાટ, દુઃખની કીકીયારી.]

શાંત પડો, શાંત, વીરો ! તારું નામ હરિહર છે ?

પહેરેગીર : જી હા, ગરીબ પરવર !

તેજસિંહ : ક્યારથી પહેરો ભરે છે ?

પહેરેગીર : કાલ સવારથી, હજૂર.

તેજસિંહ : ક્યાં છે તારી જોડના બે સોબતી ?

પહેરેગીર : તેઓ ધાર પર છે, આપના હુકમ પ્રમાણે, નામદાર.

તેજસિંહ : ઠીક, તમે શું જોયું ?

પહેરેગીર : ખુદાવિંદ, સમુદ્ર પર મીનાક્ષીની ભૂશિરને પેલી મેર, વિશ્વકર્માનો ધુમાડો ઊતર્યો એટલે આજે સાંજના છેલ્લા પહોર લગી અમારી નજરે કાંઈ આવ્યું નહીં. એવામાં વહાણ દેખાયાં – સંખ્યા પાંચની હતી — કિનારાની તદ્દન નજીક — મૌર્યોના જમાનાનું ખંડિયેર નગર દટાયેલું છે ત્યાં........ અમારામાંનો એક ઉતાવળો આવવા તૈયાર થયો, એવામાં —

તેજસિંહ : ઊભો રહે ? વહાણો પર સંકેત શો હતો ?

પહેરેગીર : આગળનું શઢ આડકતરું વીંટાળેલું હતું અને —

તેજસિંહ : અને ?

પહેરેગીર : તૂતક આગળ આસોપાલવનો ઝુમખો.

તેજસિંહ : આસોપાલવ તમે નજરે જોયો ?

પહેરેગીર : આપ નામદારને નિહાળું છું તેવી જ રીતે.

તેજસિંહ : ઠીક પછી ?

પહેરેગીર : પછી, દુશ્મનો ખારવાનાં જે વહાણોથી ખોરાક મેળવે છે તેમને પેલાં વહાણોની આસપાસ વીંટળાઈ વળતાં જોયાં, અને તરત જ.

તેજસિંહ : તરત જ શું ?

પહેરેગીર : હજૂર, ક્ષોભ વિના સૌ દુશ્મનની છાવણી તરફ ચાલ્યાં ગયાં. ત્યાં તેમણે માલ ખાલી કર્યો.

[માણસો કપાળ કૂટે છે. પ્રગાઢ નીરવતા.]

તેજસિંહ : (એક પછી એક તરફ હસતી નજર નાંખતો). ઠીક થયું... બહાર ત્યાં તું કોઈને આ વિશે કાંઈ વાત કરીશ નહીં. હું એમને કહીશ.

[પહેરેગીર ચાલ્યો જાય છે.]

## પ્રવેશ ૫ મો.

[તેજસિંહ, આદિત્ય, દેવસેન, સ્કંદ, બીજાઓ, સામંતો ]

તેજસિંહ : બિરાદરો, તમારી સલાહ !

આદિત્ય : પ્રભુ, સલાહ અમને સૂઝતી નથી.

તેજસિંહ : દેવસેન, તું ! તારા અનુભવમાંથી કાંઈ ?

દેવસેન : સ્વામી, મહાન ઇશાદિત્યની સેવા મેં કરી છે. છતાં તે પણ કાંઈ આપી શકતી નથી.

તેજસિંહ : ઠીક, ત્યારે, મને સૂઝે છે......સરળતઃ અને સત્વર સમજાય છે. મરી જાઓ ! આવા અવિશ્વાસની નજર કેમ મારા તરફ કરો છો ? મારું

કહેવું નથી સમજતા ? બીકણ દુશ્મનોની પેઠે શરીરે પછેડી લપેટી પીઠમાં ઘા કરવાનું પડોશીને કહેવાનો રસ્તો બતાવું છું એમ ધારો છો ? ઠંડા પડો : શરમથી હું તમને બચાવીશ. કીર્તિની પ્રાપ્તિ પ્રત્યે દોરી નહીં જઈ શકું ત્યારે તમારી લાજ નહીં જવા દઉં. જ્યાં લગી ભાલો પકડવાની તાકાત આપણા ત્રીસ જણમાં છે ત્યાં લગી આપણું આ સ્થાન લેવાની કોઈની મગદુર નથી. પણ આખરે વખત આવશે. થોડી જ વારમાં ભૂખથી દુર્બળ થયેલો હાથ આક્રમણ કરતા ખૂનીઓ પાસે રહેમત માગવા લાંબો થઈ શકે નહીં.

આદિત્ય : મહારાજ, કોઈ આભીર આવું કરતો નથી !

તેજસિંહ : તું જેવો છું તેની ખાતરી તું કરાવે, પણ તારું શું થશે તેની જામીનગીરી તું મને નહીં આપી શકે; એટલે મારી સલાહ અને આજ્ઞા છે. છેલ્લા યુદ્ધ માટે સૌ સજ્જ થાઓ. પરોઢના ઝળઝળીયામાં આપણે કોતરોમાંથી કૂદી પડશું અને ખુલ્લા મેદાનમાં દુશ્મનોની સામે આપણો વ્યૂહ માંડશું.

સર્વે : મહારાજ, એ અશક્ય છે.

આદિત્ય : સ્વામી, વિચાર કરો, આપણા એકની સામે દુશ્મન સો છે.

તેજસિંહ : તારો અભિપ્રાય, દેવસેન ?

દેવસેન : પ્રભુ, આપ અમને મૃત્યુના માર્ગે લઈ જાઓ છો.

તેજસિંહ : હા, બરાબર મેં બીજું કહ્યું છે ? શું તમે મને રણમાં એવો બિનપલોટાયેલો માનો છો કે પરિણામ મારા લક્ષ બહાર હોય ? ત્યારે શા માટે ખચકાઓ છો ? જ્યારે તિષ્યરાજ આપણા સેનાની હતા ત્યારે આપણે લાખ હતા, અત્યારે આપણે માત્ર પાંચ છીએ — તે સર્વેને મરતાં આવડતું હતું. આપણે – એસનામાંથી રહેલા સહેલા કંગાળો શું તે વીસરી ગયા હઈશું ?

સર્વે : ના, મહારાજ, ના !

દેવસેન : પ્રભુ, તે ભયંકર પ્રસંગથી પરિચિત થવા જેટલો વખત આપો.

તેજસિંહ : ભયંકર ? તમને શું ભયંકર લાગે છે ? મૃત્યુનો પરિચય મેળવવા સમય જોઈએ છીએ ? લીલથી છવાયેલા જૂના પાણાની પેઠે જેની છાતી ઘાના ચાઠાથી અંકિત ન હોય એવો તમારામાં કોઈ નથી. આજ વીસ વર્ષ થયાં તમે મૃત્યુને ઉડાવ્યું છે પણ હવે સાક્ષાત્ આવ્યું છે ત્યારે આભીરો શું 'ભયંકર' એવો ઉદ્‌ગાર કાઢશે ? તમે શું કરશો ? ભૂખ્યા સૂઈ રહેશો ? એકબીજાને ખાઈ જશો ? સારું, હું તમારી સાથે એમ વર્તીશ નહીં ! હું નહીં

જ ! આવતી કાલે મારો ભાલો અને ઢાલ લઈ, તમારા ડૂબતા ભાગ્યનો નાયક મને બનાવ્યો ત્યારથી જે મૃત્યુની ચોરની પેઠે રાહ જોઈ ઝૂરું છું તે મૃત્યુને મારી મેળે મળવા જઈશ — તું એકલો, મારા બુઢ્ઢા ગોઠીયા, મારી સાથે આવે છે ને ?

અણહિલ (પગે પડીને) : ખુદાવિંદ, મમતા માથે ચડાવું છું. સાથે આવવાનો સવાલ જ હોય ?

સર્વે : અમે પણ તૈયાર છીએ, રાજેન્દ્ર, અમે બધા.

આદિત્ય : સુખનો માર્ગ બતાવવા માટે પ્રભુ, આપને ધન્યવાદ દેવો જોઈએ. એકદમ અમે આપની પાછળ સંગ્રામમાં ઊતરવા તૈયાર ન થયા માટે અમારા પર કોપ કરશો મા. હવે જ અમને આપના મહાન વિચારનું વિશદ દર્શન થાય છે. શોક, અણબનાવ અને હતાશામાંથી અમે ઊઠીએ છીએ, મૃત્યુ તરફ ઢળી પડતા નથી......દરેક જણ બીજાનાં મુડદા ઉપર હસતાં ચાલશું એટલે તેની પેઠે જ રણશય્યામાં હસતા સૂશું...હાશ ! સુવર્ણ કલશમાંથી અમૃતનું પાન થશે — ઉત્સાહપ્રદ ગમ્મતની મસ્તી માણશું. ખમ્મા, મારા નાથ. તારી ગાદીની કેટલીયે વાર ઇર્ષ્યા કરી છે, પણ હવે તે બિલકુલ રહી નથી.

તેજસિંહ : આદિત્ય, તારી કલ્પનામાં હશે તેથી નિરાળી જ ઘટના ઘણું કરીને થશે. છતાં આભીરોમાં આવો જુસ્સો હજુ વસેલો જોઈ રાજી થાઉં છું.

દેવસેન : દેવ, સેવકનો એક શબ્દ સૂણશો ? મેં સોનેરી દિવસો જોયા છે... આપ વીરશ્રેષ્ઠ છો એટલું નહીં પણ સૌથી શાણા છો. જો હમણાં થાપ ખાધી તો, બચાવ કર્યા વગર, ખૂનીની સમશેરથી આપણા પ્રાણ જવાના......આપણા જ નહીં પણ રોગીઓના — અને બાળકોના — અને વહુઓના.

તેજસિંહ : અંહ, સાચે, વહુઓ ! એમનો તો વિચાર જ નહોતો આવ્યો ?

દેવસેન : પણ હવે આવતી કાલે આપણે જંગમાં ઊતરશું. બીજા અને ત્રીજા દિવસે — એટલો વખત આપણે ટકી શકીશું તો — એ ચમત્કારથી દુશ્મનો અને એમની પાછળ ખેંચાઈ આવતા ભીલ વગેરેના ટોળામાં આશ્ચર્ય અને ભય ફેલાશે...એમનો સદંતર નાશ આપણે નહીં કરી શકીએ, પણ તેઓ કોઈ જાય ત્યાં લગી આપણા લોહીથી તેમને હંફાવશું......અને જ્યારે એમના પક્ષમાં ભાલો કે ધનુષ્ય પકડવાની શક્તિ કોઈનામાં નહીં રહે ત્યારે એ હીજડાઓને કહેવાનો વખત આવશે 'સુલેહથી ચાલ્યા જાઓ.' તે વખતે તમારામાંથી કેટલા બચ્યા હશે ? મને દહેશત છે કે બહુ નહીં ! —

તેજસિંહ (હસતાં) : આપણે, ખાતરીથી નહીં !

સર્વે (ક્રૂર હાસ્ય કરતાં) : નહીં જ, અમે નહીં !

દેવસેન : પછી આપણા ભાઈઓ બૈરાંછોકરાંઓ સાથે દુશ્મનની વચમાં જશે, અને માથું ઊંચું રાખી, ખુલ્લી તલવારે દુશ્મનની છાવણી સોંસરા નૂપુરવપ્ર પર રોટલાનો ટુકડો વેચાતો લેવા ઊતરી પડશે. સાચું માનજો, એમનો ધાક પડશે કે ભીલોનો કૂતરો પણ એમની સામે ભસવાની હિમ્મત નહીં કરે.

તેજસિંહ : બૈરી અને છોકરાં ! બૈરી અને છોકરાં ! આપણે એમનું શું કામ છે ?

સ્કંદ : મહારાજાસાહેબ, આપ અમારાં વહાલામાં વહાલાનો તિરસ્કાર કરો છો.

તેજસિંહ : હશે ! સવારે જ્યારે ખોરાક વહેંચવામાં આવ્યો ત્યારે ઘણાં પેટ ભરવાનાં હતાં એટલું મને માહિત છે. નહીંતર આપણે ટકી રહેવા સમર્થ થયા હોત. તોપણ આટલી એક વાત તમને કહું છું – બહાર ઊભેલા માણસોને વીરપુરુષો તરીકે વ્રતનિષ્ઠ રહેનારાઓને આજ્ઞા કરું છું – આપણા નિશ્ચયની વાત કોઈ પણ સ્ત્રીને જણાવવી નહીં. સ્ત્રીઓનાં આંસુ અને ચીસથી કોઈ પણ માણસ પોચો પડ્યો હું સાંખીશ નહીં.

સ્કંદ : પ્રભુ અમારી સહધર્મચારિણીઓ પાસેથી રજા ન લેવાનો હુકમ નિર્માનુષ છે.

તેજસિંહ : મારી ઉપેક્ષા કરી તેમની રજા લેજો પણ લેતી વખતે મૂગા રહેજો. જેમને સ્ત્રીસંતતિ હોય તે શકટપુર જાય અને ખાવાપીવાનું લેતા આવે– થોડું પણ બચાવી રાખવામાં સ્ત્રીઓ મોજ માણે છે. પછી વાંઢાઓ સાથે બિસ્મિલ્લાહ કરે અને બને તેટલી લહેર માણી લે.

દેવસેન : નિશ્ચય જણાવવાની સખ્ત મના કરો છો તો પ્રભુ ! એમણે એમની વહુઓને શું કહેવું ?

તેજસિહ : એમ કહો, મારા લગ્નનિમિત્તે મળવા આવ્યા છો ! અથવા મનાય એવું લાગે તો કહેજો કે વહાણો આવ્યાં છે. ફાવે તે કહેજો. ફક્ત આટલી વાત તમારા મનમાં રાખજો.

આદિત્ય : આપ નવોઢા રાણીને પણ નહીં મળો ?

તેજસિંહ : હેં ? નહીં... સહેજ પણ વૃત્તિ થતી નથી. હવે લોકો સાથે વાત કરીશ. આદિત્ય, મારી વાણી તારા જેવી હોત તો કેવું સારું – સંદેશો ગૂંચવે એવો છે, મારે ઉત્તેજક શબ્દો ઉચ્ચારવા છે પણ તે સ્ફુરતા નથી. ચાલો.

[ સર્વ જાય છે, આણહિલ ધીમેથી પાછળ ચાલે છે. ]

### પ્રવેશ ૬ ઠ્ઠો

ટૂંક વખત રંગભૂમિ નિર્જન રહે છે. રાજાનો ઘાંટો સંભળાય છે. તેની વાણી જયઘોષથી વધાવાય છે. પછી થોડીક પળ વીત્યે, દુઃખનાં ગૂંગળાતાં ડૂસકાં.

અણહિલ રંગભૂમિ પર આવે છે અને પડદા નજીકના ઠૂંઠા પર બેસે છે. પછી બે મશાલો સળગાવી કડામાં ભેરવે છે અને રાજાનાં હથિયાર સજ્જ કરે છે. બહાર ઉત્સાહનો નિનાદ ઊઠે છે, વળી પાછો ધીમો પડી જાય છે.

### પ્રવેશ ૭ મો.

અણહિલ, રાજગુરુ વાચસ્પતિ (થાકથી ને આવેશથી લથડિયાં ખાતો.)

અણહિલ : પૂજ્ય દેવ, આસને આપ નહીં બિરાજો?

વાચસ્પતિ : મહારાજા શું બોલે છે તે સાંભળવા તું નથી જતો?

અણહિલ : એને અને મારે કાંઈ નિસ્બત નથી, ગુરુદેવ! મહારાજાસાહેબ અને હું — ઘણા લાંબા કાળથી કામ કરવામાં એકમત છીએ.

વાચસ્પતિ : ખરે, યમના દૂત જેવા ત્યાં આગળ તેઓ ઊભા છે.

અણહિલ : ફિરસ્તા હોય કે જીન હોય, મારે મન એક જ છે.

[ઉત્સાહનો ઘોષ નવેસરથી ઊઠે છે અને તંબુઓની નજીક આવે છે.]

### પ્રવેશ ૮ મો.

એના એ જ રાજા (આંખોમાંથી આગના તણખા ઊડતા. ફિક્કો છતાં સ્વસ્થ.)

તેજસિંહ : હથિયાર સજ્જ છે? — અહો, આપ ક્યાંથી ગુરુદેવ!

વાચસ્પતિ : મહારાજા, મારા મહારાજા!

તેજસિંહ : સાચે, હવે આપને નવા યજમાન ગોતવા પડશે, ગુરુદેવ. આપનો આશીર્વાદ આપવાના હો તો કૃપા કરી સત્વર આપો......આદિત્ય હમણાં આવશે.

વાચસ્પતિ : દરેક મરતા જીવના થરથરાટથી તારી જાતને મુક્ત માને છે? તાત!

તેજસિંહ : ગુરુદેવ, આપણા સંપ્રદાયનો હું સાચો ભક્ત હતો. એક વેળા તિષ્યરાજે કર્યું તેમ હું એના મંદિર બંધાવી શક્યો નથી. પણ જે નાશ કરવાનું હતું તે એના શ્રેય અર્થે મેં નાશ કર્યું છે. આશીર્વાદ માટે દંડવત પડું?

વાચસ્પતિ : વત્સ, તારા કહેવાનો ભાવાર્થ મારાથી પમાતો નથી.

તેજસિંહ : ગુરુદેવ, નથી સમજાતો તો દિલગીર છું.

વાચસ્પતિ : તેં રજા લીધી?

તેજસિંહ : રજા, કોની? ઊલટું મને તો 'સ્વાગતં'નો ધ્વનિ કરવાનું મન થાય છે; પણ હજુ ત્યાં કાંઈ નથી!

વાચસ્પતિ (ભમ્મર ચડાવી) : આપની રાણીની રજા, પ્રભુ.

અબલા (બીતી, હળવે રહીને) : રાજેન્દ્ર, મને ઓળખતા નથી ?

તેજસિંહ (ખાટલા પરથી ઊઠીને) : દીવા ઝાંખા બળે છે.. તારો અવાજ અગાઉ સાંભળેલો છે...મારું શું કામ છે ?

અબલા : હું આપની રાણી છું, રાજેન્દ્ર.

તેજસિંહ (થોડો વખત ચૂપ રહી) : તારે મારું શું કામ છે?

અબલા : મારી બાએ મને મોકલી છે, આપને સારું હું મિષ્ટાન્ન અને સુરા લાવી છું. બીજાઓ ખાય-પીએ છે એટલે મારી બાએ કહ્યું કે...(અટકી પડે છે.)

તેજસિંહ : તું અંદર કેવી રીતે આવી ?...સંત્રીએ તને આવતાં રોકી નહીં ?

અબલા (ટટાર થઈ) : પ્રભુ, હું રાણી છું.

તેજસિંહ : હં, બરાબર. પણ, અણહિલે શું કહ્યું ?

અબલા : આપણો વૃદ્ધ ભાલેદાર પડ્યો પડ્યો ઊંઘે છે. હું એને ઓળંગી આવી, પ્રભુ.

તેજસિંહ : અબલા. તારું કલ્યાણ થાઓ...મને ભૂખ નથી લાગી. તારું કલ્યાણ થાઓ.

[નિ:શબ્દતા. અબલા ઊભી ઊભી અશ્રુપૂર્ણ દૃષ્ટિ એના પર નાંખે છે.]

તેજસિંહ : હજુ પણ તારે કાંઈ અરજ કરવાની છે એવું મને લાગે છે. વગર સંકોચે બોલ.

અબલા : મારા નાથ, ભરેલો કંડિયો લઈ ઘેર પાછી જઈશ તો બીજી સ્ત્રીઓ મને ફિટકાર દેશે...અને પુરુષો કહેશે કે—

તેજસિંહ (સ્મિત કરતાં) : પુરુષો શું કહેશે ?

અબલા : હું આપના જરાયે લેખામાં નથી. મારા હાથથી જમવાની પણ વૃત્તિ આપને નથી થતી.

તેજસિંહ : પુરુષોને બીજી વાતોનો વિચાર કરવાનો છે. અબલા, તેની ખાતરી મારા પંડના સોગન ખાઈ તને આપું છું — છતાં, તોપણ મારે લીધે તને બટ્ટો નહીં લાગવા દઉં. ત્યાં કંડિયો મૂક...હજુ પણ તમારી પાસે આવી વસ્તુઓ છે ?

અબલા : પ્રભુ, આ બે સપ્તાહ થયાં મારી બાએ, મેં અને બીજી સ્ત્રીઓએ અમારા ભાગમાંથી સારામાં સારું ઊંચું મૂકી છાંડ્યું છે.— આજ દિન લગી માંસ માટે પશુપક્ષી માર્યાં નથી.

તેજસિંહ : ત્યારે તો તમને સ્ત્રીઓને કકડીને ભૂખ લાગી હશે, નહીં વારુ ?

અબલા : એથી અમે હેરાન નથી થયાં...એ મિજબાની માટે હતું.

તેજસિંહ : સાચે ! આજે અમે મિજબાની આપશું એવું તમારું માનવું હતું.

અબલા : ઠીક ત્યારે શું મિજબાની નથી, પ્રભુ?

તેજસિંહ : (છાનોમાનો અધર કરડે છે; ચોરીછૂપીથી અબલાને તપાસે છે) – અબલા તું બેસશે નહીં ?...અત્યારમાં તને પાછી ઘેર જવા નહીં દઉં ! તેથી પણ તને કલંક લાગે, નહીં ?

[અબલા મૌન રહે છે અને નીચું જુએ છે.]

તેજસિંહ : હું હુકમ કરું તો અહીં શોભવા તારી મરજી છે ?

અબલા : નાથ, પતિ સમીપ રહેવા પત્નીને શા માટે ઇચ્છા ન થાય ?

તેજસિંહ : હું — તારો — પતિ છું, એવી લાગણી ત્યારે શું તારા હૃદયમાં છે?

અલબા : અલબત્ત, એથી બીજું શું હોય ? ગુરુદેવે આપણને સંલગ્ન કર્યાં છે.

તેજસિંહ : એમણે સંલગ્ન કર્યાં ત્યારે તને આનંદ થયો હતો ?

અબલા : હા...ના, ત્યારે આનંદ નહોતો થયો.

તેજસિંહ : શા માટે નહોતો થયો ?

અબલા : કદાચ,...રખેને...વખતે, વખતે...પ્રભુ, હું બીની હતી, પ્રાર્થના કરતી હતી.

તેજસિંહ : શા માટે પ્રાર્થના કરતી હતી ?

અબલા : આપને જેની જરૂર છે એવું અને મારાથી આપ અપેક્ષા રાખો એવું સુખ આપને આપવાની શક્તિ, મારા જેવી પરમેશ્વરની નમ્ર કિંકરીને પરમેશ્વર આપે માટે.

તેજસિંહ : તારી પાસેથી જેની હું...એ વિશે પ્રાર્થના કરતી હતી ?

અબલા : નાથ, આપને માટે પીરસું ? સુરા લાવું ?

તેજસિંહ : ના, ના !...આમ જો, અબલા ! બહાર, આપણી તાપણી પાસે યોદ્ધાઓ છે — તેઓ ભૂખ્યા છે — મને ભૂખ નથી લાગી.

અબલા : નાથ, આપને ગમે તે તેમને આપો...તેમને બધું આપી દ્યો !

તેજસિંહ : તારું કલ્યાણ થાઓ, અબલા. (પડદો ઉપાડે છે.) અરે, પહેરેગીર, અંદર આવ, પણ જાળવીને, ડોસો ઊઠે નહીં...

[પહેરેગીર આવે છે.]

લે, મીઠાઈ અને સુરાનો આ કંડિયો; પ્રામાણિકતાથી વહેંચી લેજો;... કહેજે કે તમારી રાણીએ મોકલ્યું છે.

પહેરેગીર : ખુદાવિંદ, રાણીસાહેબનો આભાર માનું ?

[ તેજસિંહ ડોકું નમાવે છે. પહેરેગીર ઉલ્લાસથી રાણીને પગે પડી જાય છે.]

તેજસિંહ : જા — મારે માટે ખાવાનું લાવ !

અબલા (મુંઝાઈને) : નાથ — કેમ — મને — બનાવો છો ?

તેજસિંહ : ત્યારે મારું કહેવું સમજતી નથી ? જો મારી વહુ થવું હોય તો, તારે મને મારી મિલકત ધરવી જોઈએ, તારી નહીં !

અબલા : મારી તે આપની જ મિલકત નથી, નાથ ?

તેજસિંહ : હં ! (મૌન. તેના હાથ પકડે છે.) મને નાથ નહીં કહે, રાજા પણ નહીં કહે...મારું નામ તું જાણતી નથી ?

અબલા : આપનું નામ તેજસિંહ છે.

તેજસિંહ : ફરીથી કહે જોઈએ !

અબલા (હળવેથી, આડી ફરીને) : તેજસિંહ !

તેજસિંહ : નામ વિચિત્ર તને લાગે છે ?

[અબલા ડોકું ધુણાવે છે.]

તેજસિંહ : ત્યારે આનાકાની કેમ કરે છે ?

અબલા : વિચિત્ર લાગે છે માટે નહીં, નાથ જ્યારથી મેં જાણ્યું કે આપની પત્ની તરીકે આપની સેવા કરવાની છે ત્યારથી રાતે અને દિવસે વારંવાર આપનું નામ મેં લીધા કર્યું છે. ફક્ત મોટેથી નથી ઉચ્ચાર્યું.

તેજસિંહ : તારી જાણમાં એ આવ્યું તે પહેલાં મારે માટે તારો શો વિચાર હતો ?

અબલા : નાથ, એમ શા માટે પૂછો છો ?

તેજસિંહ : શા માટે જવાબ નથી આપતી ?

અબલા : નાથ, આપની ક્રૂર આજ્ઞાઓ વિશે સાંભળતી અને બીજાઓ આપનાથી ડરતા – ત્યારે વારંવાર વિચાર આવતો : આભાગીનું પ્રારબ્ધ જેને આવાં કામો કરવાની ફરજ પાડે છે તે કેટલો દુઃખી હોવો જોઈએ !

તેજસિંહ : એવો તને વિચાર આવ્યો ? એવો તને –?

અબલા : એવો વિચાર મને આવ્યો તે શું અનુચિત હતું ?

તેજસિંહ : તેં કદી મારો ચહેરો જોયો નહોતો છતાં તું મને સમજી શકી ? મારી આસપાસ રહેનારા ડાહ્યા માણસો અને કસાયેલા યોદ્ધાઓ મને સમજી શક્યા નહીં !...તું કોણ છે, સુંદરી મારું હૃદય વાંચતાં તને કોણે શીખવ્યું ? – તને, સર્વમાંથી એકલી તને ?

અબલા : નાથ હું –

તેજસિંહ : બધા મારાથી થરથરતા અને ખાણમાં મારાથી સંતાઈ રખડતા પણ રસ્તો જોયો નહીં – સુભાગ્યે જે રસ્તે તેમનું રક્ષણ થયું હોત તે ખરો રસ્તો તેમણે જોયો નહીં. જલ્લાદની છરી તેમની ગરદન પર ઊતરતી ત્યારે પણ બાંધછોડની કંઈક વાત કરતા. એટલામાં લુચ્ચા દુશ્મનો આવ્યા, તેમની સાથે લડયા અને એક પછી એક અમારો સંહાર થયો. આમ લાખ નાશ પામ્યાં. મેં શોક અને ક્રોધનાં વસ્ત્રો વીંટાળ્યાં — લોહિયાળ ચીંથરાની પેઠે આશાને મેં ફેંકી દીધી, ભંગાણમાં તિરસ્કાર અને હાસ્યભર્યો હું કૂદી પડ્યો. મારા પ્રત્યેના ત્રાસથી મારું હૃદય હલમલી રહ્યું હતું ત્યારે મારી આસપાસ મેં ત્રાસ વાવી દીધો. સર્વના લોહીથી એક વખત પણ હું મત્ત નથી થયો. મેં દુશ્મનને માર્યા, છતાં બધો વખત જાણતો હતો કે બધું ફોગટ છે!

[વેદનાથી પીડિત થઈ શય્યા પર પડે છે; પોતાની સમક્ષ સીધું તાકીને જુએ છે.]

અગલા (લજવાતી તેના પર વહાલનો હાથ ફેરવવાનો પ્રયત્ન કરે છે): મારા વહાલા, બિચારા મહારાજા! વહાલા તેજ!

તેજસિંહ (ડોકું ઊંચું કરી ગભરાયેલો આજુબાજુ જુએ છે) : મારા પ્રભુ, અહીં હું શું કરું છું?...તને શાને આ બધું કહું છું? આવો ભડભડીઓ છું માટે મને ધિક્કારતી નહીં...તેમ એમ પણ ન માનતી કે અનુતાપથી આ હકીકત કબૂલ કરવાની મને ફરજ પડી છે...કદાચ વધ્યો ને માટે મારા હૃદયમાં ઘૃણા થઈ છે, પણ મારું અંતઃકરણ એ સર્વેથી ઊંચે વિરાજે છે!... મારી મુફલિસ આભીર ગાદીથી ઘણું જ ઊંચું!...એમ મારા પર નજર કર... તારી આંખમાં એવું કાંઈક છે જેથી મારા અંતરના વિચારો તારી સમક્ષ પ્રગટ કરવાની મને ફરજ પડે છે...મારા પર આવું સામર્થ્ય મેળવવાની શક્તિથી તને કોણે સંપન્ન કરી છે?...જતી રહે!...નહીં, ઊભી રહે...ઊભી રહે! હજુ, મારે તને કાંઈ કહેવું છે, તદ્દન રહસ્યમાં તારા જતાં પહેલાં...પણ મારે આમ રડવું ન જોઈએ, નહીં તો પહેરેગીર સાંભળી જશે...તારો કાન મારી તરફ નીચો ધર. હજુ લગી કદી પણ કોઈ માણસ પાસે કબૂલ કર્યું નથી, તેમ કોઈ દિવસ કબૂલ કરીશ એવો સંભવ પણ માન્યો નથી. મારા અંતરમાં ઈર્ષ્યા છે, તે મારું કાળજું કોરી ખાય છે, જ્યારે જ્યારે વિચાર કરું છું ત્યારે – તને ખબર છે કોની?...તિષ્યરાજની...અલબત્ત, મસાણમાં બાળેલા તિષ્યરાજના... લોકો તેને 'પ્રભાવી' તિષ્યરાજ કહેતા અને આજે પણ તેઓ તેને ચાહે છે... અદ્યાપિ જ્યારે તેનું નામ સાંભળે છે ત્યારે લોકોની આંખો ચમકે છે.

અબલા : અહો, પ્રભુ ! આપ કેવા ઊકળ્યા છો?

તેજસિંહ : તેં કદી તેને જોયો હતો ?

અબલા : કોઈ દિવસ નહીં.

તેજસિંહ : પાડ પ્રભુનો ! જે યુદ્ધમાં તે કામ આવ્યો તેની સવારે જેવો તેને મેં જોયો હતો તેવો તેં જોયો હોત...સોનેરી બખ્તરમાં સજ્જ થયેલો... તેની નીચે સફેદ ઘોડો રવાલતો હતો, સૂર્યકિરણની પેઠે તેનાં ઝૂલફાં તેની આસપાસ ફરફરતાં હતાં. દુશ્મનની સામે જોઈ તે અટ્ટહાસ્ય કરતો. બાળકની પેઠે તે હસતો હતો ! આહ, તેની માફક હસતાં મરવાનું !

અબલા : નાથ, તેનું ભાગ્ય સરળ હતું ! તે અહીંથી ગયા પણ વારસામાં આપને અર્ધું નષ્ટ થયેલું રાજ્ય સોંપી ગયા...પછી આપને કેવી રીતે હસવું આવત !

તેજસિંહ (આતુરતાથી) : શું એમ નથી ? — શું એમ નથી ? - કેવી રીતે...હાશ, એથી ઠીક લાગે છે ! (આંટા ફરે છે) હાશ ! તારાથી મને ઠીક લાગે છે !.

અબલા : દેવ, મારું હૈયું કેટલું ફુલાવો છો !

તેજસિંહ : પણ જો તેં તેને જોયો હોત અને મારી સાથે મુકાબલો કર્યો હોત તો, તું મારા પર થૂંકત !

અબલા (સ્નેહના આવેશથી ) : પ્રભુ, વહાલા, વહાલા નાથ ! આપને જ ફક્ત હું જોવત !

[તેજસિંહ લજ્જા અને અવિશ્વાસભરી દૃષ્ટિ તેના પર આડકતરી નાંખે છે. પછી ધીમેથી ડાબી બાજુએ ચાલી જાય છે, સિંહાસન આગળની બેઠક પર બેસી જાય છે અને સિંહાસનમાં મોં દાબીને દારૂણ રૂદન કરે છે.]

અબલા (શરમાતી તેની પાછળ જાય છે અને તેની જોડમાં ઘૂંટણીયે પડે છે) : તેજ, વહાલા, ક્ષમા કર, મેં તને દુભવ્યો હોય તો !

તેજસિંહ (ઊભો થઈ તેનો હાથ પકડે છે) : કોઈને કહીશ મા !

અબલા : શું, પ્રભુ ?

તેજસિંહ : તેં મને રડતાં જોયો છે તે ! સોગન ખા !

અબલા : મને કહેવામાં આવ્યું છે કે હમણાં પણ હું તારા શરીરનો અંશ છું – તારા આત્માનો પણ !...તો પછી શા માટે સોગન ખાવા ?

તેજસિંહ : મારા શરીરની કલા હોય, તો મારી સોડમાં ભરાવ, એટલે તે મારાં આંસુ નહીં જોઈ શકે.

અબલા : તારે બદલે મને તે લૂછવા દે ! જો, એટલા માટે તો હું અહીં આવી છું.

તેજસિંહ : હાશ, મને આરામ છે...આજ લગી કોઈ આભીર રોતો જણાયો નથી એટલે શરમનો માર્યો હું મરી જાત. તિષ્યરાજને બાળ્યા ત્યારે પણ અમે રોયા નહોતા...છતાં હું શરમાતો નથી...એકદમ કેમ હું સ્વસ્થ થયો તે સમજાતું હોત !...અબલે, મારે તને કાંઈ કહેવું છે, પણ હસીને મારો તિરસ્કાર કરીશ મા.

અબલા : કેવી રીતે તારા તરફ દાંત કાઢું, વહાલા !

તેજસિંહ : મને ભૂખ લાગી છે.

અબલા (આશ્ચર્યથી ઊછળીને) : અફસોસ, આપે તો બધું આપી દીધું છે!

તેજસિંહ : ના, બિલકુલ નહીં ! પણે જા, જઈશ ?

[અબલા જાય છે.]

મારા ખાટલાની પછવાડે — ચૂલો જણાય છે ?

અબલા : અહીં રાખ પડી છે ત્યાં ?

તેજસિંહ : ત્યાં પેટી છે ?

અબલા : હા.

તેજસિંહ : ઢાંકણું ઉઘાડીશ ?

અબલા : ઓ બા ! ભારે છે !

તેજસિંહ : હવે અંદર હાથ નાંખ ! ઠેઠ અંદર, ઠેઠ અંદર...ત્યાં બુઢ્ઢા કંજૂસ અણહિલ — કેમ ?

અબલા (આશાભંગ થઈને) : રોટલાના બે ટુકડા; એટલું જ છે, નાથ ?

તેજસિંહ : સાચે, એથી વિશેષ નથી.

અબલા : તાકીદે શકટપુર જઈ આવવાની અનુજ્ઞા છે ?...કદાચ હજુ...

તેજસિંહ : ના, ના...તેમને સૌને કકડાબુકડાની જરૂર છે...તે અહીં લાવ ! હમશરીખો તરીકે આપણે વહેંચી લઈશું — હું ? બન્ને માટે એ પૂરતું છે. લાવીશ ?

અબલા : હા જી.

[તેની જોડમાં બેસે છે.]

તેજસિંહ : ચાલ, તે મને આપ ! હાશ કેવું મજેદાર ! સ્વાદિષ્ટ છે ને ? પણ હું, તારે પણ ખાવું પડશે.

અબલા : મને ધાસ્તી છે કે આપને માટે પણ પૂરતું નથી.

તેજસિંહ : નહીં કબૂલતની વિરુદ્ધ...ઠીક...સ્વાદ સારો નથી ?

અબલા : આવી મીઠાશ અર્ધી પણ કદી ચાખી નથી.

તેજસિંહ : જરા, નજીક આવ...તારા ખોળામાંથી કકડા ખાઈશ...પણ એકદમ મને ભૂખ કેમ લાગી? જો અત્યારે આપણે લગ્નનો કંસાર ખાઈએ છીએ.

અબલા : બહાર, સુરા અને અન્નથી જમનારાઓથી વધારે સારી મિજબાની ખરું ને?

તેજસિંહ : મેં તને નહોતું કહ્યું? પણ તારું આસન બરાબર નથી.

અબલા : ના, હું બરાબર બેઠી છું.

તેજસિંહ : ચાલ ઊભી થા! ઊભી થા તો જોઉં.

અબલા (ઊઠીને) : બોલો?

તેજસિંહ : ત્યાં ઉપર બેસ.

અબલા : સિંહાસન ઉપર — પ્રભુની ખાતર — હું કેવી રીતે હિમ્મત કરું?

તેજસિંહ : તું રાણી નથી!

અબલા (નિશ્ચયપૂર્વક): સાચેસાચું બેસવું જોઈશે! પણ ગમ્મતમાં – નહિ!

તેજસિંહ : હં લાકડાના પાગલ ટુકડા!

[ સિંહાસન ઊથલાવી પાડે છે. ]

છેવટે કાંઈક કામમાં તો આવવું જોઈએ...વારુ, હવે એને અઢેલી ઊભી રહે.

અબલા : વહાલા આપ વાજબી વર્તો છો?

તેજસિંહ : (ચમકીને) નહીં જ! (સિંહાસન હતું તેમ ગોઠવે છે. તેનાં પગથિયાં પર અબલાને લઈ જાય છે અને ગાદી પર તેનું માથું રખાવે છે) બરાબર બેઠી — ખરું!... આવા નજીવા પદાર્થોનો અપરાધ આપણે નથી કરતા. રાજગુરુએ આ જોયું હોત — એમણે, હા! હા! હા! થોભ, હું ફરીથી ખાઈશ.

અબલા : લો, જમો!

તેજસિંહ : હજુ – તદ્દન હાલ્યાચાલ્યા વિના રહીશ! હું જાતે લઈ આવીશ.

(પગથિયાં પર તેની પાસે ઘૂંટણિયે પડે છે.) હવે તારી સાથે હું ઘૂંટણિયે પડ્યો એવું શું નથી જે આપણે શીખતા નથી?...તું રમણીય છે...મારી માનું મને જરાયે સ્મરણ નથી!

અબલા : જરાયે નથી!

તેજસિંહ : બેન પણ નહોતી....કોઈ નહોતું...જિંદગીમાં કોઈ દિવસ રમ્યો ખેલ્યો પણ નથી...પણ હવે છેલ્લું છતાં ઓછું અગત્યનું નહીં એવું શીખી લઉં છું.

અબલા : કેમ છેલ્લું છેલ્લું?

તેજસિંહ : પૂછ મા – નહીં? અહહ, તું, તું! હા, હા, હા, ખા તો ખરી. મારામાંથી દરદ – હું? આજ્ઞાપાળ, રાજગુરુએ કહેલાં મંત્રો યાદ છે ને?

અબલા (કરડે છે ને – તરત જ ઊછળે છે) : પણ આપ કાંઈ પીશો ખરા ને ?

તેજસિંહ : અલબત્ત ! દૂધનો કટોરો માત્ર લાવ ! દૂધનો કટોરો માત્ર લાવ ! અણહિલે કહેલી વટલોઈ તું ઓળખે છે ?

અબલા (સામી તરફ જઈને) : આ જ કે !

તેજસિંહ (ઊભા થઈને) : એ જ તારેય પીવું પડશે.

અબલા : એ યોગ્ય ગણાય ?

તેજસિંહ : મને માલૂમ નથી પણ હોવું જોઈએ.

અબલા : ઠીક ત્યારે થવા દો.

[પીએ છે અને હસવાથી હાલે છે.]

ઊંહું ! ગંધ મારે છે.

તેજસિંહ : મને આપ. (પીએ છે.) કાંઈ નહીં. (ફરીથી પીએ છે.) જા ! અન્નદેવતાનો આવો તું તિરસ્કાર કરે છે ?...ઠીક, ત્યારે તું કોણ છે ? અહીં કેવી રીતે આવી ! કહે મારું શું કામ છે !

અબલા : તને હું ચાહીશ.

તેજસિંહ : તું મારી સહધર્મચારિણી ! –તું...

(હાથ પ્રસારી બન્ને દોડી આશ્લિષ્ટ થાય છે. હળવેથી) મને ચુમ્બન નહીં દે ?

તેજસિંહ : કહેને, કેમ નહીં ?

અબલા : તારા કાનમાં કહીશ !

તેજસિંહ : વારુ.

અબલા : તારી દાઢી રુક્ષ છે.

તેજસિંહ (મોં ગભરાટમાં લૂછે છે. પછી ખોટા ગુસ્સો ધારણ કરીને) : મારી દાઢી કેવી છે ! હું કોણ છું તેની તને ખબર નથી ? તારા રાજાને આવું કહેવાની બેઅદબી તારામાં ક્યાંથી આવી !... કહે ફરી એકવાર ફરીથી કહે જોઈએ ! પછી હું જોઈશ.

અબલા (હસતાં) : રુક્ષ — દાઢી — છે.

તેજસિંહ : (હસતાં) હવે, ઊભી રહે !

### પ્રવેશ ૧૨ મો.

તેજસિંહ, અબલા, અણહિલ.

[અબલા શરમાઇને માથું ધુણાવે છે.]

અણહિલ : હજુર, હાક મારી ?

[આશ્ચર્યથી જડ થઈ ઊભો રહે છે. છાનામાના જતા રહેવાની તૈયારીમાં છે.]

તેજસિંહ (સપાટામાં સ્વસ્થ થાય છે. સ્વપ્નમાંથી જાગતો હોય એવો દેખાય છે. શરૂઆતમાં જેવી મ્લાન મંદતા એનામાં હતી તેનો અધિકાર તેની રીતભાત અને દેખાવમાં આવે છે) : ઊભો રહે, થોભ, બહાર શું થાય છે?

અણહિલ : શકટપુરથી યોદ્ધાઓ પાછા આવતા જાય છે. ઘણાની સાથે તેમની વહુઓ આવે છે.

તેજસિંહ : સામંતો ભેગા થયા ?

અણહિલ : જી, હજૂર.

તેજસિંહ : એક ક્ષણ વધારે તેઓ ખામોશ રાખશે ?

અણહિલ : જી, હજૂર.

તેજસિંહ : મારેય વહુ છે.

અણહિલ : જી, છે, હજૂર.

[જાય છે.]

## પ્રવેશ ૧૩ મો

તેજસિંહ. અબલા.

અબલા : તેજ, વહાલા શું થાય છે ?

તેજસિંહ (તેની સમક્ષ ઊભા રહી પોતાના હાથમાં તેનું માથું ભીડે છે) : સુખઃદુખના સમગ્ર સંસારમાં થઈને હાથોહાથ મેળવી આપણે ગયાં હોઈએ એવો અનુભવ આ ક્ષણે મને થાય છે. તે અદૃશ્ય થાય છે.—બધું અદૃશ્ય થાય છે. ફરીથી હું છું – હું હતો – ના, તે હું રહ્યો નથી — પણ તું સર્વે સ્ત્રીઓથી શ્રેષ્ઠ થા, રાણી...થઈશ ?

અબલા : દેવ, શી આજ્ઞા છે ?

તેજસિંહ : કાલાવાલા કે રૂદન નહીં કરે ને ?

અબલા : નહીં જ નાથ.

તેજસિંહ : દિવસ જલદીથી ઊગશે, અમારી આગળ મૃત્યુ ઊભું છે.

અબલા : નાથ, આપ શું કહો છો તે સમજતી નથી. આપણા ઉપર કોઈ હુમલો કરી શકે એમ નથી, અને વહાણ આવે ત્યાં લગી—

તેજસિંહ : હવે વહાણ કદી આવવાનાં નથી.

[અબલા કપાળ કૂટે છે ને પછી નિશ્ચલ ઊભી રહે છે.]

તેજસિંહ : પણ અમે મરદો કેસરિયાં કરી રણમાં ઊતરવાના છીએ.

અબલા : તે તમે નહીં કરી શકો — તે ખચિત — અશક્ય છે.

તેજસિંહ : અમારે ઊતરવું જોઈએ. તું રાણી છે, પછી જોઈ શકતી નથી કે અમારે ઊતરવું જોઈએ.

અબલા : હા – હું – જો...ઈ...શ...કું...છું.

તેજસિંહ : રાજા મોખરે લડે છે. હવે આપણે જીવતાં મળી શકીશું નહીં...તેની તને ખબર છે ને ?

અબલા : હા ખબર છે !...

[શાન્તિ. બન્ને એકેકના સામું જુએ છે.]

તેજસિંહ : રણસંગ્રામમાં તારી શુભેચ્છાઓ સાથે લઈશ.

[અબલાને પગે પડે છે. અબલા તેજસિંહના માથા પર હાથ મૂકે છે, તેના તરફ નીચી વળે છે અને ધ્રૂજતી ધ્રૂજતી તેના કપાળમાં ચુમ્બન કરે છે.]

તેજસિંહ (કૂદી ઊભો થાય છે અને તંબુની કનાત ચીરી નાંખે છે): રાહ જોતા હોય તે આવો.

## પ્રવેશ ૧૪ મો.

એનાં એ જ. સાધના, દેવસેન, વાચસ્પતિ, સ્કંદ, આદિત્ય, બીજા સામંતો.

સાધના : રાજેન્દ્ર, આપની પાસે મારી બાળકીને મોકલી હતી...તમે મરદો જંગમાં ઊતરવાના છો એવું સાંભળ્યું છે...તે મને પાછી સોંપો.

તેજસિંહ : લો, તમારી બાળકી !

[સાધના અને અબલા જાય છે.]

## પ્રવેશ ૧૫મો.

અબલા અને સાધના સિવાય એના એ જ.

તેજસિંહ (તેમની પાછળ તાકી તાકીને જુએ છે; જાગૃત થાય છે ત્યાં રાજગુરુને જુએ છે.) : ગુરુદેવ, કાલે સાંજે મેં આપની અવગણના કરી હતી. માફ કરો. મારી કૃતજ્ઞતાની લાગણી સ્વીકારો. હું પણ સારી રીતે જાણું છું, આભીરોને મૃત્યુ શા માટે પ્રિય છે ?...(તરવાર પકડે છે.) ચાલો તૈયાર છો ને ? છેલ્લી વિદાયગીરી લેવાઈ રહી ?

આદિત્ય : પ્રભુ ! આપની આજ્ઞા અમે તોડી છે. અમારી વહુઓમાંથી કોણે આગળ પડી અથવા અમારામાંથી કોણે વાત કહી દીધી તે જાણી શકાતું નથી. સૌ તે જાણે છે એટલું નિઃસંશય છે.

તેજસિંહ : ત્યારે તો સૌએ કકળાટ અને રડારોળ કરી મૂક્યાં ને ?

આદિત્ય : પ્રભુ ! અમારી ભમ્મરો પર મૃત્યુના આશીર્વાદની નીરવ મુદ્રા તેમણે અંકિત કરી છે.

તેજસિંહ (અર્ધો પોતાની સાથે ઉદ્‌ગાર કાઢે છે) : તેમણે પણ ! (મોટેથી) ખરે જ આપણે રાજવીઓની પ્રજા છીએ. એ આપણું કમભાગ્ય છે. ચાલો ત્યારે !

[પાછળ, ફલંગ ભરતો જાય છે. બીજાઓ તેને અનુસરે છે. રાજાને વધાવતી નિનાદભરી લોકવાણી પર પડદો પડે છે.] *

---

* Sundermann નામના જર્મન લેખકના Teja નામના નાટકના ઇંગ્લિશ ભાષાન્તર ઉપરથી.

# રિપુ

પાત્રો

ફતેહસિંહ......... મણિ.........
વૈદ્ય............... ખવાસ.........
ભૂત......

## દશ્ય ૧ લું

[ રાજમહેલનો ખંડ. એમાંનું રાચરચીલું લઈ જવામાં આવેલું છે. કબાટો, પટારા, પલંગો નીચેના લાકડાના ટેકાઓ માત્ર પડી રહ્યા છે. ભીંત ઉપર ટાંગેલી વસ્તુઓના આંકા અને એમનાથી ઝાંખા થયા વિના રહેલાં રંગનાં ધાબાં. માત્ર ભીંતો ઉપર ચીતરેલા ફતેહસિંહના વડવાઓનાં ચિત્રો રહ્યાં છે. ફતેહસિંહ અને તેની વહુ બેઠાં છે, દીવો ઝાંખો બળે છે. સમય માઝમ રાત. ]

ફતેહસિંહ : મણિ ! રયાસત વગરનો ઓરડો, વંટોળિયાથી નાશ પામેલાં પાંદડાં વિનાના વનની પેઠે મારા હૈયામાં સાલે છે. ચિત્રો, હથિયારો – વર્ષોથી દુશ્મનના લોહીમાં તરબોળ થયેલાં હથિયારો, તીર્થયાત્રાની પવિત્ર વસ્તુઓ, વંશપરંપરા ઊતરી આવેલી વડીલોની યાદગીરીઓ, – સર્વે વેચાઈ ગઈ, ઉપાડી જવાઈ ! આપણા વંશની આબરુ ચાલી ગઈ; પણ મારું હૃદય સૌથી વધારે તારે માટે ચરચરે છે. વૈભવ અને આરામમાં વસતી હતી ત્યાં તારા જોબનમાં હું તને પરણ્યો, અને હવે જોબન પૂર બહારમાં ખીલવાની અણી ઉપર છે ત્યારે તને આવા લૂંટાયેલા વેરાન ઘરમાં મેં ગોંધી છે.

[ આવેશથી ઊઠી તે આમતેમ ફરે છે ત્યારે દીવા પાસે જઈ મણિ સંકોરે છે. ]

એમાં મારો દોષ છે? આ ખાનાખરાબી મેં કરી છે? કરકસરથી હંમેશ રહેતો, અફીણ લેતો નહીં, જુગાર રમતો નહીં, છતાં દરરોજ, દર પળે કંઈ ને કંઈ નવી આફત મને જમીન સરસો વાંકો વાળી દે છે. કોઈ શત્રુ નિર્દયતાથી મારી પાછળ પડચો છે.

મણિ : શત્રુ ! ભૂતકાળમાં જાઓ, કોઈને હેરાન કર્યાનું યાદ છે? આટલે બધે દિવસે વેર લેવા આવ્યો છે એવો કોઈને હેરાન કર્યો હતો? સસરાજીના કોઈ દુશ્મન હતા? વેર વાળ્યા વગર રહેલા દુશ્મન હતા ?

ફતેહસિંહ : કોઈને કદી પણ દુઃખ દીધું હોય એવું સ્મરણમાં નથી.

મણિ : અજાણતાં, વખતે ?

ફતેહસિંહ : વારસામાં ઊતરી આવેલા કોપની બાપુએ પણ મને ચેતવણી નથી આપી. આટલું હું પામ્યો છું – અમારા વંશમાં ઊતરી આવેલી જાગીરનાં ખેતરેખેતર એક જણના હાથમાં ચાલ્યાં ગયાં છે અને તેનું નામ છુપાવેલું છે. શરીર ઢાંકી તે મારી છાતીમાં ભોંકે છે. આ દુશ્મનને હું મિથ્યા ખોળું છું.

[ પ્હો ફાટવાના પહેલાં ઝળઝળીયાં દેખાય છે એટલે એની વહુ ધ્રૂજતી ઊભી થાય છે. ]

મણિ : ઝળઝળીયાં થાય છે, ગગા પાસે જવું જોઈએ.

[ અંદરના ઓરડામાં જાય છે.]

ફતેહસિંહ (પૂર્વજોનાં હથિયારબંધ ચિત્રો તરફ વળીને) : મારા વંશના શસ્ત્રધારી પૂર્વજો, ઝાંખા ગરાસિયાઓ, વીતેલા યુગના જોદ્ધાઓ ! દૂર દૂર ઝાંખા ભૂતકાળમાં કંઈ વેર બંધાયું હતું ? આજે જેના ત્રાસદાયક ઝપાટામાં હું આવ્યો છું એવા જૂના વેર વિશે જાણો છો ? અહ, તું, બૂઢા પથૂ ! તારું પાપી નામ સૌને સાંભરે છે, તારી લૂંટફાટો, તારા બળાત્કારો, તારાં ખૂનોની, તારી ભયંકર વાતો અને દંતકથાઓ કહેવાય છે. કોઈ એવા દુષ્ટ પ્રસંગે તેં તો શાપ ઉત્પન્ન નથી કરાવ્યો ? એ શાપનો મારા જેવો નિર્દોષ તો ભોગ નથી થતો ? બોલો, પ્રભાતના તેજમાં ઝળઝળ થતાં ચિત્રોમાંથી એકાદ તો બોલો.

[ હથિયારસજ્જ આકૃતિઓ ઉપર તેજ પ્રસરે છે. ]

બધા ચૂપ ! ફરીથી હું પૂછું છું, મરેલાંઓ પાસે ઉત્તર માગું છું, બોલો. એવો કોણ છે, દુનિયા આગળ કોણે મને લૂંટી લીધો છે, મારું બધું છીનવી લીધું છે, મને પૂરો દિગંબર કરી દીધો છે ?

ભૂત (બારીની જાળી આગળ આખું શરીર ઢાંકેલું) : હું. હું.

ફતેહસિંહ (મંદ ત્રાસથી) : તું ? તું કોણ છે ? શું તું જીવતી વસ્તુ છે ? કે ત્રાસેલા મગજમાંથી જન્મેલો ઓળો છે ? તારું મોં ઢાંકેલું છે. કોણ છે ? બોલ !

[ જેવો ફતેહસિંહ ધીમેથી તેની પાસે જાય છે એટલે તે અદૃશ્ય થઈ જાય છે. ]

### દૃશ્ય ૨ જું

[ એ જ ઓરડો. મધ્યરાત્રિ. ઘડિયાળમાં બાર વાગે છે. જે સ્થળે ભૂત અલોપ થયું હતું ત્યાં જ ફતેહસિંહ ઊભો છે.]

ફતેહસિંહ : ભૂત, પગથી માથા લગી સંપૂર્ણ ઢંકાયેલું ભૂત, પ્રભાતના ઝળઝળીયામાં દેખાયેલું ભૂત, પોતાને મોંએ આ શાપનો દોષ વહોરનાર ભૂત — તેની પાસેથી જવાબ હું કઢાવી શક્યો નહીં. રફતેથી તેની પાસે જેવો હું ગયો તેવું જ

તે અદૃશ્ય થયું, જેવું નીરવ આવ્યું તેવું જ ગયું.

(તે અંદરના ઓરડામાં જુએ છે.)

ગગો ઊંઘે છે; પણ એની બા ! બાર વાગ્યા ! આટલું મોડું બહાર રહેવાની એને ટેવ નથી.

[ફાટ્યાંતૂટ્યાં ગંદા કપડાં પહેરેલો બુઢ્ઢો ખવાસ, હાથમાં કાગળ લઈ આવે છે.]

ખવાસ : બાપુ, મારાં બાએ આ કાગળ મને આપ્યો હતો. બાર વાગ્યા પહેલાં આપને ન આપવાનો હુકમ કર્યો હતો.

[ફતેહસિંહ કાગળ ઝૂંટવી લે છે, ફોડી વાંચે છે.]

ફતેહસિંહ (વાંચે છે) : તમને અને ઘરને મેં તજ્યાં છે. હવે હું પાછી નહીં આવું પણ હું કલંકિત નથી એની ખાતરી રાખજો. બીજા સાથે હું નાસી ગઈ નથી. મારો દોષ ક્ષમા કરવાનું ગગાને પણ શીખવજો......મણિ.

[ખવાસને જતા રહેવાની સૂચના ફતેહસિંહ કરે છે.]

ફતેહસિંહ : મારા ઘરની ખેદાનમેદાની શું ઓછી હતી કે તે મને રઝળતો નાખી ચાલી ગઈ ? અને તેનું કાંઈ કારણ પણ નહીં ? હૃદય કોરી ખાતી પીડાથી, રોજ ને રોજ વધતી જતી ચિંતાથી વૈભવમાં ઊછરેલીને સાલતી કંગાલિયતથી આ છેલ્લો ઘા મારવા તે નિઃસંશય પ્રેરાઈ હશે.

[એકદમ ચમકે છે. ધીમેથી કમાડ ઉઘાડે છે અને ઓરડાની અંદર જુએ છે.]

પણ અમારું બચ્ચું કેવું નિરાંતે ઊંઘે છે. ગાલ ઉપરની સુરખી ન હોત તો આ ઊંઘ મૃત્યુની ઊંઘ જેવી જ લાગત. એનો પણ એણે ત્યાગ કર્યો. રાની પશુ મોતની ગંધ આવે ત્યારે પણ પોતાનાં બચ્ચાંને ત્યજતું નથી. બીજા જોડે નાસી નથી ગઈ ત્યારે કયા ત્રાસથી, કઈ આપદાથી તે ભાગી ગઈ ? એને ધક્કો મારી કાઢી મૂકનાર કોણ ?

ભૂત (પૂર્વની માફક ફરીથી દેખાયું) : હું.

ફતેહસિંહ : વળી પાછું તું, એવું ને એવું ઢંકાયેલું અને વીંટળાયેલું ! ફરીથી તારા જ હોઠે બોલે છે કે આ બધું દુઃખ તેં જ કર્યું છે. તારું નામ ! તારી મગદૂર નથી કે હવે તારું નામ નહીં કહે ! (અટકે છે.)

હજુ પણ જવાબ નહીં ? માંસ અને લોહીનું બનેલું છે ? અથવા સ્મશાન-માંથી આવે છે ? મૃત્યુ થયા છતાં યમપુરીમાંથી આવી મારા પ્રત્યે દ્વેષ બતાવે છે ? શું તું બહુ કોપાયેલું ભૂત છે ? થયેલું નુકસાન વીસરાતું નથી ? કે કલાકે કલાકે મને ત્રાસ આપે છે અને મારો પીછો નથી છોડતું ? આ વેર માણસનું નથી લાગતું. ગમે તેમ થાઓ પણ તારાં ખરાં પારખાં કરીશ.

[જાણે પકડવા જતો હોય તેમ ભૂત તરફ ધસે છે; પણ તે પાછું અલોપ થઈ જાય છે.]

## દૃશ્ય ૩ જું

[એનો એ જ વેરાન ઓરડો. માઝમ રાત. સંદેહની સ્થિતિમાં ફતેહસિંહ ઊભા છે. પાસેના ઓરડામાંથી સફેદ વાળવાળો વૈદ્ય મંદ અને નીરવ ગતિથી બહાર આવે છે.]

ફતેહસિંહ (હાથ પ્રસારીને) : ગયો ? હજુ આશા છે ? બોલો.

(વૈદ્ય ઉત્તર આપતો નથી પણ ચૂપકીથી માથું નમાવે છે.) મરી ગયો ?

(વૈદ્ય તેની પાસે જાય છે અને બોલ્યા વગર તેને આશ્વાસન આપવાનો યત્ન કરે છે; એક ગાદી પાસે તેને લઈ જાય છે, ફતેહસિંહ તેના પર ઢગલો થઈ પડે છે. આશ્વાસનની મહેનત નકામી લાગતાં વૈદ્ય જવાનું કરે છે એવામાં ફતેહસિંહ ઇશારતથી તેને થોભાવે છે.)

ફતેહસિંહ : વૈદ્યરાજ આ એકઠાં થયેલાં દુઃખો — તેમાંયે આ છેલ્લા અને સૌથી ભયંકર દુઃખે મારી બુદ્ધિ ભમાવી દીધી છે. મને લાગ્યું છે કે દરેક નવી પીડા પછી, આ જ ઓરડામાં, પેલી બારી પાસે ઢંકાયેલું ભૂત દેખાય છે. આ જુલ્મી કોપનાં કારણો ઈશ્વરને પૂછું છું ત્યારે તે ભૂતે દરેક વખતે જવાબ દીધો છે 'હું'. એથી વધારે સ્પષ્ટ શબ્દ એની પાસેથી હું કઢાવી શક્યો નથી. જ્યારે જ્યારે એની નજીક ગયો છું ત્યારે ત્યારે તરત જ તે અલોપ થઈ ગયું છે. તમારી નાડી ઠેકાણે છે, માટે કહો જોઈએ કે મૂંઝાયેલા, ત્રાસેલા મગજમાં જન્મેલું, સ્વયં ઉત્પન્ન થયેલું ભૂત એ છે ? અથવા જીવતું જાગતું વેર લેવાને આવે છે ? હમણાં મારી સાથે રહી જુઓ અને મારા મગજને સ્વસ્થ કરો.

વૈદ્ય : આવાં ગાઢ દુઃખોથી ચીરાયેલું મન આવેશમાં ભૂત ઊભાં કરે એમાં શી નવાઈ ? ઊંઘ લાવે એવી દવા, સવાર પડતાં પહેલાં આપને માટે મોકલી આપું છું.

[પ્રણામ કરી નિઃશબ્દતાથી તે ચાલ્યો જાય છે.]

ફતેહસિંહ : હે ધર્મરાજા ! સર્વેને સજા કરો છો પણ ન્યાયવૃત્તિથી. મરણ પછી જેવો ન્યાય અમારો કરો છો તેવો ન્યાય આજે માગું છું, શા માટે આવો દુઃખી થાઉં છું અને ત્રાસ પામું છું. પહેલું મારું ઘર મેદાનખેદાન થયું, પછી સબબ વગર મારી વહુ ચાલી ગઈ અને હવે મારો એકનો એક દીકરો મરી ગયો. એવો કયો શાપ છે ? તેનું મૂળ કોણ છે ?

ભૂત (ફરીથી દર્શન દે છે) : હું.

ફતેહસિંહ : પાછું તું આવ્યું, ત્રીજી વાર ! તું ભૂત નથી લાગતું; હું તને સ્પષ્ટ જોઈ શકું છું. તું મારો દુશ્મન છે, તેં જાતે જ કબૂલ્યું છે, ત્રણ વખત તેં તારી જાતને મારા દુઃખનું કારણ કહ્યું છે, પૃથ્વી અને સમુદ્ર ઉપર તારો

કેડો લઈશ, તારી પાછળ પડીશ, તને છુપાવી રાખે એવું કોઈ જંગલ ગાઢ નથી, તને આશરો આપે એવી કોઈ ભીંત મજબૂત નથી, કોઈ તાળું જબરું નથી. જેમ તે, તેમ હું તારો પીછો કેડે લગી મૂકવાનો નથી. હું એકલો છું, વહાલાંઓથી વિયુક્ત અને ધનવૈભવથી મુક્ત; હવે આમાં જ રચ્યોપચ્યો રહીશ, આ વેરાન ઓરડામાં, હજુ ગરમ રહેલા મારા દીકરાના ત્યાં પડેલા શબના સમ ખાઉં છું કે તારી સાથે મારો હિસાબ પતવું નહીં ત્યાં લગી દુનિયામાં ઊંઘ વગર તારી પછવાડે પડીશ.

[મારવા જતો હોય તેમ ભૂત પર ધસે છે પણ તે અલોપ થઈ જાય છે.]

## દૃશ્ય ૪ થું

[સાંકડો ખાંચો. સમીસાંજ. ખાંચાના ખૂણા તરફ ભૂત ફલાંગ મારતું જાય છે. ફતેહસિંહ તેની પછવાડે દોડે છે. તેનો શ્વાસ માતો નથી. તે ચીંથરેહાલ અને ફિક્કો પૂણી જેવો છે.]

ફતેહસિંહ : આખરે સપાટામાં આવ્યું. હવે નાઠાબારી નથી. હવે અહીં પાછા ફર્યા વિના છૂટકો નથી, આખરે તારું સ્વરૂપ બતાવ. તારો બુરખો દૂર કર નહીં તો હું ચીરી નાખીશ!

(તરવાર ખેંચે છે.)

ચાલ, જો તું લોહીમાંસનું જીવતું માણસ હોય તો હવે ખુલાસાની ના પાડવાની તારી મગદૂર નથી. ચાલ સજ્જ થા! પીઠમાં ઘા નહીં મારું.

ભૂત : ધીમેથી પાછું ફરે છે અને મોં પરનો બુરખો ફેરવી દે છે અને ફતેહસિંહને આકૃતિ બરાબર બતાવે છે. :

ફતેહસિંહ, નિરાંત વળી?

ફતેહસિંહ : (ચીસ પાડીને) હું પોતે!

(ભૂતના પગ આગળ પડી મરી જાય છે. તે શબ ઉપર ઊભું રહે છે અને પછી અલોપ થઈ જાય છે.)[1]

---

[1] અંગ્રેજી ઉપરથી.

*

# ગુજરાત સાહિત્ય સભાનો અહેવાલ

ઈ. સ. ૧૮૯૭માં અમદાવાદના યુવાનોએ 'ધી યંગ મેન્સ યુનિયન' નામનું મંડળ સ્થાપ્યું. પ્રથમ વર્ષની સમાપ્તિ પહેલાં મતભેદ થવાથી 'ધી સોશિયલ એન્ડ લિટરરી એસોસિયેશન' નામનું મંડળ મૂળ મંડળમાંથી ફંટાયું. એકાદ બે વર્ષમાં 'ધી યંગ મેન્સ યુનિયન'ના ક્ષણિક જીવનનો અન્ત આવ્યો. જેમ જબરા ઝાડનો નાશ થતાં જે જગાએ તે ઊગતું હતું ત્યાં ઝીણી ઝીણી વનસ્પતિ અંકુરી નીકળે છે તેમ આ મંડળ વિલુપ્ત થતાં અનેક જ્ઞાતિસમાજો અમદાવાદમાં સ્થપાયા.

'ધી સોશિયલ એન્ડ લિટરરી એસોસિયેશને' સંસારસુધારાની પ્રવૃત્તિ સાથે સાહિત્યપક્ષે નીચે લખ્યા મુજબ જાહેર વ્યાખ્યાનો કરાવરાવ્યાં હતાં :

| | ભાષણનો વિષય | વ્યાખ્યાનકાર |
|---|---|---|
| ૧. | ગુજરાતી સાહિત્યનું હાલનું વલણ | રા. રમણભાઈ મહીપતરામ |
| ૨. | કવિતા અને સંગીત | રા. નરસિંહરાવ ભોળાનાથ |
| ૩. | ગુજરાતી કવિતા | રા. ગોવર્ધનરામ માધવરામ |

ઈ. સ. ૧૯૦૪માં 'ગુર્જર સાક્ષર જયંતી'નો ઉપક્રમ સમારંભાયો. કલાપી, અખો અને મીરાંની જયંતી તે વર્ષે ઊજવાઈ. જયંતીની યોજના સફળ કરવા સાહિત્યપક્ષને સબળ કરવું આવશ્યક લાગ્યું. ગયા વર્ષના જાન્યુઆરીની પહેલી તારીખે અમારી સભા 'ધી લિટરરી એસોસિયેશન' થઈ; ને એપ્રિલમાં 'ગુજરાત સાહિત્ય સભા'નું અભિધાન પામી.

ભિન્ન ભિન્ન સાક્ષરોનાં સાહિત્યસેવા રૂપી રસળતાં કિરણો એક સ્થળે કેન્દ્રિત થાય તો આપણા સાહિત્યને હાલ થાય છે તેથી વિશેષ લાભ થાય તથા ઐક્યની ભાવના ઉદ્‌ભવે, – એટલા સારુ એક મંડળની આવશ્યકતા હતી. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી ગ્રંથપ્રસિદ્ધિનું કામ કરે છે, પરંતુ સાહિત્યના અભ્યાસ ને સંશોધન પર વિશેષ લક્ષ આપનાર મંડળની ખોટ તેથી પૂરી પડતી નથી. બંગ્ગ પરિષદ, નાગરીપ્રચારિણી સભા, તામિલ સાહિત્ય સભા (Tamil

Literary Academy) આદિ મંડળો પોતાના પ્રાંતની જેવી સેવા બજાવે છે તેવી સેવા ગુજરાત અને ગુજરાતી ભાષાની બજાવે એવા મંડળની જરૂર લાગતી હતી. આવી અગવડો કંઈક અંશે દૂર કરવા પ્રયત્ન થાય એટલા માટે અમારી સભાનું 'ગુજરાત સાહિત્ય સભા' નામ પાડી, 'ગુજરાતી સાહિત્યનો બને તેટલો બહોળો વિસ્તાર કરવાનો તથા બનતા પ્રયાસે તેને લોકપ્રિય કરવાનો' ઉદ્દેશ રાખ્યો. ઉદ્દેશસાધનના અર્થે વિવિધ સાધનો પ્રયોજ્યાં છે.

ગુજરાતી સાહિત્યની ઉદ્દામ અને અવિરત સેવા કરનાર સાક્ષરો આ મંડળ પર મમતા રાખી તેને ઉછેરે એટલા સારુ ઑનનરી સભાસદનો વર્ગ રાખવામાં આવ્યો છે. સભાએ રા. મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી, રા. રણછોડભાઈ ઉદયરામ, રા. ગોવર્ધનરામ માધવરામ, રા. નરસિંહરાવ ભોળાનાથ, રા. મણિશંકર રત્નજી ભટ્ટ, રા, રમણભાઈ મહીપતરામ, રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, આટલા સાક્ષરોને ઑનરરી સભાસદ થવા વિનંતિ કરી હતી. આ સર્વે સાક્ષરોએ એ વિનંતી સ્વીકારી છે. 'ધી સોશિયલ ઍન્ડ લિટરરી એસોસિયેશને' ઉપસ્થિત કરેલો 'ગુર્જર સાક્ષર જયંતી' નો સમારંભ ચાલુ રાખવામાં આવ્યો છે. જેટલા સમારંભો પ્રયોજાયા છે તે નીચે લખ્યા છે:

| જેમની જયંતી ઊજવાય છે તેમનું નામ | તિથિ | જયંતી પ્રસંગે વ્યાખ્યાન કરનારનું નામ |
|---|---|---|
| ૧ નરસિંહ મહેતા... | ...વૈશાખ સુદ ૫ | રા. રમણભાઈ મહીપતરામ નીલકંઠ |
| ૨. મીરાંબાઈ. ... ... | ...શ્રાવણ વદ ૮ | રા. ન્હાનાલાલ દલપતરામ કવિ |
| ૩. અખો ... ... ... | ...ચૈત્ર સુદ ૯ | રા. નર્મદાશંકર દેવશંકર મહેતા |
| ૪. પ્રેમાનંદ. ... ... | ...પોષ સુદ ૨ | રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ |
| ૫. શામળ. ... ... ... ... ... ... | ... | રા. છોટાલાલ લલ્લુભાઈ પટેલ |
| ૬. વલ્લભ ... ... ... ... ... ... | ... | રા. હિંમતલાલ ગણેશજી અંજારીઆ |
| ૭. દયારામ ... ... ... ... | માઘ વદ ૫ | રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી |
| ૮. ધીરો. ... ... ... | અશ્વિન સુદ ૧૫ | રા. કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા |
| ૯. દલપતરામ. ... ... | ...ચૈત્ર સુદ ૩ | રા. નરસિંહલાલ માધવલાલ દેસાઈ |
| ૧૦. નર્મદાશંકર | જન્મ ભાદરવા સુદ ૧૦<br>મૃત્યુ ઑગસ્ટ ૨૪ | રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી |
| ૧૧. નવલરામ. ...... | આષાઢ વદ અમાવાસ્યા | રા. ડાહ્યાભાઈ પીતામ્બરદાસ દેરાસરી. |

| | | |
|---|---|---|
| ૧૨. મણિલાલ નભુભાઈ. ... | ઑકટોબર ૩ | રા. આણંદશંકર બાપુભાઈ ધ્રુવ |
| ૧૩. હરિ હર્ષદ ધ્રુવ. ... ... ... ... ... | | રા. ન્હાનાલાલ દલપતરામ કવિ |
| ૧૪. બાળાશંકર. ... ... ... ... ... ... | | રા. રામમોહનરાય જશવંતરાય |
| ૧૫. સુરસિંહ (કલાપી) | જન્મ મહા સુદ ૯ મૃત્યુ જેઠ સુદ ૧૧ | રા. મણિશંકર રત્નજી ભટ્ટ |

'ગુજરાતના વેદાંતી કવિઓ' સંબંધે એક વ્યાખ્યાન તૈયાર કરવાની સભાની વિનંતિ રા. નર્મદાશંકર દેવશંકરે સ્વીકારી છે. ગઈ સાલ રા. ગણપતરાવ ગોપાળરાવ બર્વેએ 'ગુજરાતના કવિઓનું સંગીતજ્ઞાન' – એ વિષય પર સુપ્રયોગ વ્યાખ્યાન કર્યું હતું. આ સર્વે સદ્‌ગૃહસ્થોનો તેમ જ રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી અને રા. અમૃતલાલ સુન્દરજી પઢિયારનો સભા ઉપર અત્યંત ઉપકાર થયો છે. 'વસન્ત' માસિકમાં પોતાનાં વ્યાખ્યાનો પ્રસિદ્ધ કરવા વ્યાખ્યાનકારોએ સંમતિ આપી છે. પોતાના માસિકમાં આ સર્વ લેખો પ્રસિદ્ધ કરવાની સગવડ કરી આપી પ્રો. આણંદશંકરે સભાને આભારી કરી છે.

ગુજરાતી સાહિત્યનો અભ્યાસ વધે તથા જનસમાજનું સાહિત્યના ઉત્કર્ષ પ્રત્યે લક્ષ આકર્ષાય એવા હેતુથી જયંતીઓ યોજાઈ છે. હાલ તો ફક્ત જાહેર વ્યાખ્યાનોથી જ જયંતી ઊજવીએ છીએ. સમારંભનું નામ જયંતી રાખ્યું છે પણ વસ્તુતઃ સાક્ષરોનું શ્રાદ્ધ સારવાની યોજના છે. જયંતી માટે મૃત્યુતિથિ ન મળે તો જન્મતિથિ લેવી, તેના અભાવે સાક્ષરોની કૃતિ સંપૂર્ણ થયાની તિથિ, અને તે પણ અનુપલબ્ધ હોય તો ગમે તે તિથિ પર જયંતીનો ઉત્સવ પાળવો. આ સંબધે સવિસ્તર ચર્ચા સભાના પ્રમુખ રા. રમણભાઈએ પોતાના પ્રાસ્તાવિક ભાષણમાં કરી હતી. જયંતી ઉપરાંત પ્રાચીન કાવ્યો સંશોધી પ્રસિદ્ધ કરવાની ધારણા છે. હાલમાં મીરાંબાઈનાં પદનો સંગ્રહ થાય છે. ગ્રન્થો, હસ્તલેખ, શિલાલેખ વગેરેનો યથાશક્તિ સંગ્રહ કરવા વિચાર છે.

આ વર્ષે ગુડફ્રાઇડેના તહેવારોમાં એક સાહિત્ય પરિષદ ભરવાની યોજના ઘડાઈ છે. યોજના તેમ જ પરિષદમાં ભાગ લેવા માટે નિમંત્રણપત્રો પ્રતિષ્ઠિત વિદ્વાનો પર મોકલવામાં આવ્યાં છે. જોડણી, લિપિ, દેશજસાહિત્ય, વ્યાકરણ, કોષ, ઇતિહાસ, સાયન્સ અને સાયન્સની પરિભાષા, વગેરે વગેરે વિષયો પરિષદમાં ચર્ચવાના છે. જે ધોરણે ઑરિયેન્ટલ કોન્ગ્રેસ પોતાની કાર્યઘટના કરે છે તે ધોરણે પરિષદનું કામ કરવામાં આવશે. સર્વ સ્થાનેથી ઉત્તેજન મળતું જાય છે. પ્રથમ સમારંભ સફળ થવાની આશા છે.

સભા તરફથી સુપ્રસિદ્ધ ગુજરાતી, પારસી, ઇસ્લામી, લેખકોને પરિષદમાં પધારવા વિનંતિ કરવામાં આવી છે. છતાં ઘણા સાહિત્યપ્રિય મહાશયોને પત્રો

મોકલવા રહી જાય એ સ્વાભાવિક છે, તેથી આ લેખ દ્વારા તેઓને વિનંતિ છે કે પરિષદમાં ભાગ લેવા સર્વને આમંત્રણ છે. સભાના મંત્રીને લખ્યાની બધી વિગત તેમને પહોંચાડવામાં આવશે.

સભામાં નીચે લખ્યા મુજબ સાહિત્યચર્ચા થઈ હતી :

| | |
|---|---|
| ' કવિવર શેલીની ગુજરાતી સાહિત્ય પર અસર ' | રા. રામમોહનરાય જસવંતરાય |
| ' ' કેટલાંક કાવ્યો ' ની ગુણપરીક્ષા ' | રા. ઠાકોરલાલ હરિલાલ |
| ' કલાપી અને કેકારવ ' | રા. રણજિતરામ વાવાભાઈ |
| ' ગુજરાતી સાહિત્યમાં હાસ્યરસનું સ્થાન ' | રા. રમણભાઈ મહીપતરામ |

થોડા વખતમાં ' ગુજરાતી વર્તમાનપત્રો ' અને ' ગુજરાતી માસિકપત્રો ' સંબંધે બે સભાસદ બન્ધુઓ ચર્ચા કરવાના છે. ' કુસુમમાળા ', ' કેટલાંક કાવ્યો ' અને ' ચક્રવાક-મિથુન ' નું સભામાં વાંચન થયું હતું. સભાના પેટ્રન રા. રા. લાલશંકર ઉમિયાશંકર છે. પ્રમુખ રા. રમણભાઈ મહીપતરામ નીલકંઠ છે.

રા. રમણભાઈએ પોતાના પિતા મહીપતરામનાં બનાવેલાં પુસ્તકો તેમ જ પોતાંના ગ્રંથો સભાને ભેટ આપ્યા છે, તે સારુ સભા એમને આભારી છે. રા. હરિપ્રસાદ પીતામ્બરદાસે પોતાના ' હિતેચ્છુ ' છાપખાનામાં સભાને કામકાજનું છપાવવાની સગવડ કરી આપી મહાન ઉપકાર કર્યો છે.

તા. ૧૩-૧-૦૪.

# પ્રથમ સાહિત્ય પરિષદનો ઇતિહાસ

જ્યારે અમદાવાદની 'ધી સોશિયલ એન્ડ લિટરરી એસોસિયેશન' ને 'ગુજરાત સાહિત્ય સભા' માં ફેરવી નાખવામાં આવી ત્યારે જે ઉદ્દેશો યોજ્યા હતા તેમાં સાહિત્ય પરિષદ ભરવાના ઉદ્દેશાનુસાર ઈ. સ. ૧૯૦૫ના એપ્રિલમાં 'ગુડફ્રાઈડે'ના તહેવારો દરમ્યાન અમદાવાદમાં પહેલી સાહિત્ય પરિષદ ભરવાનું નિર્ધાર્યું.—પરંતુ અમદાવાદમાં મરકી ફાટી નીકળવાથી પરિષદની બેઠક મુલતવી રાખવી પડી. અંતે એજ વર્ષના જૂનની આખરમાં અને જુલાઈની શરૂઆતમાં પરિષદ ભરવામાં આવી. પ્રમુખસ્થાને સમગ્ર ગુજરાતી ભાષા બોલનારી આલમમાં દિગન્ત ડંકો વગાડનાર નવીન ભારતના અગ્રગણ્ય વિચારકોની કક્ષામાં વિરાજનાર સાક્ષર રા. રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી પોતાના નિવૃત્તિસ્થાન નડિયાદથી પધારી બિરાજ્યા હતા.

અમદાવાદનો 'ટાઉનહોલ' પ્રેમાભાઈ હોલ પરિષદના દિવસોમાં શ્રોતાઓથી ચિક્કાર ભરાઈ ગયો હતો. તલમાત્ર પણ સ્થળ ખાલી રહ્યું નહોતું. પોતાના ઉમંગ અને ઉત્સાહથી અમદાવાદના નાગરિકોએ બતાવી આપ્યું કે 'સાહિત્ય પરિષદ' જેવી સંસ્થાની અત્યંત ઉપયોગિતા છે. ઉપરાંતમાં અમદાવાદનાં જાહેર મંડળો — ગુજરાત કલબ, વડનગરા નાગર એસોસિયેશન, બ્રહ્મક્ષત્રિય એસોસિયેશન, વૈશ્ય સભા, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી આદિ તરફથી પ્રતિનિધિઓ નીમવામાં આવ્યા હતા. પરિષદના હેતુ આગળ જણાવ્યા છે તે મુજબ દરેક સંસ્થાને પોતાના પ્રતિનિધિ મોકલવાની છૂટ હતી. પરિષદની ઘટના નક્કી થયે પ્રતિનિધિઓનાં કાર્ય, હક્ક અને ફરજની દિશા પણ નિર્ણીત થશે.

પરિષદ નિમંત્રવાનું નક્કી થયે સાહિત્યસભાએ ચર્ચવાના ૮ વિષયોની કાચી યાદી છપાવી ગુજરાતના વિદ્વાનો ઉપર મોકલી. તેઓ તરફથી ઉત્સાહક સત્કાર મળ્યો. કાચી યાદીમાં જેટલા વિષયો હતા તેથી અધિક વિષયો પર લેખ લખાઈ આવવાના પત્રો આવ્યા. દરમ્યાન વિદેહ સાક્ષર ગોવર્ધનરામ પ્રો. આણંદશંકરને ત્યાં અમદાવાદ આવ્યા હતા. તેમની સલાહ લેવા તથા તેમને પ્રમુખપદ સ્વીકારવા વિનંતિ કરવા સભાના પ્રમુખ, ઉપપ્રમુખ અને મંત્રી ગયા હતા. રા. રા. ગોવર્ધનરામે પ્રમુખપદ સ્વીકારી પ્રથમ પરિષદને અલંકૃત કરી હતી તેમ જ ગુજરાતે એમને એ માન આપી એમની વિદ્વત્તા અને દેશસેવાની કદર પિછાની હતી.

પારસી લેખકો તરફથી પણ સારું ઉત્તેજન મળ્યું હતું અને મિ. શેઠના તથા ઊગતા પારસી કવિ મિ. ખબરદાર પણ પરિષદમાં આવ્યા હતા. ગુજરાતી શાળાના મહેતાજીઓએ પણ સારી હાજરી આપી હતી.

પરિષદના ખર્ચ માટે સભાના ઉપપ્રમુખ રા. ઠાકોરલાલ હરિલાલ દેસાઈએ પ્રારંભમાં થવાનો સઘળો ખર્ચ આપ્યો હતો. તેમ જ રિપોર્ટ છપાંવવા જોઈતાં નાણાં પણ એ જ ગૃહસ્થ ઉઘરાવી લાવ્યા હતા. વળી એ ઉઘરાવી લાવેલાં નાણાં પણ ખર્ચ માટે કમી જણાયાં; ત્યારે પોતાના છાપખાનામાં રિપોર્ટ છાપી બહાર પાડવાનું એમણે માથે લીધું. રા. ઠાકોરલાલની ઉદારતા અને પરિષદ માટેની ઉમંગભરેલી મહેનતને લીધે જ ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં ઉજ્જ્વળ રંગે દીપતી 'સાહિત્ય પરિષદ' ભરાઈ. નાણાંની અડચણને લીધે પરિષદ ભરવાની સભાની ધારણા ઘણાં વર્ષો સુધી ધારણા જ રહેત. પરંતુ રાજા રજવાડા, સરકાર કે શ્રીમંતોની મદદ વગર આવું સાહસ સભા પોતાના ઉપપ્રમુખની સહાયથી જ ઉઠાવી શકી. ઉપમંત્રી રા. હરિપ્રસાદ પિતામ્બરદાસે પોતાના 'હિતેચ્છુ' છાપખાનામાં શરૂઆતનું કામ છાપી આપી ઘણી સરળતા કરી આપી હતી.

પરિષદના ખર્ચ માટે અમદાવાદમાં પ્રતિનિધિઓ અને પ્રેક્ષકો તરફથી ટિકિટના લગભગ રૂ. ૧૦૦/– આવ્યા હતા. મુંબઈના વિદ્યાવિલાસી શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીએ રૂ. ૨૦૦/–, કચ્છના માજી દિવાન મોતીલાલ લાલભાઈના કુટુમ્બીઓએ રૂ. ૧૦૧/–, અમદાવાદના શેઠ મંગળદાસ ગિરધરદાસે રૂ. ૫૦/–, રા. રા. નરસિંહરાવ ભોળાનાથે રૂ. ૫૦/– આપ્યા હતા. અર્થાત્ કુલ્લે રૂ. ૫૦૧/– મળ્યા છે.

પરિષદ ભરવા 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી' એ 'પ્રેમાભાઈ હૉલ'માં સગવડ કરી આપી હતી તેમ જ પરિષદના પ્રતિનિધિઓના વિનોદ સારુ કરવામાં આવેલી પાર્ટી માટે 'ભોળાનાથ લેડીઝ ઇન્સ્ટિટ્યૂટ' નું મકાન ઉપયોગમાં લેવા તેના મંત્રી તરફથી જોઈતી સગવડ કરી આપવામાં આવી હતી માટે તેમની પરિષદ આભારી છે. ગુજરાતના જે જે વિદ્વાનો પરિષદમાં આવ્યા હતા – તેમ જ જેમણે લેખ લખી મોકલ્યા હતા કે ત્યાં આવી વાંચ્યા હતા તે સર્વના ઉત્સાહ અને સાહિત્યસ્નેહને લીધે જે વિજય પરિષદને મળ્યો તે માટે પરિષદ તેમની ઉપકૃત છે. ધનની મદદ કરનાર શ્રીમંતોનું અહેસાન પરિષદ સાનંદ માને છે. અને પરિષદ અભિલાષા રાખે છે કે ભવિષ્યમાં પણ સર્વનો આવો જ ઉત્સાહ અને ઉત્તેજન કાયમ રહેશે તો ગુજરાતનું ભવિષ્ય પ્રોજ્જ્વલ કરવા પરિષદ કંઈક અંશે સમર્થ થશે.

ઑગસ્ટ ૧૯૦૭

# આમુખ

સાહિત્ય પ્રજાઓની સંસ્કૃતિની કોટિ દર્શાવનાર દર્પણ છે. પ્રજાઓનું વિચારજીવન ઉત્કૃષ્ટ કે નિકૃષ્ટ છે તે બતાવનાર નિકષશિલા તે છે. પ્રજાઓના ઉદ્દયન, વાંછના, ઉચ્ચગ્રાહો આદિ તે દ્વારા આવિર્ભાવ પામે છે તેમ સાહિત્યથી તેમને ઉત્તેજન, ઉન્નતિ, આગ્રહ અને વિશદતા મળે છે. પ્રજાના સમગ્ર જીવનને – રાયથી રંક, આબાળવૃદ્ધ સ્ત્રીપુરુષોને ભાવનાથી રંગનાર સાહિત્ય છે. માટે જ તેનાં વિકાસ અને પ્રગતિ માટે દેશના વિદ્વાનોની પરિષદ મળવી જોઈએ અને સાહિત્યના ઉચ્ચ આશયો અને દિવ્ય હેતુઓ સધાય માટે તેઓ તરફથી ઉપાયો અને યોજના ઘડવાં જોઈએ. આ વસ્તુસ્થિતિએ 'સાહિત્ય સભા'ને પરિષદ ભરવાની પ્રેરણા કરી હતી.

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી ગ્રન્થપ્રસિદ્ધિનું જ ફક્ત કામ કરે છે; તેમ જ એ મંડળના ગમે તે સભાસદ થઈ શકે છે એટલે ત્યાં હંમેશ ગુજરાતના સર્વમાન્ય પંડિતો અને સાક્ષરો વિરાજમાન હોય એવો સંભવ નથી. ગુજરાતને ફ્રેન્ચ એકેડેમી અથવા બઙ્ગીય સાહિત્ય પરિષદ, નાગરી પ્રચારિણી સભા આદિ મંડળ જેવાની આવશ્યકતા છે એ સર્વ કબૂલ કરશે જ. નવી વાંચનમાળા રચાઈ તે વખતે આવા મંડળના અનસ્તિત્વથી થતું નુકસાન પૂરેપૂરું સમજાયું હતું. આવી ખોટ પૂરી પાડવાનો પ્રયાસ 'ગુજરાત સાહિત્ય સભા' એ આરંભ્યો છે. વિદ્વાનો, સાક્ષરો અને પંડિતોને સન્માનિત (honorary) સભ્યો થવા વિનંતિ કરી સાક્ષર મંડળ સ્થાપવા પ્રયાસો ચાલે છે. દરમ્યાન સાક્ષરો, વિદ્વાનો અને પંડિતોને એકઠા મળવાનો પ્રસંગ બે અથવા પાંચ વર્ષે કરી આપી અન્યોન્ય સાથે પીછાન થાય, અન્યોન્યના અભ્યાસનો ને વિદ્વત્તાનો લાભ ગુજરાતી આલમને મળે એવા ઉદ્દેશથી સાહિત્ય પરિષદની યોજના કરવામાં આવી. ગુજરાતી ભાષામાં પાંડિત્ય અને રસિકતા ખીલે, નવીન શોધખોળ માટે ઉત્કંઠા તીવ્ર થાય, વિદ્યામાં સમાયેલા સર્વ વિષયોનું સાહિત્ય આપણી ભાષામાં રચાય, એ હેતુથી ગુજરાત સાહિત્ય સભાએ અમદાવાદમાં પહેલી સાહિત્ય પરિષદ ભરવાનું સાહસ કર્યું હતું. ગુજરાતના સાક્ષરો, પંડિતો અને વિદ્વાનો જે જે અભ્યાસમાં રત હોય તે તે અભ્યાસનું આસ્વાદન ગુજરાતી ભાષા બોલનારાઓને કરાવે ને તેથી નવીન અભ્યાસીઓ ઉત્પન્ન થાય તેમ જ ભારતવર્ષના ઇતિહાસ, આચારવિચાર,

ધર્મ, સાહિત્ય, તત્ત્વજ્ઞાન,–એટલે સમગ્ર જ્ઞાનસંપત્તિ વિશે જેટલું અંગ્રેજી વાચક જાણી શકે તેટલું સ્વતંત્ર લેખો દ્વારા ન બની શકે તો અનુવાદિત લેખો દ્વારા પ્રજા સમક્ષ રોશન થઈ શકે; પશ્ચિમના વિચાર અને જ્ઞાનભંડારમાંથી કયાં કયાં રત્નો લાવી આપણે અલંકૃત થઈશું–પાશ્ચાત્ય ઉદ્યાનના કયાં કયાં કુસુમો લાવી સૌંદર્ય અને સૌરભ આપણા આંગણામાં બહલાવશું, આપણા પૂર્વજોની જ્ઞાનસમૃદ્ધિ કેવી રીતે ઉપયોગમાં લઈશું, આદિ આદિ પ્રશ્નો અને હેતુઓએ સાહિત્ય પરિષદ યોજવા ગુજરાત સાહિત્ય સભાને પ્રેરી હતી.

ગુજરાતી ભાષા અને સાહિત્ય વિશે જેટલા પ્રકારે વિવેચન થઈ શકે અર્થાત્ તેનો ઇતિહાસ, ઘટના, જોડણી, વ્યાકરણ, લિપિ વગેરે વગેરે વિશે જે કાંઈ થઈ શકે તે કરવું; આપણી લલિતકળાઓ ચિત્ર, શિલ્પસ્થાપત્ય વગેરેનો પુનરુદ્ધાર શી રીતે થઈ શકે–સૌંદર્ય જેના દ્વારા માનવીનો ઉન્નત વિકાસ થાય છે એમ કવિઓ અને તત્ત્વજ્ઞાનીઓ કહે છે તેનો વાસ ગુર્જર હૃદયે હૃદયે કરાવવો, પ્રતિભાશાળી કલાવિધાનીને જોગવાઈઓ કરી આપી આગળ લાવવા, પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસ જાણવા પુરાણવસ્તુશાસ્ત્ર, ઉન્નિલેખન, (epigraphy) નિષ્કશાસ્ત્ર (numismatics) પ્રભૃતિ શાસ્ત્રોનો અભ્યાસ અને શોખ જગાડવો, ઐતિહાસિક શોધખોળ જગાડી ઉત્તેજવી, આપણી પ્રજાના આચાર, રીતભાત, ને જીવનવ્યાપાર પ્રકાશિત કરતા લેખો, ચિત્રો, શિલ્પ વગેરેની માહિતી પ્રજાને આપવી અને સામાન્યતઃ સર્વને ઉપલબ્ધ થાય તેવા રૂપમાં પ્રગટ કરવાની જોગવાઈ કરવી–અને સરવાળે આપણી પ્રજામાં historical spirit જગાડવો; ભૂગોળનો અભ્યાસ, વ્યાપાર અને ઇતિહાસ તથા ધર્મના લાભાર્થે વધારવો; 'સાયન્સ'ના અભ્યાસ માટે જોગવાઈ અને રુચિ ઉત્પન્ન કરવાં; હુન્નરઉદ્યોગના વિકાસ અને પ્રગતિને આવશ્યક એવા રસાયણશાસ્ત્ર, યંત્રશાસ્ત્ર, વિદ્યુતશાસ્ત્ર અને જીવનશાસ્ત્રનાં મૂળ તત્ત્વો સરળ ભાષામાં દરેક ગુજરાતી સસ્તી રીતે પ્રાપ્ત કરી વાંચી શકે એવા ઉપાયો સૂચવવા અને યોજવા,–આ હેતુ સાધવા પરિભાષા અને લેખનપદ્ધતિ (diction) કેવાં ઘડવાં તેનો નિર્ણય કરવો; આ ઉપરાંત સંસારશાસ્ત્ર (sociology) જેવા મહત્ત્વના વિષયને ચર્ચવો, તેની અંદર સમાયેલા માનવશાસ્ત્ર (anthropology) નૃવંશવિદ્યા (ethnology) માનસશાસ્ત્ર (psychology) નીતિતત્ત્વચિંતન (ethics) ને તત્ત્વચિંતન (Philosophy) સંબંધી જુદા જુદા દૃષ્ટિબિન્દુથી અભ્યાસ કરાવવા; (તત્ત્વચિંતન ઇતિહાસદૃષ્ટિએ ઉકેલવું, આપણા જીવન અને પ્રારબ્ધને તેણે કેવી રીતે રચ્યું છે તે માપવું ઇત્યાદિ); આપણા દેશમાં ચાલતા સંપ્રદાયોના સિદ્ધાંતો ઇતિહાસ તથા તેમણે બજાવેલી દેશ, ભાષા અને સાહિત્યની સેવા પીછાનવી; હાલ અપાતી

કેળવણી આપણી ભાષા દ્વારા કેવી રીતે સંગીન થઈ શકે તે વિચારવું અને ઉપાયો શોધી સરકારને સૂચવવા, તેમ જ પ્રજાજીવનના ઊર્ધ્વ પ્રયાણને વેગ મળે એવી કેળવણીની યોજના વિમર્શવી—વિવેચવી અને પ્રજા તથા સરકાર સન્મુખ મૂકવી; આપણાં સ્ત્રીબાળકો, વેપારીઓ, કારીગરો વગેરેને વિનોદ સાથે ઉન્નત કરે એવું સાહિત્ય શી રીતે ઉપજાવવું; રંગભૂમિ અને વર્તમાનપત્રો જેવાં પ્રજાજીવન ઘડનારી પ્રણાલિકાઓનાં કર્તવ્યાકર્તવ્ય નક્કી કરવાં – આપણાં પ્રજાજીવનને અધિક ઉન્નત, શીલવાન, રસિક અને ઉદાર તેઓ શી રીતે કરી શકે તે વિચારી રાહ દાખવવો; તાત્પર્ય કે વિદ્યાના પ્રભાવથી આપણા દેશનું ભાગ્ય ઊઘડે—આપણી પ્રજાનો ઉત્કર્ષ શાથી થાય? એ પ્રશ્નના ઉત્તર અને નિરાકરણ માટે પરિષદે પ્રજાને જાગ્રત કરવી અને કર્તવ્ય આચરવા પ્રેરવી.

અલબત્ત ઉદ્દેશ મહત્ત્વાકાંક્ષી અને પ્રગલ્ભ છે; એક, બે કે પાંચ–૭ પરિષદ ભરાય એટલે સિદ્ધ થાય એવો સંભવ નથી. જ્યારે સિદ્ધ થાય ત્યારે ખરો. જે થોડું તે ઘણું થયું છે એમ માનવું. સ્ફુલિંગ પ્રગટાવશો તો કોઈ કાળે ભુવન-ભુવન અજવાળતો સૂર્યનારાયણ પણ જન્મશે. હિમાલયના ઉત્તુંગ શિખર પર ચડવાની અભિલાષા હશે તો જ ઘોડાસરના ટેકરા ચડાશે.

ઉદ્દેશ પરથી સમજાયું હશે કે પરિષદને પ્રતિવર્ષ મળવાની જરૂર નથી તેમ કોંગ્રેસ કે કોન્ફરન્સની માફક ઠરાવો પસાર નથી કરવાના – ફક્ત તેનું કર્તવ્ય પ્રજામાં નવીન પણ વિરલ spirit જગાવવાનો છે. થોડા વિષયો લઈ નિર્ણય ઉપર આવવાનો ઉદ્દેશ નથી પરંતુ જ્ઞાનના સર્વ પ્રદેશ ગુજરાતીઓ માટે ખુલ્લા કરી જગતના ઇતિહાસમાં તેઓ ઉચ્ચ સ્થાન મેળવે એવી મહત્ત્વાકાંક્ષા એમનામાં ઉત્તેજવાની છે.

યુરોપની પંડિત પરિષદો જે ધોરણે કામ કરે છે તે જ ધોરણે આપણી પરિષદ પ્રયાણ કરશે તો નર્મદ અને મણિલાલના મનમાં જ પરિષદ ભરી પ્રજાનો ઉત્કર્ષ સાધવાની રહી ગયેલી અભિલાષા ગુજરાત કર્તવ્યપરાયણ અને પ્રવૃત્તિમાન તેમ જ ઉદાર ને ઉત્ક્રમમાન (evolving) રહેશે તો અલ્પ સમયમાં સફળ થશે.

ઑગસ્ટ ૧૯૦૭

# ગુજરાતી સાહિત્ય પરિષદ

ઈ. સ. ૧૯૦૪માં અમદાવાદની સાહિત્ય સભાએ સાહિત્ય પરિષદ અમદાવાદમાં ભરવાનો વિચાર કર્યો હતો. ઈ. સ. ૧૯૦૫માં આ વિચાર ફળીભૂત થયો અને પહેલી પરિષદ અમદાવાદમાં મળી. પ્રમુખસ્થાને સદ્‌ગત ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી વિરાજ્યા હતા. પ્રાચીન ગુજરાતી સાહિત્યનું એમનું અવલોકન પ્રશંસા પામ્યું હતું. શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીએ એ ભાષણ જુદું છપાવી વહેંચ્યું હતું.

પરિષદ ભરવાનો વિચાર સ્ફૂર્યો ત્યારે ગોવર્ધનભાઈ ને રા. બ. રમણભાઈ, રા. ઠાકોરલાલ હરિલાલ અને હું, પ્રો. આનંદશંકર ધ્રુવને ત્યાં સલાહ લેવા મળવાને ગયા હતા ત્યારે તેમણે પ્રશ્ન પૂછ્યો હતો: 'પરિષદમાં શેની ચર્ચા કરશો? જોડણીની?' ગુજરાતી સાહિત્યના આ અંગનો અભ્યાસ કરી તેની સતત અને આગ્રહભરી ચર્ચા કરી રા. નરસિંહરાવ ભોળાનાથે આ પ્રશ્ન પરત્વે ગુજરાતના વિદ્વાનોનું ખાસ ધ્યાન ખેંચ્યું હતું. બીજા કોઈ પ્રશ્ન પરત્વે બીજા કોઈ વિદ્વાનોએ એમના જેટલા આગ્રહ, ઉદ્યોગ અને નિષ્ઠાથી ચર્ચા ઉઠાવેલી નહીં એટલે સ્વાભાવિક રીતે એ જ પ્રશ્ન પ્રતિ સર્વેનું ધ્યાન ખેંચાતું. પહેલી પરિષદ સમક્ષ રા. નરસિંહરાવે જોડણી વિશે વિસ્તૃત નિબંધ વાંચ્યો હતો. તેમાં એ પ્રશ્નની ચર્ચાનો ત્યાર લગીનો ઇતિહાસ અને ઘણાં વર્ષોની ચર્ચાના પરિણામે પોતાને જે નિર્ણયો યોગ્ય લાગ્યા હતા તે આપ્યા છે. પ્રો. આનંદશંકર ધ્રુવે પણ એ વિષય ઉપર નિબંધ વાંચ્યો હતો. રા. કેશવલાલ ધ્રુવે વાગ્વ્યાપાર ઉપર નિબંધ વાંચી ગુજરાતી વ્યાકરણના એ અંગ સંબંધે સારો પ્રકાશ નાંખ્યો હતો. એ નિબંધમાં જોડણીના પ્રશ્નને સ્પર્શ હતો. ઉપસંહાર કરતી વેળા પ્રમુખે જોડણી વિશે આગ્રહથી પોતાનો મત દર્શાવ્યો હતો કે, હવે સંસ્કૃત યુગ આવવાનો છે ત્યારે તદ્‌ભવ અને દેશ્ય અને વિદેશી શબ્દોની જોડણીનો સવાલ નકામો થવાનો છે. 'સાહિત્ય પરિષદમાં જોડણી' એવા મથાળાથી રા. નરસિંહરાવે 'વસન્ત'માં લેખ લખી પોતાના નિબન્ધ સિવાયના બીજા નિબન્ધો અને ચર્ચાનું સમાલોચન કર્યું હતું. ઠરાવ સાહિત્ય પરિષદ કરશે નહીં એવો નિર્ણય પ્રમુખે આપ્યો હતો છતાં જોડણી અને લિપિ વિશે સાહિત્યસભાએ પ્રશ્નો પૂછી તેના ઉત્તરો ભેગા કરી બીજી પરિષદને રોશન કરવાનો ઠરાવ થયો હતો. સાહિત્ય

સભાએ પ્રશ્નો ઘડી ગુજરાતમાં ફેરવ્યા હતા પણ તેમના સંતોષકારક ઉત્તર જોઈએ તેટલા પ્રમાણમાં નહોતા આવ્યા. એ પ્રશ્નોએ રા. નરસિંહરાવને અને રા. હિમ્મતલાલ અંજારીઆને (ગુજરાતીને બદલે બાલબોધ લિપિનો પ્રચાર કરવાની હિમાયત કરનાર) કેટલેક અંશે સંતોષ નહોતો આપ્યો એટલે એમણે જાહેરમાં મતભેદ ચર્ચ્યો હતો. સાહિત્ય સભાના પ્રશ્નો બીજી સાહિત્ય પરિષદના રિપોર્ટમાં છપાયેલા છે.

સાહિત્ય સભાની પ્રશ્નાવલિ સંતોષકારક કામ ન કરી શકી એટલે મુંબઈમાં બીજી પરિષદ વખતે જોડણી માટે કમિટી નીમવામાં આવી. લિપિના પ્રશ્ન માટે રા. હિમ્મતલાલે આગ્રહ નહીં બતાવેલો એટલે એ પ્રશ્ન પડતો મુકાયો. અલબત્ત રા. નરસિંહરાવે એ પ્રશ્ન અવસન્ન 'આર્યધર્મપ્રકાશ' માસિકમાં ચર્ચ્યો હતો. રાજકોટમાં ત્રીજી પરિષદ મળી ત્યારે જોડણીકમિટી એકમતે પોતાનું કામ કરી શકી નહોતી તેથી ફરીથી થોડા ફેરફાર સાથે કમિટી નિમાઈ. આનો અહેવાલ ત્રીજી પરિષદના રિપોર્ટમાં છે. વડોદરામાં ચોથી પરિષદ મળવાની હતી તેવામાં જોડણીકમિટીએ કેટલાક પ્રશ્નો ઘડી ગુજરાતમાં ફેરવ્યા.* પ્રશ્નોના આવેલા ઉત્તરોનું પૃથક્કરણ કરી તેમને વ્યવસ્થિત રૂપમાં ગોઠવ્યા અને જોડણીના સંબંધમાં કેટલીક ભલામણો કરી. કમિટીનો રિપોર્ટ વડોદરાની પરિષદમાં નોંધવામાં આવ્યો અને એ પ્રશ્ન વિશે વિચાર કરવાનાં ગુજરાતને સાધનો આપી પરિષદે હમણાં તો એ પ્રશ્નની ચર્ચા મોકૂફ રાખી છે.

પહેલી પરિષદના અહેવાલને અદ્ધર રાખી વચ્ચે જોડણીની ચર્ચાનો આખો ઇતિહાસ ટૂંકમાં એકી નજરે જોવાય તે માટે આપ્યો છે.

પહેલી પરિષદમાં શાસ્ત્રીય પરિભાષાનો પ્રશ્ન લેવાયો હતો પણ તે સંબંધમાં કાંઈ વ્યાવહારિક પ્રવૃત્તિ કરાઈ નથી.

રા. બ. હરગોવિંદદાસે પ્રાચીન કાવ્યોની શોધખોળ વિશે ટૂંકો નિબંધ લખ્યો હતો. ત્રીજી પરિષદ વખતે રાજકોટમાં પ્રાચીન ગ્રંથોનું પ્રદર્શન કરવામાં આવ્યું હતું અને તેમની યાદી ત્રીજી પરિષદના રિપોર્ટમાં છાપવામાં આવી છે. ચોથી પરિષદમાં રા. છગનલાલ વિદ્યારામ રાવળે ગુજરાતના કવિઓની અને તેમની કૃતિઓની યાદી તૈયાર કરી મોકલી હતી. આ યાદી ચોથી પરિષદના રિપોર્ટમાં છપાઈ છે. જુદે જુદે સ્થળે પ્રાચીન ગ્રંથોના સંગ્રહો જાણીતા છે

* 'ગુજરાતી'માં રા. તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠીએ પ્રશ્નો વિશે વિસ્તૃત ચર્ચા કરી હતી અને સ્વ. ગોવર્ધનરામતે મળતો કંઈક અભિપ્રાય દર્શાવ્યો છે.

તેમની યાદી અને સવિસ્તર અહેવાલ તૈયાર થવાની જરૂરિયાત ગુજરાતમાં સર્વ કોઈ સ્વીકારે છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના પ્રાચીન ગ્રંથસંગ્રહનો અહેવાલ ‘બુદ્ધિપ્રકાશ’માં છૂટક છૂટક છપાયો છે. સુરતમાં મળનારી પાંચમી સાહિત્ય પરિષદ વખતે એ દિશામાં વિશેષ કામ કરવાની સુરતના કાર્યવાહકો ઉમેદ રાખે છે. બીજી પરિષદ વખતે રા. મનસુખ કીરતચંદ મેહતાએ ‘જૈન સાહિત્ય’ વિશે મુંબઈમાં નિબંધ વાંચ્યો હતો. ત્યાર પછી એમણે જૈન ગુજરાતી રાસાઓની યાદી પ્રગટ કરી હતી. એ યાદીનો વધારો ‘જૈન કોન્ફરન્સ હેરલ્ડ’ના તંત્રી રા. મોહનલાલ દલીચંદ દેસાઈએ બહાર પાડ્યો છે. રાજકોટ પરિષદ વખતે સ્થપાયેલું પરિષદ ભંડોળ ફંડ રા. રા. ડાહ્યાભાઈ દેરાસરી પાસે કાન્હડદે પ્રબંધ છપાવવા તૈયાર થયું હતું પણ વડોદરામાં ચોથી પરિષદ મળી ત્યારે ગાયકવાડ સરકારે પ્રાચીન ગુજરાતી ગ્રંથો છપાવવાની યોજના કરી એટલે તેને અનુસાર કાન્હડદે પ્રબંધ છપાયો. રા. કેશવલાલ ધ્રુવ એ જ યોજના માટે ભાલણની કાદંબરીનું પ્રકાશન કરવાના છે. રા. નરસિંહરાવ અને પ્રો. બળવંતરાય ક. ઠાકોરને એ યોજનાને અંગે કામ સોંપવામાં આવ્યાં છે. ચોથી પરિષદ વડોદરામાં મળ્યા પછી વડોદરાના આગેવાન સાહિત્યસેવક રા. બ. હરગોવિંદદાસના કુટુંબ તરફથી ‘સાહિત્ય’ માસિકનું પ્રકાશન થવા માંડ્યું છે; તેમાં પ્રાચીન કાવ્યો છાપવાની વ્યવસ્થા કરવામાં આવી છે. વડોદરાની સેન્ટ્રલ લાઇબ્રેરીવાળા રા. ચીમનલાલ ડાહ્યાભાઈ દલાલે પણ કેટલાંક પ્રાચીન કાવ્યો પ્રકાશમાં આણ્યાં છે. પરિષદની શરૂઆતથી જૈન સાહિત્યની સમૃદ્ધિ તરફ લોકોનું ધ્યાન ખેંચવામાં આવતાં તેનાં શુભ પરિણામ સત્વર જન્મ્યાં. રા. રા. મનસુખભાઈ રવજીભાઈ મહેતાએ ‘રાયચંદ જૈન કાવ્યમાળા’ બે ભાગમાં બહાર પાડી. રા. મોહનલાલ દલીચંદ દેસાઈએ જૈન ઐતિહાસિક રાસમાળાનો એક અંક બહાર પાડ્યો. દેવચંદ લાલચંદ ઝવેરીના ફંડમાંથી રા. જીવણચંદ સાકરચંદ ઝવેરીએ ‘શ્રી આનંદકાવ્ય મહોદધિ’નાં ત્રણ મૌક્તિક બહાર પાડ્યાં છે. સુરતના રા. મણિલાલ બકોરભાઈ વ્યાસે ‘વિમલ પ્રબંધ’ પ્રકાશિત કર્યો છે. રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતાએ પ્રેમાનંદનું મહાભારત પ્રાપ્ત કર્યું છે. આ સર્વ સાહિત્ય પરિષદની ચળવળનું પરિણામ છે. હજુ આ દિશામાં ઘણું કરવાનું છે અને પ્રાચીન ગુજરાતી સાહિત્યની સમૃદ્ધિને નાશ પામતી બચાવવાની છે.

આ વિષયને લગતા જ એક પ્રશ્નની અહીં નોંધ લેવાનું વાજબી લગો છે. ત્રીજી સાહિત્ય પરિષદ માટે રા. રા. નરસિંહરાવે વડોદરાની પ્રાચીન કાવ્યમાળામાં પ્રગટ થયેલાં પ્રેમાનંદનાં ત્રણ નાટકો પ્રેમાનંદનાં નથી એવું સાબિત કરવા લેખ લખ્યો હતો. રા. મગનલાલ હરગોવિંદદાસ કાંટાવાળાએ રા. અંબાઈદાસ કાળીદાસ પટેલે, રા. છોટાલાલ નરભેરામ ભટે અને રા. અંબાલાલ

બુલાખીરામ જાનીએ એમના લેખના મુદ્દાના રદીઆ આપવા પ્રયત્ન કર્યા છે. પણ જ્યાં લગી મૂળ હસ્તલેખો પ્રાપ્ત ન થાય ત્યાં લગી આ પ્રશ્નનો નિર્ણય થશે નહીં. જોડણીની ચર્ચાથી જેમ કેટલાક વ્યાકરણગત પ્રશ્નો સંબંધે અન્વેષણ થતું હતું તેમ પ્રેમાનંદનાં નાટકોની ચર્ચાથી ગુજરાતી ભાષાની ઉત્પત્તિ, ભાષાના શબ્દપ્રયોગો, ગુજરાતી વ્યાકરણનાં ઐતિહાસિક રૂપાન્તરો વગેરે સંબંધે નવો પ્રકાશ પડતો જાય છે, નવી શોધો થતી જાય છે.

પ્રાચીન કાવ્યના સંગ્રહ જેવા જ મહત્ત્વનો વિષય કંઠસ્થ સાહિત્યના સંગ્રહનો છે. પહેલી પરિષદમાં એ સંબંધી રામમોહનરાય જસવંતરાય દેસાઈનો અને મારો લેખ હતો, ચોથી પરિષદમાં રા. રા. હરગોવિંદ પ્રેમશંકર ત્રિવેદીનો લેખ હતો. રા. રા. હરગોવિંદે કાઠિયાવાડમાં પ્રચલિત દુહાવાળી કથાઓનો સંગ્રહ સારો કર્યો છે. શ્રી ફાર્બસ ગુજરાતી સભા તરફથી એ સંગ્રહ છપાવાનો છે. રાજકોટમાં રા. રા. કાનજી ધર્મસિંહ કવિએ કાઠિયાવાડના કંઠસ્થ સાહિત્યનો સંગ્રહ છપાવ્યો છે પણ તેમાં દુહાઓની ભેળસેળ અને અશુદ્ધિ ઘણી છે. કચ્છ કાઠિયાવાડની આવી દુહાવાળી કથાઓ 'ગુજરાતી' પોતાના દિવાળીના અંક દ્વારા દર વર્ષે રા. રા. જીવરામ અજરામર ગોર અને રા. રા. ગિરજાશંકર વલ્લભજી આચાર્ય તરફથી પ્રગટ કરે છે. સુરતના રા. રા. હરિલાલ હરદેવરામ મુનશીએ (જેઓ ઘણાં વર્ષ ઉપર ભાવનગરમાં કાવ્યપ્રેમી માસિક કાઢતા હતા) ગ્રામ્યજનોને કંઠસ્થ રામાયણ, મહાભારત વગેરેનો સંગ્રહ કર્યો છે. ગુજરાતી પ્રેસે પણ ભારતલોકકથાનો એક સંગ્રહ બહાર પાડ્યો છે. ઘણાં વર્ષો પૂર્વે ફ્રામજી નામના વિદેહ પારસી ગૃહસ્થે આવી કથાઓનો સંગ્રહ કરી ત્રણ ભાગમાં પ્રગટ કર્યો હતો. જુદી જુદી નાતોમાં ગવાતાં ગીતોનો સંગ્રહ અવારનવાર થતો જાય છે. સુરતની વડનગરા નાગર જ્ઞાતિનો ગીતોનો સંગ્રહ કવિ નર્મદાશંકરે કર્યો હતો. ત્યાર પછી વહાલીબેનના 'રીતિદર્પણ'માં થોડોએક સંગ્રહ છે. અમદાવાદના વડનગરા નાગરનાં ગીતોનો સંગ્રહ સૌ. બાળાબહેને કર્યો છે. ભાવનગરના જૈનોનાં ગીતોનો સંગ્રહ હમણાં તાજેતરમાં પ્રગટ થયો છે. નડિયાદના સાઠોદરાનાં ગીતોનો સંગ્રહ વિદેહ સૌ. કુન્દનબહેને કર્યો છે. ખંભાતના માજી દીવાન માધવલાલ હરિનારાયણની પુત્રીએ સુરત જિલ્લાના ઔદિચ્યોમાં ગવાતાં ગીતોનો સંગ્રહ કર્યો છે. સુરતના કાયસ્થોના ગીતોનો સંગ્રહ રા. હરિલાલ હરદેવરામ મુનશીએ કર્યો છે. ગોહિલવાડના પ્રશ્નોરાઓમાં ગવાતાં હાલરડાંનો સંગ્રહ રા. રા. દેવશંકર વૈકુંઠજીએ પ્રગટ કર્યો છે. જૂનાગઢના વડનગરાનાં ગીતોનો સંગ્રહ પણ ઘણું કરીને થયેલો છે. વિદેહ બાળાશંકર ઉલ્લાસરામ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના આસિસ્ટંટ સેક્રેટરી હતા ત્યારે એમણે સોસાયટી મારફત ગુજરાતમાં ગવાતાં કેટલાંક ગીતોનો સંગ્રહ કરાવ્યો હતો. પંચમહાલના એક

વખતના આસિસ્ટંટ ડેપ્યુટી ઇન્સ્પેક્ટર રા. રા. કૃષ્ણલાલ સૂરજલાલ વકીલે તે તરફના ભીલોનાં ગીતોનો સંગ્રહ કરાવ્યો છે. વડોદરા તરફથી પ્રગટ થયેલ નવસારી પ્રાંતના કાળીપરજ નામના ગ્રંથમાં કાળીપરજનાં થોડાં ગીતો છે. બાળકોનાં ગીતો, ઉખાણાં, કથાઓ વગેરેના નાના નાના સંગ્રહ અવારનવાર 'સુન્દરીસુબોધ'માં પ્રગટ થાય છે. કંઠસ્થ સાહિત્યના રક્ષણનો અને સંગ્રહનો આ રડતો વૃત્તાંત છે. પરિષદ તરફથી એ દિશામાં જોઈએ તેવો સબળ યત્ન થયો નથી.

અમદાવાદની પરિષદમાં સદ્‌ગત વલ્લભજી હરિદત્ત આચાર્યે ઐતિહાસિક શોધખોળને લગતો ટૂંકો નિબંધ મોકલાવ્યો હતો. રાજકોટના સંગ્રહસ્થાનના અધિકારી તરીકે એમણે અને એમના અવસાન પછી એમના પુત્ર રા. રા. ગિરજાશંકરે કાઠિયાવાડ અને કચ્છમાં સ્થળે સ્થળે ફરી ઐતિહાસિક સામગ્રી સારા પ્રમાણમાં એકઠી કરી છે. આવી જ સામગ્રી પૂર્વે ભાવનગરમાં સંગ્રહાઈ હતી. એમાંથી થોડીક પુસ્તક રૂપે–પણ ઘણી જ અશુદ્ધ રીતે પ્રસિદ્ધ થઈ હતી. કેટલીક રાજકોટની અને ભાવનગરની એ સંપત્તિ અપ્રસિદ્ધ છે, એ અફસોસની વાત છે. એનું પ્રકાશન કરવાનું કર્તવ્ય પરિષદનું છે. પરિષદના પ્રારંભ પછી 'બુદ્ધિપ્રકાશ'માં બે નવા શિલાલેખ રા. રા. તનસુખરામ મનસુખરામ ત્રિપાઠીએ પ્રકાશિત કર્યા છે. ગુજરાતના હિન્દુ સમયના ઇતિહાસને લગતા પ્રસિદ્ધ લેખો – શિલા અને તામ્રના– નો ઘણોખરો સંગ્રહ મેં કર્યો છે. એ લેખોની યાદી 'બુદ્ધિપ્રકાશ' ૧૯૧૫ના એપ્રિલના અંકમાં છપાવાની છે. રાજકોટની પરિષદમાં રેવરન્ડ ડૉ. ટેલરે ગુજરાત કૉલેજ સમક્ષ વાંચેલા અંગ્રેજી નિબંધનું ગુજરાતી ભાષાન્તર રજૂ થયું હતું. તેમાં ગુજરાતના સિક્કાઓનો વૃત્તાંત આપેલો છે. એ જ વખતે રા. રા. હીરાલાલ ત્રિભોવનદાસ પારેખનો હિંદુસ્તાનના સિક્કાઓ વિશે પણ નિબંધ આવ્યો હતો. રાજકોટ પરિષદના પ્રદર્શનમાં કેટલાક સિક્કાઓ આવ્યા હતા પણ તે વંચાવી શકાયા નહોતા.

અમદાવાદની સાહિત્યસભાએ ઐતિહાસિક વ્યાખ્યાનમાળાની યોજના કરી હતી પણ તે સફળ નીવડી નથી. પરિષદવ્યાખ્યાનમાળાને અંગે વિદેહ હરજીવન ભગવાનજી શુક્લે અમરજી દીવાન વિશે રાજકોટમાં ભાષણ આપ્યું હતું. તે સિવાય એ માળાનાં બીજાં ઐતિહાસિક વ્યાખ્યાનો થયાં નથી. પ્રો. આનંદશંકર ધ્રુવે એક વેળા પરિષદ વિશે 'વસન્ત'માં લખતાં લખ્યું હતું કે ઐતિહાસિક શોધખોળને માટે ગુજરાતમાં હવે અવકાશ નથી. પણ એમનું એ માનવું ભૂલભરેલું છે. ગુજરાતમાં સામાજિક, આર્થિક, કલાવિષયક અને સાહિત્યિક ઇતિહાસ સંબંધે હજુ શરૂઆત પણ નથી થઈ એમ કહીએ તો ખોટું નથી.

રાજકોટ પરિષદમાં રા. રા. દેવદત્ત રામકૃષ્ણ ભાંડારકરનો એક અંગ્રેજી નિબંધ આવ્યો હતો. કાઠિયાવાડના નાગરોને એથી માઠું લાગશે એવા ડહાપણભર્યા વિવેકથી આ નિબંધ ત્યાં વાંચવામાં નહોતો આવ્યો પણ તેનું ગુજરાતી ભાષાંતર 'વસંત'માં છપાયું. જ્ઞાતિઓનાં પુરાણોની ઐતિહાસિક નિરીક્ષા હજુ આરંભાઈ જ નથી. શિલાલેખો, તામ્રલેખો, અને ગ્રંથોમાં જે જે રાજ્યવ્યવસ્થા, ભૂગોળ, ધર્મસંપ્રદાય આદિના ઉલ્લેખો છે તેનો અભ્યાસ હજુ થયો નથી. આ ઉપરાંત હજુ ઘણા પ્રશ્નો અસ્પૃશ્ય પડ્યા છે.

પહેલી પરિષદ વખતે સ્વાગતનું ભાષણ રા. બ. રમણભાઈએ વાંચ્યું હતું અને એમાં સાહિત્ય પરિષદનો ઉદ્દેશ અને કાર્યપ્રદેશ આલેખ્યો હતો. બીજી સાહિત્ય પરિષદ મુંબઈમાં ભરવાનું કાર્ય સાહિત્યસભાએ રા. રા. ઠાકોરલાલ હરિલાલ દેસાઈ, રા. રા. હિમ્મતલાલ ગણેશજી અંજારીઆ અને મને સોંપ્યું હતું. પ્રો. ગજ્જરના સમભાવે સાહિત્ય પરિષદના કાર્યપ્રદેશ સંબંધીની મારી ભાવના વિશાળ થઈ અને મેં એનું આલેખન પહેલી પરિષદના રિપોર્ટના આમુખમાં કર્યું છે. આ વિશાળ સ્વરૂપને બીજી પરિષદના પ્રમુખ રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે અને સ્વાગતમંડળના પ્રમુખ શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીએ સમર્થન આપ્યું હતું પણ રા. રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીએ 'સમાલોચક'માં એ વિશાળતા પ્રત્યે વિરોધ દર્શાવ્યો હતો. રાજકોટમાં પ્રો. બળવંતરાય ક. ઠાકોર અને બીજા વિદ્વાનોએ એ વિશાળતાને પોષી હતી. પણ વડોદરામાં મૂળની સંકુચિત ભાવનાનો પુનઃ સ્વીકાર થયો હતો. રા. રા. વિજયલાલ કનૈયાલાલ ધ્રુવને પોતાનો ગુજરાતની ભૂસ્તરરચનાનો નિબંધ છિન્નભિન્ન કરી નાંખી જુદે નામે રજૂ કરવો પડ્યો હતો કારણ કે સાહિત્યની પરિષદમાં વિજ્ઞાનને સ્થાન શી રીતે અપાય? સુરત પરિષદમાં ચર્ચવાના વિષયોની યાદી પર પણ એ સંકુચિતતાનો પ્રભાવ પડ્યો હતો. આમ અત્યારે બે પક્ષ છે. નર્યા સાહિત્યને લગતા જ પ્રશ્નો એકલા વિદ્વાનો મળી ચર્ચે એવો એક મત છે. સાહિત્ય ઉપરાંત જ્ઞાનના સર્વે પ્રશ્નો વિદ્વાનો અને વિદ્યારસિકો ચર્ચે અને લોકસમુદાયને એમાં રસ લેતો અને સહાય આપતો કરે એ બીજો મત છે. બીજા પક્ષવાદીઓ આ સંસ્થા ગુજરાતનું સાર્વજનિક જીવન કેળવવાનું—તેના પાઠ શીખવવાનું સાધન પણ લેખે છે.

પહેલી પરિષદ વખતે રા. રા. પેસ્તનજી ખરસેદજી તારાપોરવાળાએ પ્રદર્શન ભરવાનું સૂચવ્યું હતું પણ તે સૂચનાનો અમલ નહોતો થઈ શક્યો. મુંબઈમાં ગ્રંથવિક્રેતાઓ પાસે ગુજરાતી ગ્રંથોનું વિક્રય માટે પ્રદર્શન કરવામાં આવ્યું હતું.

રાજકોટમાં પ્રદર્શન ટૂંક વખતમાં મોટા પાયા ઉપર કરવામાં આવ્યું હતું. એમાં પ્રાચીન હસ્તલેખો, મુદ્રિત પુસ્તકો, શિલાલેખો, તામ્રલેખો, સિક્કાઓ વગેરેનો સંગ્રહ કરવામાં આવ્યો હતો એટલું જ નહીં, પણ તેમના સંબંધી રસિક અહેવાલ પણ લખવામાં આવ્યો હતો. વડોદરામાં પણ નાનુંસરખું પ્રદર્શન કરવામાં આવ્યું હતું. સાથે ગુજરાતી વિદ્વાનો અને ગ્રંથકારોની છબીઓ તૈયાર કરવામાં આવી હતી.× સુરતમાં રાજકોટ અને વડોદરાને ધોરણે બંને તો પ્રદર્શન કરવા કાર્યવાહકોનો વિચાર છે. ગુજરાતી ચિત્રકારોનાં ચીતરેલાં ચિત્રો ગુજરાતને લગતા ભિન્ન ભિન્ન વિષયો પરત્વે પ્રદર્શનમાં ભેગાં કરવાનો તેમનો અભિલાપ છે. સાથે અંગ્રેજી સંસ્કારો આપણા જીવન ઉપર પડ્યા તે અગાઉ જે પ્રકારની ચિત્રકલા ગુજરાતમાં પોષાતી હતી તેનો સંગ્રહ કરવા પણ ધારણા છે. ભાવનગર રાજ્યનો શિહોરમાં રાજમહેલ છે ત્યાં ભાવનગરના રાજવંશનાં ચિત્રો છે–હાલ તો લગભગ નષ્ટ થયેલાં છે પણ તેમની નકલો ઉતારી લીધેલી ભાવનગરના સંગ્રહસ્થાનમાં છે. એ ચિત્રો ગયા વર્ષના 'ગુજરાતી'ના દિવાળી અંકમાં છપાયાં હતાં. હમણાં જ પાલનપુરના નવાબઝાદાએ પોતાના રાજ્યનો ઇતિહાસ લખ્યો છે તેમાં પોતાના પૂર્વજોની છબીઓ આપી છે. આ વગેરે ઉપરથી પ્રાચીન કલાની સામગ્રી ગુજરાતમાં હયાત હોવાનું જણાય છે. તેને નાશ થતી બચાવી લોકાદરને પાત્ર કરવાનો ઉદ્દેશ છે. સચિત્ર હસ્તલેખોના સંગ્રહથી ગુજરાતના પ્રાચીન રીતરિવાજ, પહેરવેશ, અલંકાર, પ્રસાધન આદિનો પરિચય મેળવી શકાય છે. રાજકોટ પ્રદર્શનમાં વસંતવિલાસિકાની સચિત્ર હસ્તલિખિત પ્રત હતી. ચિત્રો પરથી ગુજરાતના તત્કાલીન જીવનનો આબેહૂબ ખ્યાલ મળતો હતો.

ચિત્રકલાની બહેનપણી બીજી લલિતકલાઓ ગુજરાતના વ્યક્તિ અને સાર્વજનિક જીવનમાં સંસ્કાર ભરે એવી યોજના વિચારવા પરિષદની ધારણા છે. સ્થાપત્ય અને મૂર્તિવિધાનનું હયાત સ્વરૂપ કેવું છે તેનું રેખાદર્શન રા. રા. વિજયલાલ કનૈયાલાલ ધ્રુવે ત્રીજી સાહિત્ય પરિષદમાં કરાવ્યું હતું. સુરત પરિષદમાં પણ એ વિશે લેખ આવવાનો છે. ગુજરાતમાં એ કલાઓની જે સુંદર સમૃદ્ધિ છે તેનો બહુ જ થોડાને ખ્યાલ છે.

સંગીતના વિશેષ સંસ્કારી અભ્યાસ અને પ્રસારણની ખાસ અગત્ય છે. બીજી પરિષદમાં રા. રા. કૃષ્ણરાવ ભોળાનાથે એ વિષે નિબંધ વાંચ્યો હતો.

---

× વડોદરા પરિષદ વખતે રા. રા. જ. પુ. જોશીપરાએ 'સાક્ષરમાળા' લખી ગુજરાતના ગ્રંથકારો અને લેખકોનાં જીવન, છબીઓ અને કૃતિઓનો પરિચય કરાવ્યો હતો.

રા. રા. ગણપતરાવ ગોપાળરાવ બર્વેએ પણ શ્રુતિઓ વિશે વિસ્તીર્ણ નિબંધ વાંચ્યો હતો. એમના શ્રુતિસ્વરસિદ્ધાંતની રા. રા. નરસિંહરાવે 'વસંત'માં સમીક્ષા કરી હતી. સુરત પરિષદ વાસ્તે રા. રા. કૃષ્ણરાવ ભોળાનાથ ગુજરાતના સંગીત સાહિત્ય વિષે લખવાના છે. રતનદેવી નામની ઇંગ્લિશ સન્નારીએ ત્રીસ હિન્દુસ્તાની ગાયનો જેવા રસથી અંગ્રેજીમાં ઉતાર્યાં છે, મિ. ફોક્ષ–સ્ટ્રેંગવે, મિ. ક્લેમેન્ટસ, ડે આદિ ઇંગ્લિશ સંગીતવિદોએ ભારતવર્ષના સંગીતશાસ્ત્ર વિષે જેવી ચર્ચા કરી છે તેવી ગુજરાતની સંગીતસમૃદ્ધિની થવી ઘટે છે. તે ઉપરાંત ગુજરાતમાં સંગીતનો ઊંચો શોખ ફેલાવવો ઘટે છે. ગુજરાતની રસિકતા ઉત્તેજવી અને પોષવી, એ પણ સાહિત્ય પરિષદનું એક કર્તવ્ય છે.

બંગીય સાહિત્ય પરિષદે કરેલા પ્રદર્શનનો અહેવાલ પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરે 'સાહિત્ય પરિષદ વિશેનાં વ્યાખ્યાનો' નામના પોતાના ગ્રંથને છેડે આપેલો છે. એ સ્થિતિ પ્રાપ્ત કરવા પ્રદર્શનને સારી રીતે ખીલવવાની અને તેને માટે સતત મહેનત લેવાની જરૂર છે.

પહેલી પરિષદમાં સસ્તું સાહિત્ય ઉત્પન્ન કરવા અને તેની આવશ્યકતા વિશે બે નિબંધો વંચાયા હતા. ત્યાર પછી પરિષદે એ દિશામાં કાંઈ પ્રયાસ કર્યો નથી. પણ સંતોષની વાત છે કે સ્વામી અખંડાનંદે એ કાર્ય સફળતાથી પાર પાડયું છે. એમના નાનાં અનુસરણો પણ થતાં જાય છે.

બીજી પરિષદ મુંબઈમાં ઈ. સ. ૧૯૦૭માં યુનિવર્સિટીના હૉલમાં મળી હતી. રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે પ્રમુખસ્થાનેથી પ્રોત્સાહક ભાષણ કર્યું હતું. અપભ્રંશસાહિત્ય પ્રત્યે લોકસમૂહનું ધ્યાન ખેંચ્યું હતું. પદ્યરચનાનાં સ્વરૂપો વિશે એમનો નિબંધ પણ આવ્યો હતો. ગોવર્ધનભાઈએ વખાણેલી વિદ્વત્તાની પ્રસાદી પહેલી બે પરિષદને મળી તે મળી. પછીની પરિષદો તે મેળવવા ભાગ્યશાળી નીવડી નથી.

રા. રા. નરસિંહરાવે અભિનયકલા વિશે વિસ્તૃત નિબંધ લખ્યો હતો તેનો સારાંશ 'વસંત'માં અને બીજી પરિષદના રિપોર્ટમાં છપાયો છે. સમ નિબંધ હજુ પ્રસિદ્ધ નથી થયો. પહેલી પરિષદમાં રા. રા. કૃષ્ણરાવ ભોળાના આપણાં નાટકો વિશે નિબંધ વાંચ્યો હતો. ત્યાર પછી રંગભૂમિના સંબંધ પરિષદ દ્વારા ચર્ચા થઈ નથી. સુરત પરિષદમાં રા. રા. રમણિક અ. મહેત રંગભૂમિના એક અંગ વિષે નિબંધ આવવાનો છે. સદ્ગત જીવાભાઈ અમી પટેલે 'ગુજરાતી'માં વર્તમાન રંગભૂમિ વિશે લેખમાળા લખી હતી. તે પુસ્તકાકારે પ્રગટ થવી ઘટે છે. દક્ષિણમાં નાટકકારોનું જુદું જ સંમેલન

છે. વડોદરામાં રૂ. ૫૦૦૦/- ખર્ચી રોષદર્શિકાસત્યભામાખ્યાન પરિષદ તરફથી ભજવવામાં આવ્યું હતું. આ કાર્ય તરફ વિરોધ ઊઠ્યો હતો. પણ સાહિત્યરસિકો સાહિત્યના કેટલાક ઉત્તમ પ્રસંગો અભિનયથી અને સંગીતથી પરિષદ વખતે ભજવી બતાવે તો સાહિત્યના સંસ્કારો વિસ્તારથી ફેલાય ખરા.

રા. રા. છગનલાલ વિદ્યારામ રાવળે ગુજરાતી અક્ષરોના રૂપાંતર વિશે લેખ લખ્યો હતો પણ પ્રાચીન ગુજરાતી ગ્રંથો વાંચવામાં મદદરૂપ થઈ પડે એવાં કોષ્ટકોના અભાવે એ લેખની મહત્તામાં ન્યૂનતા આવી છે.

બીજી સાહિત્યપરિષદમાં સદ્ગત ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીનું સ્મારક કરવા ઠરાવ થયો હતો. લાખ રૂપિયા ભેગા કરી એમાંથી અમુક વિષયો પર પુસ્તકો લખાવવાની ધારણા હતી. પણ એવડું મોટું ફંડ કરી શકે એવા જે આગેવાનો હતા તેમને અણધારી આસમાની-સુલતાની જોવી પડી એટલે એ સ્મારક જન્મતાં જ અવસાન પામ્યું છે.

ત્રીજી સાહિત્યપરિષદ રાજકોટમાં કૉનૉટ હૉલમાં ઈ. સ. ૧૯૦૯માં મળી. આ પરિષદમાં રાજાઓ અને અંગ્રેજ અમલદારોએ પણ ભાગ લીધો હતો. ગોંડળનાં રાણીસાહેબે પરિષદનું સ્વાગત કર્યું હતું. કાઠિયાવાડમાં તે વખતે ગવર્નરના એજંટ મી. હિલ (હાલ વાઇસરૉયની ઍક્ઝિક્યુટિવ કાઉન્સિલના સભાસદ) હતા તેમણે પરિષદ અને પ્રદર્શનમાં આગેવાની લીધી હતી. અંગ્રેજ અમલદારોની સામિલગીરીના શાશ્વત ચિહ્ન રૂપે તેઓએ થોડુંક ભંડોળ ભેગું કરી તેના વ્યાજમાંથી પરિષદ દ્વારા સૂચિત વિષય પર લખાયેલા સારા નિબંધને ચંદ્રક આપવાની વ્યવસ્થા કરી આપી હતી.

રાજાઓએ પણ ઉદાર મદદ આપી પરિષદ ભંડોળ ફંડ સ્થાપી આપ્યું હતું. આ ફંડથી પુસ્તકપ્રસિદ્ધિ માટે ગુજરાતમાં ચોથી સંસ્થા થઈ. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ધી ફાર્બસ ગુજરાતી સભા, વડોદરા રાજ્ય ઉપરાંત આ ફંડ થયું હતું. એ ફંડમાંથી પ્રો. હરિલાલ માધવજી ભટ્ટ રચિત 'બ્રિટિશ હિન્દનું રાજ્યસંધારણ,' નવલરામ પ્રણીત 'ઇંગ્લૅંડનો ઇતિહાસ' એ બે ગ્રંથ છપાયા છે. રા. રા. મોહનલાલ પાર્વતીશંકર દવેએ તૈયાર કરેલ મૅકડોનલ પ્રણીત સંસ્કૃત સાહિત્યના વૃત્તાંતનો ગુજરાતી તરજુમો છપાવાનો છે.

પરિષદના પ્રદર્શનમાં આવેલી ગુજરાતી ચોપડીઓનું પરિષદપુસ્તકાલય સ્થાપવામાં આવ્યું છે. એ પુસ્તકાલય ક્યાં સ્થાયી કરવું તેનો નિર્ણય ન થવાથી હાલ સંગ્રહ અમદાવાદમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં છે. પરિષદ એક કમિટી નીમી બે પરિષદના અંતરાળમાં જેટલાં પુસ્તકો પ્રગટ થાય તેનાં તટસ્થ

અવલોકન કરાવે તો પરિષદપુસ્તકાલયનો સંગ્રહ વધે અને ગુજરાતી સાહિત્યના વિકાસ પર એનો પ્રભાવ પડે. પણ આપણે ત્યાં કાર્યવાહકો થોડા છે અને કામ ઝાઝું છે એટલે હાલ તો આશા ખપુષ્પત્ છે. છાપખાનાંઓને પોતાને ત્યાં છપાતી દરેક ચોપડીની અમુક નકલ સરકારમાં આપવી પડે છે. તો પરિષદ-પુસ્તકાલય માટે સરકાર એક ચોપડી વધારે લે, એવી તજવીજ કરવા જેવું છે.

કોલેજોના શિક્ષણમાં ગુજરાતી સાહિત્યના અભ્યાસને સ્થાન આપવાનો પ્રશ્ન બીજી પરિષદમાં ઉપસ્થિત થયો હતો. રા. રા. હિમ્મતલાલ ગણેશજી અંજારીયાએ એ સંબંધમાં લેખ વાંચ્યો હતો. રાજકોટ પરિષદમાં રા. રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યાએ 'યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં ગુજરાતીને સ્થાન' એ વિશે નિબંધ વાંચ્યો હતો. વડોદરામાં માતૃભાષા દ્વારા કેળવણી આપવાના સવાલ ઉપર ચર્ચા થઈ હતી. હજુ આ દિશામાં સતત પ્રયાસ કરવાની જરૂર છે. હાલમાં યુનિવર્સિટી તરફથી એમ. એ. ના વિદ્યાર્થીઓ માટે અમુક અમુક વિષયો ઉપર ભાષણો અપાય છે. આ ભાષણમાળામાં ગુજરાતી સાહિત્યને સ્થાન આપવા પ્રયત્ન કરવાની જરૂર છે.

નવી ગુજરાતી વાચનમાળાનું અવલોકન રાજકોટ પરિષદમાં પ્રો. હરિલાલ માધવજી ભટ્ટે કર્યું હતું. એ સંબંધમાં કેટલાક સુધારા સૂચવવા વાચનમાળા કમિટી નીમવામાં આવી હતી. આ કમિટીના પ્રયાસથી કેટલાક સુધારા થયા હતા તેમ જ વાચનમાળાની કિંમત સરકારે ઘટાડી હતી. હજુ એ દિશામાં વિશેષ પ્રયાસની જરૂર છે.

ગુજરાતની કેળવણી અને કેળવણી માટેના ગુજરાતી ગ્રંથો સંબંધમાં પરિષદને હજુ ઘણું કરવાનું છે. સુરતમાં સ્ત્રીકેળવણીના અભ્યાસક્રમ વિશે ચર્ચા કરવાનો કાર્યવાહકોનો ઇરાદો છે.

રાજકોટ પરિષદના પ્રમુખપદે સ્વ. દી. બ. અંબાલાલ સાકરલાલ દેસાઈની પસંદગી થવાથી ગુજરાતમાં મોટો કોલાહલ મચ્યો હતો. સાહિત્ય પરિષદના પ્રમુખ એકલા સાક્ષરોમાંથી પસંદ કરવા કે ગુજરાતના વિદ્વાન આગેવાનોમાંથી પસંદગી કરવી? એ પ્રશ્નનું રાજકોટે નિરાકરણ કર્યું છે. સાક્ષરો ઉપરાંત સાક્ષર નહીં એવા અગ્રણીઓને એ હિલચાલના સુકાની બનાવવામાં અનેકધા લાભ છે.

પ્રો. આનંદશંકર ધ્રુવે ગુજરાતના સંસ્કૃત સાહિત્ય વિશે નિબંધ વાંચ્યો હતો અને એ પ્રદેશ પ્રત્યે અંગુલિનિર્દેશ કર્યો હતો. રા. બ. રમણભાઈએ ગુજરાતી ભાષાના આરંભ વિશે ઘણી ઉપયોગી માહિતી અને સામગ્રીથી ભરપુર નિબંધ વાંચ્યો હતો. રા. રા. ડાહ્યાભાઈ દેરાસરીએ કાન્હડદે પ્રબંધ ઉપર નિબંધ વાંચ્યો

હતો. રા. રા. છગનલાલ વિદ્યારામ રાવળે મરઠના ભીલ લોકોની બોલીના વ્યાકરણ વિશે લેખ લખી મોકલ્યો હતો. રા. રા. નરસિંહરાવે બે સમર્થ નિબંધો લખ્યા હતા; પ્રેમાનંદનાં નાટકો વિશે અને ભરતખંડ માટે એક ભાષા વિશે. એક ભાષાની ચર્ચા પાછી વડોદરામાં થઈ હતી. એ પ્રશ્ન પરત્વે વિવિધ દૃષ્ટિબિંદુ રજૂ કરાવી પરિષદે એને ગુજરાતને રોશન કર્યો છે. આ ઉપરાંત ત્રીજી પરિષદમાં ઘણા સારા નિબંધો આવ્યા હતા.

ત્રીજી પરિષદ વખતે પરિષદના કાર્યવ્યવહારને નિયમિત અને ધારાસર રચવામાં આવ્યો હતો. નિબંધો તપાસવા સાક્ષરકમિટી નીમવામાં આવી હતી. સાક્ષર શબ્દ સાથે વિરોધ ઊઠવાથી એ કમિટી હવે નિરીક્ષક કમિટી કહેવાય છે. પરિષદનું બંધારણ ઘડવા એક કમિટી નીમવામાં આવી હતી. કમિટીનું તૈયાર કરેલું બંધારણ વડોદરામાં રજૂ કરવામાં આવ્યું હતું અને પાંચમી પરિષદ વિખરાય ત્યાં સુધી તેને અમલમાં મૂકવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. સુરતમાં એ બંધારણમાં કેટલાક ફેરફાર થશે. ચોથી પરિષદના રિપોર્ટમાં એ બંધારણ છપાયેલું છે.

રાજકોટમાં પરિષદવ્યાખ્યાનમાળાની યોજના કરવામાં આવી હતી. આ યોજનાને અનેક વિદ્વાનોએ આશ્રય આપવા કબૂલ્યું હતું. પણ એ યોજના સહેજ પણ સફળ હજુ લગી થઈ શકી નથી. વિદેહ હરજીવન ભગવાનજી શુકલે રાજકોટમાં કર્નલ વૉકરના સમયનું કાઠિયાવાડ એ વિષયની વ્યાખ્યાનમાળાનું એક વ્યાખ્યાન આપ્યું હતું. રા. રા. વિજયલાલ કનૈયાલાલ ધ્રુવે પોતાનાં વ્યાખ્યાનો તૈયાર કર્યાં હતાં. એ વ્યાખ્યાનમાળાને સજીવન કરવાની ખાસ જરૂર છે. જ્ઞાનના અનેક નવા પ્રદેશો એથી આપણા સાહિત્યમાં ઉમેરાશે એટલું જ નહીં પણ વ્યાખ્યાનો દ્વારા જ્ઞાનની લહાણી વધારે વિસ્તારમાં થઈ શકશે.

ચોથી પરિષદ વડોદરામાં ઈ. સ. ૧૯૧૨માં મળી. પ્રમુખસ્થાને રા. રા. રણછોડભાઈ ઉદયરામ બિરાજ્યા હતા અને સ્વાગતમંડળના પ્રમુખ શ્રીમંત સંપતરાવ ગાયકવાડ હતા. નામદાર ગાયકવાડ સરકારે પણ એમાં હાજરી આપી હતી. ગુજરાતી અને મરાઠી સાહિત્ય સમૃદ્ધ કરવા એઓ નામદારે એક મોટી રકમ અલગ તે વખતે કાઢી હતી.

રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીએ કાવ્યસંપત્તિનું દિગ્દર્શન વિદ્વત્તાથી કરાવ્યું હતું. રા. બ. રમણભાઈએ ગુજરાતી ભાષાના બંધારણ ઉપર નિબંધ વાંચ્યો હતો. રા. રા. વિજયલાલ કનૈયાલાલ ધ્રુવે ગુજરાતના ભૂસ્તરના કેવા કેવા ફેરફારો થયા છે તે દર્શાવવા નકશાઓ તૈયાર કર્યા હતા. સાહિત્ય પરિષદમાં વિજ્ઞાનને વડોદરામાં સ્થાન ન મળવાથી એમણે એમના લેખનું નામ 'સૃષ્ટિસૌન્દર્ય'—

તેની સાહિત્ય પર અસર' એવું રાખ્યું હતું. આ ઉપરાંત બીજા નિબંધોનો ઉલ્લેખ આગળ થઈ ગયો છે.

બીજી પરિષદ વખતે ઘણા કવિઓ સાહિત્યપરિષદમાં પોતાની કવિતાઓ ગાવા ઇંતેજાર હતા. મરાઠી અને હિન્દી સાહિત્યસંમેલનમાં પરિષદને લગતી અથવા નવી રચેલી સાદી કવિતાને સ્થાન આપવામાં આવે છે. પરંતુ મુંબઈની પરિષદના કાર્યવાહકોએ તેનો નિષેધ કર્યો હતો. રાજકોટમાં એ નિષેધ કાયમ રહ્યો હતો. વડોદરામાં લિખિત અને રા. રા. રણછોડભાઈની કવિતાઓ ગવાઈ હતી. આ પ્રશ્ન વિકટ છે. કવિતાના આયણે ત્યાં બે – ત્રણ નિરાળા પક્ષ છે. તેમની વચ્ચે વિરોધ છે. પરિષદમાં કવિતાને સ્થાન અપાશે તો વિરોધ વધવાનો વધારે સંભવ છે. વિષયોનો અભ્યાસ કરી શિષ્ટ વિદ્વત્તાપૂર્ણ લેખો કે પુસ્તકો લખવા કરતાં ગુજરાતના યુવાનો કવિતા લખવા વધારે પ્રેરાય છે, એવા સખત આક્ષેપ આગેવાન વિદ્વાનો અને પત્રોના તંત્રીઓ કરે છે. પરિષદમાં કવિતાને સ્થાન મળ્યું તો તે એટલી બધી આવીને પડશે કે બીજી શાસ્ત્રીય ચર્ચાને માટે અવકાશ જ રહેશે નહીં, તેમ પરિષદને યોગ્ય વિષયોના અભ્યાસ તરફ યુવાનોની વૃત્તિ વળશે પણ નહીં.

બીજી સાહિત્યપરિષદ વખતે રા. રા. અરદેશર ફરામજી ખબરદારે 'ગુણવંતી ગુજરાત'નું કાવ્ય રચ્યું હતું. ત્રીજી પરિષદ વખતે રા. લલિતે 'અમે તો કાઠિયાવાડી'વાળું કાવ્ય રચ્યું હતું.

વડોદરામાં પાદપૂર્તિનો વિનોદ માણવામાં આવ્યો હતો.

કાવ્ય જેવો જ સવાલ ભાષણોનો છે. બીજી પરિષદમાં એનો નિષેધ કરવામાં આવ્યો હતો. ત્રીજી પરિષદમાં એને માટે વ્યવસ્થા કરવામાં આવી હતી. દરેક ભાષકને પોતાનું નામ આગળથી નોંધાવવું પડતું હતું. પ્રત્યેકને માટે અમુક સમય નિયત કરવામાં આવ્યો હતો. ભાષણોના મુદ્દા આગળથી કમિટીને બતાવવા પડ્યા હતા. વડોદરામાં આટલી સખતાઈ નહોતી. હજુ આ પ્રશ્નનું સંતોષકાર નિરાકરણ થયું નથી. બીજા મેળાવડામાં ગમે તેમ બોલી જાય તો ચાલે પણ અહીં વિદ્વત્તા, અભ્યાસ અને અનુભવના સંસ્કારવાળું સમયોચિત ભાષણ જોઈએ. એવાં ભાષણોની નોંધ લેનાર ન હોય તો તે પ્રગટ થઈ શકતાં નથી. ગોવર્ધનરામના ઉપસંહારનો સારાંશ 'પ્રજાબંધુ'માં છપાયેલો હતો તે પહેલી પરિષદ રિપોર્ટમાં છાપવામાં આવ્યો છે. રા. કેશવલાલ ધ્રુવના અને દી. બ. અંબાલાલ ઉપસંહાર નોંધ નહીં હોવાથી પ્રગટ કરી શકાયા નથી.

રાજકોટ પરિષદ વખતે સ્પર્ધાથી લખાયેલા ઉત્તમ નિબંધને ચંદ્રક આપ

અમુક રકમ રાજકોટના અંગ્રેજ અમલદારોએ આપી હતી, અને ગોંડલના નામદાર ઠાકોરસાહેબે તેને રૂ. ૨૦૦– આપવા કૃપા બતાવી હતી. પણ બે વખત વિષયની જાહેરાત આપ્યા છતાં એકે નિબંધ આવ્યો નથી. સુરત પરિષદના વ્યવસ્થાપકોએ રૂ. ૫૦૦–૫૫૦નાં ઇનામો કાઢી સાહિત્ય અને કેળવણીને લગતા વિષયો ઉપર નિબંધો મંગાવ્યા છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અને શ્રી ફાર્બસ ગુજરાતી સભા વેતન આપી નિબંધો અને ગ્રંથો લખાવે છે તો પછી સાહિત્ય પરિષદે આવી રીતે, ચંદ્રક આપીને અથવા પરિષદ ભંડોળ ફંડ સ્થાપી એ બે સંસ્થાઓના કામમાં સામિલ થવું એ કેટલાકને દુરસ્ત નથી લાગતું.

સાહિત્ય પરિષદમાં જે નિબંધો આવે છે તેમાંના બહુ જૂજ ઉત્કૃષ્ટ છે. થોડા અભ્યાસે સામાન્ય વિચારોથી ભરેલા ઘણા આવે છે. તેમનો અસ્વીકાર કરવામાં આવે કે પરિષદમાં વાંચવા દેવામાં ન આવે તો લેખકોને ઓછું આવે છે. અને પરિષદથી તેઓ રિસાઈ બેસે છે. પોતાની પ્રતિષ્ઠા અને પરિષદના ગૌરવને અનુરૂપ લેખ લખવો જોઈએ એવું ઘણા પ્રતિષ્ઠિત લેખકોના પણ ધ્યાનમાં રહેતું નથી. કૌટુંબિક કે શારીરિક અથવા એવી કોઈ ઉપાધિને લીધે ઘણી વાર વિદ્વાનો પોતાના નિબંધો મોકલી શકતા નથી. યુવાન નવા અભ્યાસીઓ જોઈએ તેટલા પ્રમાણમાં ઊભા થતા નથી એટલે ઘણીવાર સાહિત્ય પરિષદ માટે લખાયેલા નિબંધોમાંથી બહુ જ થોડા ગુર્જર સાહિત્ય સંપત્તિને ભૂષણરૂપ થઈ પડે છે. સારા નિબંધો આવે માટે વડોદરામાં સાહિત્ય પરિષદનું બંધારણ ઘડતી વખતે એક એવી કલમ મૂકવામાં આવી હતી કે, સાહિત્ય પરિષદ મળવાની હોય તેના ૭ મહિના અગાઉ પરિષદના સામાન્ય મંત્રીઓએ અમુક વિષયો પસંદ કરી પ્રતિષ્ઠિત વિદ્વાનોને સોંપવા અને પરિષદ માટે આવેલા બીજા લેખો છપાય, કે ન છપાય પણ આ વિદ્વાનોના લેખો છાપવા જ અને દરેકને તેના લેખની ૫૦૦ નકલ આપવી. આ નિયમનું પાલન આગામી સુરત પરિષદ માટે થયું નથી.

સાહિત્ય પરિષદમાં અનેક નિબંધો આવે છે. નિબંધોના ગુણ, વિષય અને વાચક નાના પ્રકારના હોય છે. શ્રોતાઓને એવા શ્રવણથી કંટાળો આવે છે અને જોઈએ તેવું ધ્યાન અપાતું નથી. વસ્તુસ્થિતિ આવી હોવાથી પરિષદનો કાર્ય-વ્યવહાર વિભાગી કરવાની સૂચના થાય છે. કેટલાક હાલમાં એ સૂચનાનો અમલ કરવાની તરફેણમાં નથી. બંગીય સાહિત્ય સંમેલનમાં ચાર વિભાગથી કાર્યવ્યવહાર ચાલે છે: સાહિત્ય, ઇતિહાસ, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન.

સાહિત્ય પરિષદ માટે કાયમનું વ્યવસ્થાપક મંડળ જોઈએ કે નહીં? સાહિત્ય પરિષદ સંમેલન રૂપે રહેવું ઇષ્ટ છે કે સાથે સાથે કાયમ સંસ્થાના રૂપમાં પણ સુનિશ્ચિત થવું ઇષ્ટ છે? આ પ્રશ્નો હાલ ચર્ચાય છે.

અમદાવાદની સાહિત્યસભાએ અમદાવાદ અને મુંબઈમાં સાહિત્યપરિષદ મેળવી. રાજકોટમાં કાઠિયાવાડ સમસ્ત તરફથી પરિષદ મળી. વડોદરામાં સમસ્ત ગાયકવાડી રાજ્ય તરફથી મળી. સુરતમાં સુરતના વતનીઓ તરફથી મળશે.

પહેલી બે પરિષદના મંત્રીઓ સાહિત્યસભાએ નીમ્યા હતા. બીજી પરિષદની પૂર્ણાહૂતી વેળાએ રા. બ. રમણભાઈ અને રા. ઠાકોરલાલ હરિલાલ દેસાઈ પરિષદના મંત્રીઓ નિમાયા. ત્રીજી અને ચોથી પરિષદમાં રા. બ. રમણભાઈ, પ્રો. આનંદશંકર ધ્રુવ અને પ્રો. બ. ક. ઠાકોર મંત્રીઓ નિમાયા હતા. મંત્રીઓ સિવાય પ્રમુખ અને સભાસદોવાળું વ્યવસ્થાપક મંડળ નીમવાની સૂચના કેટલેક સ્થળેથી થાય છે.

અમદાવાદની સાહિત્ય સભાએ સાહિત્ય પરિષદ મેળવી એટલે સુરત, રાજકોટ અને ભરૂચમાં સાહિત્યસભાઓ સ્થપાઈ. મુંબઈમાં ગુર્જરસભા પોતાના વિશાળ કાર્યપ્રદેશમાં ગુજરાતી સાહિત્યના પ્રસારણ અને ઉત્કર્ષની ચર્ચાને પણ સ્થાન આપે છે. આ સર્વેના કાર્યવ્યવહારનો વૃત્તાંત લખવા જેવો છે.

સાહિત્ય પરિષદ સંબંધી ગુજરાતી ભાષામાં કેટલુંક ખાસ સાહિત્ય ઊભું થયું છે. રા. બ. રમણભાઈનું અમદાવાદ પરિષદનું સ્વાગત કરતી વખતનું ભાષણ; ભરૂચ સાહિત્યસભા સન્મુખ એમણે આપેલું ભાષણ, પ્રો. બળવંતરાય ક. ઠાકોરનાં સાહિત્ય પરિષદ વિશેનાં ત્રણ વ્યાખ્યાનો, ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના મણિ-મહોત્સવના પ્રસંગે દી. બ. અંબાલાલે આપેલું ભાષણ — (આમાં પરિષદનો ઉલ્લેખ નથી પણ પરિષદના પ્રશ્નોનો સ્પર્શ છે), 'વસંત'માં અવારનવાર પ્રો. ધ્રુવે લખેલા લેખો, મરાઠી અને હિન્દી સાહિત્ય સંમેલનોના વૃત્તાંત અવારનવાર માસિકોમાં પ્રગટ થાય છે. ગુર્જરસભામાં ગયે વર્ષે સાહિત્ય પરિષદ વિશે રા. રા. ચંદ્રશંકર પંડ્યાએ ચર્ચા કરી હતી. તેનો અહેવાલ 'સમાલોચક'માં છપાયો છે.

બંગાળામાં સાહિત્ય સંમેલન નિયમિત દર વર્ષે મળે છે. આ વર્ષે વર્ધમાનમાં (Burdwan) આઠમું સંમેલન મળ્યું છે. મરાઠી સાહિત્ય સંમેલન નિયમિત નથી મળતું પણ આ વર્ષે મુંબઈમાં મળવાનું છે. હિન્દી સાહિત્ય સંમેલન દર વર્ષે મળે છે.

ચારે પરિષદોના રિપોર્ટ છપાયેલા છે. પહેલો રિપોર્ટ સિલકમાં નથી. બીજો અને ત્રીજો ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાંથી અને ચોથો વડોદરામાંથી મળે છે

ગુજરાતના સાર્વજનિક જીવનની સાહિત્ય પરિષદ એ પહેલી મોટી પ્રવૃ
છે. અમદાવાદ, મુંબઈ, રાજકોટ, વડોદરા, સુરત જેવાં ગુજરાતનાં મુખ્ય નગરો
તે ફરી વળી છે. નડિયાદ, ગોધરા, નવસારી, ભરૂચ, વીરમગામ, વઢવા

ભાવનગર, જામનગર, ગોંડલ, પાલનપુર, પાટણ જેવાં નાનાં શહેરોમાં પણ તે ફરી વળે એવી એના હિતેચ્છુઓની વાંછના છે. હિન્દુ, મુસલમાન, પારસી, અંગ્રેજ–રાજાઓ અને રંક–પુરુષો અને સ્ત્રીઓ–અમલદારો, વેપારીઓ વગેરે સૌની આમાં સામેલગીરી છે. પરિષદ ગુજરાત સમસ્તની છે. ગુજરાતમાં એકતાની લાગણી જાગૃત કરી એ સાહિત્ય પરિષદનું મહત્ત્વનું ફળ છે. ઉપરાંત ગુજરાતી સાહિત્ય અને ઇતિહાસનાં અનેક અંગોના અભ્યાસ તરફ વિશેષ પ્રવૃત્તિ થવા માંડી છે.

સાહિત્ય પરિષદને લગતા એક પણ સાધન વિના સ્મરણ ઉપરથી આ લેખ લખવામાં આવ્યો છે, એટલે એમાં ઘણાં સ્ખલનો હશે. સાહિત્ય પરિષદમાં અત્યાર લગી કેટલું અને કેવું કામ થયું છે, તેનો ખ્યાલ આ લેખ આપી શકશે તો સારી મહેનત સફળ થશે.

'સમાલોચક' એપ્રિલ ૧૯૧૫

# ગુજરાતનું નવજીવન અને સુરતની સાહિત્ય પરિષદ

રાજ્યવહીવટની દૃષ્ટિએ ગુજરાત એક દેશ નથી. અંગ્રેજી અને દેશી રાજસત્તાથી તે છિન્નભિન્ન છે. રાજ્યવહીવટથી જે એકતાનો અનુભવ થવો જોઈએ તે થતો નથી. એકતાની લાગણી જ્વલંત રાખનારાં બળોમાં એક ભાષાનું બળ નાનુંસૂનું નથી. ગુજરાતના વતનીઓ ગુજરાતી ભાષા બોલે છે છતાં ભાષા-બળથી એકતા અનુભવી પોતે સૌ ગુજરાતી છે એવી રાષ્ટ્રીય ભાવનામાં તેઓ વહેતા નથી. જો પોતાની ભાષા અને તે દ્વારા પ્રગટ થયેલું સાહિત્ય ગુજરાતના વતનીઓમાં એકતાની લાગણી જગાવવા હજુ સમર્થ ન થયું હોય તો ગુજરાતી-ઓનો ઇતિહાસ, સંસ્કારિતા વગેરે એ લાગણી જગાવવા કે પોષવા શી રીતે સમર્થ થાય ?

જે બળોથી દેશનું રાષ્ટ્રજીવન રચાય છે તે બળો ગુજરાતમાં હયાત છે, પણ તેમનો જેટલો પ્રભાવ પડવો જોઈએ તેટલો પડતો નથી એટલું જ. જેમ જેમ રાષ્ટ્રજીવન માટે તૃષ્ણા જાગતી જશે તેમ તેમ એ બળો માટે દરકાર વધશે અને દરકાર વધશે ત્યારે એ બળો વિપુલ અને વેગવાન થશે. ભેદો દૂર કરી એકતા આણશે.

ગુજરાત તદ્દન નિશ્ચેતન નથી. ગુજરાતના ઘણા પુત્રોને આ સ્થિતિ વિદિત થઈ છે. ઇષ્ટની સિદ્ધિને અર્થે નાના પ્રકારના અભિલાષ, પ્રયત્નો જન્મતા જાય છે. સાહિત્ય પરિષદ ગુજરાતની એકતા લાવનારી સાર્વજનિક પ્રવૃત્તિઓમાંની પહેલી છે. વસ્તુતઃ હાલ તો તે એક જ છે.

ગૌરવનું ભાન થયા વિના પણ એકતા આવતી નથી. ગુજરાતના ગૌરવ અને ગુજરાતની એકતાની દિશામાં સુરતની સાહિત્ય પરિષદે શું કર્યું ?

સાર્વજનિક પ્રવૃત્તિથી ઉપયોગી કાર્ય નીપજે છે તેમ નવા નવા વિચારો પણ જન્મે છે અને એ વિચારોથી પ્રજા પોતાનું જીવન અનેક દૃષ્ટિબિન્દુથી તપાસે છે અને રચે છે.

સાહિત્ય પરિષદે શું ઉપયોગી કાર્ય કર્યું ? એ પ્રશ્નનો ઉત્તર મોકૂફ રાખીશ. કયા વિચારોને જન્મ આપ્યો અથવા પસાર કર્યા ?

૧. રાષ્ટ્રની એકતા આણનાર બળોમાં ભાષા બહુ જબરું બળ છે. અરસપરસના વ્યવહારનું એ સાધન છે. રાષ્ટ્રની વાંછના, અભિલાષા, યંત્રણા, સિદ્ધિની છાપ તેની પર પડે છે અને એ વાંછનાદિને જન્મ આપી પોષનાર પણ એ જ છે. જે ઉદાત્ત ભાવોથી પ્રજા સંચલિત થતી હોય તે ભાવો ભાષા દ્વારા જ્યાં લગી મૂર્ત નથી થયા ત્યાં લગી પ્રજાની પ્રગતિ નથી. જ્યાં લગી ભાષા પ્રત્યે આદર હોય નહીં, તેનું અહોનિશ સેવન થાય નહીં, ભાષા દ્વારા પ્રજાની બુદ્ધિ ખીલે નહીં, ત્યાં લગી પ્રજાના ભાવો ભાષા દ્વારા મૂર્ત થવાની આશા આશા જ રહેવાની.

ગુજરાતી ભાષાનું હાલ જેટલું આપણે સેવન કરીએ છીએ તે આપણી પ્રગતિ માટે બહુ ઓછું છે. આપણા સાર્વજનિક શિક્ષણમાં ગુજરાતી ભાષાનો પ્રવેશ બે રીતે થઈ શકે: (ક) ગુજરાતી ભાષા દ્વારા શિક્ષણ આપી શકાય તો અને (ખ) હાલના શિક્ષણક્રમમાં સર્વત્ર નીચેથી ઠેઠ ઉપર લગી એ ભાષાના અભ્યાસને સ્થાન આપી શકાય તો.

પહેલી વાત અત્યારે અશક્ય છે તેમ કેટલાક કારણસર ઇષ્ટ પણ નથી. બીજી વાત થઈ શકે એવી છે એને કેવી રીતે વ્યવહારુ સ્વરૂપ આપવું તે વિષે સૂચના કરવા સુરતની સાહિત્ય પરિષદે એક કમિટી નીમી છે.

૨. રાષ્ટ્રજીવન માટે વાંછના જગાડનાર ઇતિહાસ છે. પોતાનાં પરાક્રમોથી જેવી પ્રજા ઉત્તેજિત થાય છે, તેવી બીજી રીતે થઈ શકતી નથી. આપણા પૂર્વજોનાં બુદ્ધિપ્રભાવનાં સ્વરૂપ અને માપ કાઢવાની ભલામણ સુરત સાહિત્ય પરિષદે કરી છે.

સંસ્કારિતા (culture) નીતિ અને સૌન્દર્યની સંસ્કારિતા દેશમાં એક સ્વરૂપ અને એક કક્ષાની જેમ જેમ થતી જાય; પ્રજાના જાતિસ્વભાવ ઇતિહાસ, વિકાસના પ્રમાણમાં સંસ્કારિતા ખીલે અને પ્રત્યેક પ્રજાજન એ સંસ્કારિતાથી સંપન્ન થાય તો રાષ્ટ્રની એકતા રચવામાં સંસ્કારિતા મોટું સાધન બને છે.

સંસ્કારિતાનું એક અંગ ચિત્રકળા છે. પ્રજાની વાંછના, અભિલાષા, આશા, નિરાશા, યંત્રણા વગેરે ચિત્રકારની પીંછીથી જન્મ પામી પ્રજાની સૌંદર્યભાવના પોષી, રાષ્ટ્રજીવનના પ્રસંગો પ્રત્યેક પ્રજાજનની દૃષ્ટિ સમક્ષ લાવી દેશના ઉત્કર્ષ માટે તેમનામાં લાગણી ઉત્તેજી શકે છે. પ્રજાની પોતાની ચિત્રકળા ન હોય; પોતાના જીવનમાંથી એ ચિત્રકળા જન્મે નહીં ત્યાં લગી આ બધું થઈ શકતું નથી.

સુરત સાહિત્ય પરિષદે ગુજરાતી ચિત્રકારોના ગુજરાતને લગતાં ગુજરાતી વાતાવરણનાં ચિત્રો પ્રદર્શનમાં મંગાવી ઉક્ત વિચાર ગુજરાતને ચરણે ધર્યો છે.

સુરતની સાહિત્ય પરિષદની નાનાવિધની ન્યૂનતા હશે; જાણ્યેઅજાણ્યે એના

કાર્યવાહકોથી સ્ખલનો થયાં હશે પણ આ ત્રણ વિચાર – જે વિચારો ગુજરાતના નવજીવનને પોષે એવા છે તેમના — પ્રત્યે સમસ્ત પ્રજાનું લક્ષ એણે ખેંચ્યું એ એની ગુજરાતની નાની પણ મહત્ત્વની સેવા છે.

ગુજરાતની પ્રગતિ જેમને ઇષ્ટ છે, અને એ પ્રગતિ સાધવા સાહિત્ય પરિષદ ઉપયોગી થાય એવું છે તો પછી પ્રજામાં એની પ્રતિષ્ઠા પડે, એના પ્રત્યે પ્રજાની મમતા જન્મે અને એની સાથે સહકાર્ય કરવા પ્રજાજનો પ્રેરાય એ દૃષ્ટિથી એનું કાર્ય નિરીક્ષવું જોઈએ. એના કાર્યવ્યવહારમાં વ્યક્તિગત સ્ખલનો થયાં હોય તો ઉદારતાથી તેમની ઉપેક્ષા કરી ગુજરાતની જે સેવા એનાથી થઈ હોય તે મોખરે લાવવી જોઈએ અને હજુ પણ ગુજરાતની એનાથી જે સેવા થઈ શકે તે મમતાથી અને ઊમળકાથી બતાવવી જોઈએ.

વ્યક્તિ મૃત્યુશીલ છે. તેમનાં માનાપમાન ક્ષણિક છે. ગુજરાત ચિરંજીવ છે. ગુજરાતી પ્રજાની પ્રગતિ ક્ષણિક નહીં પણ ક્ષણે ક્ષણે વધતી જવી જોઈએ. ગુજરાતની પ્રગતિ સાધવામાં સાહિત્ય પરિષદ જેમ જેમ ઉપયોગી થતી જશે, તેમ તેમ વ્યક્તિઓની વિરોધી સ્વાર્થવૃત્તિઓ સહાનુભૂતિ અને સહકાર્યની વૃત્તિમાં પલટાઈ જશે એવી અમને આશા છે.

# કેળવણી વિષે ટૂંકાં ટિપ્પણો

## [૧]

અંગ્રેજી ભાષાનું જ્ઞાન આધુનિક સમયમાં ઉપયોગી ગણાય છે. તે રાજ-ભાષા છે એટલું જ નહીં પણ વિશ્વભાષા જેવી છે. દેશપરદેશમાં ગમે ત્યાં દુનિયામાં જાઓ ત્યાં એ ભાષા આવડતી હશે તો ઘણી અગવડો ભોગવવી નહીં પડે. ગુજરાતી જેવા વેપારી લોકોમાં એ ભાષાનો વિસ્તૃત પ્રસાર થવાની ખાસ અગત્ય છે. ગુજરાતના જે લોકો વેપાર અને ઉદ્યોગમાં પડેલા છે તેઓ અંગ્રેજી ભાષા અને તેમાં લખાયેલા સાહિત્યથી વાકેફગાર હોત તો આજે એમણે વેપારમાં પરદેશી વેપારીઓને હંફાવી દીધા હોત અને દુકાનદારી કરી નિર્વાહ કરે છે તેને બદલે વણિગ્રાજની પ્રતિષ્ઠા પામ્યા હોત; અને હિંદુસ્તાનમાં આજે કેટલાયે નવા ઉદ્યોગો એમને હાથે ચાલતા હોત. યુરોપના વર્તમાન મહાવિગ્રહને લીધે ઘણી વસ્તુ આપણા દેશમાં આવતી બંધ થઈ ગઈ છે એટલે તેમની મોંઘવારી આપણા અનેક સુખસગવડનો ભંગ કરે છે તે દિવસ તો ન આવત. ગુજરાતમાં જ્યાં જ્યાં નિશાળો હોય ત્યાં ત્યાં અંગ્રેજી શીખવવાની તજવીજ સરકારે અથવા ધનાઢ્ય ગુજરાતીઓએ કરવાની ખાસ અગત્ય છે. આ સંબંધમાં બે-ત્રણ સંસ્થાઓમાં અંગ્રેજી દાખલ કરવાના પ્રશ્ન વિશે ટૂંકી ચર્ચા આ પરિચ્છેદનો વિષય છે.

ક. પ્રાથમિક નિશાળોમાં ગુજરાતી સાતમી ચોપડી લગી શીખવાય છે. જેમને અંગ્રેજી શીખવું હોય છે તેઓ ચોથી ચોપડી પૂરી કરી અંગ્રેજી નિશાળોમાં જાય છે અને ત્યાં અંગ્રેજીની સાથે બીજા વિષયો શીખે છે. આમાંના ઘણા વિષયો હાઈસ્કૂલમાં તેમને પાછા અંગ્રેજી મારફત શીખવા પડે છે એટલે એમની શક્તિ ખીલવાને બદલે કરમાવાનો વધારે સંભવ રહે છે. હવે સાત ચોપડીવાળી નિશાળોમાં અંગ્રેજી બીજી ભાષા તરીકે પાંચમી ચોપડીથી શીખવાય તો વિદ્યાર્થી સાતમી ચોપડીની સાથે ત્રીજી અંગ્રેજી ચોપડી પૂરી કરશે. આ વિદ્યાર્થી હાઈસ્કૂલમાં દાખલ થયા પછી તેનું અંગ્રેજી સહેજ કાચું લાગે તો તેના પર અધિક ધ્યાન આપવાથી ચારને બદલે ત્રણ વર્ષમાં સુખેથી મેટ્રિક્યુ-લેશનની પરીક્ષા પાસ કરી શકે. ભાવનગર શહેરમાં ગુજરાતી નિશાળમાં અંગ્રેજી બીજી ભાષા તરીકે શીખવાય છે તેમ ચોથી ચોપડીમાંથી ઊઠી ઍંગ્લો વર્નાક્યુલર સ્કૂલમાં ભણનાર પણ છે. ચોથા ધોરણમાં બન્ને નિશાળમાંથી આવનારા વિદ્યાર્થીઓમાં ગુજરાતીવાળા બીજા બધા વિષયોમાં હોંશિયાર હોય છે માત્ર

અંગ્રેજીમાં કાચા હોય છે. એંગ્લો વર્નાક્યુલરમાંથી આવનારા અંગ્રેજીમાં પ્રવીણ હોય છે ત્યારે બીજા વિષયોમાં કાચા હોય છે.

ગુજરાતી નિશાળ અને હાઈસ્કૂલ વચ્ચે એકદિલી હોય તો જે કાંઈ ખામીઓ આ વ્યવસ્થામાં રહેવાનો સંભવ છે તે દૂર થઈ શકે. હાઈસ્કૂલમાં જે વિદ્યાર્થીઓ આવી રીતે શીખીને ગુજરાતી નિશાળમાં આવે ત્યારે તેમનું અંગ્રેજી શિક્ષણ સંગીન કરવા ખાસ વ્યવસ્થા કરવી જોઈએ. એથી શિક્ષકનું કામ વધવાનું નથી. વર્ગમાં શીખવવાના બીજા વિષયોમાં વિદ્યાર્થી કાબેલ હોવાથી એ રીતે જે વખત બચે તે અંગ્રેજી પાકું કરવામાં ગાળવાનો છે. વિદ્યાર્થીની બુદ્ધિ પણ ખીલેલી હોવાથી અંગ્રેજી પાકું કરતાં તેને વાર નહીં લાગે. બીજો ફેરફાર કરવાનો તે ગુજરાતી નિશાળના હેડમાસ્તર તરીકે ગ્રેજ્યુએટની નિમણૂક થવી જોઈએ. આવા ગ્રેજ્યુએટને એક વર્ષ ટ્રેનિંગ કૉલેજમાં તાલીમ આપવાની જરૂર છે. આવા ટ્રેન્ડ ગ્રેજ્યુએટ હેડમાસ્તર હશે તો નિશાળમાં અંગ્રેજી કાચું રહેવાનો સંભવ નહીં રહે. આવી સંકલના થવાથી વિદ્યાર્થીઓની બુદ્ધિ ખીલશે અને મૅટ્રિકની પરીક્ષા ઓછાં વર્ષમાં અને વધારે સંગીન જ્ઞાનથી તેઓ આપી શકશે.

**ખ.** ગુજરાતમાં સંસ્કૃત પાઠશાળાઓની સંખ્યા સારી પેઠે છે. માત્ર સંસ્કૃત શીખીને તેઓ પોતાનો નિર્વાહ યથાર્થ કરી શકતા નથી. પણ જો તેઓ ત્રણ ચાર ચોપડી અંગ્રેજીની શીખ્યા હોય તો તેમને ઘણો લાભ થાય. (૧) હાઈસ્કૂલમાં સંસ્કૃત શિક્ષક તરીકે તેઓ કામ કરી શકે. (૨) પાઠશાળામાંથી નીકળ્યા પછી શાસ્ત્રી તરીકે કામ કરતા હોય ત્યારે અંગ્રેજી જ્ઞાન વધારી શકે તો અંગ્રેજી વિદ્યા અને સંસ્કૃત વિદ્યાનો મુકાબલો કરવાથી એમના જ્ઞાનમાં વૃદ્ધિ થાય. એવી સ્થિતિમાં તેઓ અંગ્રેજી ભણેલાઓ પાસે સન્માન મેળવી શકશે; અને એ રીતે પોતાની પ્રતિષ્ઠા વધારી શકશે. (૩) સારા સંજોગ પ્રાપ્ત થતાં પોતાનું અંગ્રેજી જ્ઞાન વધારવાની જેમને વૃત્તિ થાય તેઓ થોડું અંગ્રેજી ભણેલા હશે તો તેમ કરી શકી પોતાની સ્થિતિ સુધારી શકશે.

હાઈસ્કૂલો અથવા એંગ્લો વર્નાક્યુલર સ્કૂલોમાં અંગ્રેજી માત્ર શીખવા તેઓ જઈ શકે એવો બંદોબસ્ત હોય અથવા રાત્રિશાળા દ્વારા અંગ્રેજી તેમને શીખવી શકાય તો ઉપર વર્ણવેલ લાભ થાય.

**ગ.** પુરુષોની અને સ્ત્રીઓની ટ્રેનિંગ કૉલેજમાં અંગ્રેજીનું શિક્ષણ દાખલ કરવાની અગત્ય છે. અંગ્રેજી સાહિત્ય વિશાળ છે. ગુજરાતી સાહિત્યની હાલની કંગાળ સ્થિતિમાં શિક્ષકો અંગ્રેજી અથવા સંસ્કૃત સાહિત્યના પરિચયમાં હોય તો તેમની બુદ્ધિ નિરંતર ખીલતી રહેવાનો સંભવ છે. શિક્ષકની બુદ્ધિ ખીલતી રહે તે દેશનાં બાળકોનું શિક્ષણ ઉત્તમ કરી શકે એ નિઃસંદેહ છે. અત્યારે આપણા

દેશમાં જે રાજકીય અને આર્થિક વ્યવસ્થા કે ઊથલપાથલ થતી જાય છે, તેમાં રસ લેવો હોય અથવા સામીલ થવું હોય તો અંગ્રેજી સાહિત્યના જ્ઞાનની અગત્ય છે. આપણા દેશના ભવિષ્ય માટે જે અભિલાષો આપણા સુશિક્ષિત વર્ગમાં થનથનાટ કરી રહેલા છે તે જ્યાં લગી ગામડાંઓમાં પણ આદર નહીં પામે ત્યાં લગી સમગ્ર રચના પાયા વિનાની થવાની દહેશત છે. ગામડાંઓમાં જ્ઞાનનો પ્રદીપ મહેતાજી છે. તેનું જ્ઞાન જેમ વધારે અને સંગીન તેમ ગામડાંની પ્રગતિ વહેલી અને વેગભરી થશે. શિક્ષકને અંગ્રેજી આવડતું હશે તો ગામડાંઓમાં અંગ્રેજી શિક્ષણનું પ્રસારણ પણ વહેલું અને વધારે થઈ શકશે. આ ઉપરાંત ટ્રેનિંગ કૉલેજમાં પાસ થયેલા વિદ્યાર્થીને ત્રણચાર અંગ્રેજી ચોપડી આવડતી હશે તો એક બે વર્ષમાં અંગ્રેજી પાકું કરી તે મૅટ્રિક થઈ શકશે. એ રીતે પોતાની સ્થિતિ સુધારી શકશે. જો શિક્ષણખાતામાં જ રહેશે તો શિક્ષણને એના ઊંચા જ્ઞાનથી લાભ થશે.

[૨]

જગતના ઇતિહાસમાં કોઈ દિવસ ન બનેલો બનાવ આપણા દેશમાં બને છે. આપણે આપણું શિક્ષણ જન્મભાષા દ્વારા નહીં પણ પરભાષા દ્વારા લઈએ છીએ. આ પરભાષા આપણી ભાષા સાથે બિલકુલ સગપણવાળી નથી. બંન્નેનાં વ્યાકરણ, રૂઢિ, રીતિ, આત્મા તદ્દન નોખાં છે. આવું છતાં આપણી જન્મભાષાનો ત્યાગ કરી એ ભાષા મારફત શિક્ષણ લેવું પડે છે તેનાં બે મુખ્ય કારણ છે: (ક) અંગ્રેજી રાજભાષા છે; એનું સાહિત્ય વિશાળ છે. જગતના નિરનિરાળા સાહિત્યના ઉત્તમ ગ્રંથોના એ ભાષામાં તરજુમા થયેલા છે. આધુનિક કાળમાં એ ભાષાના જ્ઞાનથી દુનિયામાં પુષ્કળ સગવડ પ્રાપ્ત થાય છે. (ખ) આપણી જન્મભાષા એને મુકાબલે દરિદ્ર છે. એના વ્યવહારનો પ્રદેશ સંકુચિત છે. આવી સ્થિતિમાં નવમે વર્ષે આપણે જન્મભાષાના શિક્ષણનો ત્યાગ કરી અંગ્રેજી શીખવા માંડીએ છીએ અને એ ભાષા દ્વારા ઊંચામાં ઊંચું જ્ઞાન સંપાદન કરીએ છીએ. પરિણામ એ આવ્યું છે કે અમારી જન્મભાષા તરફ અમને મમતા નથી રહી. નિરંતર અમારે એનો ઉપયોગ હોવાથી અમે એને વળગી રહ્યા છીએ. અંગ્રેજીનું જ્ઞાન દેશમાં સર્વત્ર ન ફેલાયું હોવાથી અમારે એનો નછૂટકે વપરાશ રાખવો પડે છે. પણ સર્વે સુજ્ઞ વિચારકોને જન્મભાષાની અધમ સ્થિતિ સંતપ્ત કરે છે. તેની ખીલવણીની તેઓને અતિશય આવશ્યકતા લાગે છે. (૧) ભાષા એ પ્રત્યેક પ્રજાની સંસ્કૃતિનું માપ છે. આપણા સંસ્કારોના વિકાસ સાથે ભાષાનો પણ વિકાસ ન થાય તો પ્રજાના જીવનમાં જબરો અંતરાય પડી જાય. દરેકમાં વિચારક

વર્ગ હોય છે તે ભાષા અને સાહિત્ય પર પોતાના વિચારોનો પ્રભાવ પાડે છે અને એ પ્રભાવ ભાષા દ્વારા પ્રાકૃત વર્ગ પર પડે છે. હવે આપણે ત્યાં વિચારો અંગ્રેજીમાં જ થયા કરે — જન્મભાષામાં ન થાય, જન્મભાષાના વિકાસના પ્રેરક તે ન નીવડે તો આપણો પ્રાકૃત વર્ગ કેવી અધમ સ્થિતિમાં રહેવાનો ? વધારામાં આપણી પ્રજામાં બે ભાગ નિરાળા પડતા જવાના અને તેમની વચ્ચેનું અંતર રોજ વધતું જવાનું. આ સ્થિતિ ઉચિત છે ? સુખપ્રદ છે ? શાંતિજનક છે ? (૨) પોતાની જ ભાષા દ્વારા શિક્ષણ લેવાનું હોય તો બુદ્ધિને શ્રમ પડતો નથી. પ્રત્યેક પ્રજાની સર્વ ખાસિયતો તેમની ભાષામાં વસેલી હોય છે. એટલે એ ભાષા દ્વારા શીખતાં --બુદ્ધિને ખીલવતાં ઘણી સુગમતા પડે છે. કાચી વયમાં પરભાષા શીખવી પડે અને તે પણ પોપટની પેઠે, તો પછી બુદ્ધિનો વિકાસ સંકોચ પામે જ. વળી તે ભાષા જ શીખવામાં સાત આઠ વર્ષ, અને તે પણ ખીલતા કૌમાર્યનાં અમૂલ્ય વર્ષો ગાળવાં પડે તો કુલ સરવાળે પ્રજાની જ્ઞાનવૃદ્ધિ હાનિ પામવાની. પ્રજાનો બુદ્ધિપ્રભાવ જેટલા ગૌરવથી પ્રકટવો જોઈએ તે આવી પરિસ્થિતિમાં પ્રકટતો નથી. (૩) પરભાષાનો ગમે તેટલો પ્રચાર વધે છતાં તે હંમેશ પર જ રહેવાની અથવા લાગવાની. પર પ્રત્યે જે વિરોધ મનુષ્યસ્વભાવમાં રહેલો છે તે વિરોધનો ભોગ એની મારફત લીધેલું જ્ઞાન પણ થવાનું. સ્વભાષા મારફત એ જ જ્ઞાન પ્રાપ્ત કરવામાં આવે તો આવો પ્રસંગ ઊપજે નહીં.

આપણી જન્મભાષાની સ્થિતિ કંગાળ છે તેનું એક મુખ્ય કારણ એ દ્વારા શિક્ષણ નથી મળતું તે છે. જો શિક્ષણ મળતું હોય તો પાઠ્યપુસ્તકોની ન્યૂનતા ક્યારની દૂર થઈ હોત. બીજું જન્મભાષામાં જ વિચાર કરવાની ટેવ પડી હોત તો પોતાનાં જ્ઞાન અથવા બુદ્ધિના વિકાસના પ્રમાણમાં જન્મભાષામાં ગ્રંથો લખવા ઘણા વિદ્વાનો પ્રેરાત; હાલ તો એમની સ્થિતિ કફોડી છે. વિચાર પરભાષામાં કરવો અને જે ભાષામાં લખવું હોય તે ભાષા આવડે નહીં.

જન્મભાષાને શિક્ષણમાં સ્થાન આપવાનો પ્રશ્ન બે રીતે વિચારાય છે. (૧) શિક્ષણના અનેક વિષયો છે તેમાં એનો એક વિષય ઉમેરવો. જ્યારથી જન્મભાષાનું જ્ઞાન પડતું મૂકવામાં આવે છે, ત્યારથી માંડીને જ્યાં લગી ઊંચામાં ઊંચું જ્ઞાન મેળવાય છે ત્યાં લગી જન્મભાષા અને તેના સાહિત્યનું શિક્ષણ પ્રત્યેક વિદ્યાર્થીને માટે ફરજિયાત થવું જોઈએ. એંગ્લો વર્નાક્યુલર સ્કૂલ, હાઈસ્કૂલ, કૉલેજ ( પછી તે આર્ટ્સ, ખેતી, દાક્તરી, ઇજનેરી, વેપારી હોય, ) ઔદ્યોગિક કે લલિતકલાના શિક્ષણની સંસ્થાઓ – સર્વત્ર આ શિક્ષણ ફરજિયાત રાખવું જોઈએ. આથી ઘણો ફેર પડી જશે. જન્મભાષાનું વિસ્મરણ થશે નહીં. એના સંસ્કારો

પડશે અને માત્ર પરભાષામાં જ નહીં પરંતુ પોતાની ભાષામાં વિચાર કરવાની ટેવ પડશે.

વર્તમાન સ્થિતિમાં ગુજરાતમાં જન્મભાષાનું શિક્ષણ કેવું અપાય છે? મેટ્રિક લગી વિષય તરીકે એને શીખવવી એવું વિધાન છે પરંતુ ખુદ મેટ્રિકની પરીક્ષામાં એને સ્થાન ન હોવાથી એના શિક્ષણ માટે રખાવવી જોઈએ એટલી કાળજી નથી રખાતી. લેખન ઉપર જેટલું ધ્યાન આપવું જોઈએ તેટલું અપાતું નથી. અંગ્રેજીમાંથી ગુજરાતીમાં તરજુમો કરતી વખતે એવું ખરાબ ગુજરાતી વપરાય છે કે સંસ્કારી વિદ્યાર્થીની પણ ભાષા બગડી જાય. કોલેજમાં તો બિલકુલ શીખવાતું નથી. માત્ર એમ. એ. માં ઐચ્છિક વિષય તરીકે એનું સ્થાન છે. એ રીતે પણ ઘણા ગુજરાતી વિદ્યાર્થીઓ તે શીખવા તત્પર થતા નથી. ગુજરાતી લઈને એમ. એ. થયેલા વિદ્યાર્થીનું ભવિષ્ય સુધરતું નથી પણ ઊલટું બગડે છે. સંસ્કૃત, ઇતિહાસ અથવા બીજા કોઈ વિષયથી તે પાસ થયો હોય તો પ્રોફેસર થવાનો સંભવ રહે છે પરંતુ ગુજરાતીવાળા એમ. એ. ને માટે ભાષાભિમાનની વૃત્તિના તર્પણ સિવાય બીજો લાભ નથી. નાનપણમાં જે ભાષાનો અભ્યાસ છોડી દીધેલો તેનો ઠેઠ મોટી ઉંમરે શાસ્ત્રીય અભ્યાસ કરવો એ સહેલું નથી. એ અભ્યાસ માટે જોઈતાં સાધનો તૈયાર કરવામાં મુંબઈ યુનિવર્સિટી, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ફાર્બસ સભા અને વડોદરા રાજ્યે બહુ જ બેદરકારી બતાવી છે. અધૂરામાં પૂરું આપણા જે વિદ્વાનો પરીક્ષકો થાય છે તે બહુ કડક છે અને પરીક્ષાનું ધોરણ બહુ ઊંચું રાખે છે. પોતાના જેટલી વિદ્વત્તાની અપેક્ષા પરીક્ષાર્થીઓ પાસે રાખે છે. આ સર્વ વસ્તુસ્થિતિમાં જલદી ફેરફાર થવાની જરૂર છે.

(૨) શિક્ષણ જ જન્મભાષા દ્વારા આપવું એ પ્રશ્ન વિકટ છે અને મતભેદવાળો છે. આમાં એક વાત થઈ શકે. નીચેથી શરૂઆત કરતાં આવવું. જે જે ન્યૂનતા હશે તે એટલા વખતમાં પુરાઈ જશે. પહેલાં ઍંગ્લો વર્નાક્યુલર અને હાઈસ્કૂલોમાં શરૂઆત થઈ શકે. મેટ્રિકમાં અને પછી રફતે રફતે કોલેજોની પરીક્ષામાં જન્મભાષા દ્વારા પરીક્ષા આપવાની છૂટ મુકાય. અંગ્રેજી ભાષાના સંપૂર્ણ પ્રભુત્વની જરૂરિયાત ઓછી કરવી જોઈએ. ભાષાજ્ઞાન કરતાં બુદ્ધિવિકાસ ઉપર વિશેષ લક્ષ અપાવું જોઈએ. હાલ જેટલો સમય અંગ્રેજી શીખવા પાછળ ગળાય છે તેટલા વિશાળ સમયમાં અંગ્રેજી સંગીન શીખાતું નથી તેનાં કારણોની તપાસ થવી જોઈએ. જે વાંધાઓ હોય તે દૂર કરવામાં આવે અને સાથે સાથે ઓછા વખતમાં અંગ્રેજી સંગીન શીખવવાનો બંદોબસ્ત કરવામાં આવે તો ફરિયાદ કરવાનું રહેશે નહીં.

જન્મભાષાનો અભ્યાસ અને જન્મભાષા દ્વારા અભ્યાસના પ્રશ્નો હિંદુસ્તાનમાં હમણાં હમણાં જોશથી ચર્ચાય છે. કર્વેના મહિલા વિશ્વવિદ્યાલયમાં તો જન્મભાષા

દ્વારા જ શિક્ષણ માટે નિમાયેલી કમિટીએ પણ એવી જ ભલામણ કરી છે. એ જ પ્રશ્નના સંબંધમાં પંજાબમાં સરકાર તરફથી એક સભા મળવાની છે. બંગાળામાં મેટ્રિક્યુલેશનમાં અને કોલેજની ઈંટરની પરીક્ષામાં જેમની મરજી હોય તેઓ બંગાળી ભાષામાં કેટલાક વિષયોના પ્રશ્નોના ઉત્તરો આપી શકે છે એવું સાંભળ્યું છે. બંગાળી ભાષા દ્વારા વૈદકનું શિક્ષણ ફેલાવવા બંગાળીઓ જબરી ચળવળ કરે છે. વડોદરામાં કલાભવન સ્થપાયું ત્યારે જન્મભાષા દ્વારા જ શિક્ષણ આપવાનો બંદોબસ્ત થયો હતો.

જન્મભાષાનું શિક્ષણ સંગીન થશે તો તેમના સાહિત્યને લાભ થશે. હાલ જેમને તેનો બિલકુલ અભ્યાસ નથી હોતો એવા અંગ્રેજી અને સંસ્કૃતના અભ્યાસને બળે તેમાં ગ્રંથો લખવા માંડે છે અને જન્મભાષાનો અભ્યાસકાળમાં નિરંતર પરિચય રહેવાથી તેમાં લખાયેલા ગ્રંથો વાંચવાની અભિરુચિ રહેશે. વાચકવર્ગ વધારે સંસ્કારી, રસિક અને વિદ્વાન તેમ સાહિત્યસૃષ્ટિ પણ ઉન્નત થશે. આશ્રય અને ઉત્તેજન પણ પ્રમાણમાં વધવાનાં એટલે જન્મભાષાના સાહિત્યની વિવિધ સમૃદ્ધિ પણ વધવાની.

[ ૩ ]

સંસ્કૃત પાઠશાળાઓ આપણે ત્યાં ભિન્ન ભિન્ન ઉત્પત્તિવાળી છે. જુદાં જુદાં ગામો જ્યાં બ્રાહ્મણોની વસ્તી વધારે હોય છે, ત્યાં ત્યાં બ્રાહ્મણોની નિરનિરાળી જ્ઞાતિઓનાં બાળકોને સંધ્યાદિ શીખવવા માટે પુષ્કળ પાઠશાળાઓનો નિભાવ છે, તે સિવાય કેટલાંક દેશી રાજ્યો અને અમદાવાદ, સુરત, મુંબઈ જેવાં મોટાં નગરોમાં ઊંચા શિક્ષણની પાઠશાળાઓ હોય છે. ત્યાં માત્ર બ્રાહ્મણનાં બાળકોને સંસ્કૃત શીખવવામાં આવે છે. વ્યાકરણ, કાવ્ય, ભાગવત, મહાભારત, રામાયણ, ન્યાય અથવા વેદાંત ત્યાં શીખવવામાં આવે છે. જેમને વધારે શીખવાની ઇચ્છા હોય છે તેઓ કાશી જાય છે. જેઓ પાઠશાળામાં અભ્યાસ કરે છે તેમને ભવિષ્યમાં બહુ ઊજળા લાભ પ્રાપ્ત થતા નથી. તેઓ બીજી સંસ્કૃત પાઠશાળાઓમાં શાસ્ત્રી તરીકે રહે છે; કથા વાંચી પોતાનો નિર્વાહ કરે છે; મુદ્રાયંત્રોના માલિકો માટે સંસ્કૃત ગ્રંથોનાં ભાષાંતર કરે છે; વખતે હાઈસ્કૂલોમાં સંસ્કૃત શિક્ષકનું કામ કરે છે. અમુક પ્રકારના મમત્વથી — અમે બ્રાહ્મણો છીએ, અમારા પૂર્વજોએ સંસ્કૃત વિદ્યા સંપાદન કરી નિર્વાહ કર્યો હતો, અમારાથી મ્લેચ્છ ભાષા શીખાય નહીં, વગેરેથી ઉત્પન્ન થયેલી મમતથી ઘણા વિદ્યાર્થીઓ આ શાળાઓમાં જાય છે. વળી બ્રાહ્મણોને ભિક્ષા માગવાની છૂટ હોવાથી ભણવાને બદલે ઘણા બ્રાહ્મણબટુકો ઉદર નિર્વાહ માટે ભિક્ષા મેળવી પોતાનો બાકીનો વખત નિરુદ્યમમાં અને રમતગમતમ ગાળે છે. ઉંમર મોટી થતાં ભણવાની જરૂર લાગે છે — ભિખારીને કોઈ કન્યા

આપે એવા પ્રસંગે ક્યાં ભણવા જવું ? મોટી ઉંમરે અંગ્રેજી નિશાળમાં જવાથી નાનમ લાગે. વળી ત્યાં ખર્ચ પણ વિશેષ થાય. પાઠશાળામાં તેવું કાંઈ નહીં, ખર્ચ બિલકુલ નહીં. પુસ્તકો જોઈએ તો તેની ભિક્ષા માગી આવવાની. સીધાં પણ નિર્વાહ માટે મળે એટલે નિરાંતે ભણી શકાય. આમ બે પ્રકારના વિદ્યાર્થીઓ તેમાં જાય છે. આં શાળાઓની આખી ઉત્પત્તિ અત્યારે જે બ્રાહ્મણ વર્ગ છે તેને સંસ્કારી કરવા પૂરતી છે. હિન્દુ પ્રજાનાં ધર્મ અને સંસ્કૃતિના ખરા આશ્રયસ્થાન અને પ્રચારક થાય, હિન્દુ ધર્મ હાલ છે તેથી વધારે ઉજ્જ્વળ સ્વરૂપમાં પ્રસારનાર થાય, જમાનાને અનુકૂળ થાય, હિન્દુઓને તેમના સંસ્કારો સારી વિધિઓથી કરાવનાર થાવ, એવા પુરોહિતો ઉત્પન્ન કરવાનો આ પાઠશાળાઓનો ઉદ્દેશ નથી, પણ દિવસે દિવસે એની જરૂર લાગતી જવાની. આર્યધર્મનું ગંભીર અને પ્રૌઢ સ્વરૂપ સમજનારા તીવ્ર બુદ્ધિશાળી વર્ગની નિરંતર જરૂર પડવાની જ. ઇતર વ્યવસ્થાઓમાં મચી રહેલી પ્રજાને માટે ધર્મનો પ્રદીપ અખંડ અને પ્રકાશોજ્જ્વલ રાખનાર વર્ગની જરૂર રહેવાની જ.

વ્યક્તિઓનાં જ્ઞાન વધતાં જશે, તેમની લાગણીઓ કેળવાતી જશે, તેમના સંસ્કારો રસિક થતા જશે ત્યારે અભણ કે અલ્પશિક્ષિત બ્રાહ્મણો જે વિધિઓ કરાવે છે અથવા મંદિરોની જે વ્યવસ્થા (દુર્વ્યવસ્થા !) રાખે છે તે સંતોષ આપી શકશે નહીં, તેવે વખતે એવા જ જ્ઞાનસંપન્ન, સંસ્કારી પુરોહિતોનો ખપ પડશે. જે આર્થિક વ્યવસ્થા ગોરોને માટે કરવામાં આવેલી છે તે મોંઘવારીના અને જિંદગીની લાલાઈના જમાનામાં ટકી શકવાની નથી. જે બુદ્ધિશાળી અથવા મહેચ્છુ બ્રાહ્મણો હશે તે ગોરપદાંનો ત્યાગ કરવાના. રહેશે માત્ર અભણ, આળસુ, 'સંતોષી' કે મમતાવાળા બ્રાહ્મણો. એવાને હાથે થતી વિધિઓ કોને સંતોષ આપી શકશે ? સંતોષ નહીં આપી શકે ત્યારે ધર્મ પર શ્રદ્ધા રહેશે ખરી ? અને શ્રદ્ધા વગરના સંસ્કારો પરિણામે કેવી વિપત્તિ આણશે ? આવા મહત્ત્વના પ્રશ્નોના વિચાર માટે ખાસ જુદી જ પરિષદ બોલાવવી જોઈએ અને સંસ્કૃત પાઠશાળાઓના અભ્યાસ, વિદ્યાર્થીઓનાં ભવિષ્ય, પાઠશાળાઓના નિભાવ ખર્ચ વગેરે વિષે ઉહાપોહ થઈ વ્યવહારુ પગલાં લેવાવાં જોઈએ.

ઑક્ટોબર ૧૯૧૬

# ગુજરાત કેળવણી પરિષદ

ભારતવર્ષમાં જે પ્રજાની આણ આજ વર્તે છે તે આત્મશાસક પ્રજા છે. ભરાતવર્ષના રાજ્યવહીવટમાં – પ્રજાશાસનના તત્ત્વને તેમણે સ્થાન આપ્યું છે. પ્રસંગો હવે એવા આવતા જાય છે કે બ્રિટિશ સામ્રાજ્યમાં ભારતવર્ષને સામ્રાજ્યનાં બીજાં અંગો જેવું સ્થાન પ્રાપ્ત થશે. એ અંગો પ્રજાશાસક છે અને ભારતવર્ષ નથી એટલે આજ દિન લગી ભારતવર્ષની ઉપેક્ષા કરવામાં આવી છે. યુરોપના વર્તમાન કુરુક્ષેત્રમાં ભારતવર્ષનાં સંતાનોના રેડાયેલા લોહીથી એ ઉપેક્ષા કમી થઈ છે. સામ્રાજ્યકુટુંબમાં ભારનવર્ષનો ગૌરવભર્યો આદર થાય માટે એણે પ્રજાશાસક થવું ઘટે છે. શાસનનું મૂલ્ય પ્રજા પીછાનતી હોય, શાસન પર પ્રભાવ પાડવા આતુર હોય અને શાસન હાથમાં લેવા યોગ્ય, સંપન્ન અને શક્તિવાળી હોય તો જ પ્રજાશાસનનો નિર્વાહ થઈ શકે છે. ઇષ્ટાપત્તિ માટે ભારતવર્ષની સમગ્ર પ્રજાએ યોગ્યતા પ્રાપ્ત કરવાની છે. ભારતવર્ષ વિસ્તીર્ણ ખંડ જેવડો દેશ છે તેથી સમગ્રની સંકલના કરનારી હિલચાલની સાથે સાથે સમગ્રનાં અવયવો ચેતનવંતાં કરવાની હિલચાલો પણ થવી જોઈએ. એ અવયવો તે જુદા જુદા પ્રાંતો છે. સર્વની પરિસ્થિતિ પ્રમાણે લોકજીવન જાગૃત કરવા નાનાવિધ પ્રવૃત્તિઓ ચાલે છે. પ્રાંતિક રાજદ્વારી પરિષદ, જિલ્લા રાજદ્વારી પરિષદ, સાહિત્યસંમેલન, વિદ્યાર્થીસંમેલન, સામાજિક સુધારણા પરિષદ, કેળવણી પરિષદ, પંડિત પરિષદ, પ્રાંતીય પરિષદ (આન્ધ્ર અથવા ઉત્કલ પરિષદ જેવી) વગેરે અનેક ચળવળોનાં મોજાં ભારતવર્ષના વિવિધ પ્રદેશોમાં ઊછળી રહ્યાં છે.

ગુજરાત ભારતવર્ષનું એક અવયવ છે. ઉદ્યોગ અને વ્યાપારમાં તેનાં સંતાનોની નિપુણતાથી ભારતવર્ષના વર્તમાન જીવનમાં તેનું સ્થાન મહત્ત્વનું છે. તેથી પ્રખર કર્તવ્ય માટે તે નિર્માણ થયેલો છે. એ કર્તવ્ય કરવાની તેની શક્તિ ખીલવવી અને કર્તવ્ય કરવાના પ્રસંગો ઉત્પન્ન કરવા એ ગુજરાતીઓની ફરજ છે.

ભારતવર્ષના બીજા બધા રાજદ્વારી પ્રાંતો કરતાં ગુજરાતની પરિસ્થિતિ તદ્દન નિરાળી અને વિષમ છે. જેટલો ગુજરાત બ્રિટિશ સત્તામાં છે તેનાથી સાડાપાંચ ગણો દેશી રાજ્યોને અધીન છે. દેશી રાજ્યોના વિસ્તાર પણ

મોટા છે – મૂંઝવે એવા છે. એમની પ્રગતિ પણ એવી જ નિરાશ કરે એવી છે. વડોદરા જેવું રાજ્ય ઘણી દિશામાં પ્રગતિમાન છે તો કચ્છ જેવું એટલું જ વિશાળ રાજ્ય હજુ પ્રગતિથી દૂર — ઘણું જ દૂર છે. બ્રિટિશ રાજ્યમાં પ્રજાની સત્તા વધતી જાય છે ત્યારે દેશી રાજ્યોમાં હતી તેટલી સત્તા પણ પ્રજાની ઘટતી જાય છે. છતાં દેશી રાજ્યો ધારે તો ગુજરાતને ગૌરવાન્વિત કરવામાં આગેવાની લઈ શકે એમ છે.

વસ્તુસ્થિતિ આવી વિષમ છે. પ્રગતિની ગતિમાં પાછળ રહી જવાની તીવ્ર દહેશત પણ લાગે છે; છતાં ગુજરાતના આગેવાનોમાં અને યુવાનોમાં ઉત્સાહ છે. એ ઉત્સાહ કાર્યપરાયણ થતો જાય છે તો કોઈ દિવસ કાર્યસાધક પણ નીવડશે.

અનેક રાજ્યવહીવટવાળા ગુજરાતમાં સર્વત્ર ફરી વળે એવી રાજદ્વારી પ્રવૃત્તિ શક્ય નથી. ધર્મ અને સંસારના ભેદો પણ એકતા સાધવામાં વિરોધ કરે એવા છે. આમ હોવાથી, જે વસ્તુનો ગુજરાતમાં સર્વત્ર પ્રસાર અને આદર હોય તેના અન્વયે પ્રજાકીય પ્રવૃત્તિ ચલાવી હોય તો લાભ થાય. ગુજરાતી ભાષા સમસ્ત ગુજરાતમાં બોલાય છે. તેનો અને તેના સાહિત્યનો પ્રવેશ સર્વત્ર છે. અમદાવાદની સાહિત્યસભા દ્વારા તથી ગુજરાતી સાહિત્ય પરિષદનો જન્મ થયો અને એ હિલચાલ ગુજરાતમાં બધે ફરી વળી છે. પરંતુ પ્રજાજીવનના પ્રશ્નો એટલા બધા છે – સંખ્યા મોટી છે, વિવિધ છે, વિષમ છે કે એક પ્રવૃત્તિ બસ નથી. આથી ભાષા જેવા સર્વમાન્ય વિષય કેળવણીપરત્વે પણ વાર્ષિક સંમેલન ભરવાની સૂચના સાહિત્યસભા સંમુખ ઈ. સ. ૧૯૦૯ માં રજૂ થઈ હતી. પરંતુ કેટલાંક કારણોસર તેનો અમલ થઈ શક્યો નહોતો પણ રાજકોટની ત્રીજી સાહિત્ય પરિષદના કાર્યક્રમમાં કેળવણીના ઘણા વિષયોને સ્થાન આપવામાં આવ્યું હતું ત્યાર પછી ગયે વર્ષે મે મહિનામાં સુરતમાં સાહિત્ય પરિષદનું પાંચમું અધિવેશ થયું. ત્યાં ફરજિયાત કેળવણી, કન્યાકેળવણી આદિ પ્રશ્નો ચર્ચવા કે નહીં ર સવાલ થયો. આખરે એમ કર્યું કે સાહિત્ય પરિષદમાં કેળવણીના પ્રશ્નોને સ્થા ન આપવું અને જરૂર લાગે તો કેળવણી સંબંધમાં અલાયદી પરિષદ યોજવ સાહિત્યસભાના જે સભાસદો ત્યાં હાજર હતા તેમને આ વાત રુચી. અમદાવ જઈ એમણે સાહિત્યસભા દ્વારા કન્યાકેળવણી માટે પ્રશ્નાવલિ તૈયાર કરી ગુજરાત ફેરવી. ગઈ નાતાલમાં એઓ કોંગ્રેસમાં મુંબઈ આવ્યા ત્યારે મુંબઈ કેટલાક ગુજરાતી યુવાનો સાથે મસલત થતાં અલાયદી કેળવણી પરિષદ યો વાની જરૂર ફરીથી સ્વીકારાઈ. વખત વહેતો હતો ત્યાં અમદાવાદમાં ગોખ સોસાયટીની સ્થાપના થઈ. હિન્દ સેવક સમાજ( Servants of Ind Society)ના યુવાન ગુજરાતી સભ્ય રા. રા. ઇંદુલાલ કનૈયાલાલ યાિ

એવામાં અમદાવાદ ગયા અને ગોખલે સોસાયટી (જેના કેટલાક આગેવાનો સાહિત્યસભાવાળા સભાસદ છે) સમક્ષ આ પ્રશ્નનો ઉહાપોહ થયો અને આગામી પ્રાંતિક રાજદ્વારી પરિષદની સાથે પહેલી કેળવણી પરિષદ ભરવાનું નક્કી થયું. ઑકટોબરમાં તેનું સંમેલન થશે અને પ્રમુખસ્થાને ઑનરેબલ મિ. ચિમનલાલ હરીલાલ સેતલવાડ બિરાજશે.

જેમ જેમ સંમેલનો થતાં જશે તેમ તેમ પરિષદનો ઉદ્દેશ સ્પષ્ટ થતો જશે, આકાર પામતો જશે અને કાર્યપ્રદેશ વ્યવહારુ થતો જશે. આમ છતાં ઉદ્દેશ અને કાર્યપ્રદેશ સંબંધમાં કંઈક કહેવાનું પ્રાપ્ત થાય છે.

આ ચળવળને ગુજરાત કેળવણી પરિષદનું અભિધાન આપવામાં આવ્યું છે. કોઈ સવાલ કરશે કે કેળવણીનો પ્રશ્ન ભાષા અને સાહિત્ય જેવો એકદેશી નથી, સર્વદેશી છે – માત્ર ગુજરાતને જ લાગુ પરે છે એમ નથી પણ આખા મુંબઈ ઇલાકાને લાગુ પડે છે તો પછી પ્રાન્તિક રાજદ્વારી પરિષદ જેવી પ્રાંતિક કેળવણી પરિષદ ભરવાને બદલે ગુજરાત કેળવણી પરિષદ શા માટે ભરવી? આ ગંભીર સવાલનો ખુલાસો સવિસ્તર કરવો પડશે.

(૧) ગુજરાત કેળવણી પરિષદ મળવાથી પ્રાંતિક કેળવણી પરિષદની આવશ્યકતા મટી જતી નથી. મુંબઈમાં એ સંબંધમાં હિલચાલ પણ શરૂ થઈ છે. બે વચ્ચે વિરોધ નથી પણ અન્યોન્યને સહાયક થઈ શકશે. દેશ સમગ્રમાં ચેતન જગાવવા તેનાં નાનાં નાનાં અંગોમાં પણ નાનીમોટી પ્રવૃત્તિઓ સંચલિત કરવાનું સૂત્ર જેમને માન્ય હોય તેઓ આથી રાજી થશે.

(૨) આથી મહત્ત્વના હેતુઓ પણ ગુજરાત કેળવણી પરિષદના પ્રેરક છે.

ક. ગુજરાત વેપાર અને ઉદ્યોગની ભૂમિ છે. વર્તમાન યુગમાં પ્રજાજીવનમાં એ બેનું સ્થાન ઘણું જ આવશ્યક અને ઉપયોગી છે. રાજદ્વારી પરતંત્રતા કરતાં આર્થિક (વેપાર–ઉદ્યોગની) પરતંત્રતા અધિક હાનિપ્રદ નીવડે છે. ભારતવર્ષ જેવા વિશાળ પ્રદેશ ઉપર પ્રકૃતિ પ્રસન્ન છતાં – પ્રસન્નતાને લીધે વિવિધ પ્રકારનો 'કાચો માલ' (raw materials) હંમેશ મબલખ ઉત્પન્ન થતો હોવા છત એ માલમાંથી વપરાશ માટે તૈયાર થતી ચીજો કરવાની આવડત, સાધન વગે ભારતવર્ષમાં ન હોવાથી તે ચીજો મેળવવા બીજા દેશોને આધીન તેને રહેવું પ. છે, તેથી પરિણમતી હાનિ સુવિદિત છે. આ હાનિ કાંઈક ઓછી કરવાનો યો ગુજરાતના ભાગ્યમાં જણાયો છે. વર્તમાન વૈજ્ઞાનિક યુગની સામગ્રીઓથી ઉદ્યોગે એણે સ્થાપ્યા છે. કલાભવન જેવી સંસ્થા પ્રથમ વડોદરામાં જ સ્થપાઈ અ

વૈજ્ઞાનિક કેળવણીનો ઘોષ કરનાર અને સ્વાર્થત્યાગે તેનો પ્રચાર કરનાર પ્રો. ગજ્જર પણ ગુજરાતી છે અને તેમનું કાર્યક્ષેત્ર તે જ રહ્યું છે.

ભારતવર્ષમાં અને ભારતવર્ષ બહાર જ્યાં જ્યાં હિન્દીઓ વેપાર ખેડે છે તેમાં ગુજરાતીઓની સંખ્યા નાનીસૂની નહીં જણાય. પૂર્વમાં જાપાનથી માંડી પશ્ચિમમાં ઇંગ્લેંડ પર્યંત તેઓ પ્રસર્યા છે.

જે વેપારઉદ્યોગ ગુજરાતીઓના હાથમાં છે તે સરી ન જાય માટે તેમ જ ઊલટો વધે તે માટે તત્સંબંધી કેળવણીની જેવી અને જેટલી જરૂરિયાત હોય તેની વિચારણા કરવી, વ્યવસ્થા કરાવવી એ પ્રજાજીવનના વિકાસનો નાનોસુનો પ્રશ્ન નથી. વાણિજ્ય માટે જે યોગ્યતા ગુજરાતીઓમાં છે તે યોગ્યતા હજુ વધારે ભારતવર્ષના ઉત્કર્ષની સાધક શી રીતે થાય તેનો ઉત્તર ગુજરાતે દેવાનો છે.[1]

ખ. ઉપર કહેવાઈ ગયું કે ગુજરાતમાં અનેક દેશી રાજ્યો છે. બ્રિટિશ રાજ્યમાં રાજ્યવ્યવહારના કેટલાક ખંડોમાં આપણો પ્રવેશ નથી એટલે એમને અંગે ઊંચા પ્રકારનો રાજ્યવહીવટી અનુભવ મેળવવાની જોગવાઈ પણ નથી. એ જોગવાઈને અભાવે આપણી બુદ્ધિનો વિકાસ કુંઠિત રહે અને પરિણામે રાષ્ટ્ર એ શક્તિ વિના પાંગળું રહે છે. પણ દેશી રાજ્યોમાં એવી જોગવાઈઓ પુષ્કળ છે. રાજ્યવહીવટના ઊંચા અને અટપટા પ્રશ્નોથી બુદ્ધિ કેળવવા, એવી બુદ્ધિથી પ્રજાશાસન અને રાષ્ટ્રજીવનની ખીલવણી માટે પ્રયોગો કરવા અને એ પ્રદેશોમાં પ્રાપ્ત કરેલાં બુદ્ધિ અને અનુભવોથી બ્રિટિશ સામ્રાજ્યમાં ભારતવર્ષનું સ્થાન ગૌરવભર્યું કરવા ગુજરાતીઓ શક્તિમાન થાય માટે એમને મળતી કેળવણી રંજીપેંજી ન હોવી જોઈએ. દેશનાયકો થવાની તાલીમ લેવાની નિશાળો જ્યાં આટલી બધી છે ત્યાં કેળવણીનો પ્રશ્ન મહત્ત્વનો છે.

ગ. વડોદરાના રાષ્ટ્રવત્સલ નરેશે ગુજરાત ઉપર કરેલા અનેક ઉપકારોમાં પોતાના રાજ્યમાં મફત અને ફરજિયાત પ્રાથમિક શિક્ષણની કરેલી વ્યવસ્થાનો ઉપકાર ઘણો મોટો છે. પ્રત્યક્ષ પરિણામ તેનાં લાભદાયક નીવડતાં તેનું અનુકરણ શીઘ્રતાથી ગુજરાતનાં દેશી રાજ્યોમાં થવા સંભવ છે. વસ્તુતઃ અનુકરણ થવા પણ માંડ્યું છે. પરિસ્થિતિ આવ્યે અનુકૂળતા પ્રમાણે આ રીતે ગુજરાતમાં અનેક પ્રકારની કેળવણીના પ્રયોગો કરવાની જોગવાઈ છે. એ જોગવાઈઓનો લાભ લેવાય અને અન્યોન્યના પ્રયોગો અને તેમાંથી પ્રાપ્ત થતા અનુભવોનો મુકાબલો કરવા અલાયદી ચળવળ અને સંસ્થાની જરૂર છે.

વડોદરા રાજ્ય કેળવણીમાં અગ્રસ્થાન લેતું હોય અને ગુજરાતના બીજા ભાગો પાછળ રહે તો આપણા અનેક ભેદોમાં નવો એક ભેદ વધશે. પણ સર્વત્ર

[1] મુંબઈની સિડનહામ વેપારી કૉલેજનો જન્મ ગુજરાતીઓના જ દ્રવ્યથી થયો છે.

શક્તિ છે પણ તેનું રાષ્ટ્રીય મમત્વ નથી. તે મમત્વ પ્રદીપ્ત કરી પ્રજ્વલંત કરવાનું છે.

પ્રતિષ્ઠા અને સત્તા માત્ર વિલાસ ખાતર નથી જોઈતાં, પરંતુ ભારતવર્ષની આધુનિક પ્રગતિને ગુજરાત સહાયક થાય માટે. ગુજરાતમાં કંઈ પાણી ન હોય અને ગુજરાત આવા મોટા મોટા મનોરથો હવામાં બાંધતું હોય તો તે હાસ્યાસ્પદ લેખાય. પરંતુ ગુજરાતમાં શક્તિ છે, ભારતવર્ષના અભ્યુદયમાં એનો હિસ્સો નિર્મિત થયેલો જણાતો જાય છે, પછી શક્તિને કેળવવામાં બેદરકાર રહેવું તે પાપ નથી? જે નવી સંસ્કૃતિ ભારતવર્ષમાં જન્મશે તેમાં ગુજરાતનું સ્થાન તેની સંગીન સેવાના અનુરૂપ થવું જોઈએ. એ મહેચ્છા પુણ્ય લેખાવી જોઈએ.

છ. વેપાર અને ઉદ્યોગમાં મહાલતા ગુજરાતમાં લક્ષ્મીની છોળ ઊડે છે,[1] રાષ્ટ્રની ઉન્નતિ અર્થે એ લક્ષ્મી જેટલી વપરાવી જોઈએ તે નથી વપરાતી એ ગંભીર ખેદનો વિષય છે. ગુજરાતમાં એ લક્ષ્મીનો સદુપયોગ કરાવવા લોકોપયોગી ચળવળ થાય તો દેશ, પ્રજા અને રાજ્યને અનેકધા લાભ છે. સદુપયોગ માટે ચર્ચા થાય, આદર્શો રજૂ કરવામાં આવે અને પ્રયોગો કરી તેનાં મીઠાં ફળ બતાવવામાં આવે તો જ લક્ષ્મી રાષ્ટ્રની ઉન્નતિ તરફ વળે.

જ. વેપારમાં સ્વાભાવિક રીતે આપખુદ કે એકહથ્થુ સત્તાને અવકાશ નથી. તેમાં સર્વનો સરખો સમાસ છે. આપણા પંચો, મહાજનો વગેરે એ સૂત્રનું સમર્થન કરે છે. લોકશાસનનાં (Democracy) તત્ત્વો આપણે ત્યાં વિદ્યમાન છે એટલું જ નહીં પણ પ્રવર્તમાન છે; અલબત્ત અમુક પ્રદેશોમાં, પણ એ તત્ત્વોને નવા જમાનાનો પાસ લાગ્યો નથી. એમનું રૂપ ફર્યું નથી. એમાં વહેતું લોહી નવો જન્મ પામ્યું નથી. લોકશાસનનો જે નવો પ્રવાહ ચાલ્યો આવે છે તેમાં આ જૂના કુંડોનું પાણી નહીં ભેળવવામાં આવે તો તે વધારે સડી જશે અને નવો પ્રવાહ જેટલી શીઘ્રતાથી પ્રજાના રુધિરમાંસમાં એકરસ થવો જોઈએ તેટલી ઝડપથી નહીં થાય. કેળવણીના વિપુલ પ્રચારથી પ્રચલિત જીવનયંત્ર નવેસર ચાલતું હશે.

ગુજરાતમાં જે નવજીવન ઉદય પામતું જાય છે અને તેના એક ફળ રૂપે ગુજરાત કેળવણી પરિષદનો જન્મ છે તેના ગહનતમ અંતરમાં રહેલાં કેટલાંક પ્રેરક બળોનું સંક્ષિપ્ત દિગ્દર્શન કર્યું – એ દર્શન એટલું બધું ભવ્ય અને ગંભીર છે કે એ પ્રમાણે સ્થિતિ પ્રાપ્ત કરવા જે પ્રણાલિકાએ કાર્ય થાય તે

૧. બંગાળથી કે પંજાબથી ગુજરાત શ્રીમંત છે તેનું માપ કાઢી શક્યો નથી.

અનુભવીઓને ઊણાં લાગવાનાં અને આશાનો ઉલ્લાસ સળગાવવાનાં નહીં. ગુજરાતીઓ વ્યવહારુ છે. ભાવના ઊંચી રાખે પણ કામ જે સામગ્રીથી કાર્યસાધક થઈ શકે તેનો ઉપયોગ કરવામાં પાછા હઠતા નથી. કેવી રીતે કામ કરવા ધારણા છે?

૧. ગુજરાતમાં વિવિધ રાજ્યસત્તા હોવાથી કેળવણીનો ફેલાવો પણ ઓછોવત્તો છે. હાલમાં કેળવણીની સ્થિતિ જુદે જુદે સ્થળે કેવી છે? તેનાં કારણો શાં? અને તેમાં વેગ શી રીતે આવી શકે? એ પ્રશ્નોના નિરાકરણ માટે પ્રસિદ્ધ થયેલા અહેવાલો ઉપરથી, પત્રવ્યવહારથી અને બને તેમ અંગત તપાસથી માહિતી મેળવવામાં આવશે. એ મેળવવા શરૂઆત તરીકે પ્રશ્નમાળા કાઢી ઠેકઠેકાણે મોકલવામાં આવી હતી.

૨. માહિતી મળ્યા પછી નિકટવર્તી વર્તમાનમાં કેળવણીની વૃદ્ધિ માટે કયા પ્રશ્નો જરૂરના છે તે નોંખા તારવવામાં આવશે. સુરત, ગોધરા, અમદાવાદ, રાજકોટ, ભુજ જેવાં શહેરોમાં કોલેજોની જરૂર; ઊંચામાં ઊંચી વિદ્યા પ્રાપ્ત કરવા ગુજરાતીઓ પરદેશ જઈ શકે એવાં સાધનોની જરૂર; ઊંચા કન્યાશિક્ષણ કે યુવતીશિક્ષણની જરૂર; કેળવણીમાં પછાત કોમોની કેળવણીની જરૂર; ગામડામાં વિશેષ શિક્ષણપ્રસારની જરૂર વગેરે જે કાંઈ લાગશે તે સંબંધમાં ચોક્કસ યોજનાઓ સરકાર સંમુખ, દેશી રાજ્યો સંમુખ અને શ્રીમંત ગુજરાતીઓ સંમુખ રજૂ કરવામાં આવશે. તે યોજનાઓ સિદ્ધ થાય માટે જરૂરની ચળવળ કરવામાં આવશે.

૩. કેળવણીની વર્તમાન સ્થિતિમાં જે ખામીઓ, દોષો, ન્યૂનતા, સ્ખલનો વગેરે જણાતાં જશે તેમના સંબંધમાં ચોક્કસ અને સંપૂર્ણ માહિતી મળતી જશે તેમ તેમ લાગતાવળગતા સંમુખ ફરિયાદો લઈ જવામાં આવશે અને તેમના નિકાલ માટે પ્રયત્ન કરવામાં આવશે. સરકારની, દેશી રાજ્યોની (ગાયકવાડી રાજ્ય સુદ્ધાંતની) કેળવણીની નીતિની ટીકા થશે અને લોકમત જાગૃત કરી ઇષ્ટપ્રાપ્તિ માટે ચળવળ થશે.

૪. પ્રચલિત સ્થિતિમાં શુભ ફેરફાર કરાવવામાં જેમ જેમ વિજય મળતો જશે તેમ તેમ તે સ્થિતિમાંથી બીજી દિશાઓમાં ગતિ કરવાના પ્રશ્નો લેવાશે અને તેમના સંબંધમાં લોકમત જાગૃત કરવામાં આવશે. ગુજરાતને માટે અલાયદું વિશ્વવિદ્યાલય (University); વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક શિક્ષણ માટે ગંજાવર વિદ્યાપીઠો, (Technological Institutions) પ્રાચીન આર્ય સંસ્કૃતિના

પુનર્જન્મ માટે તેમ જ ગુજરાતીઓના વર્તમાન જીવનને વાસ્તવિક આર્યજીવન કરવાનાં સાધનો — નવા પુરોહિતોની કેળવણી, ધર્મનું શિક્ષણ, ચારિત્ર્યનાં બંધારણની તજવીજ; જે જે નવા નવા ધર્મો ગુજરાતને પ્રાપ્ત થતા જાય તેમના નિર્વાહ માટે જરૂરી કેળવણીની તદ્દન નવી જ સંસ્થાઓ; વગેરે વગેરે પ્રશ્નો આ કોટિના છે.

આ રીતે કામ કરવાથી આટલા લાભ થવાનો સંભવ હાલ તો જણાય છે:

કેળવણીના વિષયમાં ગુજરાત જાગૃત થશે. કેળવણીના વહીવટમાં ક્યાં ખામી છે તે જણાશે અને તે દૂર કરવા લોકો તત્પર થશે. કેળવણીનો ફેલાવો ઓછો અથવા ધીમો લાગશે તો તેમાં વેગ ભરવા પ્રયત્નો થશે.

કેળવણીની જરૂરિયાત ચર્ચાથી સમજાશે. જ્યાં જ્યાં હાલ કેળવણી વિના મોટા મોટાં સાહસો ખેડાય છે ત્યાં ત્યાં કેળવણીનો પ્રવેશ થશે અને એ સાહસોમાં વિસ્મયકારક પરિવર્તન થશે. ગુજરાતનું દ્રવ્ય અનુત્પાદક અને નિરૂપયોગી રીતે ખર્ચાય છે તે ભવિષ્યની પ્રજા તૈયાર કરવામાં ખર્ચાશે.

કેળવણી માટે ચળવળ કરવામાં અને સરકાર અથવા રાજાઓ પ્રજાની ખરેખરી વાંછનાઓ નહીં સંતોષે તો લોકો જાતે વાંછનાઓ અનુસાર કેળવણીની સંસ્થાઓ ઊભી કરવામાં સ્વાશ્રય શીખશે, આત્મશાસનના પાઠ શીખશે, સાર્વજનિક જીવનનો અનુભવ મેળવશે અને રાષ્ટ્રનું મમત્વ પોષશે.

કેળવણીના વિશેષ ફેલાવાથી જ્ઞાનની લહાણી વધશે, સંસારની વિષમતા ઘટશે, નવી શક્તિઓ ખીલશે અને આ યુગની સંપન્નતા આવશે, વિચાર વધશે અને ભારતવર્ષની સેવા માટે ગુજરાત તૈયાર થશે.

પરિષદનો સર્વે વ્યવહાર ગુજરાતીમાં થવાનો છે એટલે અંગ્રેજી નહીં શીખેલા અસંખ્ય ગુજરાતીઓ તેમાં રસ લઈ શકશે, સામેલ થઈ શકશે અને મદદ કરી શકશે. લોકાદર(democratic)નું આ પહેલું અને મહત્ત્વનું પગલું લેવાયું છે.

એક આવી હિલચાલ ચલાવવાથી ગુજરાતના સાર્વજનિક જીવનમાં નવું ચેતન આવશે. આજે ગુજરાતમાં બોલતા અને વિચારતા આગેવાનો માત્ર સાક્ષરો છે. તેમની સાથે બીજા વર્ગમાંથી આગેવાનો ઉમેરાશે. 'સાક્ષરતા' અને સંસ્કૃત શબ્દોથી ભડકતા ઘણા ગુજરાતીઓ આ હિલચાલમાં જોડાતાં સંકોચાશે નહીં. એમના જ્ઞાન અને અનુભવનો ગુજરાતને લાભ મળશે અને એમની નિગૂઢ, ક્રિયારહિત શક્તિઓ ખીલશે.

હવે વિષય સમેટી લેતાં પુનઃકથનનો દોષ વહોરી લઈ ટૂંકામાં પરિષદની જરૂર જણાવીશું :

પ્રાન્તિક કેળવણી પરિષદથી નિરાળી ગુજરાત કેળવણી પરિષદ કરવાનાં કારણો સ્પષ્ટ થયાં હશે. (૧) ગુજરાતનું રાષ્ટ્રીય જીવન ઘડવા ગુજરાતને પોતાની ખાસ ચળવળ જોઈએ છીએ. દેશી રાજ્યોવાળા ગુજરાતમાં આદર પામે એવી પણ સાથે સાથે. (૨) પ્રાંતિક કેળવણી પરિષદમાં દેશી રાજ્યોમાં પ્રચલિત કેળવણીના પ્રશ્નો બાતલ રાખવામાં આવે તે ગુજરાતને પાલવે એમ નથી. દેશી રાજ્યોને જુદાં રાખવાથી એની એકતા નિરંતર ખંડિત રહેશે. (૩) પ્રાંતિક કેળવણી પરિષદમાં ઘણીવાર મુંબઈ ઈલાકાના પછાત ભાગો(સિંધ, દક્ષિણ મહારાષ્ટ્ર, ખાનદેશ વગેરે)ના લાભો આગળ ગુજરાતના લાભો દટાઈ જવાનો ભય છે.

પોતાની ખાસ પરિષદ ભરવાથી ગુજરાતના લોકો પોતાનો ઉદ્ધાર કરવા જાતે જ પ્રવૃત્ત થશે અને રાષ્ટ્રીય જીવન ખીલવી શકશે. પોતાની લક્ષ્મીના પ્રમાણમાં કેળવણીના લાભ મેળવી શકશે અને મહેચ્છા(aspiration)ના પ્રમાણમાં સિદ્ધિ (achievement) સાધી શકશે.

ઓક્ટોબર ૧૯૧૬

# શુદ્ધ ગુજરાતી ભાષા સામે પારસીઓની ફરિયાદની તપાસ

હિંદુઓ અને પારસીઓ ગુજરાતી સાહિત્યની સેવા તરેહ તરેહ રીતે બજાવે છે. બન્નેનાં જાતિસ્વભાવ, સંસ્કાર (culture), ધર્મ, કેળવણી, રહેણીકરણી અને લક્ષ્ય (goal) જુદાં હોવાથી બન્નેની સાહિત્યસેવા નિરાળી ખાસિયતવાળી થઈ છે. આ નિરાળી ખાસિયતને લીધે કેટલીક ગેરસમજ થયા કરે છે અને તેથી બન્ને વચ્ચે કડવો મતભેદ વારંવાર વિખવાદ ઊભો કર્યા કરે છે.

હિંદુઓ 'જડબાતોડ' સંસ્કૃત શબ્દો વાપરે છે અને જાણી જોઈને ફારસી શબ્દોનો ત્યાગ કરે છે—આવી ફરિયાદ અવારનવાર પારસીઓ તરફથી કરવામાં આવે છે. પારસીઓની ફરિયાદ એમની નજરે વાજબી છે છતાં હિંદુઓની વર્તણૂક ગંભીરતાથી તપાસવાનો પ્રયત્ન થયો નથી એટલે એ ફરિયાદ એની યોગ્યતા કરતાં વધારે વજન પામે છે.

હિંદુઓની વર્તણૂકનો કાંઈક ખુલાસો કરવામાં આવે અને સમજુ પારસીઓ એ ખુલાસાથી સંતોષ પામી બન્ને કોમ વચ્ચેની કડવાશ દૂર કરવા તૈયાર થાય એવા હેતુથી આ લેખ લખવામાં આવ્યો છે

જાય છે. અંગ્રેજી અને સંસ્કૃત ભાષા અને સાહિત્યનો તેમને પરિચય હોય છે. અંગ્રેજી સાહિત્યના પરિચયથી જે જે વિચારો નવા સૂઝે તે તે દર્શાવવાના શબ્દો સંસ્કૃત ભાષામાંથી એકદમ સૂઝી આવે છે અને એ શબ્દો ગુજરાતીમાં વપરાય છે.

૩. હિન્દુઓના ધર્મ તથા સંસ્કાર(culture)ના ગ્રંથો સંસ્કૃત ભાષામાં છે. છાપખાનાંની સગવડને લીધે એ ગ્રંથો મૂળ સ્વરૂપમાં વાંચવા હિન્દુઓને વૃત્તિ થાય છે. આ વૃત્તિ દહાડે દહાડે વધતી જવાની. કારણ કે સંસ્કૃત ભાષામાં હિન્દુઓના બાપદાદાઓએ મૂલ્ય ન થાય એવો ખજાનો હિન્દુઓને માટે અને દુનિયાને માટે મૂક્યો છે. એ ખજાનાનો લાભ લેવા અને બીજાને આપવા હિન્દુઓ પ્રયત્ન કરવાના. આમ સંસ્કૃતનો પરિચય જેમ જેમ વધતો જશે તેમ તેમ લોકભાષામાં સંસ્કૃત શબ્દોનો વપરાશ વધતો જવાનો.

૪. સમગ્ર હિન્દુસ્તાનમાં હાલ એકરાષ્ટ્રભાવના (Nationality) જન્મ પામી છે. એ લાગણીને પોષવા અને વધારે વ્યવહારુ કરવા હિન્દુસ્તાનના વતનીઓના અરસપરસના વ્યવહાર માટે એક ભાષાની જરૂર લાગે છે.

અંગ્રેજી રાજ્યકર્તાની ભાષા હોવા છતાં એક ભાષા થઈ શકે એમ નથી. હિન્દુ પ્રજાને જે ચેતન સંસ્કૃત ભાષા આપી શકે એમ છે, મુસલમાનોને જે ચેતન અરબી ભાષા આપી શકે એમ છે તે અંગ્રેજી આપી શકે એમ નથી. અમારી ખાસિયતથી એ ભાષા તદ્દન જુદી જ છે. વળી હિન્દુસ્તાનનો દરેક વતની એ શીખી એથી ચેતન મેળવે એવી જોગવાઈ કે સગવડ હાલ નથી.

હિન્દુસ્તાનના જુદા જુદા પ્રાંતની ભાષાઓમાંથી પણ એકે એ સ્થાન લઈ શકે એમ નથી. ચેતન જગાડનારું સામર્થ્ય એકેમાં નથી; અને હોય તો પ્રાંતિક ભાષાઓનો નાશ કરી તેમનું સ્થાન લઈ શકે એવા સંજોગો નથી. પ્રાંતિક ભાષાઓની નિરાળી વૃદ્ધિ થયા કરે છતાં તેઓ વચ્ચેનું અંતર શી રીતે ઘટે ? સંસ્કૃત શબ્દોના સર્વત્ર વધારે વપરાશથી. આ માત્ર તરંગ નથી પણ સૌની આંખ આગળ બનતો બનાવ છે. અત્યારે જેને સંસ્કૃત આવડતું હોય છે તે અર્વાચીન બંગાલી, હિન્દી, મરાઠી, ગુજરાતી સાહિત્ય વાંચી સમજી શકે છે. હિન્દુઓમાં એકતા લાવવા સંસ્કૃત શબ્દો છૂટથી વાપરવાની જરૂર હોવાથી ગુજરાતીમાં તે વપરાવાના.

૫. હિંદુસ્તાનની બધી પ્રાંતિક ભાષાઓમાં—બંગાળી, મરાઠી, હિંદી, પંજાબી, આર્ય ભાષાઓમાં, તેમ જ તામીલ, આંધ્ર જેવી દ્રવિડ ભાષાઓમાં પણ સંસ્કૃત શબ્દો વધારે ને વધારે વપરાશમાં આવતા જાય છે. ઉર્દૂમાં ફારસી અને અરબી ભાષાના શબ્દો વધારે ને વધારે વપરાશમાં આવતા જાય છે. હાલ

પ્રગતિનો અને પ્રવૃદ્ધિનો યુગ છે. ભાષાઓના શબ્દભંડાર તવંગર થતા જાય છે. આવે વખતે કોઈ પણ પ્રજા — અને તેમાંયે ખાસ કરીને જેને ઉન્નત થવું છે એવી પ્રજા પોતાના અમુક ભાગની સગવડ ખાતર દરિદ્ર રહેવા પ્રયત્ન કરે તો તેનો આત્મઘાત જ થાય. ગુજરાતી ભાષામાં સંસ્કૃત શબ્દોનો વપરાશ છૂટથી નહીં થાય તો ગુજરાતી ભાષા એની બીજી બેન – ભાષાઓને મુકાબલે કંગાળ રહેશે અને પોતાની આબરૂ ખોશે.

બોલવાની ભાષામાં ગમે તેવા ભેદ હોય પણ લખવાની ભાષા તો સરખી જ હોવી જોઈએ. બંગાળમાં મુસલમાનોની સંખ્યા ઘણી મોટી છે છતાં શિષ્ટ મુસલમાની લેખકો સંસ્કૃતમય બંગાળીમાં જ લખે છે.

૬. સંસ્કૃત ભાષા અને સાહિત્યનો એકવાર પરિચય થયો કે એના ગુણોનો પ્રભાવ પડ્યા વિના રહેતો નથી. લાઘવનો એનો મશહુર ગુણ સંસ્કૃત શબ્દોનો વધારે ઉપયોગ કરાવે છે. એના શબ્દોની મીઠાશ, શબ્દોનો અવાજ અને રણકો એવાં મજાનાં લાગે છે કે એમની સાથે બીજી ભાષાની મીઠાશ કે તેના શબ્દોનો રણકો ખૂંચે છે.

સંસ્કૃત ભાષાના વધારે વપરાશનાં કારણો ટૂંકામાં જોયાં. હવે ફારસીના વપરાશનો ઘટાડો શાથી થાય છે તે તપાસીએ.

૧. રાજ્યકર્તાની ભાષા તરીકે ફારસી ભાષા હિન્દુસ્તાનમાં ફેલાવો પામી. રાજ્યના વ્યવહારને અંગે જેટલી અસર થઈ તેટલી એણે હિન્દુઓની જિંદગી પર કરી. હિન્દુઓ એનો સારો અભ્યાસ કરતા પણ સાદી, હાફીઝ, ફીરદોસી જેવા લેખકો હિંદુઓમાંથી ઉત્પન્ન થયા નથી. તેમ મનુ, કાલિદાસ, ભવભૂતિ, શંકરાચાર્ય, વ્યાસ, વાલ્મિકી, બાણ, ચાણક્ય, તુલસીદાસ, સુરદાસ, મીરાંબાઈ, નરસિંહ મહેતા, પ્રેમાનંદ જેવા સમર્થ હિન્દુ લેખકો ફારસીમાં થયા નથી અને ફારસી વાણી દ્વારા હિન્દુ પ્રજાની જિંદગીના રૂપરંગ ફેરવ્યા નથી. ફારસી ભાષા હિંદુઓની જિંદગીમાં પચી ગઈ નહોતી. જે સત્તાને લીધે એનો વ્યવહાર જરૂરી હતો તે સત્તાના નાશથી એનો વ્યવહાર અટકી પડ્યો.

૨. વ્યવહાર અટકી પડવાથી – એ શીખવાની જરૂર જતી રહેવાથી હિંદુઓ એનો અભ્યાસ કરતા નથી. ફારસી સાહિત્ય સં[illegible]ક્ત અને અંગ્રેજી [illegible] મુકાબલે એટલું બધું ઊતરતું છે કે એ રી[illegible] અભ્યાસ [illegible] આકર્ષણ થાય એમ નથી.

આ કારણોથી ફારસી શબ્દો આપોઆ[illegible]
અભણ હિંદુઓમાં દેખાદેખીથી જે [illegible]

શબ્દોમાંના ઘણાકને બદલે હવે અંગ્રેજી કે સંસ્કૃત શબ્દો વપરાવા માંડ્યા છે. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં ન્યાયને ખાતર કહેવું જોઈએ કે ગુજરાતી હિંદુઓએ ફારસીનો તદ્દન તિરસ્કાર નથી કર્યો. મણિલાલ નભુભાઈ, કલાપી, સાગર વગેરેની કવિતા વાંચશો અથવા રા. રા. નારાયણ વસનજી ઠક્કુરની કેટલીક વાર્તાઓ વાંચશો તો ગુજરાતીમાં રૂઢ નહીં એવા કેટલા બધા ફારસી શબ્દો વાપરેલા જણાશે.

અત્યારે દેશમાં જે જે બળો પ્રવર્તે છે તે તે બળો લક્ષમાં લેવામાં આવે તો ફરિયાદ તદ્દન ટકી શકે એમ નથી. હિંદુઓને એક થઈ પોતાના પૂર્વજોની સંસ્કૃતિ (civilization) અને સંસ્કારિતા(culture)નો લાભ લેવો છે અને યુરોપની સંસ્કૃતિ અને સંસ્કારિતાનો પણ લેવાય એટલો લાભ લઈ બન્નેના સમવાયથી નવી સંસ્કૃતિ અને સંસ્કારિતાને જન્મ આપવાનો છે. આ ઊંચું લક્ષ હિંદુઓના હૃદયને હલાવી રહ્યું છે. એ લક્ષની પ્રાપ્તિ માટે મહેનત કરતા હિન્દુઓ વ્યવહાર માટે સંસ્કૃત શબ્દો વધારે વાપરે એ તદ્દન કુદરતી હોવા છતાં એ વપરાશ સામે સમજ વગર ફરિયાદ કરવામાં આવે એ ગેરવ્યાજબી છે.

ગુજરાતી ભાષા વાપરવી હોય, હિંદુસ્તાનના નવા જીવનમાં સામેલ થવું હોય, તો પારસીઓને સંસ્કૃત શીખ્યા વિના છૂટકો નથી.

ઘરમાં ગુજરાતી ભાષા બોલીએ એટલે તે ભાષામાં લખાયેલા શિષ્ટ ગ્રંથો સમજાય જ એવો નિયમ નથી. જે લોકો ઘરમાં અંગ્રેજી બોલતા હશે તે બધા અભ્યાસ વગર મિલ્ટન, ટેનિસન, રસ્કિન, બેકન, મેકોલે, બાર્કલિ, હોબ્ઝ, ડાર્વિન, હક્સલિ, ઓસ્ટેન કે શેકસપિયર સમજી નથી શકતા. પારસી વાંચનારા અને પારસી લેખકોનું ગુજરાતી ભાષાનું જ્ઞાન કેટલું? વાંચનમાળાની ત્રણચાર ચોપડી દસ વર્ષની ઉંમર લગીમાં શીખ્યા હોય અને તેથી ગુજરાતીનું જેટલું જ્ઞાન મળ્યું હોય તે. ગુજરાતી ભાષાનું અને સાહિત્યનું સારું જ્ઞાન મેળવશો તો ફરિયાદ કરવાનું કારણ રહેશે નહીં.

[ ૨ ]

એક પક્ષ કહ્યો. બીજા પક્ષની વાત પણ જરા તપાસવી ઘટે છે.

ઈરાનથી ક્યા પારસીઓ ગુજરાતમાં આવી વસ્યા હતા? અમીર ઉમરાવો અને લડવૈયાઓ મુસલમાનો સામે ખપી ગયેલા અથવા વટલી ગયેલા. ખેડૂતો અ કારીગરોનો કેટલોક ધર્મચુસ્ત ભાગ ગુજરાતમાં નાસી આવ્યો હશે, નાસી આવેલ સર્વ સંસ્કારી ઊંચા વર્ગના હોત તો તે પોતાની ભાષાનો ત્યાગ કરત જ બહારના વ્યવહારમાં લોકભાષા વાપરત પણ ઘરમાં તો પોતાની જન્મભા

વાપરત. જે ગુજરાતીઓ ઉત્તર હિંદુસ્તાન, મહારાષ્ટ્ર કે મદ્રાસ ઇલાકામાં જઈ વસ્યા છે તેઓ હજુ પણ ઘરમાં ગુજરાતી વાપરે છે અને બહાર લોકભાષા વાપરે છે. હાલના પારસીઓ ગમે તેટલા અંગ્રેજી કેળવણીમાં વધેલા હોય છે છતાં ગુજરાતી ભાષા ઘરમાં વાપરે છે. સંસ્કારી લોકો પોતાની જન્મભાષાનો કદી ત્યાગ કરતા નથી.

પારસીઓ આવી થાણા, સુરત, ખંભાત, ભરૂચ જિલ્લાનાં ગામડામાં વસ્યા. પશ્ચિમ એશિયામાં મહારાજ્ય સ્થાપનાર લડાયક પારસીઓના વંશજો નાસી આવ્યા હોત તો મુસલમાની સલ્તનતમાં, રણક્ષેત્રમાં, રાજ્યવહીવટમાં તેઓ આગેવાન થયા વિના રહેત નહીં. પણ ખેડૂત અને કારીગર વર્ગ હોવાથી તેઓ ગામડામાં વસ્યા. કારણ કે ત્યાં તેમના નિર્વાહની જોગવાઈ થઈ શકે એમ હતું. ગામડામાં કુદરતી રીતે એમના જેવા જ ધંધાદારીનો સહવાસ થતો એટલે એમની ગુજરાતી ભાષા સુરત ભરૂચનાં ગામડાંની ભાષા જેવી થઈ. આ ભાષામાં અશુદ્ધિ હોય તો તેનો દોષ પારસીઓનો નહીં પણ એ ગામડાના વતની હિંદુઓનો છે.

ભાષા એ પ્રજાના જીવનમાંથી જન્મે છે. પ્રત્યેક પ્રજાની જે ખાસિયતો હોય છે તેની અસર ભાષાને પણ થાય છે. પારસીઓની પોતાની ભાષાની અમુક ખાસિયત હતી. એમના મનમાં અને દેહનાં બંધારણથી કેટલીક ખાસિયતો આવી હતી. પોતાની ભાષા મૂકી દઈ તદ્દન અલાયદી ભાષા સ્વીકારી રોજના વ્યવહાર તરીકે તે વાપરવા માંડચા છતાં મૂળની ખાસિયતો જતી નથી. કેટલાક અક્ષરોના ખરા ઉચ્ચાર પારસીઓથી નથી થઈ શકતા તેથી તેમની હાંસી કરવી ઘટતી નથી. એ જાતિસ્વભાવનું પરિણામ છે.

ગુજરાતમાં વસી પારસીઓ ગુજરાતી ભાષા બોલતા થયા ત્યારે જેવી ગુજરાતી ભાષા બોલાતી હતી તેવી જ ભાષા હવે બોલાતી નથી. ભાષાના દેહમાં અનેક ફેરફારો થયા છે અને થતા જાય છે. ફેરફાર થાય છે ત્યારે જૂની સ્થિતિ અશિષ્ટ લાગે છે.—જેટલા ફેરફાર હિંદુઓની ભાષામાં થાય છે એટલા પારસીઓની ભાષામાં થયા નથી એટલે કેટલાક શબ્દો, રૂપો, પ્રયોગો જે પૂર્વે ગુજરાતી ભાષામાં વપરાતા પણ હવે લુપ્તપ્રાય (obsolete) થયા છે તે હજુ પારસીઓ વાપરે છે એટલે એમની ભાષા હાલમાં હિંદુઓને અશિષ્ટ લાગે એ સ્વાભાવિક છે. આમ જૂના શબ્દો, પ્રયોગો વગેરેનો પ્રચાર ગુજરાતના ઘણા ભાગમાં છે. ખુદ નડિયાદની બોલીમાં એવા ઘણા પ્રયોગો છે. સંસ્કારી હિંદુ તે પ્રયોગો સાંભળી હસે છે. સાહિત્યમાં આવા પ્રયોગો કે શબ્દોને સ્થાન નથી આવતું પણ શુદ્ધ સાર્વજનિક ભાષા લખવામાં આવે છે.

ગુજરાતી ભાષાનો અભ્યાસ કરવા માટે સંસ્થાઓ અને સાધનો નથી. આમ હોવાથી હિન્દુઓ અને પારસીઓ સરખી જાતની ભૂલો ઘણીવાર કરે છે.

પ્રજાની ખાસિયત, ગુજરાતી ભાષા સ્વીકારવાના સંજોગ અને હાલમાં તેની શુદ્ધ અભ્યાસ માટેની સગવડોની ખામી ધ્યાનમાં લેતાં પારસીઓની ભૂલોનો કાગનો વાઘ હિન્દુઓએ કરવો નહીં.

પારસીઓ પોતાનાં લખાણોમાં વધારે ફારસી શબ્દો કે વાક્યરચના વાપરે તેથી ગુજરાતી ભાષા વધારે તવંગર થશે; ગુજરાતી ભાષાની શક્તિ વધશે એવું સુજ્ઞ હિન્દુઓ માને છે. પારસીઓએ સંસ્કૃત શબ્દો જ વાપરવા અને ફારસી ન જ વાપરવા એવો આગ્રહ કોઈ સુજ્ઞ હિન્દુ કરતો નથી.

પારસીઓનાં ગુજરાતી લખાણો સામે અમારા વાંધા નીચે પ્રમાણે છે:

૧. લેખક અને વાંચનારાની ગુજરાતી કેળવણી સંસ્કારી ન હોવાથી ભાષામાં ઘણી વાર ગામડીયા પ્રયોગો હોય છે; શિષ્ટ (classical) ભાષા અને શૈલીની ખામી હોય છે. પારસી લખનારાઓનો મોટો ભાગ તરજુમા કરનારનો છે; તેમાંયે ખાસ કરીને વાર્તાઓનો મૂળ ગ્રંથ સાથે એમનો એકે તરજુમો સરખાવાઈ ઊંચો ઠર્યો નથી. ગુજરાતી ભાષા અને શક્તિઓની પૂરી પીછાન ન હોવાથી એ તરજુમાઓથી ગુજરાતી ભાષાની શક્તિઓ ખીલવી શકાઈ નથી.

પારસીઓ આટલા બધા કેળવાયેલા અને સંસ્કારી હોવા છતાં એમનામાંથી રામમોહનરાય, કેશવચંદ્ર સેન, દયાનંદ સરસ્વતી, રાનડે, ગોવર્ધનરામ, બંકિમચંદ્ર કે રવીન્દ્રનાથની હારમાં બેસે એવું કોઈ જન્મ્યું નથી. અંગ્રેજીનો અભ્યાસ એમનામાં લગભગ સાર્વજનિક હોવા છતાં તરુદત્ત કે સરોજિની નાયડુની પ્રતિષ્ઠા ઝાંખી પાડે એવો અંગ્રેજીમાં પણ પારસી કવિ થયો નથી. ચિત્રકલાનો પ્રચાર પારસીઓમાં ઘણો છે છતાં રવિ વર્મા, ધુરંધર કે અવનીન્દ્રનાથ ઠાકુર અને એમના શિષ્યોનાં ચિત્રો જેવાં ચિત્રો કોઈ પારસી ચિત્રકારે ચીતર્યાં નથી. સંગીતના અભ્યાસ અને પ્રચારનું પણ એવું જ નિરાશાજનક પરિણામ છે. પારસી પ્રજામાં સ્નેહલગ્ન, સંવનનનો (love marriage, courtship) પ્રચાર છે છતાં સ્નેહનાં કે વિરહનાં મીઠાં કવન કે ગાન હજુ કોઈ પારસીએ કર્યાં નથી. પારસીઓનો વૈભવ, કેળવણી, સંસ્કાર ઉછીનાં છે. હજુ એમનું હૃદય જાગૃત થયું હોત અને ગુજરાતી ભાષા દ્વારા તે આવિર્ભાવ પામ્યું હોત તો એમની ભાષાની અનેક ખામી હોવા છતાં ગુજરાતી હિન્દુઓ નહીં પણ હિંદુસ્તાનના બીજા વતનીઓ પણ એમનાં લખાણો તરફ ખેંચાયા વિના રહેત જ નહીં. સર રવીન્દ્રનાથ ઠાકુરનો દાખલો મોજૂદ છે.

અમારી ફરિયાદ પારસીઓની ભાષા માટે જ નથી પણ તેમનાં લખાણોના છીછરાપણા (Superficiality) અને સ્થાયી ગુણના અભાવ માટે પણ છે.

૨. અંગ્રેજી સાહિત્ય અને ભાષાનો પરિચય આપણી જિંદગીમાં વધતો જતો હોવાથી આપણા બોલવા-લખવા ઉપર તેમની છાપ કુદરતી રીતે પડે છે. હિન્દુઓ પોતાનાં લખાણોમાં અંગ્રેજી શૈલી, વાક્યરચના, શબ્દો, રૂઢિઓનો ઉપયોગ કરે છે પણ બનતાં લગી તેમને અંગ્રેજી ન રાખતાં ગુજરાતી બનાવવા પ્રયત્ન કરે છે. પારસીઓ આવું કરતા નથી એટલે [એમની ગુજરાતી ભાષા હાસ્યજનક અને કૃત્રિમ થાય છે. ભાષાના સ્વભાવથી વિરુદ્ધ વર્તવાથી ભાષા બગડી જાય છે અને તેની શક્તિઓ મરી જાય છે. પોષાકમાં અંગ્રેજી અને દેશી ઢબની સુંદર મેળવણી કરવાની જેવી કળા પારસી સુંદરીઓને આવડી છે તેવી સુંદર કળા ભાષાઓની મેળવણી કરવામાં વાપરતાં પારસી લેખકોને આવડતી નથી.

[૩]

બે પક્ષની ફરિયાદની તપાસ કરી. હવે શું કરવું? ઊંચા પ્રકારના સ્વતંત્ર (Original) શિષ્ટ (Classical) લખાણ લખવા પ્રયત્ન કરવો. પછી તેમાં શબ્દો સંસ્કૃત વધારે હો કે ફારસી વધારે હો. ભાષા સંસ્કારી અને સુશ્લિષ્ટ તથા મધુર અને તેજસ્વી હશે – વિષય આકર્ષક અને ઉચ્ચ હશે તો તો લેખનો સત્કાર થયા વિના રહેશે જ નહીં.

લેખક થયા પહેલાં અને પછી શિષ્ટ ગુજરાતી ગ્રંથોનો અભ્યાસ ચાલુ રાખવો. પાંચ અંગ્રેજી વાર્તાના ગમે તેવા તરજુમા કર્યા એટલે ગુજરાતી ભાષાનું જ્ઞાન સર્વોત્તમ થઈ ગયું એમ માનવું નહીં પણ ગુજરાતી ભાષામાં સારું સાહિત્ય — દુનિયાનાં બીજાં સાહિત્યને મુકાબલે જરા પણ ઊતરે નહીં એવું સાહિત્ય — શી રીતે થઈ શકે તેનો અહોરાત્ર વિચાર કરી ઉપાય યોજવા.

જોડણી વિશે એક પદ્ધતિ અંગીકાર કરી તે પ્રમાણે હંમેશાં લખ્યા જવું. નર્મકોશ કે બેલસરે કૃત ગુજરાતી–અંગ્રેજી કોશ અને આપ્ટે કૃત સંસ્કૃત–અંગ્રેજી કોશ દરેક લેખકે પોતાની પાસે રાખવા અને શબ્દોના અર્થ ન સમજાય તો તેમની મદદથી સમજવા.

હિન્દુ લેખકોએ જાણીજોઈને સંસ્કૃત શબ્દો કે સમાસો વાપરવા નહીં. અર્થ સરળતાથી સમજાય એવી ભાષા વાપરવા પર વધારે લક્ષ આપવું. પારસી લેખકો અને વાંચનારાઓની ભાષા વધારે સંસ્કારી અને શિષ્ટ થઈ શકે માટે

ક્રમવાર પ્રયત્ન કરવા. સાધનોની ખોટ હોય તો તે ઉપજાવવાં. આનંદની વાત છે કે પારસીઓની ગુજરાતી ભાષા દિવસે દિવસે સુધરતી જાય છે અને આની આ ગતિ ચાલુ રહેશે તો બન્ને વચ્ચેનું ખરું અંતર થોડા વખતમાં દૂર થઈ જશે. પારસી માસિકોમાં હિન્દુ લેખકો પાસેથી લેખ મેળવવા અને હિન્દુ લેખકોનાં લખાણોનું અવલોકન આપવા હંમેશ તજવીજ કરવી જોઈએ. આવી તજવીજ પારસી લેખકો અને તેમનાં લખાણો માટે હિન્દુ માસિકોમાં થવી જોઈએ.

પારસીઓમાં વાર્તા લખનારાઓ પુષ્કળ થાય છે તેના કરતાં ડૉ. મોદી પ્રો. દસ્તુર, પ્રો. વાડીઆ, પ્રો. સંજાણા, પ્રો. હોડીવાળા, મેસર્સ ભરડા, મસાણી, ખરેઘાટ, દલાલ, સુસ, નાયગામવાળા વગેરે વિદ્વાનો સરળ પણ શિષ્ટ ગુજરાતી ભાષા મારફત પોતાના જ્ઞાનનો ગુજરાતને લાભ આપે તો હિન્દુઓ અને પારસીઓ વચ્ચેનું અંતર દૂર થતાં વાર લાગે નહીં.

કેટલાક હિન્દુઓ ફારસી ભાષાનું અને સાહિત્યનું ગાઢ સેવન કરે અને ફારસીના સંસ્કારવાળી ગુજરાતી ભાષામાં ગ્રંથો લખે તેમ જ કેટલાક પારસીઓ સંસ્કૃત ભાષા અને સાહિત્યનું ગાઢ સેવન કરે અને સંસ્કૃતના સંસ્કારવાળી ગુજરાતી ભાષામાં ગ્રંથો લખે તો બન્ને કોમ વચ્ચે વિરોધ થાય છે તે જલદી ઘટી જશે.

શિષ્ટ ફારસી ગ્રંથોના સંસ્કૃતમય ગુજરાતીમાં રસિક ભાષાંતરો કે અનુવાદો હિન્દુઓ કરે અને શિષ્ટ સંસ્કૃત ગ્રંથોના ફારસી ગુજરાતીમાં રસિક ભાષાંતરો કે અનુવાદો પારસીઓ કરે તો બન્ને કોમની ભાષા અને સાહિત્ય વચ્ચે એખલાસ વહેલો વધશે.

પારસી છાપખાનાંઓમાં પારસી વર્તમાનપત્રોના 'ઍડિટૉરિયલ સ્ટાફ'માં "ટ્રેન્ડ' ગુજરાતી શિક્ષકો રાખવામાં આવે, પારસી ગ્રંથોનાં પ્રૂફ એમની પાસે સુધરાવવામાં આવે તો પારસી – ગુજરાતી દોષરહિત થતાં વાર લાગશે નહીં અને પારસીઓને સારી શુદ્ધ ગુજરાતી લખવાની ટેવ પડશે.

બન્ને પ્રજાઓ વચ્ચેનો વિખવાદ વધારવા નહીં પણ ઓછો કરવા આ લેખ સફળ થશે તો મારી મહેનત કૃતાર્થ થયેલી માનીશ.

સપ્ટેમ્બર ૧૯૧૫

# ઇસુનું વર્ષ ૧૯૦૮

માનવજીવનના ઇતિહાસ પંચાંગોથી નથી ઘડાતા તોપણ એક વર્ષ દરમ્યાન થયેલી પ્રવૃત્તિની નોંધ લેવામાં આવી હોય તો ભવિષ્યમાં તવારીખ-નવેશનું કામ સરળ થઈ જાય. ગુજરાત પોતાની પ્રવૃત્તિનું સરવૈયું કાઢે તો અનેકધા લાભ થવાનો સંભવ છે.

ગયા વર્ષથી ગુજરાતી સાહિત્યનું સિંહાવલોકન કરવાની જે પ્રથા આ માસિક 'જ્ઞાનસુધા'માં શરૂ થઈ છે તેને અન્વયે, મુખ્ય ઉદ્દેશને સહેજ વિસ્તારી આ લેખ લખવામાં આવ્યો છે.

આવો લેખ લખવાનાં સાધનો[1] મેળવવાની ઘણી મુશ્કેલી છે. વખતો-વખત થતી સાહિત્યપ્રસિદ્ધિની સંપૂર્ણ માહિતી આપે એવું મંડળ યા પુસ્તકાલય યા માસિક ગુજરાતમાં નથી. સરકારી ત્રિમાસિક રિપોર્ટોમાં પુસ્તકોની નામાવલી ઘણી મોડી છપાય છે; વળી 'રજિસ્ટર' કરવા ન મોકલેલાં તેમજ દેશી રાજ્યોમાં પ્રકટ થયેલા ગ્રંથો તેમાં નોંધાતા નથી, એટલે આવો લેખ સર્વતઃ સંપૂર્ણ લખી ન શકાયો હોય તો દરગુજર કરવા વાંચકોને વિનંતી છે.

જેવું જીવન તેવું સાહિત્ય. જીવનમાં વહેતાં બળોનો પ્રભાવ સાહિત્યમાં અંકાય છે. એટલે એ બળો વિષે કાંઈક જાણવું અવશ્યનું થાય છે. મનુષ્યોના ઐહિક અને આમુષ્મિક અર્થો સિદ્ધ કરવા નાના પ્રકારની પ્રવૃત્તિ ચાલી રહી છે, અને એ પ્રવૃત્તિઓમાંથી જન્મતાં બળો માનવજીવન ઘડે છે. ધર્મ, સંસાર, રાજ્ય આદિ પરત્વે થતી પ્રક્ષોભણા – મંથનના પડઘા સાહિત્યમાં સંભળાય છે યા તો તેમનો પટ સાહિત્યને બેસે છે.

---

૧. સરકારી ત્રિમાસિક રિપોર્ટો, પત્રોના ગ્રંથસ્વીકાર અને ગ્રંથાવલોકન, ગ્રંથપ્રસિદ્ધિની જાહેરખબરો અને ખાનગી માહિતી સિવાય આવા લેખ લખવાનાં સાધનો નથી. પ્રસ્તુત લેખ માટે બને તેટલી માહિતી મેળવવા આ પત્રના તંત્રી રા. જીવનલાલે મુદ્રાયંત્રોના માલિકોને, ગ્રંથપ્રસારક મંડળોના મંત્રીઓને અને ગ્રંથવિક્રેતાઓને પત્રો લખ્યા હતા. પરંતુ મુંબઈની ટી. લક્ષ્મીદાસની કંપની, વડોદરાના શ્રી શ્રેયઃસાધક અધિકારી વર્ગ, 'શારદાં-ભવન' પ્રેસ, અને અમદાવાદના 'જૈનસમાચાર' તરફથી જ જવાબ આવ્યા. જેમ જેમ આવા લેખની ઉપયોગિતા સમજાતી જશે તેમ તેમ આ દિશામાંથી સારી મદદ મળવાનો સંભવ છે.

ધર્મ પરત્વે ખ્રિસ્તી પાદરીઓને લીધે જે પ્રક્ષોભણ થયું હતું તે બહારથી શમ્યું છે, પણ અંતર પ્રક્ષોભણા શરૂ થઈ ચૂકી છે. પાદરીઓ અને તેમનાં કામ તરફ અણગમો ફેલાતો જોવામાં આવે છે. આ અણગમો બતાવતી વખતે તેમણે ફેલાવેલી કેળવણી અને આણેલી ધાર્મિક જાગૃતિ વીસરી ન જવી જોઈએ. કન્યાકેળવણી માટે તેમ જ સસ્તે દરે માધ્યમિક અને ઊંચી કેળવણી આપવા એમણે ઓછું કર્યું નથી. ગુજરાતમાં રેવરંડ એંડ્રુઝ કે મેકનીકોલ જેવા પાદરીઓ આવશે તો આ અણગમો ઘટવાનો સંભવ છે.

પ્રાર્થનાસમાજના અનુયાયીઓએ ગુજરાતી સાહિત્યની વૃદ્ધિ કરવામાં સારો ફાળો આપ્યો છે. બંગાળની બ્રાહ્મસમાજ અને મુંબઈના પ્રાર્થનાસમાજમાં તેવું ચેતન સ્ફૂરતું જણાય છે. એ ચેતનના પ્રભાવ નીચે ગુજરાતની પ્રાર્થનાસમાજ પણ આવશે. 'જ્ઞાનસુધા' આ પંથનું માસિક છે.

કાઠિયાવાડમાં જન્મેલા દયાનંદ સરસ્વતી પંજાબમાં નવું જીવન લાવી શક્યા. ગુજરાત હજુ એમના સિદ્ધાંતોની મૂલવણી કરી શક્યું નથી. સુરત જિલ્લાના ગામડામાં નવી શક્તિ, નવી દૃષ્ટિ આર્યસમાજથી આવી છે.

આર્યસમાજમાં હિંદીપ્રજાનું ઐક્ય કરવાની શક્તિ છે. હિન્દુ, મુસલમાન, પારસીને એ પંથમાં આદરસત્કારથી લેવાય છે. મિ. ખબરદાર એ પંથના કવિ છે. શાસ્ત્રાર્થની વિતંડા એ પંથ છોડી દે તો ઘણું કરી શકે. આ પંથ તરફથી મુંબઈમાં એક સાપ્તાહિક નીકળે છે.

પરમહંસ રામકૃષ્ણ અને સ્વામી વિવેકાનંદના શિષ્યો ગુજરાતમાં હશે તો તે છૂટાછવાયા છે.

યુરોપ અમેરિકાથી આવેલા બ્લાવટસ્કી અને ઑલ્કોટે સ્થાપેલી 'થિયોસોફિકલ સોસાયટી' સુરત અને કાઠિયાવાડમાં પ્રબળ છે. ધર્મશિક્ષણ અને જ્ઞાનપ્રસારણ માટે હિંદમાં બીજે તેમ આપણે ત્યાં એ મંડળ તરફથી પ્રયાસ થાય છે. એ મંડળના અનુયાયીઓ તરફથી સાહિત્યસેવા પણ થાય છે. એ મંડળના સિદ્ધાંતોનું પ્રતિપાદન જેમાં કર્યું હોય એવા અંગ્રેજી ગ્રંથોનાં ભાષાંતર તેમ જ એ સિદ્ધાંતો ચર્ચતા સ્વતંત્ર ગ્રંથો દર વર્ષે ગુજરાતના 'થિયોસોફીસ્ટો' તરફથી પ્રગટ થાય છે. રા. મણિલાલ નથુભાઈ દોશીએ એ પંથના સાહિત્યમાં એક સ્વતંત્ર પુસ્તક લખી વધારો કર્યો છે. પ્રો. મણિલાલનું 'સુદર્શન' અને સુરતમાં નીકળતું 'જિજ્ઞાસુ' એ પંથનાં વાજિંત્રો છે. અગાઉ એ મંડળ તરફ યુવાન વર્ગ જેટલો આકર્ષાતો હતો તેટલો હાલ આકર્ષાતો નથી. પારસીઓમાં એ મંડળના સિદ્ધાંતો પ્રસરતા જાય છે.

નથી; વગેરે વગેરે. સ્વામિનારાયણ અને શંકરાચાર્ય વચ્ચે થયેલા ઝઘડાની સલાહસંપથી પતાવટ થઈ ગઈ છે અને નાહકનું ઊભું થયેલું ધતિંગ જતું રહ્યું છે. એ પંથોમાં હજુ જાગૃતિ આવી લાગતી નથી. 'સનાતન ધર્મ મહામંડળ' જેવી સંસ્થાનાં વક્તાઓ, સંન્યાસીઓ વગેરે તરફથી લોકોને તેમનો ધર્મ સમજાવવા અથવા પોતાની વિદ્વત્તા પ્રદર્શિત કરવા વ્યાખ્યાનો થયાં જાય છે. બાહ્ય આઘાતોથી તેમ જ રાજકીય ભીંસથી સનાતનીઓના મમત અને અંધશ્રદ્ધા છૂટશે અને વિવેકબુદ્ધિનો ઉપયોગ વધશે એવું લાગે છે.

દિવસે દિવસે ભગવદ્‌ગીતાનો પ્રચાર અધિકાધિક વધતો જાય છે, અનેક દૃષ્ટિબિંદુથી તેનાં ભાષાંતરો થાય છે, તેના પર વિવેચનો થાય છે, નાનાવિધની તેની આવૃત્તિઓ પણ કઢાય છે. રા. અનંતપ્રસાદ ત્રિકમલાલનું રામાનુજાનુયાયી ભાષાંતર ગયે વર્ષે બહાર પડ્યું છે. રાધનપુરના માજી દીવાન પોતાની જિંદગીનો નમતો પહોર કથાકીર્તનમાં ગાળે છે. 'આનંદ' નામનું માસિક પણ એમના લેખોથી ભરાય છે.

ધર્મગ્રંથો અમુક ભાષામાં જ વાંચવા જોઈએ એમ નથી. તેમાં સમાયેલા વિચારો દરેક જણને પોતાની જન્મભાષામાં પ્રાપ્ત થાય તો જ તે વિચારો સમજી આચારમાં ઉતારી સંસાર સાર્થક કરી શકાય. પદ્યબંધ ભાષાંતર પંડિત ગટુલાલજી તેમ જ બીજાઓ તરફથી થયું હતું. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીનો દેહ પડ્યો ત્યારે એમનું કરેલું પદ્યબંધ ભાષાંતર પ્રેસમાં હતું, અને જાહેરખબર ઉપરથી જણાય છે કે થોડા વખતમાં રા. નાનાલાલ દ. કવિ ગીતાનું સમશ્લોકી ભાષાંતર બહાર પાડનાર છે.

ખ્રિસ્તી ધર્મના ફેલાવા માટે ગ્રંથપ્રસિદ્ધિ એ ઉત્તમ સાધન છે એવું એ પંથના અનુયાયીઓ માને છે અને તે સારુ અઢળક દ્રવ્ય ખર્ચે છે. આર્યધર્મશાસ્ત્રો પણ એવી જ રીતે ગુજરાતમાં પ્રચાર પામે એવા સ્તુત્ય ઉદ્દેશથી ભિક્ષુ અખંડાનંદે 'સસ્તું સાહિત્ય વર્ધક મિત્રમંડળ' સ્થાપ્યું છે. ત્રણ આનાના જૂજ મૂલ્યે 'ભગવદ્‌ગીતા' મળી શકે એવી આવૃત્તિ એ મંડળે છપાવી છે. એક સાપ્તાહિક પત્રમાં જે આરોપો અને નિંદા એ મંડળ ઉપર વર્ષાવવામાં આવ્યાં હતાં તે તદ્દન અયોગ્ય અને અનુચિત હતાં. એમની યોજના વાંચી વિચારી જવા દરેક દેશી જનને અમારી વિનંતિ છે, અને યથાશક્તિ, યથામતિ એ યોજનાને ઉત્તેજન આપવાથી દેશને અનેકવિધનો લાભ થવાનો સંભવ છે.

ધર્મ – રાજ્ય – સંસારના મહાપ્રશ્નોના નિરાકરણ કરવામાં અનેક રીતે ભગવદ્‌ગીતા સહાયભૂત થશે એવી દૃઢ પ્રતીતિ જનસમાજમાં ફેલાતી જાય છે.

જૈનોમાં પણ ધર્મજાગૃતિ થઈ છે. અનેક સ્થળે સભાઓ સ્થપાઈ છે, પ્રાચીન ગ્રંથો છપાય છે, ગુજરાતીમાં ભાષાંતરો થાય છે, ધાર્મિક વિધિઓ બરાબર પાળી શકાય એટલા સારુ તેમના સંબંધી સરળ લખાણો થાય છે. મંદિરોના જીર્ણોદ્ધાર થાય છે, તેમ જીવનના ધર્મના જીર્ણોદ્ધાર કરવા પણ પ્રયાસો શરૂ થઈ ચૂક્યા છે. શ્રીમદ્ રાજચંદ્રે પ્રગટાવેલા વિચારોના પડઘા 'સનાતન જૈન'માં સંભળાય છે, અને જૈનસંઘમાં ઉદારતા, ગંભીરતા અને ઉચ્ચતા પ્રેરવા એ મહાનુભાવનઃ અનુયાયીઓ મથે છે. સંઘના ત્રણ વિભાગને એકત્ર કરવા, ધર્મમાં વિવેકબુદ્ધિને પ્રવેશ આપવા, રાજ્ય-સંસારના પ્રશ્નોમાં લક્ષ આપવા 'સનાતન જૈન' પોકારી પોકારી પોતાના હમદીનોને જાગૃત કરે છે. એમનામાં સ્ત્રીકેળવણી વધે છે, પણ નારીપ્રતિષ્ઠા ઉન્નત કરવા વિચારણા થતી લાગતી નથી.

મુસલમાનોમાંથી પણ સુસ્તી ઊડી ગયેલી લાગે છે. અલીગઢ અને ઢાકાથી પ્રગટેલા વિચારપ્રવાહસાં યુગયુગની ચડેલી રજ ધોવાઈ જશે.

પારસીઓમાં પણ પોતાનો ધર્મ યથાર્થ સમજવા-સમજી તે મુજબ આચરવા-પ્રવૃત્તિ ચાલી રહી છે.

સર્વત્ર સ્ફુરણ પેઠું છે-જાગૃતિનાં ચિહ્ન દૃષ્ટિને પથે ચડે છે.

તેવા નેતા નથી. મુંબઈમાં, અમદાવાદમાં કે દેશી રાજ્યોમાં બુદ્ધિશાળી ગુજરાતીઓ અનેકધા દેશહિતનું કામ બજાવે છે. પણ ગુજરાતને દોરનાર નેતાઓની તો ખોટ જ છે. અમે સર્વે ગુજરાતી છીએ – હિંદુ, મુસલમાન, પારસી હોવા છતાં ગુજરાતી છીએ — એવી ભાવના જનેજનમાં જગાવે અને દક્ષિણી કે બંગાળીના જેવો પ્રતાપ ગુજરાતીઓ ગુજરાતમાં અને ખંડખંડના પરદેશનિવાસમાં બતાવે એવા એમને શક્તિમાન કરે એવા નેતાની આપણે ત્યાં ખોટ છે. હિંદુસ્તાનનાં વર્તમાન ભવિષ્ય ઘડવામાં અને તેને અંગે ઊભા થતા મહાપ્રશ્નો ઉકેલવામાં અમે પણ સામેલ છીએ. અમારામાં પણ એ સૌ સારુ જોઈતાં સામર્થ્ય, બુદ્ધિ, લાગણી, આગ્રહ અને ઉત્સાહ છે એવી આત્મશ્રદ્ધા ગુજરાતીઓમાં લાવનાર આચાર્યની જરૂર છે. હિન્દુસ્તાનને તુરતાતુરત 'આર્થિક સ્વરાજ્ય' અને 'કેળવણીના સ્વરાજ્ય'ની ખાસ જરૂર છે. વેપારી ગુજરાતના હાથમાં આર્થિક સ્વરાજ્ય મેળવવાનું છે. જે પ્રાંતના લગભગ પોણા ભાગ ઉપર દેશી હકૂમત છે, જે પ્રાંતની ચારે કૉલેજો લોકોને આધીન છે, અમદાવાદ, ગોધરા, ભરૂચ, સુરત સિવાયની, હાઇસ્કૂલો પણ એવી સ્થિતિમાં છે; પ્રાથમિક કેળવણી ગામેગામ ફેલાવવાનું કામ જ્યાં ઘણી સરળતાથી થઈ શકે એમ છે ત્યાં કેળવણી પણ લોકોના હાથમાં આવી તેમને ઉપયોગી થઈ પડે એવું સ્વરૂપ લઈ શકે એમ છે છતાં યોગ્ય નેતા – વિચારકોની બીનહયાતીને લીધે ગુજરાત પાછળ છે. આફ્રિકામાં ગોરાઓની સામે જંગ મચાવવામાં હિંદીઓને સેનાની જે પ્રાંતમાંથી મળી આવ્યો છે તે પ્રાંતમાંથી નેતા—વિચારક તેને પોતાને સારુ કેમ નથી જન્મતા? ગુજરાતમાં વિચાર કરી શકે એવા પુરુષો સરકારી યા રજવાડી નોકરીમાં છે. વેપારીઓ અસંસ્કારી અને અણકેળવાયેલા હોય છે એટલું જ નહીં પણ ધર્મની ઘેલછામાં એટલા બધા મશગૂલ રહે છે કે બીજી કોઈ પ્રવૃત્તિ તેમને રુચતી જ નથી. આનંદની વાત છે કે ઉદ્દામ અને વિનીત પક્ષના જન્મથી વેપારીઓની આંખ ઊઘડી છે.

…નપ્રસ્થ થયેલા અનુભવી અધિકારીઓ (દીવાનો, ન્યાયાધીશો, નિવૃત્ત થયેલા વકીલ, દાક્તરો, દેશસેવા કરવા કેમ ઉદ્યુક્ત
સામલત … નથી થતા … અંબાલાલ સા. દેસાઈ હાલ ગુજરાતની વિધવિધરંગી
…ત્તિમાં ભ… …તમાં પૈ… યૌવન છે, બુદ્ધિ છે, ફક્ત તેનો
…ગ ૬૭ત

…મહારાષ્ટ્રની સર્વ પ્રવૃત્તિનું
… સર્વ પ્રવૃત્તિનું મૂળસ્થાન

જૈનોમાં પણ ધર્મજાગૃતિ થઈ છે. અનેક સ્થળે સભાઓ સ્થપાઈ છે, પ્રાચીન ગ્રંથો છપાય છે, ગુજરાતીમાં ભાષાંતરો થાય છે, ધાર્મિક વિધિઓ બરાબર પાળી શકાય એટલા સારુ તેમના સંબંધી સરળ લખાણો થાય છે. મંદિરોના જીર્ણોદ્ધાર થાય છે, તેમ જીવનના ધર્મના જીર્ણોદ્ધાર કરવા પણ પ્રયાસો શરૂ થઈ ચૂક્યા છે. શ્રીમદ્ રાજચંદ્રે પ્રગટાવેલા વિચારોના પડઘા 'સનાતન જૈન'માં સંભળાય છે, અને જૈનસંઘમાં ઉદારતા, ગંભીરતા અને ઉચ્ચતા પ્રેરવા એ મહાનુભાવના અનુયાયીઓ મથે છે. સંઘના ત્રણ વિભાગને એકત્ર કરવા, ધર્મમાં વિવેકબુદ્ધિને પ્રવેશ આપવા, રાજ્ય – સંસારના પ્રશ્નોમાં લક્ષ આપવા 'સનાતન જૈન' પોકારી પોકારી પોતાના હમદીનોને જાગૃત કરે છે. એમનામાં સ્ત્રીકેળવણી વધે છે, પણ નારીપ્રતિષ્ઠા ઉન્નત કરવા વિચારણા થતી લાગતી નથી.

મુસલમાનોમાંથી પણ સુસ્તી ઊડી ગયેલી લાગે છે. અલીગઢ અને ઢાકાથી પ્રગટેલા વિચારપ્રવાહમાં યુગયુગની ચડેલી રજ ધોવાઈ જશે.

પારસીઓમાં પણ પોતાનો ધર્મ યથાર્થ સમજવા – સમજી તે મુજબ આચરવા – પ્રવૃત્તિ ચાલી રહી છે.

સર્વત્ર સ્ફૂરણ પેઠું છે – જાગૃતિનાં ચિહ્ન દૃષ્ટિને પથે ચડે છે.

ધર્મમંદિરોની ઊપજ સાર્વજનિક કામોમાં વાપરવા માટે વડોદરામાં સરકારી કાયદાથી સરળતા થઈ છે, અને બીજે લોકમતથી સરળતા થવાનો સંભવ છે.

બંગાળા કે મહારાષ્ટ્રમાં જેટલું રાજકીય વિષયોમાં ધ્યાન અપાય છે તેટલું ગુજરાતમાં અપાતું નથી. અર્ધા ઉપરાંત ગુજરાતમાં છૂટાંછવાયાં નાનાંમોટાં દેશી રાજ્યો છે. આ 'સ્વરાજ્ય'માં રાજકીય ચળવળ જન્મી શકતી નથી. અમદાવાદ કે સુરતના રહેનારને જેટલી લાગણી બંગાળ કે પંજાબના લોકોના સુખદુઃખ માટે થાય છે તેટલી જૂનાગઢ કે ભાવનગરની રૈયતને એકબીજા સારુ નથી થતી. મુંબઈમાં જે પ્રતાપ કચ્છી, કાઠિયાવાડીઓ દાખવે છે તે 'દેશ'માં બતાવી શકતા નથી. તોપણ સમગ્ર હિંદમાં ફરી વળતી રાજકીય ભરતીનાં મોજાં ગુજરાતમાં પણ ફરી વળ્યાં છે. વડોદરાના દેશાભિમાની નરેશ્વરે પોતાની રૈયતનું રાજકીય જીવન કેળવવા માંડ્યું છે. તે ઉપરાંત સુરતમાં ઈ. સ. ૧૯૦૭માં કોંગ્રેસમંડપમાં અને બહાર જે દારુણ યુદ્ધ થયું તેની અસર ગુજરાતમાં થઈ. ગુજરાતમાં બે વખત કોંગ્રેસ ભરાઈ; એક અમદાવાદમાં અને બીજી સુરતમાં. આ બે વખતે જણાયેલી લોકોની જાગૃતિમાં ઉત્સાહ—આગ્રહ—રસમાં આસમાન જમીનનો ફેર લાગે છે.

ગુજરાતમાં નેતા નથી : બંગાળ, મહારાષ્ટ્ર, પંજાબ વગેરે પ્રાંતોમાં છે

તેવા નેતા નથી. મુંબઈમાં, અમદાવાદમાં કે દેશી રાજ્યોમાં બુદ્ધિશાળી ગુજરાતીઓ અનેકત્ર દેશહિતનું કામ બજાવે છે. પણ ગુજરાતને દોરનાર નેતાઓની તો ખોટ જ છે. અમે સર્વે ગુજરાતી છીએ – હિંદુ, મુસલમાન, પારસી હોવા છતાં ગુજરાતી છીએ — એવી ભાવના જનેજનમાં જગાવે અને દક્ષિણી કે બંગાળીના જેવો પ્રતાપ ગુજરાતીઓ ગુજરાતમાં અને ખંડખંડના પરદેશનિવાસમાં બતાવે એવા એમને શક્તિમાન કરે એવા નેતાની આપણે ત્યાં ખોટ છે. હિંદુસ્તાનનાં વર્તમાન ભવિષ્ય ઘડવામાં અને તેને અંગે ઊભા થતા મહાપ્રશ્નો ઉકેલવામાં અમે પણ સામેલ છીએ. અમારામાં પણ એ સૌ સારુ જોઈતાં સામર્થ્ય, બુદ્ધિ, લાગણી, આગ્રહ અને ઉત્સાહ છે એવી આત્મશ્રદ્ધા ગુજરાતીઓમાં લાવનાર આચાર્યની જરૂર છે. હિન્દુસ્તાનને તુરતાતુરત 'આર્થિક સ્વરાજ્ય' અને 'કેળવણીના સ્વરાજ્ય' ની ખાસ જરૂર છે. વેપારી ગુજરાતના હાથમાં આર્થિક સ્વરાજ્ય મેળવવાનું છે. જે પ્રાંતના લગભગ પોણા ભાગ ઉપર દેશી હકૂમત છે, જે પ્રાંતની ચારે કૉલેજો લોકોને આધીન છે, અમદાવાદ, ગોધરા, ભરૂચ, સુરત સિવાયની, હાઇસ્કૂલો પણ એવી સ્થિતિમાં છે; પ્રાથમિક કેળવણી ગામેગામ ફેલાવવાનું કામ જ્યાં ઘણી સરળતાથી થઈ શકે એમ છે ત્યાં કેળવણી પણ લોકોના હાથમાં આવી તેમને ઉપયોગી થઈ પડે એવું સ્વરૂપ લઈ શકે એમ છે છતાં યોગ્ય નેતા – વિચારકોની બીનહયાતીને લીધે ગુજરાત પાછળ છે. આફ્રિકામાં ગોરાઓની સામે જંગ મચાવવામાં હિંદીઓને સેનાની જે પ્રાંતમાંથી મળી આવ્યો છે તે પ્રાંતમાંથી નેતા—વિચારક તેને પોતાને સારુ કેમ નથી જન્મતા? ગુજરાતમાં વિચાર કરી શકે એવા પુરુષો સરકારી યા રજવાડી નોકરીમાં છે. વેપારીઓ અસંસ્કારી અને અણકેળવાયેલા હોય છે એટલું જ નહીં પણ ધર્મની ઘેલછામાં એટલા બધા મશગૂલ રહે છે કે બીજી કોઈ પ્રવૃત્તિ તેમને રુચતી જ નથી. આનંદની વાત છે કે ઉદ્દામ અને વિનીત પક્ષના જન્મથી વેપારીઓની આંખ ઊઘડી છે.

આપણા વાનપ્રસ્થ થયેલા અનુભવી અધિકારીઓ (દીવાનો, ન્યાયાધીશો, મામલતદારો વગેરે) નિવૃત્ત થયેલા વકીલ, દાક્તરો, દેશસેવા કરવા કેમ ઉદ્યુક્ત નથી થતા? ફક્ત દી. બ. અંબાલાલ સા. દેસાઈ હાલ ગુજરાતની વિધવિધરંગી પ્રવૃત્તિમાં ભાગ લે છે. ગુજરાતમાં પૈસો છે, યૌવન છે, બુદ્ધિ છે, ફક્ત તેનો સદુપયોગ કરવાની જરૂર છે.

બંગાળની સર્વ પ્રવૃત્તિનું મૂળ જેમ કલકત્તા, મહારાષ્ટ્રની સર્વ પ્રવૃત્તિનું મૂળ જેમ પૂણા છે, તેમ ગુજરાત અને ગુજરાતીઓની સર્વ પ્રવૃત્તિનું મૂળસ્થાન

અમદાવાદ થવું જોઈએ. સાહિત્યમાં અમદાવાદ જેમ અગ્રસ્થાન લેતું જાય છે તેમ, રાજકીયાદિ વિષયોમાં પણ તેણે લેવું જોઈએ.

કુળ ઉજ્જ્વલ રાખવા સારી સંતતિ ઉછેરવાની માબાપોને જેટલી ફિકર અને કાળજી હોય છે તેનાથી વિશેષ ફિકર અને કાળજી નવા નેતાઓ ઉત્પન્ન કરવા માટે હાલના નેતાઓએ રાખવી જોઈએ.

ઉદ્દામ અને વિનીત પક્ષ વિશે રૂપકની ભાષા વાપરીએ તો ઉદ્દામ પક્ષ દેશનું હૃદય અને વિનીત પક્ષ દેશનું મગજ છે, એમ કહી શકાય. બન્નેના સાહચર્યથી ફાયદો છે – વિરોધથી નહીં. વ્યવહારનિપુણ ગુજરાતી બન્ને પક્ષની ભાવના અને કાર્યપદ્ધતિનાં સારાસાર તપાસી રુચતું જ સ્વીકારશે.

લૉર્ડ મોરલીએ કરવા ધારેલા રાજકીય સુધારાનો દેશને લાભ અપાવવો બન્ને પક્ષના હાથમાં છે. આ રીતે આરંભાયેલી રાજકીય પ્રવૃત્તિ ઉદાર નયવાન ગાયકવાડના રાજ્યમાં સારી વૃદ્ધિ પામી ગુજરાતનાં બીજાં દેશી રાજ્યોમાં ચાલતું અંધેર દૂર કરાવી પ્રતિનિધિ રાજ્ય – પ્રજાશાસક રાજ્ય—ચલાવવા ગુજરાતીઓને તાલીમ આપશે.

આફ્રિકામાં ગુજરાતીઓએ અતુલ વીરત્વ દાખવ્યું છે. સ્ત્રીઓએ પણ રજપુતાણી જેવું શૌર્ય દાખવ્યું છે. હિંદુ, મુસલમાન, પારસીઓએ એકત્ર થઈ ગુજરાતી નામ દીપાવ્યું છે.

રાજ્ય અને સંસાર સાથે સંબદ્ધ અર્થપ્રાપ્તિ અને શિક્ષણ વિશે થોડુંક વિચારીએ. કરાંચીથી મુંબઈ લગીનો દરિયો ગુજરાતીઓથી ઊભરાય છે; ઇંગ્લૅંડ, ફ્રાન્સ, આફ્રિકા, ચીન, જાપાન જાય છે તે તો જુદું. મુંબઈ અને અમદાવાદમાં વરાળયંત્રથી રૂની બનાવટ કરે છે. તેઓ અનેક નવા હુન્નરો ઉપજાવી દેશને આબાદી કરી શકે એવા છે. તેમની વૃત્તિ એ તરફ દોડી છે. જોઈતાં લાયકાત, કેળવણી અને સાધનો મેળવી તેઓ એ દિશામાં પ્રયાણ કરશે. સ્વદેશપ્રેમ અને પ્રામાણિકતાથી છલબલતાં હૈયાવાળાં મગજો જ્યારે એમાં પડશે ત્યારે જ સાફલ્ય મળશે.

ગયે વર્ષે બેંકો, મિલોમાં વધારો થયો હતો તોપણ વેપાર અને હુન્નરઉદ્યોગ શી રીતે વધે તે વિશે હજુ જોઈએ તેવો ગુજરાતમાં વિચાર થયો નથી, અને થતો હોય એમ લાગતું નથી. વેપાર મહાજન[1] (Chamber of Commerce), ઔદ્યોગિક ને વ્યાપારી શિક્ષણ, ઉદ્યોગવેપારના ગ્રંથ, માસિકો,

---

૧. મુંબઈ અને અમદાવાદમાં એવાં મહાજન સ્થપાયાં છે. બીજે સ્થપાવાના જરૂર છે. ગુજરાતના મહાજનની સ્થાપના થવી જોઈએ.

કાચા ને તૈયાર માલનાં સંગ્રહસ્થાનો, બેંકો, વહાણો, રેલવે, ઇત્યાદિ અસ્તિત્વમાં લાવી, સાહસ—આગ્રહ—પ્રામાણિકતા—જ્ઞાન—ઉદ્યમશીલતા જગાવી, કેળવી અનેકવિધ આર્થિક ખીલવણી થઈ શકે. જાપાન, અમેરિકા ગયેલા દક્ષિણી, બંગાળીઓ કરતાં વિશેષ દેશપ્રેમી અને દેશોદય સારુ અભિલાષક પરદેશ ખેડતા ગુજરાતી વેપારી ક્યારે થશે ? મરાઠી અને બંગાળીમાં પરદેશ ગયેલા દક્ષિણી કે બંગાળીઓ નાનાવિધના લેખ લખી પોતાના દેશભાઈઓને જાગૃત અને માહિતગાર કરે છે. આફ્રિકામાં મંડાયેલા કુરુક્ષેત્રનું મહાભારત કહેનાર કેમ કોઈ ગુજરાતી સૂતપુરાણી નીકળી નથી આવ્યો ? વેપારી વર્ગ કેળવાશે ત્યારે જ ગુજરાતનું ભાગ્ય ઊઘડશે.

કેળવણીના મહાપ્રશ્ન વિશે આપણે ત્યાં છેક જ વિચાર – પ્રયત્ન થયા નથી એમ નથી. સરકારે જે પ્રાથમિક કેળવણીની પદ્ધતિ દાખલ કરી તેમાં મહુંમ માધવલાલ હરિલાલે સુધારો વધારો કર્યો; સાયન્સ અને હુન્નરનું જ્ઞાન આપવા પ્રો. ત્રિ. ક. ગજ્જરે વિચાર્યું અને એકલે હાથે દેશને એ જ્ઞાનનું અગત્ય સમજાવ્યું. ગાયકવાડ સરકાર અને મુંબઈના ધનાઢ્યોને લીધે કલાભવન, વિક્ટોરિયા જ્યુબિલી ટેક્નિકલ ઇન્સ્ટિટ્યૂટ, ટાટા રીસર્ચ ઇન્સ્ટિટ્યૂટ આદિ સંસ્થાઓ હયાતીમાં આવી છે; મુંબઈમાં અને બીજે સ્થળે વેપારી કેળવણી આપવા શાળાઓ – વર્ગો ચલાવવામાં આવે છે, અને હાલના આપણા ના. ગવર્નરના આગ્રહને લીધે વેપારી કેળવણી આપવાની સારી યોજના થવાની વકી છે. એમના જ પ્રયાસથી સાયન્સનું પણ આપણને સંગીન જ્ઞાન મળશે એવી આશા છે. આપણા શ્રીમંતોએ ઉદારતાથી ના. ગવર્નરની સાયન્સ શીખવવાની યોજના વધાવી લીધી છે. પ્રો. ત્રિ. ક. ગજ્જરના સ્ત્રીકેળવણી વિશેના વિચારનું ફળ 'સેવાસદન'માં પ્રત્યક્ષ થતું જાય છે. વડોદરાના શિક્ષકમંડળના વાર્ષિક સંમેલન સિવાય કેળવણી વિશે જાહેર ચર્ચા થતી નથી.

આમ છતાં પણ હજુ આ દિશામાં બહુ કરવાનું છે. સરકારી અથવા ખાનગી નોકરી મેળવવાની લાયકાત કેળવણીથી આવે છે એવું સામાન્યતઃ મનાય છે, અને એ જ હેતુથી માબાપો પોતાનાં બાળકોને કેળવે છે. કેળવણી લેવાથી જીવન ઉન્નત થાય છે, નાના પ્રકારના હુન્નર, ઉદ્યોગ, વેપાર થઈ શકે છે, ખીલવી શકાય છે, દેશનો અને જાતિનો ઉત્કર્ષ થાય છે વગેરે વગેરેનું ભાન લોકોને જરાયે નથી. એક ચીલો પડ્યો છે તે પર થઈને સૌ ચાલ્યા જાય છે, પણ તે રસ્તે જવાથી સૌને લાભ થશે કે હાનિ થશે તેનો ખ્યાલ નથી. માબાપોને કેળવણીનાં ઉદ્દેશ અને ભિન્ન ભિન્ન સ્વરૂપોની ખબર નથી. શિક્ષકો અને વિચારકોનું લક્ષ હજુ આ મહત્ત્વના પ્રશ્ન તરફ ખેંચાયું નથી. ધર્મગુરુઓ તો પોતે જ અભણ હોય, જ્ઞાનપ્રકાશની જ વિરુદ્ધ હોય ત્યાં

તેમની પાસેથી આશા રાખવી નિરર્થક છે. પંજાબમાં આર્યસમાજે અત્રત્ય અને પાશ્ચાત્ય વિચારસરણીનો સંવાદ લાવે એવી કેળવણી આપવા 'ગુરુકુળ' નામની સંસ્થા સ્થાપી છે અને કલકત્તાની કૉલેજો ઉપર જ્યારે સરકારી કાયદાના યમદૂતો પાશ લઈ ફરી વળવા લાગ્યા ત્યારે 'રાષ્ટ્રીય કેળવણી' રૂપ પાર્ષદો બંગાળની કેળવણીને 'રાષ્ટ્રીય યુનિવર્સિટી' રૂપી વૈકુંઠમાં લઈ જવા ઉદ્યુક્ત થયા છે. ગુરુકુળ અને રાષ્ટ્રીય શાળાઓમાં શિક્ષણથી વિદ્યાર્થીઓના જીવન – વિચાર – પ્રવાહ અમુક રીતે વહેવડાવવાનો ઉદ્દેશ છે; એટલે એ ઉદ્દેશ સાધવા આવશ્યક એવા કેટલાક વિષયોને અભ્યાસક્રમમાં સ્થાન અપાયું છે, પરંતુ આ દેશની વિવિધરંગી પ્રજાને વિવિધ પ્રકારની સંપૂર્ણ કેળવણી મળે એવી વ્યવસ્થા અથવા વિચારણા થઈ નથી.

ગુરુકુળની પદ્ધતિમાં ધાર્મિક અભ્યાસ મહત્ત્વનો લેખાય છે, રાષ્ટ્રીય કેળવણીમાં ઇતિહાસના અભ્યાસને એ સ્થાન અપાય છે. પરધર્મી અને પરદેશી રાજ્યકર્તા પોતાને આધીન વિવિધધર્મી પ્રજાને કેળવણી આપે ત્યારે સાંપ્રદાયિક શિક્ષણને અભ્યાસક્રમમાં સ્થાન ન આપે એ વાજબી છે. આપણી નિશાળોમાં એવું શિક્ષણ અપાતું ન હોવાથી તે આપવાની પ્રવૃત્તિ ચાલી રહી છે. ગુરુકુળ જેવી અથવા આ દેશમાં ખ્રિસ્તી ધર્મ ફેલાવવા સ્થપાયેલી શાળાઓની ધાટી ઉપર કાઢેલી સંસ્થાઓમાં 'ધાર્મિક શિક્ષણ' આપવાની વ્યવસ્થા કરવામાં આવે છે; જૈનોની માફક સરકારી નિશાળોમાં વ્યતીત થતા કાળ ઉપરાંત અવકાશનો જે વખત બાળકોને મળે છે તેમાં ધાર્મિક – વ્યાવહારિક શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવામાં આવે છે; અલીગઢની મુસલમાન કૉલેજ કે કાશીની હિંદુ કૉલેજ જેવી સંસ્થાઓમાં એક જ ધર્મના અનુયાયીઓને શિક્ષણ આપી તેમનું ધર્મતેજ ઝળહળતું રાખવાની વ્યવસ્થા કરવામાં આવે છે યા તો હિંદુ ધર્મના સર્વ મતપંથને અનુકૂળ આવે એવાં સર્વમાન્ય તત્ત્વો હિંદુ શાસ્ત્રોમાંથી વીણી કાઢી ક્રમવાર પોથીઓ રચી શાળાઓમાં ચલાવવામાં આવે છે.

છેલ્લી પદ્ધતિ 'થિયોસોફિકલ સોસાયટી'ને લીધે પ્રચારમાં વધુ ને વધુ આવતી જાય છે. ગાયકવાડી રાજ્યમાં પણ એવો જ માર્ગ અખત્યાર કરવામાં આવ્યો છે. મુંબઈની આર્ય પ્રતિનિધિ સભા, બીલખાના આનંદાશ્રમ નિવાસી શ્રીમન્નથુરામ શર્માના શિષ્યો, દ્વારિકાના શંકરાચાર્ય આદિ તરફથી ગુજરાત–કાઠિયાવાડનાં તીર્થસ્થાનોમાં 'ગુરુકુળ' જેવી સંસ્થાઓ ઊભી કરવા પ્રયત્નો થાય છે. આર્યસમાજના 'ગુરુકુળ' માટે સારું ફંડ જમા થયું છે; મિસિસ ઍની બિસાંટની સૂચનાથી પારસીઓમાં પોતાની કૉલેજ સ્થાપવાનો વિચાર

સ્ફૂર્યો છે; દ્વારિકાના શારદાપીઠના શિષ્યવર્ગ તરફથી નર્મદાતટે એક સંસ્થા ઊભી થઈ છે, એમ સાંભળવામાં આવ્યું છે.

આ બધી પ્રવૃત્તિના લાભ હશે, પણ પૃથ્વીની આગળ વધેલી અને વધતી પ્રજાઓની સાથે હરીફાઈમાં ઊતરી વિજયવંત થવા આ જાતની કેળવણી આપણને સમર્થ કરશે કે નહીં એ પ્રશ્ન તો ઊભો જ રહે છે. ધાર્મિક શિક્ષણ આપવાની સર્વે યોજનામાં 'ધર્મના ઇતિહાસ'નું શિક્ષણ સામેલ રાખવું જોઈએ. દરેક સંપ્રદાયવાળાની પોતાના અનુયાયીઓને સંપ્રદાયના સિદ્ધાંત અને વિધિકર્મથી વાકેફ રાખવાની ફરજ છે. એ ફરજ અદા કરવા જૈનપદ્ધતિ અંગીકાર કરવી ઘટે છે.

ઇતિહાસનું શિક્ષણ આપણને હાલ ખાસ અગત્યનું છે; પરંતુ વેપારી અને હુન્નરબાજ ગુજરાતને એકલા એવા શિક્ષણથી પાલવે એમ નથી. સરળતાથી અને થોડા વખતમાં સમસ્ત ગુજરાતીઓને વાંચતાંલખતાં આવડે એવી કેળવણીની ઘણી જરૂર છે. વેપારી, ખેડૂત, મજૂર, સર્વેને તેની જરૂર છે. રાજકોટ, અમદાવાદ વગેરે સ્થળે રાત્રિશાળાઓ સ્થપાઈ છે તે તેમ જ ભરૂચમાં નવાં સ્થપાતાં કારખાનાંઓમાં ઉઘાડવામાં આવેલી નિશાળો એ દિશામાં થયેલું પ્રયાણ સૂચવે છે. આ ઉપરાંત આપણે ત્યાં ધુરંધર વેપારીઓ પાકે, હોંશિયાર પ્રતિભાશાળી હુન્નરી નરો પેદા થાય; દેશી રાજ્યોની કે સરકારી અમલદારી કરી દેશોદય સાધે એવા ઉદાત્ત રાજપુરુષો કેળવાય, દેશી રાજ્યો ઉત્તમ રીતે ચલાવી પ્રજાનું સાહચર્ય મેળવી હિંદીઓમાં સ્વરાજ્ય ચલાવવાની શક્તિ કેળવે એવા ઉદાર રાજાઓ ઉત્પન્ન કરે, પ્રજાનો ધર્મ વિશુદ્ધ, પ્રખર અને ભાસ્વર રાખે એવા આચાર્યો બનાવે, આપણી લડાયક જાતોને માલિક સારુ લડવા હાલની યુદ્ધકળાથી વાકેફ કરે, આપણા ખલાસીઓને કેળવી જબરા વહાણવટી બનાવે, આપણા દેશમાં સાહિત્ય, ઇતિહાસ, ચિંતન, સાયન્સ, કળા, ધર્મ ફેલાવે—વધારે—ચડે એવાં ચેતનનો વરસાદ વરસાવે, આપણી સ્ત્રીઓને જ્ઞાનસંપન્ન કરી તેમના જીવનમાં પ્રકાશ આણે અને આપણા દેશીઓને શરીરે અને હૃદયે આરોગ્ય, હૃષ્ટપુષ્ટ કરે એવી કેળવણીની – એવી કેળવણી વિવિધ સંસ્થા – પ્રણાલીદ્વારા મેળવવાની ખાસ અગત્ય છે. કેળવણીનાં આ વિવિધ અંગો વિશે વર્તમાનપત્રો કે માસિકોમાં ચર્ચા થતી નથી – લોકોમાં એ વિશે ભાષણો કે કથા થતી નથી; પરંતુ એ વિષય સંબંધી ચર્ચા-વિચારણા ઉત્પન્ન કરવાની ખાસ જરૂર છે.

આપણી માધ્યમિક કેળવણી ઘણી જ અસંતોષપ્રદ નીવડી છે. મુંબઈના હાલના ના. ગવર્નર તેમાં ફેરફાર કરવા ઉત્સુક છે. પરંતુ આપણને જે ફેરફારો જોઈએ છે – ગુજરાતને જે ફેરફારો જોઈએ છે – તેને એમની યોજનાઓમાં

સ્થાન મળે તો સારું. આપણને નાનપણથી સાયન્સ અને વાણિજ્ય જ્ઞાન મેળવવાની જરૂર છે. એમણે એ વિષયોને ફક્ત કૉલેજના અભ્યાસક્રમમાં સ્થાન આપ્યું છે. વળી કેળવણી ઉપર માબાપોના વિચારનો જે પ્રભાવ પડવો જોઈએ તે એમની યોજનાથી પડે એમ નથી; પાઈનું શાક લેવું હોય તો ચાર દુકાને ફરનારા લોકો કેળવણી અને ધર્મ જેવી બાબતમાં જરા પણ વિચાર કર્યા વિના ગાડરીયા પ્રવાહની માફક ચાલ્યા જાય એ શું ?

પ્રાથમિક કેળવણીનો સર્વત્ર ફેલાવો થવાની અગત્ય વિશે આગળ ઉપર કહી ગયા છીએ. કાઠિયાવાડનાં દેશી રાજ્યોમાં ઘણે સ્થળે પ્રાથમિક શિક્ષણ મફત આપવાની ઉદારતા બતાવાઈ છે – જૂજ આવતી ઊપજ બંધ કરી પ્રતિષ્ઠા મેળવાઈ છે. પરંતુ તેના ફેલાવા માટે, તેને સંગીન બનાવવા માટે, રૈયતમાંના દરેક જણને પોતાને અનુકૂળ કેળવણી મળી શકે એવી સહેજ પણ પ્રવૃત્તિ એમની તરફથી થઈ નથી. અસલ જેમ મંદિરોને અને બ્રાહ્મણોને ગરાસ અપાતા તેમ જો કેળવણીખાતાને ગરાસ આપી ઊપજ – ખર્ચની બાબતમાં સ્વતંત્ર બનાવવામાં આવે તો દેશી રાજ્યોમાં કેળવણી સારો જ પ્રતાપ બતાવે.

પ્રાથમિક કેળવણી મફત અને ફરજિયાત કરવાની માગણી સરકારને વારંવાર કરવામાં આવે છે, પણ એ માગણી ઉપર ધ્યાન અપાયું નથી. મુંબઈ બેટમાં એવી યોજના કરવા માટે નિમાયેલી કમિટીએ ઉક્ત માગણીની વિરુદ્ધ રિપોર્ટ કર્યો છે. ભાવનગરના દીવાન રા. રા. પ્રભાશંકર દ. પટણીએ અને મુંબઈની 'મ્યુનિસિપલ' નિશાળોના ઉપરી મિ. વેલીનકરે પણ એ માગણી અવાસ્તવિક છે એમ બતાવ્યું હતું. કેળવણીનો વિસ્તાર કરતા આગમચ તેને સંગીન બનાવો એવું કહેવામાં આવે છે તે માન્ય છે; પરંતુ બન્ને સાથે સાથે થઈ શકે અથવા અમુક સ્થળે સંગીનપણા પર વધારે ધ્યાન અપાય અને બીજે બધે જ્ઞાનપ્રસારણ ઉપર લક્ષ અપાય એવું પણ બની શકે. સરકાર ઉપર જ આધાર રાખી બેસી ન રહેતાં ધનાઢ્યો, રાજાઓ, આચાર્યો, ન્યાતો વગેરે તરફથી લોકોને વાંચતાં લખતાં આવડે એવું કરવાનું કામ ઉપાડી લેવામાં આવે તો ઘણું સારું. બ્રાહ્મણો, સંન્યાસીઓ, બાવાઓ વગેરે નિરૂદ્યમી — દુરાચરણી લોકોનું પૂરું કરવા પાછળ દાનને નામે વપરાતો પૈસો સરસ્વતીદેવીનાં મંદિરો સ્થાપી નિભાવવામાં ખર્ચાવાની જરૂર છે.

સ્ત્રીકેળવણી સંબંધી પણ લોકોની આંખ ઊઘડી છે અને દિન પર દિન તેનો વધારો થતો જાય છે. શહેરો અને ગામડામાં લોકમત ઘણો જ એની તરફેણમાં વળતો જાય છે, અને ગામડામાં છોકરા–છોકરીઓ હારે રહી ભણે

છે. વડોદરા રાજ્ય તરફથી તેમ જ સરકાર તરફથી કન્યાવાંચનમાળા પ્રસિદ્ધ કરવામાં આવી છે, અને એ રીતે બાલકબાલિકાઓના શિક્ષણપ્રવાહ છૂટા પાડ્યા છે. પરંતુ આ વાંચનમાળા આજની આપણી વૃત્તિઓને રુચે એવી નથી. હોપની દેખરેખ નીચે લખાયેલી વાંચનમાળામાં આપણને જૂઠા ગણી સાચું બોલવાનો અને પ્રામાણિકતાથી વર્તવાનો ઠેર ઠેર ઉપદેશ અપાયો હતો તેમ આ નવી કન્યાવાંચનમાળામાં પણ નીતિના ઉપદેશને મહત્ત્વ આપવામાં આવ્યું છે. આ ઉપદેશભર્યા પાઠો જીવન પ્રફુલ્લ કરે એવા નથી; વખતે બાળી નાંખે એવા છે. ગૃહકલા સંબંધીનું જે તત્ત્વ ઉમેરવામાં આવ્યું છે તે આ વાંચનમાળાનો એક શુભ અંશ છે. અમદાવાદની સ્ત્રી-શિક્ષકશાળા( Female Training College )નો અભ્યાસક્રમ પણ સુધારવામાં આવ્યો છે.

અમદાવાદનું 'ઉદ્બોધન' પત્ર નવી કન્યાવાંચનમાળા તૈયાર કરાવવા તત્પર થયું છે. મુંબઈના 'સેવાસદન' અને 'ચંદા રામજી હિંદુ કન્યા વિદ્યાલય,' સુરતના 'વનિતાવિશ્રામ,' રાજકોટની 'હિંદુ કન્યાશાળા' આદિ સંસ્થાઓને અંગે સ્ત્રીકેળવણીના અભ્યાસ – અને અભ્યાસગ્રંથો સંબંધી ઘણું કામ થવાની વકી છે. બાળકીઓને ઊંચું અને સંગીન શિક્ષણ આપવાને, તેમ પ્રૌઢ સ્ત્રીઓને જ્ઞાનસંપન્ન કરવા – કેળવવા – આ રીતે ગુજરાતમાં પ્રયાસો થતા જાય છે. સ્ત્રીઓ પણ જાતે આગળ પડી પોતાની બહેનોને કેળવવા ઉદ્યુક્ત થતી જાય છે. તોપણ હજુ સ્ત્રી-શિક્ષકોની ઘણી ખોટ છે અને તેથી સ્ત્રીકેળવણીનો ઘણો મંદ ફેલાવો થાય છે. અનાથ વિધવા સ્ત્રીઓને ભરણપોષણ મેળવવા સમર્થ કરે એવા હુન્નરો શીખવવાના પણ પ્રયાસો ચાલે છે. વડોદરામાં બંધુમંડળના સંમેલન પ્રસંગે એ નગર સારુ આવી યોજના ઉપસ્થિત કરવામાં આવી હતી. જૈન સંઘની વસ્તી જ્યાં જ્યાં મોટા જથ્થામાં છે ત્યાં ત્યાં પણ આવાં જ શુભ પગલાં લેવાયાં છે. ગયે વર્ષે ભાવનગરમાં એ લોકો તરફથી સારા દ્રવ્યસંચયથી એક શ્રાવિકાશાળા કાઢવામાં આવી છે. અમદાવાદમાં પણ શ્રાવિકાશાળાઓ ચાલે છે. એ કોમમાં સારી જાગૃતિ આવી છે. બીજાં નગરોમાં પણ બીજી ન્યાતો તરફથી એ દિશામાં પ્રગતિ થતી જાય છે.

પરંતુ એ બધાંથી લોકોને સંતોષ નથી થયો. જીવન પ્રફુલ્લ કરે, આપણા દેશમાં જાગેલાં નવાં ચેતનને જીવનમાં સંચી દેશ — જનસેવા માટે સમર્થ કરે એવી કેળવણી સ્ત્રીઓને આપવા ચળવળ ચાલે છે.

પરંતુ આ રીતે ઉપસ્થિત થયેલી સ્ત્રીકેળવણીની યોજનામાં સંસ્કૃતને અતિ મહત્ત્વનું લેખી વૃથા કાલક્ષેપ અને શક્તિવ્યય કરવામાં આવે છે. ગુજરાતી

ભાષામાં ધાર્મિક ગ્રંથો શીખવવામાં આવે તો શિક્ષણ સંગીન નીવડવા અને આચરણો સંસ્કારી થવા વધારે સંભવ છે. જેમને અવકાશ હોય – સારી કેળવણી ગુજરાતી ભાષા મારફત લીધી હોય અને રુચિ હોય તેમને સંસ્કૃત શીખવવાની બેલાશક જોગવાઈ કરી આપવી. ઇતિહાસ, ભૂગોળ જે વિષયો શીખવવાની હાલ આપણે ખાસ અગત્ય છે તે નિરર્થક ગણવામાં આવે છે, એટલે રાજકીય પ્રવૃત્તિને એથી ધોકો પહોંચવા સંભવ છે, માટે દેશપ્રેમીઓએ એ વિષયો ખાસ રસિકતાથી આનંદ મળે એવી રીતે શીખવાય એવો બંદોબસ્ત કરવો જોઈએ.

સ્ત્રીકેળવણી વિશે લખાય છે ઘણું પણ હવે જે કરવું જોઈએ તે બહુ થતું નથી. નિશાળો સ્થાપવી જોઈએ, સ્ત્રી-શિક્ષકો તૈયાર કરવાં જોઈએ, અને નાના પ્રકારની અભ્યાસપોથીઓ પ્રકટ કરવી જોઈએ વગેરે બાબતો પર લક્ષ આપવાની જ ઘણી જરૂર છે. એમને સારુ માસિકો, વર્તમાનપત્રો, ગ્રંથો પ્રકાશવાની – ભાષણો, કથા કરાવવાની પણ એટલી જ જરૂર છે. એમને વિનોદવ્યાયામ મળે એવી સંસ્થાઓ સ્થાપવાની પણ એટલી જ આવશ્યકતા છે. મુંબઈમાં સન્નારીઓ સારુ 'જીમખાના' સ્થપાયું છે. ગુજરાતમાં એમને માટે 'સુંદરીસુબોધ' અને 'સ્ત્રીબોધ' નામનાં બે માસિક નીકળે છે. એ બંને આપણી સ્ત્રીઓનાં જીવનને આનંદમય કરે છે; પરંતુ હજુ બંનેમાં વિકાસને અવકાશ છે, અને એવાં બીજાં માસિકોની જરૂર છે.

આવી રીતે થયેલી જાગૃતિને લીધે સ્ત્રીઓની ઉન્નતિ થતી જાય છે. તેઓમાં પણ જાગૃતિ આવી છે. 'સેવાસદન', 'વનિતાવિશ્રામ' જેવી સંસ્થાઓ એમને માટે અને એમના વડે અસ્તિત્વમાં આવી છે. દાદાભાઈ જયંતી ઊજવવામાં અગ્રેસર મુંબઈની સન્નારીઓ 'પૈસાફંડ' માટે સ્વયંસેવિકાઓ થઈ છે.

મુંબઈનું 'ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ' પણ સારું કામ કરે છે. દી.બ. અંબાલાલ અને રા. નાનાલાલ કવિએ એ મંડળમાં ગયે વર્ષે કરેલાં ભાષણો ઉત્તમ હતાં.

કેળવણી, લગ્ન, નારીપ્રતિષ્ઠા આદિ પ્રશ્નો નિરાકરણ લાવવા તેમ જ પરદેશ-ગમન આદિ સાંસારિક બંધનો દૂર કરવા તથા નીતિ ઉન્નત કરવા ખર્ચ કમી કરવા ન્યાતોની પરિષદ ભરાય છે. આ પરિષદોમાંથી હજુ કાંઈ પણ પરિણામ નીપજ્યું નથી ખરું, પણ એથી ગામેગામ ચેતન પ્રસરે છે અને યુગયુગની ઊંઘ ઊડી જાય છે. આર્થિક બળોને લીધે લગ્નની વય વધતી જાય છે, સ્ત્રીકેળવણી ફેલાતી જાય છે. ગાયકવાડ સરકારનો 'બાલવિવાહ પ્રતિબંધક કાયદો' પણ શુભ પરિણામી નીવડ્યો છે. વળી હિંદુ વ્યવહારશાસ્ત્રને પદ્ધતિસર ધારારૂપે (Codification of Hindu Law) ઘડવાનો ઉપક્રમ શરૂ કરવામાં આવ્યો છે. આથી કૌટુંબિક અને દાંપત્યજીવનના સંબંધોમાં આર્થિક અને નૈતિક છૂટ જોઈતા પ્રમાણમાં મળી

શકશે. જ્યારે હિંદના બીજા પ્રાંતો રાજકીય પ્રવૃત્તિમાં જ ઘૂમે છે ત્યારે ગુજરાત સંસાર અને ઘરનાં પ્રશ્નો વિચારી – નિરૂપી પોતાનું પ્રજાજીવન મજબૂત બનાવવામાં રત છે. ન્યાતોના મેળાવડા, ફંડો, માસિકો, આપણા સાહિત્યનું સ્વરૂપ, (આ વિશે આગળ વધુ કહેવામાં આવશે,) આપણાં અગ્રેસરોનાં વર્તનો વગેરે ઉપરથી સ્પષ્ટ થાય છે કે આપણાં સંસારગૃહ ઉન્નત કરવા તરફ આપણું લક્ષ છે.

ગુજરાતમાં ન્યાતોની પરિષદ મળે છે તેમના હેવાલ એકઠા કરવામાં આવે તો સંસારસુધારકને અને સમાજશાસ્ત્રીને એથી લાભ થાય એમ છે. પાશ્ચાત્ય શિક્ષણ, રાજ્ય અને આર્થિક સંવ્યવસ્થાના જે આઘાત આપણા પુરાણા રાફડા ઉપર થવા માંડ્યા છે. તેમના સામા આત્મસંરક્ષણની વૃત્તિના પ્રેર્યા ગુજરાતીઓ આ બધી ચળવળમાં પડ્યા છે. હાલમાં તેથી નાતોનું જોર વધતું લાગશે, પણ સાથે સાથે ઉદારતા પણ તેમના બંધારણમાં પેસશે જ અને ભવિષ્યમાં તેથી લાભ છે.

મુંબઈના કાયસ્થ સોલિસિટર મિ. દફતરીએ ન્યાતોના ભેદભાવ દૂર કરી એકત્ર થવાની એક યોજના પ્રકટ કરી હતી. હરકિશનલાલના જેવી જ એ યોજના છે.

પહેરવેશ, ભોજન, આચારવિચાર, ભાવનાઓમાં સપાટાબંધ ફેરફારો થતા જાય છે. નારીપ્રતિષ્ઠા ઉન્નત કરવા પ્રયાસો અને ઉપદેશો થાય છે. મુંબઈમાં આ દિશાનાંથી થતી પ્રવૃત્તિઓની અસર ગુજરાતમાં થાય છે તેમ અમદાવાદની 'બંધુ-સમાજ' નાં લખાણોથી પણ એ અસર સબળ બને છે.

ગુજરાતની નીતિ ઊંચી થતી જાય છે કે કેમ એ ગુનાઓના રિપોર્ટો પરથી, કોર્ટોમાં ચાલતા કેસો ઉપરથી જણાય ખરું. ઉપરાંત દેશની જાહેર નીતિ (Public morality) પ્રગતિમાન છે કે કેમ તે પણ મીમાંસા કરવા જેવો વિષય છે. આ પ્રદેશમાં કોઈ ગુજરાતી વિચરશે અને અન્વેષણ કરશે તો જાણવાનું મળશે ખરું.

સ્વદેશીની હાકલો દેશમાં વાગે છે અને ખૂણેખૂણામાં સંભળાય છે. આ હાકલોની નૈતિક અસરો થતી હશે અને થવાની. ભવિષ્યમાં નીતિશાસ્ત્રીને એ પ્રશ્ન વિચારવો પડશે.

દેશમાં જે જે ભાવનાઓ અને તદનુસાર પ્રવૃત્તિઓ ઘૂમી રહી હોય તેમનું તાત્ત્વિક (metaphysical) અને નૈતિક (ethical) સ્વરૂપ ચિંતવવાની ખાસ આવશ્યકતા હોય છે. માટે જ હાલ આપણને એવા એક ચિંતકની જરૂર જણાય છે.

દરેક પ્રજાને પોતાના આદર્શો હોય છે – કાળે કાળે આદર્શો બદલાય છે પણ ખરા. એક વખત હિંદુસ્તાનમાં જીવનમુક્તનો આદર્શ લોકોમાં પુજાતો હતો.

ગોર્વધનરામે પણ એ જ આદર્શ ફરીથી 'સરસ્વતીચંદ્ર'માં ઉપદેશ્યો છે. એ આદર્શ ચાલુ હતો એવામાં અર્હંત અને બોધિસત્વના આદર્શો જન્મ્યા. ત્યારપછી જીવન-મુક્ત આદર્શ પાછો પુનર્જીવિત કરવામાં આવેલો, અને મુસલમાની સામ્રાજ્ય દરમ્યાન ભક્તનો આદર્શ જન્મ્યો. આજે આ બધા આદર્શો તદ્દન નષ્ટ નથી થયા, પરંતુ એમના મૂળ સ્વચ્છ—ઉગ્ર—પવિત્ર સ્વરૂપમાં તો નથી જ રહ્યા. હવે દેશમાં નવો આદર્શ ઉત્પન્ન થતો જાય છે. આ આદર્શ તે દેશવીરનો (patriot) છે. એ આદર્શમાં જીવનમુક્ત, બોધિસત્ત્વ અને ભક્ત એ ત્રણેના આદર્શો ભળી જશે. આમ બદલાતા આદર્શોના પરિણામ વિચારનાર ને ગુજરાતને સમજાવનાર કોઈ નહીં નીકળી આવે?

આ લેખ તવારીખ નથી પરંતુ હકીકતોની ખબર જેવો છે, એટલે દેશમાં ચાલતી રાજકીય, સાંસારિક, ધાર્મિક, આર્થિક પ્રવૃત્તિઓનો સાર કહેવાનું સાહસ વહોરવામાં નહીં આવે.

હવે આ લેખના મૂળ ઉદ્દેશ – સાહિત્યના સિંહાવલોકન પર આવીએ. પ્રથમ ક્રમિક પત્રોના અહેવાલ ઠીક પડશે, કારણ કે એમનાથી સાહિત્યને પોષણ તથા ઉત્તેજન સારું મળે છે.

માનવસૃષ્ટિમાં જન્મમરણ છે તેમ આ પત્રોની સૃષ્ટિમાં પણ બને છે. કેટલાં પત્રો ગયા વર્ષમાં મરણ પામ્યાં તે તો ચિત્રગુપ્તના ચોપડા સિવાય બીજેથી જાણી શકાય એમ નથી. છતાં જ્યોતિ, સાહિત્ય અને વાર્તા, સ્વદેશહિત, આર્યધર્મ-સુધા, વલસાડવર્તમાન (ઉર્ફે ગુર્જરગર્જના) આદિ અવસાન પામ્યાં એવું જણાયું છે. આ સ્થળે રા. રા. મૂળજી દુર્લભજી વેદ તરફથી નીકળવાના 'એશિયા' પત્રની નોંધ લેવી જોઈએ. રા. મૂળજીભાઈ દેશપ્રેમી, ઉદાત્ત ભાવનાસર્યા છે. એ દૈનિક પત્ર કાઢવામાં એમનો ઊંચો અભિલાષ હતો. પરંતુ સરકારે જે સખત કાયદાઓ ગયે વર્ષે પસાર કર્યા તેને લીધે એમણે ધાર્યું હતું તેની રીતે શેરોથી જોઈન્ટ સ્ટૉક કંપની મારફત એ પત્ર ચલાવવું સંભવિત ન રહેવાથી એ અભિલાષ પડતો મુકાયો છે. તેમ સ્વદેશધર્મ, પટેલબંધુ, શિક્ષક, મોઢ બ્રાહ્મણ શુભેચ્છક, નાગર, અનાવિલ, ગર્જના, ચંડિકા, મેઘનાદ, ગદ્યપદ્યસંગ્રહ આદિ જન્મ્યાં પણ છે.

ચાલુ માસિકોમાં અનિયમિત ઘણાં ચાલે છે. ભારતજીવન અને જ્ઞાનસુધાનું દીર્ઘસૂત્રીપણું તો જાણીતું છે. જ્ઞાનસુધા આ સાલથી નિયમિત થવા તત્પર થયું છે. નવા અંકો જોતાં તે એક પંથના વાજિંત્ર કરતાં સાહિત્યનું ઉદાર માસિક થયું હોય એમ લાગે છે. ઉદાર તો એ માસિક ઘણાં વર્ષ ઉપરનું છે. એક વેળા 'સુદર્શન' ઉપર ખ્રિસ્તના ઉપદેશથી ભરેલાં દીન નામના લેખકનાં રચેલાં ત્રણ કાવ્યો

મોકલવામાં આવ્યાં હતાં. એ વખતમાં એવાં જ ગીતો કાન્ત તરફથી એ જ માસિકમાં પ્રગટ થયાં હતાં. એટલે સુદર્શનકારે કાન્તને પુછાવ્યું કે ઉક્ત ગીતો તમારાં છે? તેમની ના આવી એટલે તે કાવ્યો એમણે પ્રસિદ્ધ ન કર્યાં, પણ એ કાવ્યો સાથે એક પ્રેમકાવ્ય હતું તે એમણે પ્રસિદ્ધ કર્યું. કાવ્યો સુદર્શનકારે પ્રગટ ન કર્યાં એટલે ત્રણમાંનું 'બાળકો' નામનું કાવ્ય જ્ઞાનસુધા અને સાહિત્ય ઉપર મોકલવામાં આવ્યું અને એ બન્ને માસિકોએ ઉદારતાથી તે છાપ્યું. સરસ્વતીદેવીની પૂજા કરતાં ધર્મ કે પંથ જોવાતા હશે? કાવ્ય લખવાનો અધિકાર ફક્ત હિંદુઓને જ આપ્યો નહીં હોય. મુસલમાન, ઝરથોસ્તી કે ખ્રિસ્તીઓ આપણું સાહિત્ય અલંકૃત અને સમૃદ્ધ કરે એવાં અનુપમ કાવ્યો પોતાના ધર્મોના સિદ્ધાંતોથી ભરેલાં રચે તો તેનો અનાદર શા માટે કરવો? આનંદની વાત છે કે આવી ભાવના હવે દૂર થતી જાય છે. પૂર્વ–પશ્ચિમના નિકટ થતા જતા સંબંધોથી અત્રત્ય સમાજની પ્રગતિ ખાતર પાશ્ચાત્ય ભાવનાઓનું આપણા દેશને અનુકૂળ સ્વરૂપ કરી લોકોમાં પ્રસરાવાય છે. Progress by fiction, અને અગસ્ત્યના સમુદ્રાચમન વિશે ગોવર્ધનરામ વારંવાર કહેતા એટલે એ રીતે ચાલતી પ્રગતિ ગુજરાતને સમજવી મુસ્કેલ નથી.

રાજકીય આગેવાનોમાં પડેલાં પક્ષથી સાપ્તાહિકોમાં પણ બે પક્ષ પડ્યા છે. મુંબઈના ગુજરાતીનો ઉદ્દામ ઝોક વિનીત થયો છે. શક્તિ, ગુજરાત, ગર્જના આદિ ઉદ્દામપક્ષી છે. Extremists અને Moderatesને બદલે હવે Nationalists અને Constitutionalists અભિધાન પ્રચારમાં આવતાં જાય છે. માટે તેમના અર્થસૂચક ગુજરાતી શબ્દો યોજાવા જોઈએ. વસંતકારના યોજેલા ઉદ્દામ અને વિનીત શબ્દો ગુજરાતીને લીધે વધારે પ્રચારમાં આવ્યા અને એ રીતે સાક્ષરતાનો પ્રભાવ વર્તમાનપત્રોની ભાષા ઉપર અંકાયો. આપણે ત્યાં નવનવા ઊઠતા વિચારો માટે શબ્દ યોજી આપનાર વિદ્વાન જૂજ હોવાથી અને છે તેમનો વર્તમાનપત્ર સાથે સંબંધ ન હોવાથી કાં તો અંગ્રેજી શબ્દો જ (કૉકસ, બૉયકૉટ, પ્રોટેસ્ટ વગેરે) વપરાય છે અથવા બંગાળ કે મહારાષ્ટ્રમાં યોજાયેલા સંસ્કૃત કે દેશજ (બહિષ્કાર, નિષેધ, મવાળ વગેરે) શબ્દો ગુજરાતીમાં વપરાતા થઈ જાય છે. શબ્દો બનાવવામાં આપણા વિદ્વાનો સંસ્કૃત પર જ નજર નાંખે છે, દેશજ — તળપદા શબ્દો કે ફારસી શબ્દોની શુદ્ધ (?) બ્રાહ્મણની માફક અવગણના કરે છે.

'ગુજરાતી'ના તંત્રીમંડળમાંથી દુર્ગારામ મહેતાજીના પુત્ર રા. ગુલાબરાય નિવૃત્ત થયા છે, અને એ મંડળમાં આ વર્ષથી રા. અંબાલાલ બુલાખીરામ

જાની નિમાયા છે. 'કાઠિયાવાડ ટાઈમ્સ'ના તંત્રીપદ ઉપર લલિત ગયા છે. 'ઉદ્‌બોધન'નું તંત્રીમંડળ પણ બદલાયું છે. એના લેખકો લગભગ બધા ઊછરતા યુવાનો છે. એ માસિકના દિશાવલોકન જુદા જુદા આસામીઓ પાસે લખાવવામાં આવે છે. એમાં ગયે વર્ષે 'તુર્કસ્તાનમાં પાર્લામેન્ટ' અને 'હિન્દીઓનો પરદેશનિવાસ' એ બે સારા લેખ આવ્યા હતા. રાજ્ય અને સંસારના મહાપ્રશ્નો વિશે સ્વતંત્ર સરળ લેખ લખાવી અથવા તરજુમા કરાવી લોકમત કેળવવો એ આ પત્રનો ઉદ્દેશ છે. એના ટૂંક જીવનમાં એણે જે 'ઝલક' બતાવી છે તે ઉપરથી એનું ભવિષ્ય આશાભર્યું અને ઉજમાળું લાગે છે. એ માસિકમાં જ અંત્યજ વર્ગના ઉદ્ધાર માટે લેખ આવ્યો હતો એ શું સૂચવે છે? સંસારસુધારાનાં વાજિંત્રો સિવાયના પત્રમાં આવો લેખ આવે એ, દેશમાં સ્ફુરતી ઉદારતાનું પરિણામ નથી લાગતું?

માસિકોનાં કદ વધ્યાં છે. હિન્દી ગ્રાફિક સિવાય સર્વાંગ સચિત્ર માસિક ગુજરાતમાં નીકળતું નથી. જ્યોતિકારને પ્લેગે ગ્રસી લીધા ન હોત તો સર્વાંગસુંદર અને લલિત તથા સચિત્ર માસિક મેળવવા ગુજરાત કદાચ ભાગ્યશાળી થયું હોત. શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીની સહાયથી 'સમાલોચક' સચિત્ર પ્રગટ થાય છે.

છેલ્લાં થોડાં વર્ષોમાં આપણાં માસિકોમાં મોટો ફેરફાર થતો જાય છે. એક વ્યક્તિનાં માસિકો — પ્રો. મણિલાલનું સુદર્શન, ડૉ. ધ્રુવનું ચંદ્ર, કે રા. રમણભાઈનું જ્ઞાનસુધા જેવાં માસિકોનો યુગ જતો જાય છે અને આપણાં માસિકોમાં autocracy કે oligarchyને બદલે democracyની સત્તા વધતી જતી લાગે છે. માસિકના તંત્રીઓ આચાર્ય થવા ઇંતેજાર નથી; તે ફક્ત આમંત્રણ કરી લેખ એકઠા કરનાર અને વાંચનારાઓને પહોંચાડનાર છે, વિચારવિનોદના લાવલઈજા કરનારા છે. ઘણા તંત્રીઓ તો મહિનાના મહિના સુધી પોતાના માસિકમાં એક આંકડો પણ લખતા નથી.

માસિકોનું વલણ પ્રજાસત્તાક થવાથી નાના પ્રકારના લેખોને સ્થાન મળવા માંડ્યું છે. સાયન્સ અને હુન્નરઉદ્યોગના લેખો આદરપૂર્વક સ્વીકારવામાં આવે છે. શિષ્ઠ માસિકો પારસી બોલીમાં લખાયેલા સારા લેખો છાપતાં અચકાતા નથી એ સારી વાત છે.

કેટલાંક પારસી, મુસલમાન અને હિંદુ માસિકો વાંચકો વખત ગાળવા લે છે અને એમની અંદરનો માલ પણ એવા ગ્રાહકોને રુચે તેવો જ હોય છે. નાતોનાં, પંથનાં અને સંસ્થાઓનાં માસિકો પણ ઘણાં નીકળે છે. નાતોનાં

ઘણાંખરાં માસિક નિર્માલ્ય છે. બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક અમને એ બધામાં સારું લાગે છે. નાતોને લગતા સંસાર, અર્થ, આદિના પ્રશ્નો સબળતાથી અને વિદ્વત્તાથી એમાં ચર્ચાય છે. એ માસિકમાં આવતાં કેટલાંક લખાણો સમસ્ત ગુજરાતને વાંચવા જેવાં છે; પરંતુ તે જ્ઞાતિ સિવાય બીજાઓને અપાતું ન હોવાથી તેનો લાભ માત્ર તે જ્ઞાતિના વાચકો સિવાય બીજાઓને મળતો નથી. કાઠિયાવાડનું ત્રિમાસિક અને અમદાવાદનું નાગર, નાગર કોમનાં પત્રો છે. બ્રાહ્મણોને માટે, વૈશ્યોને માટે પણ માસિકો પ્રગટ થાય છે, પણ તેઓમાં જોઈએ તેવો દમ નથી. ક્ષત્રિયો માટે, રાજસ્થાન આદિ પ્રદેશોમાં માસિકો નીકળે છે તેવાં અહીં નથી નીકળતાં.

પંથોનાં માસિકોમાં વૈષ્ણવોનાં માસિકો ઘણાં નીકળે છે. શ્રેયઃસાધકો તરફથી મહાકાલ, પ્રાતઃકાલ, યમદંડ અને ધર્મધ્વજ પ્રગટ થાય છે. ભક્ત, યોગેંદ્ર, આદિ માસિકો એ મંડળ તરફથી નહીં પરંતુ એ મંડળના અનુયાયીઓ તરફથી કઢાય છે. થિયોસોફી, પ્રાર્થનાસમાજ, આર્યસમાજ, સનાતન ધર્મ મહામંડળ (જેનું આર્યધર્મ સુદ્ધાં વાજિંત્ર હતું) વગેરે વગેરેનાં વાજિંત્રો વિશે ઉલ્લેખ થઈ ગયો છે.

કેળવણીનાં ત્રણ માસિકો નીકળે છે. એક અંગ્રેજ સરકારનું, બીજું ગાયકવાડી રાજ્યનું અને ત્રીજું કડી પ્રાંત પંચાયતનું વાજિંત્ર છે. ગુજરાત શાળાપત્રમાં ઇતિહાસ, પ્રાકૃત, કાવ્યશાસ્ત્ર આદિને સારું સ્થાન અપાય છે. આ ત્રણેમાં તેજ કે ઉષ્મા નથી. પરંપરાથી ચાલ્યો આવતો ચીલો ચાલ્યો જાય છે. દેશને માટે સ્વતંત્ર કેળવણીના પ્રશ્ન ચર્ચાવતા માસિકની અતીવ આવશ્યકતા છે. 'શિક્ષક'ની પ્રગતિ ચાલુ રહેશે તો રસકસ વગરના થઈ પડેલા પોતાના કર્તવ્યક્ષેત્રમાં રસકસ પૂરવા તે કેટલેક અંશે શક્તિમાન થશે એવી આશા બંધાય છે.

વૈદકનાં બે–ત્રણ માસિકો નીકળે છે. શ્રેયઃસાધકો પણ એ વિષય પરત્વે ઘણું ધ્યાન આપે છે. ડો. જમનાદાસે આ માસિકમાં કેટલાક લેખ લખ્યા હતા, અને પોતે જે રોગોપચારની પદ્ધતિને અનુસરે છે તેને લોકપ્રિય કરવા સાપ્તાહિક —માસિકોમાં કલમ કસ્યા જાય છે.

મુંબઈમાં પારસીઓની પોતાની ઇસ્પિતાલ થઈ તે પ્રમાણે હિંદુઓની પોતાની ઇસ્પિતાલ કરવા ગયે વર્ષે લગભગ આઠ લાખ રૂપિયા કે તેથી વધારે ધર્માદા મળ્યા હતા.

વેપારીઓ, ધંધાદારીઓ, કારીગરો વગેરે માટે આપણે ત્યાં માસિકો નીકળતાં નથી. ઇંડિયન ટેક્ષટાઈલ જર્નલ મિલઉદ્યોગના સંબંધમાં ઠીક નીકળે છે.

બાકી પ્રો. ગજ્જરના રંગરસરહસ્ય જેવા માસિકની ખોટ હજુ પુરાઈ નથી. કલાભવનના શિક્ષકો તરફથી બે ત્રણ વાર એવું માસિક કાઢવા જાહેરખબરો પ્રસિદ્ધ કરવામાં આવેલી પણ માસિક નીકળેલાં નહીં. મુંબઈમાં હુન્નરસાગરની ઢબ ઉપર વિદ્યાકલાનિધિ નામનું માસિક ચલાવવામાં આવશે એવી જાહેરખબર જોવામાં આવી હતી, પણ માસિક નીકળ્યું જાણમાં નથી.

મુંબઈના દેશી વેપારીઓનાં મહાજન (Indian Merchants' Chambers) તરફથી નવું માસિક નીકળવા માંડ્યું છે. એમાં આંકડાઓ અને માહિતી આપવામાં આવે છે; વેપારીઓને લગતા પ્રશ્નો ચર્ચવામાં નથી આવતા. આવી ચર્ચા કરવા આવી ગયેલા પ્રો. લીઝ સ્મિથનાં ભાષણોથી તેમ જ થોડા દિવસ ઉપર સ્થપાયેલા The Statistical Society of Western India નામના મંડળથી એ દિશામાં ઝલક આવવાની વકી છે.

ગપસપ જેવું વિનોદી પત્ર એક જ છે. હિંદીપંચના લેખોમાં સાહિત્ય દૃષ્ટિએ વિકાસ થતો જણાય છે. સ્ત્રીઓને માટે ફક્ત સુન્દરીસુબોધ અને સ્ત્રીબોધ સિવાય બીજાં પત્રો નથી. બાળકો માટે તો એકે પત્ર છે જ નહીં. પૂણામાં ખાસ બાળકો માટે જ નીકળતા 'આનંદ' જેવા માસિકની ઘણી જ આવશ્યકતા છે.

ગયે વર્ષે નડિયાદમાં ગુજરાતી ભાષાના આધુનિક સ્વરૂપ વિશે રા. રા. કેશવ હર્ષદ ધ્રુવના પ્રમુખપદ નીચે ચર્ચા કરવામાં આવી હતી. એ ચર્ચા સમાલોચકમાં છપાઈ છે.

માસિકોમાં નવા યુવાન લેખકોનાં લખાણ વધતાં જાય છે અને તંત્રીઓ ઉદારતાથી તેમને સત્કારતા જાય છે એ આનંદની વાત છે. આપણું માસિક-સાહિત્ય ઘણું મહત્ત્વનું છે. એને લીધે ઘણા લેખકો જન્મી પોષાયા છે, એમને લીધે નવા વિચાર ફેલાયા છે — ફેલાવાય છે; જૂના સંરક્ષાય છે. માસિકોના તંત્રીઓના હાથમાં અમૂલ્ય પ્રસંગ અને તેમની સેવામાં ગુજરાતનું યૌવન આવી ઊભું રહે છે. દેશના અને જનસમાજના હિતને માટે એ પ્રસંગો વાપરવાની અને પોતાને સોંપાયેલા યૌવનને સુમાર્ગે ચઢાવી તેમની શક્તિનો દેશહિત અર્થે ઉપયોગ કરવાની જોખમદારી તેમને માથે છે. લખવાના કેફી વ્યસનથી યુવાન લેખકો ખુવાર થાય છે માટે તંત્રીઓએ પોતાના યુવાન લેખકોની વત્સલ ચિંતા રાખવી જોઈએ.

લિપિની ઝુંબેશ સારું વર્ષ ચાલી હતી. પહેલી સાહિત્ય પરિષદ ભરાયા પછી મુંબઈ સમાચારે ગુજરાતી લિપિનો પક્ષ લીધો હતો. એ પક્ષને રા.

નરસિંહરાવે ગયે વર્ષે વધારે સબળ કરવા પ્રયત્ન કર્યો હતો. એમની દલીલો વાજબી છે અને સ્વીકારવા જેવી છે, પરંતુ દેશભૈયાના આરાધનમાં લિપિનો ત્યાગ કરવો એ મહત્ત્વનું દુઃખ લાગતું નથી, એટલે નાગરી લિપિનું ભાગ્ય અમને તો ઊજળું લાગે છે. ગયા વર્ષમાં એ લિપિનો પ્રગપેસારો વધતો ગયો છે. બેશક રા. નરસિંહરાવના લેખથી એને ખમવું તો પડશે જ.

વ્યાકરણ અને શબ્દશુદ્ધિ પરત્વે રા. નરસિંહરાવ ઘણાં વર્ષથી પોકાર ઉઠાવ્યા જાય છે. જોડણી માટે વર્ષો પર્યંત ચલાવેલી ઝપાઝપી સફળ નીવડતી લાગે છે. વ્યાકરણના પ્રશ્નોની એમની ચર્ચા વાસ્તવિક લાગતી હોવાથી એનું ભવિષ્ય પણ સારું જ આવશે. રા. કમળાશંકર આદિ સાથે થતા વિવાદ ઉપરાંત કેટલાક લેખોની ભાષા ઉપર એમણે વખતોવખત પ્રહાર કર્યા છે. પરંતુ એમના લક્ષમાં નીચેની બાબતો આવી હોય એમ લાગતું નથી. ભાષા પહેલી અને પછી વ્યાકરણ. બંધાતી ભાષા બીજી ભાષાઓનાં વ્યાકરણનાં બંધન સ્વીકારતી નથી. ગુજરાતી ભાષાનું વ્યાકરણ હજુ લખાયું નથી — સંસ્કૃત કે અંગ્રેજી વ્યાકરણની નજરે તો ઘણાં લખાયાં છે પરંતુ ગુજરાતી ભાષાના શબ્દ અને વાક્યપ્રયોગોના અભ્યાસ ઉપરથી ઉપજાવેલું વ્યાકરણ લખાયું નથી.

આવું વ્યાકરણ લખાયેલું ન હોવાથી દેશમાં વપરાતા અમુક પ્રયોગો પ્રતાપી લેખકને હાથે સંસ્કાર પામી સાહિત્યમાં દાખલ થાય તો તેમની સંસ્કૃત કે અંગ્રેજી વ્યાકરણના નિયમાનુસાર કસોટી કાઢવી એ વાજબી નથી લાગતું. રા. નરસિંહરાવે કાઠિયાવાડને ઘણો ગેરઇન્સાફ કર્યો છે. એમની બધી ચર્ચામાં એઓ નરસિંહ મહેતાની ભૂમિને તદ્દન વિસરી જ જાય છે.

હન્ટરના રચેલા 'ગેઝેટીઅર'ની નવી આવૃત્તિ થઈ છે. તેના બીજા ગ્રંથમાં ગુજરાતી સાહિત્ય વિશે ડૉ. ગ્રીઅરસન લખે છે:

Gujarati has an old literature, dating from the fourteenth century which has been little explored. The oldest writers dealt with philology. The first poet was Narsingh Meheta (1413-79). He does not seem to have written any long work and his fame rests upon his short religious songs, many of which exhibit considerable grace. Among his followers we may mention Premanand Bhatt (flourished 1681) author of the 'Narsingh Mehetanu Mameru' Rewasanker (Translator of the Mahabharata), and Samal Bhatt. Gujrat has not yet produced a great poet approaching in excellence the mediaeval

masters of Hindustan. Of more importance are its bardic chronicles already mentioned. Under English influence a number of works have issued from the press of late years, but these possess little originality, and are mostly translations.

આ વાંચી કોને હસવું નહીં આવે? એના ઉપર ટીકા કરવી નિરર્થક છે. ડૉ. ગ્રીઅરસને Linguistic Survey of India ની ગ્રંથમાળા પ્રગટ કરવા માંડી છે તેમાં ગુજરાતી ભાષા સંબંધી બે ગ્રંથો છે. એક ગ્રંથ છપાઈ ગયો છે. તેમાં ભીલી, ચારણી આદિ ગુજરાતની બોલીનો સંગ્રહ છે.

ગયે વર્ષે પ્રાચીન ગુજરાતી સાહિત્યના પ્રદેશમાં કામ સારું થયું હતું. રા. છગનલાલ વિદ્યારામ રાવળે 'સમાલોચક', 'ગુ. શાળાપત્ર' અને 'ગુજરાતી'માં સારી હકીકત લખી મોકલી હતી. એઓની શોધકવૃત્તિ ડગતી છે એટલે એમનાં અનુમાનો આગળ ઉપર નુકસાન કરનારાં થવાનો સંભવ છે. રા. કેશવલાલ પ્રેમચંદે જૈન રાસાઓની ફેરિસ્ત તૈયાર કરી ભાવનગરની જૈન ધર્મ પ્રસારક સભા મારફત પ્રગટ કરી છે. એ ઉપરાંત પારસીઓના જ્ઞાનવર્ધકમાં પારસીઓનાં પ્રાચીન ગુજરાતી સાહિત્ય વિશે ઉલ્લેખ થયો હતો.

ગયે વર્ષે માસિકોમાં સાગર, રા. ચંદ્રશંકર પંડ્યા, રા. અતિસુખશંકર ત્રિવેદી, રા. મોહનલાલ દવે, રા. કાન્તિલાલ પંડ્યા, રા. નર્મદાશંકર પંડ્યા, રા. કૃષ્ણલાલ ઝવેરી, પ્રભૃતિ તરફથી સાહિત્યચર્ચા પણ સારી થઈ હતી. 'ફુરસદ,' 'જ્ઞાનવર્ધક,' 'ગુજરાતી' આદિ મુંબઈનાં પત્રોમાં ગ્રંથોની નોંધ નિયમિત રીતે લેવાય છે.

રા. કૃષ્ણરાવ દિવેટિયાએ હાલમાં ચાલતી કેટલીક પ્રવૃત્તિઓ ઉપહાસપાત્ર ઠરાવવા 'વસન્ત'માં 'ત્રિકાળદર્શન'ના મથાળા નીચે એક લેખ લખ્યો છે. એ લેખ ઉપરથી જણાય છે કે ત્રિકાળદર્શનના પૂરતા જ્ઞાનના અભાવે એ કોશિશ માત્ર હાસ્યજનક નીવડે એમાં નવાઈ નથી.

'સ્ત્રીબોધ'ના સોનેરી આનન્દોત્સવ પ્રસંગે અમદાવાદમાં પ્રો. ધ્રુવે 'નારીપ્રતિષ્ઠાના ઐતિહાસિક દર્શન' વિશે અને રા. રમણભાઈ મ. નીલકંઠે 'સુધારાની પદ્ધતિઓ' ઉપર ભાષણ આપ્યાં હતાં. પહેલું ભાષણ 'વસન્ત'માં અને છૂટું છપાયું છે. વખત થોડો મળેલો એટલે ભાષણ કરતી વખત ઘણી વાતો મૂકી દેવી પડી હતી; પણ પછીથી સમગ્ર ઐતિહાસિક દર્શન કરાવ્યું હોત તો

વધારે સારું થાત. યજ્ઞમાં નારીપ્રતિષ્ઠાને કેવું સ્થાન હતું? સ્મૃતિકારોનું એ સંબંધે શું કહેવું છે? પુરાણોમાં એની ભાવના કેવી છે? આદિ અનેક પ્રશ્નો છેડવામાં જ નથી આવ્યા.

રા. રમણભાઈનું ભાષણ આ માસિકમાં છપાયું હતું, એ વિષયના ઉપસંહાર જેવું છે.

મીરાંબાઈ કુંભાની રાણી નહોતી એવી વાત મેવાડના ઇતિહાસકાર શામળદાસે પ્રસિદ્ધ કર્યા પછી સમગ્ર હિંદમાં ધીમે ધીમે એ વાત કબૂલાતી જાય છે. રા. ભાનુસુખરામ નિર્ગુણરામે ગયે વર્ષે નવી શોધ વાસ્તવિક નથી એમ બતાવવા યત્ન કર્યો હતો. કવિ શામળદાસનો ઇતિહાસ મેવાડના નરેશને છપાવવો ઉચિત ન લાગવાથી અપ્રસિદ્ધ રહ્યો છે એમ સાંભળવામાં આવ્યું છે. એમના ઇતિહાસ ઉપરથી એમના એક શિષ્યે 'મીરાંચરિત્ર' હિંદીમાં લખ્યું છે અને તેના પરથી મીરાંબાઈ કુંભાની પટરાણી નહીં પરંતુ રાણા સંગની પુત્રવધૂ હતી એ વાદ ચાલ્યો છે. કવિ શામળદાસે જે કારણોસર પ્રચલિત આખ્યાયિકા ખોટી ઠરાવી છે તે બહાર આવ્યાં નથી એટલે એમની વિદ્વત્તાને ખાતર જ નવો મત સ્વીકારાયો છે. મીરાંના દંતકથાભર્યા જીવન પરથી કે એને નામે ગવાતાં હિંદી, ગુજરાતી, મરાઠી ગીતો ઉપરથી ખરી હકીકતનો નિર્ણય કરવાનું કામ મુસ્કેલ છે. કબીર, તુલસીદાસ વગેરેનાં પદો ઉપરથી પણ નિર્ણય પર આવી શકવાનો સંભવ થોડો છે, કારણ કે એમને નામે પણ અનેક પદો ગવાય છે. હિંદી સાહિત્યનો અને ભરતખંડના મધ્યકાલીન ધાર્મિક અને રાજકીય ઇતિહાસનો અભ્યાસ મીરાંનો જમાનો નક્કી કરવા આવશ્યક છે.

રા. વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ સાયન્સના તત્ત્વચિંતનના ઉત્સાહી અભ્યાસી છે. કેટલાંક માસિકોમાં એમના એ સંબંધીના લેખો આવ્યા જાય છે. સરળ ભાષામાં સાયન્સની ગહન બાબતો તેઓ સમજાવે છે. સાયન્સમાં ચંચુપાત કર્યા વિના તેને જડવાદી કહી તે શબ્દથી ભડકનારાઓને રા. વિજયલાલના લેખો વાંચવા ભલામણ કરવી જોઈએ. સ્વદેશી હિલચાલને પ્રતાપે સાયન્સનું શિક્ષણ વધવાનું અને એ શિક્ષણના પ્રસારની સાથે આપણા જડ ઘાલી બેઠેલા વહેમો નિર્મૂળ કરવા સાયન્સના તત્ત્વચિંતનનો પણ પ્રસાર થવો જરૂરનો છે.

આજથી ઘણાં વર્ષ ઉપર 'નવરાશ' અને 'ફુરસદ'ના તંત્રીએ અંગ્રેજી ઉપરથી એક ફારસ ગુજરાતીમાં લખેલો. ઉક્ત બીના જાણમાં ન હોવાથી 'જ્ઞાનવર્ધક'ના એક ઊછરતા લેખકે, ફરી વાર એ ફારસ ગુજરાતીમાં ઉતાર્યો. આથી એ બે માસિકો વચ્ચે થયેલી ટપાટપીથી તેમના વાચકોને રમૂજ ઠીક આવી હશે.

masters of Hindustan. Of more importance are its bardic chronicles already mentioned. Under English influence a number of works have issued from the press of late years, but these possess little originality, and are mostly translations.

આ વાંચી કોને હસવું નહીં આવે? એના ઉપર ટીકા કરવી નિરર્થક છે. ડૉ. ગ્રીઅરસને Linguistic Survey of India ની ગ્રંથમાળા પ્રગટ કરવા માંડી છે તેમાં ગુજરાતી ભાષા સંબંધી બે ગ્રંથો છે. એક ગ્રંથ છપાઈ ગયો છે. તેમાં ભીલી, ચારણી આદિ ગુજરાતની બોલીનો સંગ્રહ છે.

ગયે વર્ષે પ્રાચીન ગુજરાતી સાહિત્યના પ્રદેશમાં કામ સારું થયું હતું. રા. છગનલાલ વિદ્યારામ રાવળે 'સમાલોચક', 'ગુ. શાળાપત્ર' અને 'ગુજરાતી'માં સારી હકીકત લખી મોકલી હતી. એઓની શોધકવૃત્તિ ઉગતી છે એટલે એમનાં અનુમાનો આગળ ઉપર નુકસાન કરનારાં થવાનો સંભવ છે. રા. કેશવલાલ પ્રેમચંદે જૈન રાસાઓની ફેરિસ્ત તૈયાર કરી ભાવનગરની જૈન ધર્મ પ્રસારક સભા મારફત પ્રગટ કરી છે. એ ઉપરાંત પારસીઓના જ્ઞાનવર્ધકમાં પારસીઓનાં પ્રાચીન ગુજરાતી સાહિત્ય વિશે ઉલ્લેખ થયો હતો.

ગયે વર્ષે માસિકોમાં *સાગર*, રા. ચંદ્રશંકર પંડ્યા, રા. અતિસુખશંકર ત્રિવેદી, રા. મોહનલાલ દવે, રા. કાન્તિલાલ પંડ્યા, રા. નર્મદાશંકર પંડ્યા, રા. કૃષ્ણલાલ ઝવેરી, પ્રભૃતિ તરફથી સાહિત્યચર્ચા પણ સારી થઈ હતી. 'ફુરસદ,' 'જ્ઞાનવર્ધક,' 'ગુજરાતી' આદિ મુંબઈનાં પત્રોમાં ગ્રંથોની નોંધ નિયમિત રીતે લેવાય છે.

રા. કૃષ્ણરાવ દિવેટિયાએ હાલમાં ચાલતી કેટલીક પ્રવૃત્તિઓ ઉપહાસપાત્ર ઠરાવવા 'વસન્ત'માં 'ત્રિકાળદર્શન'ના મથાળા નીચે એક લેખ લખ્યો છે. એ લેખ ઉપરથી જણાય છે કે ત્રિકાળદર્શનના પૂરતા જ્ઞાનના અભાવે એ કોશિશ માત્ર હાસ્યજનક નીવડે એમાં નવાઈ નથી.

'સ્ત્રીબોધ'ના સોનેરી આનન્દોત્સવ પ્રસંગે અમદાવાદમાં પ્રો. ધ્રુવે 'નારીપ્રતિષ્ઠાના ઐતિહાસિક દર્શન' વિશે અને રા. રમણભાઈ મ. નીલકંઠે 'સુધારાની પદ્ધતિઓ' ઉપર ભાષણ આપ્યાં હતાં. પહેલું ભાષણ 'વસન્ત'માં અને છૂટું છપાયું છે. વખત થોડો મળેલો એટલે ભાષણ કરતી વખત ઘણી વાતો મૂકી દેવી પડી હતી; પણ પછીથી સમગ્ર ઐતિહાસિક દર્શન કરાવ્યું હોત તો

વધારે સારું થાત. યજ્ઞમાં નારીપ્રતિષ્ઠાને કેવું સ્થાન હતું? સ્મૃતિકારોનું એ સંબંધે શું કહેવું છે? પુરાણોમાં એની ભાવના કેવી છે? આદિ અનેક પ્રશ્નો છેડવામાં જ નથી આવ્યા.

રા. રમણભાઈનું ભાષણ આ માસિકમાં છપાયું હતું, એ વિષયના ઉપસંહાર જેવું છે.

મીરાંબાઈ કુંભાની રાણી નહોતી એવી વાત મેવાડના ઇતિહાસકાર શામળદાસે પ્રસિદ્ધ કર્યા પછી સમગ્ર હિંદમાં ધીમે ધીમે એ વાત કબૂલાતી જાય છે. રા. ભાનુસુખરામ નિર્ગુણરામે ગયે વર્ષે નવી શોધ વાસ્તવિક નથી એમ બતાવવા યત્ન કર્યો હતો. કવિ શામળદાસનો ઇતિહાસ મેવાડના નરેશને છપાવવો ઉચિત ન લાગવાથી અપ્રસિદ્ધ રહ્યો છે એમ સાંભળવામાં આવ્યું છે. એમના ઇતિહાસ ઉપરથી એમના એક શિષ્યે 'મીરાંચરિત્ર' હિંદીમાં લખ્યું છે અને તેના પરથી મીરાંબાઈ કુંભાની પટરાણી નહીં પરંતુ રાણા સંગની પુત્રવધૂ હતી એ વાદ ચાલ્યો છે. કવિ શામળદાસે જે કારણોસર પ્રચલિત આખ્યાયિકા ખોટી ઠરાવી છે તે બહાર આવ્યાં નથી એટલે એમની વિદ્વત્તાને ખાતર જ નવો મત સ્વીકારાયો છે. મીરાંના દંતકથાભર્યા જીવન પરથી કે એને નામે ગવાતાં હિંદી, ગુજરાતી, મરાઠી ગીતો ઉપરથી ખરી હકીકતનો નિર્ણય કરવાનું કામ મુશ્કેલ છે. કબીર, તુલસીદાસ વગેરેનાં પદો ઉપરથી પણ નિર્ણય પર આવી શકવાનો સંભવ થોડો છે, કારણ કે એમને નામે પણ અનેક પદો ગવાય છે. હિંદી સાહિત્યનો અને ભરતખંડના મધ્યકાલીન ધાર્મિક અને રાજકીય ઇતિહાસનો અભ્યાસ મીરાંનો જમાનો નક્કી કરવા આવશ્યક છે.

રા. વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ સાયન્સના તત્ત્વચિંતનના ઉત્સાહી અભ્યાસી છે. કેટલાંક માસિકોમાં એમના એ સંબંધીના લેખો આવ્યા જાય છે. સરળ ભાષામાં સાયન્સની ગહન બાબતો તેઓ સમજાવે છે. સાયન્સમાં ચંચુપાત કર્યા વિના તેને જડવાદી કહી તે શબ્દથી ભડકનારાઓને રા. વિજયલાલના લેખો વાંચવા ભલામણ કરવી જોઈએ. સ્વદેશી હિલચાલને પ્રતાપે સાયન્સનું શિક્ષણ વધવાનું અને એ શિક્ષણના પ્રસારની સાથે આપણા જડ ઘાલી બેઠેલા વહેમો નિર્મૂળ કરવા સાયન્સના તત્ત્વચિંતનનો પણ પ્રસાર થવો જરૂરનો છે.

આજથી ઘણાં વર્ષ ઉપર 'નવરાશ' અને 'ફુરસદ'ના તંત્રીએ અંગ્રેજી ઉપરથી એક ફારસ ગુજરાતીમાં લખેલો. ઉક્ત બીના જાણમાં ન હોવાથી 'જ્ઞાનવર્ધક'ના એક ઊછરતા લેખકે, ફરી વાર એ ફારસ ગુજરાતીમાં ઉતાર્યો. આથી એ બે માસિકો વચ્ચે થયેલી ટપાટપીથી તેમના વાચકોને રમૂજ ઠીક આવી હશે.

આમ પારસી પત્રોમાં અંગ્રેજી લેખોના તરજુમા સ્વતંત્ર લેખ તરીકે છપાયે જાય છે તેમ આપણાં પત્રોમાં બંગાળી, મરાઠી, હિંદી કે અંગ્રેજીમાંથી થયેલાં ભાષાંતરો છપાય છે. જવલ્લે જ લેખકો તરફથી કબૂલવામાં આવે છે કે એમના લેખો ભાષાંતર છે. આવી જાતની ચોરીથી તંત્રીઓએ સાવધ રહેવાની જરૂર છે.

ધાર્મિક મંડળોનાં વાજિંત્રોમાં પણ આવું થાય તો બીજાને શો દોષ દેવો ? 'મહાકાળ'માં પ્રગટ થતી યોગિની નામની કથા Mata the Magician નામની અમેરિકન નવલકથા ઉપરથી સુધારાવધારા, ઘટાડા સાથે છપાય છે. વાચકોને ઉક્ત વાત જણાવેલી ન હોવાથી એ મંડળનો ઘણો ભાગ એ વાર્તાને સ્વતંત્ર કૃતિ ગણે છે અને એમાં વર્ણવેલી વાતો ખરી બનેલી હોય એવું માને છે.

છાપખાનાં વધતાં જાય છે તેમ તેમ પત્રોની સંખ્યા પણ વધતી જાય છે. ઘણાંખરાં પત્રોની કિંમત રૂ. સવા અને 'ફર્મા' ત્રણ કે ચાર બ્રહ્માને ત્યાંથી લખાઈ આવ્યા હોય તેમ લાગે છે ! આ વધી પડેલો ઉકરડો ત્રાસરૂપ થઈ પડ્યો છે.

દક્ષિણમાં ઘણુંખરું સાપ્તાહિકોની કિંમત કરતાં માસિકોની કિંમત વધારે હોય છે, અને આપણાં માસિકો કરતાં તેમાં આવતાં લખાણો ઊંચા પ્રકારનાં અને વિવિધ-વિષયોને લગતાં હોય છે.

દક્ષિણમાં તંત્રીઓ ઘણે ભાગે બ્રાહ્મણો છે, આપણે ત્યાં વૈશ્યો છે. બે વર્ષ ઉપર આપણા તંત્રીઓની સંખ્યાનું વર્ગીકરણ નીચે પ્રમાણે હતું : ૮ બ્રાહ્મણ, ૧ બ્રહ્મક્ષત્રી, ૧૭ પારસી, ૧૭ વાણિયા, ૨ લોહાણા, ૫ મુસલમાન, અને ૨ મરાઠા. આમાં પારસી, વાણિયા, લોહાણા અને મુસલમાન વૈશ્યનો ધંધો કરનારા હોવાથી ૪૧ વૈશ્ય તંત્રીઓ હતા એમ કહી શકાય. હમણાં શી સ્થિતિ છે તે જાણવા સાધન ઉપલબ્ધ નથી.

ગ્રંથપ્રસિદ્ધિનું નિરીક્ષણ કરતાં લોકસમૂહ માટે પ્રગટ થતા સાહિત્યનો ઉલ્લેખ કરીશું. અમદાવાદના સાહસિક ગ્રંથવિક્રેતા મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે અને વઢવાણ, મુંબઈના એવા જ ગ્રંથપ્રકાશકો નાના પ્રકારના વાર્તાઓના, ધર્મના, પુરાણોના, ભજનોના ગ્રંથો છપાવ્યે જાય છે. કોઈ મંડળ તરફથી એ લોકોએ પ્રગટ કરેલા સાહિત્યની દર વર્ષે સમાલોચના થવી ઘટે છે.

પાલીતાણાની જૈન ગ્રંથપ્રસારક મંડળી અને ભાવનગરની જૈન ધર્મ પ્રસારક મંડળી પણ એમના ધર્મનાં પુસ્તકો છપાવવાનું કામ સારા – વિશાળ પાયા ઉપર ચલાવ્યે જાય છે. ભિક્ષુ અખંડાનંદે સ્થાપેલા 'સસ્તું સાહિત્યવર્ધક

મંડળે ' ભગવદ્‌ગીતા, ભાગવત – એકાદશ સ્કંધ, એ બે પુસ્તકો બહાર પાડ્યાં છે, અને બીજા ગ્રંથો બહાર પાડનાર છે.

ઉદ્દામ પક્ષના લેખકો તરફથી ટિળક, પાલ, લજપતરાય, હેંદર રેઆ, અરવિન્દ ઘોષ પ્રભૃતિનાં ગ્રંથોનાં ભાષાંતર આ વર્ષમાં પ્રગટ થયાં હતાં. ' ગુજરાતી 'માં રાજ્યવિદ્યા વિશે લેખ આવે છે.

ગાયકવાડ સરકાર અને ગુ. વ. સોસાયટી તરફથી ઐતિહાસિક ગ્રંથોનાં અંગ્રેજીમાંથી ભાષાંતર કરાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યાં હતાં. પ્રોટેસ્ટંટ રાણી એલિઝાબેથનો સમય, એ વડોદરામાં અને મરાઠી સત્તાનો ઉદય, અને દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ અમદાવાદમાં, અને પોરબંદરના ઇન્સ્પેકટરનો રચેલો શાળોપયોગી હિંદનો ઇતિહાસ ગઈ સાલ છપાયાં હતાં.

ઇતિહાસ ઉપર આપણે ત્યાં બિલકુલ લક્ષ નથી અપાતું એ ખરેખર મોટા ખેદની વાત છે. લોકોમાં બિલકુલ historic sense નથી. તેમ ઇતિહાસ-રૂપી પ્રમાણનું મહત્ત્વ ખબર ન હોવાથી ખોટા વિચારોમાં ગોથાં ખાય છે.

આ વર્ષે વલ્લભીના મૈત્રકોનાં શાસનો જડ્યાં હતાં. પાલીતાણામાંથી હાથ આવેલું શાસન Epigraphica Indica માં પ્રસિદ્ધ થયું છે. રાજકોટના ઉમંગી અને આગ્રહી પ્રાચીન વસ્તુશોધક રા. વલ્લભજી હરિદત્ત આચાર્યને પણ શાસન મળ્યાં છે. આપણા હાલના તંત્રીઓને આ પ્રદેશમાં રસ પડતો ન હોવાથી આવાં શાસનો અને સિક્કાઓની નોંધ કોણ લે ?

' મુદ્રારાક્ષસ 'ના ગુજરાતી ભાષાંતરની નવી આવૃત્તિના ઉપોદ્‌ઘાતમાં જે ઐતિહાસિક ભાગ રા. રા. કેશવલાલ ધ્રુવે લખ્યો છે તે હિંદના ઇતિહાસના એક અંધકારગ્રસ્ત પ્રદેશ પર પ્રકાશનું કિરણ ફેંકે છે.

બંગાળી સાહિત્ય અને પ્રજાજીવનના મહાન આચાર્ય બંકિમચંદ્ર ચટ્ટો-પાધ્યાયના પ્રાતઃસ્મરણીય નામથી ગુજરાતમાં કોઈક જ અજાણ્યું હશે. વિદેહ નારાયણ હેમચંદ્રે એની કેટલીક વાર્તાઓનાં ભાષાંતર કર્યાં હતાં. ત્યાર પછી બીજાઓએ પણ કર્યાં છે. એની રાજસિંહ નામની નવલકથાનું ભાષાંતર કરનાર રા. કૃષ્ણલાલ ઝવેરીએ બંકિમચંદ્રના કૃષ્ણચરિત્રનું ભાષાંતર આજથી ઘણાં વર્ષ ઉપર કર્યું હતું. પરંતુ ' પ્રેસ 'માં શ્રીકૃષ્ણની બંસરીએ જેનોને પણ મુગ્ધ કરી દીધા એટલે ચરિત્રને છપાતાં ઘણો વખત લાગ્યો. ચરિત્રમાં શ્રીકૃષ્ણના જીવનમાં ભાગવત, ગીતગોવિંદ, આદિને લઈને જે કાળાશ જણાતી હતી તે

બંકિમચંદ્રે દૂર કરી છે. મહાભારતમાં જે પ્રકારનું વ્યાસજીએ શ્રીકૃષ્ણનું ચરિત્ર કહ્યું છે તે જ રીતે આ ગ્રંથમાં કહેવામાં આવ્યું છે. લેખક કહે છે:

'કૃષ્ણ બધી જગાએ, બધે વખતે, બધા ગુણોના તેજથી પ્રકાશિત હતો. તે કોઈનાથી જિતાય તેવો ન હતો, કોઈનાથી જિતાયો ન હતો, વિશુદ્ધ પુણ્યમય, પ્રીતિમય, દયામય હતો; પોતાનાં કર્તવ્ય કરવામાં કદી પાછો પડતો ન હતો. ધર્માત્મા, વેદજ્ઞ, નીતિજ્ઞ, ધર્મજ્ઞ, લોકહિતૈષિ, ન્યાયી, ક્ષમાશીલ, ધિક્કારવૃત્તિ વિનાનો, શાસન કરનાર, ભોળો, અહંકાર વિનાનો, યોગી અને તપસ્વી હતો. પોતે માણસની શક્તિ વાપરી કામ કરતો હતો, છતાં તેનું ચરિત્ર ઈશ્વરી હતું. એવી રીતની માનુષી શક્તિ વડે જ અમાનુષી ચરિત્ર વિકાસ પામે. તેના ઉપરથી તેના મનુષ્યત્વ અથવા ઈશ્વરત્વ વિશે અનુમાન, તે માણસ હશે કે ઈશ્વર હશે તેનો વિચાર, વાચક પોતાની શક્તિ મુજબ કરી લેશે.'

'યથાર્થ હિંદુ આદર્શ (Hindu Ideal) તે તો શ્રીકૃષ્ણ જ, મનુષ્યત્વનું ખરેખરું આદર્શ સ્થાન તો તે જ.'

'કૃષ્ણ તો સંસારી, ગૃહસ્થાશ્રમી, રાજનીતિનો જાણનારો, લડવૈયો, દંડ-પ્રણેતા, તપસ્વી અને ધર્મપ્રચારક હતો. સંસારીનો, ગૃહસ્થાશ્રમીનો, રાજાઓનો, યોદ્ધાઓનો, રાજપુરુષોનો, તપસ્વીઓનો, ધર્મવેત્તાઓનો, ટૂંકામાં કહીએ તો મનુષ્ય આખાના સઘળા અંગનો આદર્શરૂપ હતો.

લેખક પોતે કૃષ્ણને ઈશ્વર તરીકે માને છે છતાં આ ગ્રંથમાં તેનું મનુષ્યત્વ જ આલેખ્યું છે, અને હિંદુ પ્રજાએ પોતાનો પ્રજાકીય આદર્શ કેવો ઉન્નત મેળવ્યો હતો તે બહુ સારું બતાવ્યું છે.

રા. બ. ચિંતામણ વૈદ્યે પોતાના Epic India (મહાભારત અને રામાયણના સમયનું હિંદુસ્તાન)માં પણ શ્રીકૃષ્ણનું ચરિત્ર નિષ્કલંક અને ઉત્કૃષ્ઠ હતું એમ જણાવ્યું છે.

મૂળ ગ્રંથોનો અભ્યાસ ઘટવાથી નાના પ્રકારના અનર્થો થાય છે. શ્રીકૃષ્ણના ઉક્ત ઉત્તમ ચારિત્ર્યને સ્થાને લંપટતા, કપટીપણું, ક્રૂરતા, નીચતા, અસત્ય-વાદીતા, ઘાતકતા આદિથી ભરેલું કલુષિત ચારિત્ર્ય જનસમાજમાં પ્રચાર પામ્યું છે. આવા ગ્રંથોને લીધે એ આદર્શણીય ચરિત્ર જોવાની ઉત્સુકતા વધશે એવી આશા છે. મહાભારતના બનાવો અને પાત્રોનો આવો કેટલો બધો વિનિ-પાત પુરાણો અને આપણા માણભટોએ કર્યો છે? મૂળ ગ્રંથો વાંચવાની ટેવ ન હોવાથી આ રસ્તે જે જણાતું તે મનાતું. પરંતુ હવે તો ગ્રંથો છપાયા છે અને સંસ્કૃતનું જ્ઞાન વધતું જાય છે. તે વખતે વેદ, શાસ્ત્ર, સ્મૃતિ આદિ ગ્રંથોનાં

ખોટાં અપાતાં પ્રમાણો જાતે જોયા વિના ન માનવા દરેક જણે તત્પર રહેવું જોઈએ. જો આમ મૂળ ગ્રંથો જોવાની અને બંકિમચંદ્ર તથા રા. ચિંતામણ વૈદ્યે મહાભારત નિરીક્ષ્યું છે તે રીતે એ ગ્રંથોનો અભ્યાસ કરવામાં આવશે તો ગુજરાતમાં ચાલતી ગપો, વિતંડા નિર્મૂળ થશે. લોકોને ચેતનસર અને સજીવન કરે એવા આદર્શો મળશે. *

શ્રીમન્નથુરામ શર્માના શિષ્ય અને 'મહિમ્ન'નું ભાષાંતર કરનાર રા. વિશ્વનાથ સદારામ પાઠકે નચિકેતાનું આખ્યાન નવલકથારૂપે લખી પ્રગટ કર્યું હતું.

અમદાવાદના 'સસ્તા સાહિત્ય પ્રકાશક મંડળે' અંગ્રેજીમાંથી મૈત્રેયીના નવલકથારૂપે લખાયેલાં જીવનચરિત્રનો તરજુમો પ્રગટ કર્યો છે.

અભયકુમાર મંત્રીનું જીવનચરિત્ર—એ જૈન ગ્રંથ છે. સંસ્કૃતમાંથી ગુજરાતીમાં ગયે વર્ષે અર્ધું ભાષાંતર બહાર પડ્યું હતું.

હિંદની બીજી ભાષામાં લખાયેલાં ગેરિબાલ્ડી અને મેટ્રિઝિનીનાં ચરિત્રો ગુજરાતી ભાષામાં અનુવાદિત થયાં હતાં.

'સ્ત્રીબોધ'માં અંકે અંકે રા. જીવનજી જમશેદજી મોદી 'શાહનામાની સુંદરીઓ' નામનો લેખ લખતા હતા તે સમગ્ર સ્વરૂપમાં પ્રગટ થયો હતો.

પ્રો. બ. ક. ઠાકોરે મહાભારતમાં આવતાં સુન્દરી પાત્રોનાં જીવન વ્યાસજીની જ વાણીમાં ગુજરાતને રોશન કરવા માંડ્યાં છે. સતીઓનાં ચરિત્રો પુરાણો ઉપરથી અને રાજસ્થાન ઉપરથી અનેક લખાયાં છે. પરંતુ પ્રો. ઠાકોરની યોજના તે ગ્રંથોથી તદ્દન નિરાળી છે. મહાભારતમાં છૂટા છૂટા પ્રસંગે આલેખાયેલાં સ્ત્રીજીવન એકત્ર મૂર્તિમન્ત કરવા અને એમના જીવનમાં ઓતપ્રોત રહેલા આદર્શો આજની પ્રજાને આપવા એવો એમનો ઉદ્દેશ જણાય છે. શકુન્તલા, કુન્તી અને સાવિત્રી એ ત્રણ સન્નારીઓનાં જીવન એમણે અત્યારસુધીમાં પ્રગટ કર્યાં છે.

આ સર્વે ગ્રંથોમાં—નાના પ્રકારનાં સતીમંડળોમાં મિસિસ જેમીસનની પ્રતિભા, પ્રસાદ, કલ્પના કે બાની તો નથી જ.

ફ્લોરેન્સ નાઈટીંગેલનું ચરિત્ર, ગુ. વ. સોસાયટી માટે સૌ. શારદા મહેતાએ લખ્યું હતું. સેવાસદન જેવી સંસ્થાની ઉપયોગિતા વધતી જશે અને નૈષ્ઠિક કે ગૃહસ્થ સેવિકાની સંખ્યા વધશે તથા તેમનાં કામની કદર થશે તેમ તેમ આ પરોપકારિણી સાધ્વી સ્ત્રીનું ચરિત્ર વિશેષ વંચાશે.

---

* આવો ઉત્કૃષ્ઠ ગ્રંથ ભિક્ષુ અખંડાનંદના 'અહાલેક' પછી પણ રૂ. ત્રણની ભારે કિંમતે છપાય તે યોગ્ય નથી લાગતું. મૂફ તપાસવા જેટલી કાળજી રાખવી જોઈએ તેટલી રખાઈ નથી. ભાષાનો પ્રતાપ ઓગાળી નાંખવામાં આવ્યો છે, પ્રલયવાહી રસસરિતા નથી વહેતી; ભાષા ખરબચડી, શિથિલ અને નિર્બળ લાગે છે.

રા. લલ્લુભાઈ શામળદાસની પુત્રી સૌ. સુમતીએ પાશ્ચાત્ય સદ્‌ગુણી સ્ત્રીઓનાં ચરિત્રનું અંગ્રેજી ઉપરથી ભાષાંતર કર્યું હતું. તેમ જ ‘ગીતાર્થસાર’ નામનો લઘુ ગ્રંથ પ્રગટ કર્યો છે. ‘આનંદ’ માં એમનું કરેલું એક ભાષાંતર છપાય છે.

‘બાળવિનોદ’, ‘શિશુસદ્‌બોધ’ આદિ ગ્રંથો બાળકોને માટે લખાયા છે. મુંબઈના રા. જગન્નાથ રાવળે ‘આનન્દમાલા’ના બે ભાગ પ્રગટ કર્યા છે. રા. મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેએ પણ ગોંડલના રા. નાગરદાસ ધ્રુવના બાળકોને માટે લખેલા ગ્રંથો પ્રગટ કર્યા છે. બાળકોને માટે ગ્રંથોની ઘણી જ જરૂર છે. તે ગ્રંથો સારી છપાઈના અને સચિત્ર હોય તો સારું. મિ. સ્ટેડની Books for the Bairns અને Plays for Children નામની ગ્રંથાવલિઓ જેવાં, મિ. એન્ડ્રુ લેઙગ સંપાદિત પરેશાની કથામાળા (Fairy Tales) કે ઇંગ્લેંડના જુદા જુદા ગ્રંથ પ્રકાશક મંડળના બાળકાવ્યોના ગ્રંથો જેવા ગ્રંથો આપણે ત્યાં રચાવાની ખાસ જરૂર છે. બાળકોને માટે મહારાષ્ટ્ર, બંગાળ વગેરે પ્રાંતોમાં માસિક નીકળે છે પરંતુ આપણે ત્યાં કાંઈ જ નથી. ‘સુન્દરીસુબોધ’ પ્રવર્તક મંડળનું પણ બાળસાહિત્ય પ્રત્યે દુર્લક્ષ છે. માતા, ભગિની, પુત્રી, શિક્ષક, રાજ્યકર્તી, ઉપદેશિકા, પંડિતા, સેવિકા આદિ સ્ત્રીજીવનનાં સ્વરૂપો કરતાં સ્ત્રીનું એકતાનાત્મક દાંપત્યજીવન આલેખવું એ એ માસિકને બહુ રુચે છે.

વડોદરા સરકારે ‘દેશી રમતો’ નો ગ્રંથ છપાવ્યો (તેમાં પણ છોકરીઓની રમતો નથી. ‘મરાઠી ખેલાંચે પુસ્તક’માં છોકરા–છોકરીની રમતો છે.) ત્યાર પછી એ રમતોને શિક્ષણનો વિષય બનાવવા – એમાં રહી ગઈ હોય એવી રમતો મેળવવા કે પરદેશી રમતો આપણે ત્યાં દાખલ કરવા બિલકુલ પ્રયત્નો નથી થયો. ઇંગ્લિશ અભ્યાસક્રમોમાં organised games ને સ્થાન હોય છે તે આપણા શિક્ષકોને અને ‘ટ્રેઈનિંગ કૉલેજ’ના અધ્યાપકોને વિદિત હોવું જ જોઈએ.

બાળશિક્ષણમાં સંગીત પ્રવેશ પામતું જાય છે એ આનંદની વાત છે. બાળકાવ્યો સારાં લખાવાની ઘણી અગત્ય છે. નવલરામની ગરબાવળી અને રા. બાપાલાલની ગરબાવળી બાદ કરતાં ગરબાવળી અને ગીતોનાં જે પુસ્તકો અવાર-નવાર પ્રગટ થાય છે તેની અંદરની કવિતા કરતાં તો સ્ત્રીઓનાં જોડકણાં વધારે સારાં હોય છે.

અત્યાર સુધી જે ગ્રંથો બાળકોને માટે લખાયા છે તે તેમનો જુસ્સો પ્રફુલ્લ કરે એવા નથી.

બાળજીવનમાં કથા, સંગીત, નાટક અને રમતનો યોગ્ય ઉપયોગ કરવામાં

આવે તો બાળશિક્ષણ તેજસ્વી બનવાનો સંભવ છે. કીંડરગાર્ટન દાખલ થયું છે પણ તે સંબંધીનું સાહિત્ય (literature) તદ્દન નિઃસત્ત્વ સંસ્કારહીન છે તેમ તેનો ઉદ્દેશ યથાર્થ પળાતો પણ નથી.

છતાં પણ માધવલાલ હરિલાલ દેસાઈએ બાળશિક્ષણ માટે જે ઉત્સાહ કેળવણી ખાતામાં પ્રગટાવ્યો હતો તે મંદ નથી પડ્યો. અમદાવાદની પ્રેમચંદ રાયચંદ ટ્રેઇનિંગ કૉલેજના શિક્ષક રા. રા. ગંગાશંકર વૈષ્ણવે બાળસ્વભાવ સંક્ષેપમાં પણ સરળતાથી સમજાવવા લખેલા ગ્રંથની બીજી આવૃત્તિ થઈ છે. આ ગ્રંથ શિક્ષકને તેમ જ માબાપ ઉભયને ઉપયોગી છે. યુરોપ અમેરિકામાં આ વિષય ઉપર પુષ્કળ લક્ષ અપાય છે અને ત્યાં બાળસ્વભાવનો સૂક્ષ્મ અને અવિરત અભ્યાસ કરવાની પ્રયોગશાળાઓ પણ હોય છે. તેમ જ એ વિષયનું સાહિત્ય પણ બહોળું છે. આવા ગ્રંથના પ્રચાર અને સત્કાર વધતાં બાળકેળવણીનું સ્વરૂપ પલટાઈ સારું થવાનો સંભવ છે.

પરચૂરણ ગ્રંથોમાં વહેમખંડન, પુત્રધર્મ, ધાત્રીશિક્ષા, ખેતીવાડીનાં મંડળો વગેરે વગેરેની પ્રસિદ્ધિ થઈ હતી. ધાત્રીશિક્ષા વૈદ્યકલ્પતરુના તંત્રીની કૃતિ છે. ખેતીવાડીનાં મંડળોનું પુસ્તક ઘણું ઉપયોગી છે. એ વિષય લોકપ્રિય કરવાની ફરજ આપણા પત્રકારોની છે. સીનોરથી નીકળતા અને ઝળક દાખવતા 'પટેલ બન્ધુ' નામના માસિકમાં એ ગ્રંથના કર્તા રા. છોટાલાલ બાબરભાઈ પટેલ એ જ વિષય ચર્ચે છે અને એ દ્વારા પોતાના વર્ગમાં એ બાબતનું જ્ઞાન ફેલાવવા આવશ્યક પ્રવૃત્તિ આરંભી છે. સરળ ભાષામાં અને ખેડૂતોથી સમજાય એવી રીતે એ વિષયની ચર્ચા અનેક રીતે થયા કરે તો અન્તે લાભ છે.

શ્રેયઃસાધકો વર્ષમાં બે વખત સાધન સમારંભ કરે છે. એ સમારંભ વખતે થયેલાં ભાષણો, કીર્તનો વગેરેનો સંગ્રહ છપાય છે. ગયે વર્ષે સદુપદેશ શ્રેણી(ઉક્ત સંગ્રહનું નામ છે)ના ૧૯ અને ૨૦ મા ભાગો પ્રકટ થયા હતા. પ્રો. કણીઆએ કરેલાં શંકાનાં સમાધાન એ પંથની વિચારાચાર શ્રેણીનું દર્શન કરાવે છે. આ ઉપરાંત એમના 'નિદ્રાનિરૂપણ' તથા 'રાગ એટલે પ્રેમ, એ વિરાગનું રહસ્ય છે' એ બે ભાષણો એ સંગ્રહમાં છે. નિદ્રાનિરૂપણનો વિષય વૈજ્ઞાનિક છે—સર્વને તે વાંચવા જેવો છે. રા. નર્મદાશંકર દેવશંકરનો 'વેદાંત નિબંધમાલા'નો લેખ છે. રા. છોટાલાલ જીવનલાલનો 'વ્યાધિ, વૃદ્ધાવસ્થા અને મૃત્યુનો જય શ્વસનક્રિયાથી થઈ શકે,' એવું પ્રતિપાદન કરતો અપૂર્ણ લેખ એ સંગ્રહમાં છે. ૧૯ મા અંકમાં રા. કૌશિકરામનો આર્યલગ્ન વિશે લેખ છે. હાલની લગ્નક્રિયાથી એમનો આત્મા કંપી ઊઠે છે. પ્રાચીન લગ્નની ક્રિયા

અને ભાવના કેવાં હતાં તેનું નિરૂપણ એમનાં લેખમાં છે. લેખ સારો છે. શ્રેયઃસાધકો આવા વિચારોના આંદોલનથી જ કર્તવ્યસમાપ્તિ થયેલી માને છે કે પ્રાચીન આર્યલગ્નની ભાવના ઉત્તમ હોય તો તેઓ તે પ્રમાણે વ્યવહરવા પ્રવૃત્ત થાય છે?

આ લેખમાં ભાષણકારે કેટલીક પાશ્ચાત્ય વાતો પર સમજ્યા વિના આક્ષેપ કર્યા છે. ટોલ્સ્ટૉયે લગ્ન ઉપર જે પ્રહારો કર્યા છે અને જે નિર્ણય આણ્યો છે તેનો ઉપલક અભ્યાસી તેમ જ પ્લેટોનિક સ્નેહ વિશે એકાદ અંગ્રેજી કોષમાં આપેલી વ્યાખ્યા જોનાર જણથી રા. કૌશિકરામના એ બેના સંબંધમાં કાઢેલા ઉદ્ગારોથી હસ્યા વિના રહેવાશે નહિ. શ્રેયઃસાધકો તો એમની વાણી વેદવાણી તુલ્ય લેખતા હોય તેમ જ એમણે ઉલ્લેખેલી બીનાઓથી અજાણ હોય એટલે એમની સમક્ષ આવી નિરર્થક demagogic (લોકોની હલકી વૃત્તિ તૃપ્ત કરતી) વાણી ઉચ્ચારાય તો તે વિષે શંકાશીલ ન થાય એ સ્વાભાવિક છે. જેવી ભૂલ પાશ્ચાત્યો આપણી સંસ્થા, વિચારણા આદિ સમજતાં કે સમજાવતાં કરે છે તેવી ભૂલ તેમના સંબંધમાં જાણીજોઈને આપણે શા માટે કરવી?

પુરુષોએ પણ સ્ત્રીની પેઠે પ્રેમ અવ્યભિચરિત રાખવો એવું સબળતાથી કહેવામાં આવ્યું છે. સ્ત્રીપુરુષ ઉભયને માટે એકલગ્ન (monogamy) જ શ્રેયસ્કર છે. પુરુવિવાહ (Polygamy) ત્યાજ્ય છે. શ્રેયઃસાધકોની સંસારઘટનામાં આ સિદ્ધાંતો સ્વીકારાયા છે કે સ્વીકારાવાનો સંભવ છે?

જપતપથી નહીં પણ હાલમાં આપણા દેશમાં ઊઠતા પ્રજાકીય ને સાંસારિક મહાપ્રશ્નો સરળતાથી નિરૂપી વ્યવહારમાં આણવા પ્રવૃત્ત થાય તો જ શ્રેયઃસાધક સંપ્રદાયની ઉપયોગિતા હશે તેનાથી અધિકતર વધવાનો સંભવ છે. રા. કૌશિક-રામ અને પ્રો. કણીયાના લેખો શ્રેયઃસાધકના તર્કશાસ્ત્રના (logic) ગુણદોષના અચ્છા નમૂના છે. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી પ્રણીત 'દયારામનો અક્ષર-દેહ' એ કવિની કવિતાનું રહસ્ય પ્રગટાવતો ગ્રંથ છે. ગો. મા. ત્રિ. ની વિદ્વત્તાની છેલ્લી પ્રસાદી છે. Inductive appreciationનો ઉત્તમ નમૂનો છે. દરેક પ્રાચીન કવિનો આવી રીતે અભ્યાસ થાય તો જ તેમની કવિતા ખરી કિંમતે અંકાય. ગોવર્ધનરામને દરેક વસ્તુમાં સદંશ જણાતો, તે સ્ફૂટ કરવામાં એમને અતિશય આનંદ પડતો. વલ્લભ સંપ્રદાયના સિદ્ધાન્તો દયારામની કવિતામાં કેવી રીતે વ્યાપ્યા છે, અને એની દરેકે દરેક ગરબીમાં સંપ્રદાયના સિદ્ધાન્ત નિરૂપક કાવ્યોમાં એ વ્યાપ્તિને લીધે શા શા અર્થ નીકળે છે તે સારી રીતે સમજાવ્યું છે. યોગ અને વેદાન્તની કુમક મેળવી દયારામની ભક્તિ સ્ફૂટ કરી છે.

જે પ્રણાલિકા દ્વારા દયારામે ભક્તિરસ વહેવડાવ્યો છે તે પ્રણાલિકામાં રહેલા દોષોનું પણ સંક્ષિપ્ત – અતિ સંક્ષિપ્ત સૂચન છે.

રા. ગંગાશંકર વૈષ્ણવે 'પદાર્થવિજ્ઞાનનાં મૂળતત્ત્વ, વ્યાખ્યાન ૧ લું' સોસાયટી સારુ લખી આપ્યું હતું. આશા છે કે ધીમે ધીમે સોસાયટી એમની પાસે પદાર્થવિજ્ઞાનમાં સમાયેલા દરેકે દરેક વિષયોની સરળ, સપ્રયોગ અને સચિત્ર મીમાંસા કરાવશે.

રા. રતનજી શેઠના એકલે હાથે અને સખીદિલના સાહિત્યપ્રિય પારસી શ્રીમંતોની મદદથી 'જ્ઞાનચક્ર' ( Encyclopedia ) નામનો મોટો કોષ પ્રગટ કર્યા જાય છે. ગયે વર્ષે એ કોષનો સાતમો ગ્રંથ એમણે બહાર પાડ્યો છે. રા. રતનજી શેઠના કાવ્ય, નાટક, વાર્તા આદિના પ્રદેશમાં પણ પોતાની કલમ ઘુમાવે છે.

નાટક કંપનીઓ નવી નવી ઊભી થાય છે – લુપ્ત પણ થાય છે, પરન્તુ તેમનો ઇતિહાસ નોંધી રાખનાર એકે પત્ર કે સંસ્થા નથી. નાટક કંપનીવાળાઓએ મળી એક સંસ્થા કાઢવી. દરેક કંપનીએ એ સંસ્થાના સભાસદ થવું. એ સંસ્થાના ગ્રંથાલયમાં દરેક કંપનીના ખેલોની છપાયેલી ચોપડીઓ રહે. એ સંસ્થા તરફથી એક માસિક પ્રગટ કરવું. તેમાં અભિનય, સંગીત, સીનરી, વગેરેની ચર્ચા, સારા ખેલાડીની પ્રશંસા, નાટકોનાં અવલોકન, નાટ્યકળા અને તેના વિધાયકો ઉત્તમ શી રીતે થાય તેની મીમાંસા વગેરેને સ્થાન આપવું. આ સંસ્થા નાટક કંપનીઓ વચ્ચે ઊઠતી તકરારોની લવાદી પણ કરે અને એ રીતે એખલાસ રાખી પ્રજાના જાહેર વિનોદ રસિક અને સાત્ત્વિક કરવા તત્પર રહે.

ગયા વર્ષનાં નાટકોમાં કાઠિયાવાડી નાટક મંડળીનો 'દેવકન્યા' નો ખેલ સારો છે.

પારસી ખેલાડી 'કાઉખટાઉ' ની રંગભૂમિ ઉપરની કારકિર્દી ૨૫ વર્ષની થઈ એટલે તે નિમિત્ત તેની રૂપેરી 'જ્યુબિલી' ઊજવાઈ હતી. પારસીઓ અને બંગાળીઓમાં પોતાની કોમનાં આગળ પડતાં માણસો માટે અભિમાન હોય છે; આશાનું ઉજમાળું ચિહ્ન કોઈમાં જણાય તો તરત તેને ઉત્તેજન મળવાનું. આપણે ત્યાં એવાં ઉત્તેજન, કદરની ખામી જ છે. હૃદયની ઉદારતા અને મનની મોટાઈ ઓછાં છે.

રા. રા. મેહરજીભાઈ રતુરા પ્રણિત વાનપ્રસ્થ નાટકમાં વિષય થિયોસોફી– Theosophy અને ઓકલટિઝમ્ – Occultism છે – અને ભાષા પારસીશાઈ ઝડઝમકથી ભરેલી છે. શ્રીમતી ધનદાગૌરીનું રચેલું 'શાંતિશિયળ નાટક' એક સન્નારીની કૃતિ છે.

રા. રા. કેશવ હર્ષદ ધ્રુવે 'મુદ્રારાક્ષસ' ના ભાષાંતરની બીજી આવૃત્તિ દેવનાગરી લિપિમાં પ્રગટ કરી છે. ભાષાંતર સરળ અને રસિક તથા પ્રસાદી છે. વિશાખદત્તની બાની કરતાં ભાષાંતરકારની બાની વિશેષ હૃદયસ્પર્શી છે. પરન્તુ આ આવૃત્તિનો ઉપોદ્‌ઘાત સૌથી મહત્ત્વનો ભાગ છે. રચાયું ત્યારની રાજકીય સ્થિતિ અને કાવ્ય, દર્શન, વ્યાકરણ વગેરે પ્રદેશમાં થતી પ્રવૃત્તિ એમાં આલેખાયાં છે. નાટકના બંધારણમાં કાલિદાસ પછી શા શા ફેરફારો થયા અને મુદ્રારાક્ષસનું બંધારણ કેવું છે તે; નાટક ઉપરથી તેનાં પાત્રોની ઐતિહાસિક હકીકત બીજેથી મેળવી વર્ણવી છે તે; વગેરે વગેરે અનેક ઉપયોગી બાબતો એ ઉપોદ્‌ઘાતમાં ભરેલી છે.

એમની ભાષા ઉપર સંસ્કૃત ગદ્યભાષાની સબળ અસર છે. પરન્તુ સમાસ અને શ્લેષનો ત્યાગ કર્યો છે એટલે જ એ અસર દીપી નીકળે છે.

એમના જેવા સમર્થ વિદ્વાનને હાથે લખાયેલા ઉપોદ્‌ઘાતના ઐતિહાસિક ભાગની ભાષા પોચી લાગે છે તે જોતાં આપણને એમ થાય છે કે ઇતિહાસ લખવાની ભાષા ગુજરાતમાં હજુ જન્મવાની છે.

વાર્તાઓ વાંચવાનો શોખ જબરો જાગ્યો છે. લગભગ બધાં ક્રમિક પત્રો વાર્તાઓ છાપે છે. કેટલાંક ખાસ વાર્તાઓનાં માસિકો નીકળે છે. પારસીઓમાં તો વિશેષ અંગ્રેજી, બંગાળી, મરાઠી અને હિંદી કે ઉર્દૂ ભાષામાંથી કરેલાં ભાષાંતરોથી શોખ સંતોષાય છે. કેટલીક વખત બે ત્રણ વાર્તાનો ખીચડો કરી નવી વાત ઊભી કરાય છે, અને ભાષાંતર કે અનુવાદ ( adaptation ) કર્યું હોય તે છતાં તે ન કબૂલવાની ગુજરાતના લેખકોને કુટેવ પડી ગયેલી હોવાથી એ બધી વાર્તાઓ સ્વતંત્ર કૃતિઓ જ લેખાય.

વાર્તાઓ બે પ્રકારની લખાય છે: (૧) અવકાશનો સમય ગાળવા તથા નવરાઓનો ક્ષુદ્ર જિજ્ઞાસારસ દ્રવાવા અદ્‌ભુત રસનો બહોળો ઉપયોગ જેમાં કરાયો હોય એવી વાર્તાઓ. આવી વાર્તાઓ અનેક બહાર પડે છે; (૨) ઉદ્દેશપુરઃસર લખાઈ હોય તે. સંસારના, ધર્મના કે ઇતિહાસના પ્રશ્નો ચર્ચવા નવલકથાનું સાહિત્ય સબળ સાધન હોવાથી એ રીતે એનો ઉપયોગ થાય છે.

બે મુદ્રિકા, ગુપ્તગુપ્તા, ગૃહલક્ષ્મી એ ડી. લક્ષ્મીદાસની કંપનીની પ્રસિદ્ધિ હતી. 'ગુજરાતી'એ 'વેશ્યાની પડતીનો પ્રસ્તાવ' નામની કથા લાલન વેરાગણના નામથી પ્રખ્યાત થયેલી વાર્તાનો ફરીથી તરજુમો કરી ગ્રાહકોમાં વહેંચી હતી.

ઇલ્મે રૂહાની વિદ્યાનો પ્રભાવ દાખવતી 'રશીદા' નામની સચિત્ર વાર્તા રા. હાજીમહમદ અલારખીઆ શિવજીએ પ્રગટ કરી હતી. રા. હાજીમહમદ ગુજરાતી સાહિત્યના અદ્વિતીય મુસલમાન સેવક છે. કાવ્ય, વાર્તા, ધર્મ વગેરે

વિષયોથી આપણું સાહિત્ય અલંકૃત કરે છે. એમના ગ્રંથોની છપાઈ, બાંધણી વગેરે એમની રસિકતા કેટલી ઊંચી છે તેનો ખ્યાલ આપે છે. રશીદાનાં ચિત્રો દક્ષિણી ચિત્રકાર રા. ધુરંધર પાસે ચીતરાવ્યાં છે. સચિત્ર વાર્તાઓ ગુજરાતી ભાષામાં કેવી સરસ રીતે પ્રગટ થઈ શકે તે રા. હાજીમહમદે બતાવ્યું છે.

રશીદાના દીબાચામાં રા. રતનજી ફરામજી શેઠનાએ ઇલ્મે રૂહાનીના પોતાને થયેલા અનુભવોનું બયાન કરેલું છે. એ વાર્તા અનેક રીતે આકર્ષણીય છે.

રા. હાજીમહમદ યુરોપ અમેરિકામાં વહાલા થઈ પડેલા ફારસી શાયર ઉમ્મર ખય્યમની કવિતાનું ભાષાંતર થોડાક વખતમાં પ્રગટ કરનાર છે.

અમદાવાદના 'ગુજરાતી પંચ'ની બે ભેટવાર્તા ગયે વર્ષે બન્ધુસમાજના બે સભાસદે લખી આપી હતી. 'ઉષાકાન્ત' અને 'પદ્મનાભ'નું સવિસ્તર અવલોકન બીજે લખવા વિચાર હોવાથી અત્રે આટલું સંક્ષિપ્ત ઉલ્લેખન બસ થશે.

'સમાલોચક'માં શેઠ પુ. વી. માવજીએ 'સંધ્યા' નામની મરાઠા ઇતિહાસને લગતી કથા લખી હતી.

હવે ગયા વર્ષના કાવ્યસાહિત્ય તરફ નજર કરીએ. રા. કહાન ચકુ ગાંધી કૃત 'શ્રીકૃષ્ણચરિત્ર' નું વૃત્તબંધ, રા. પાર્વતીપ્રસાદ કૃત 'સુદામાચરિત્ર' નું વૃત્તબંધ, સોસાયટી તરફથી પ્રસિદ્ધ થયેલું 'શિશુપાળવધ' નું ભાષાંતર, મઢડાકર નાગરકૃત 'સુશીલ યમુના', રા. હરજીવન ત્રિપાઠી કૃત 'વૈરાગ્યશતક અને બ્રહ્મજ્ઞાન' નું હિંદીમાંથી ભાષાંતર, નરમણિ કૃત 'ભાનુપ્રકાશ', રા. ભાઈશંકર કુબેરજીનાં 'હૃદયરંગો', નનામું પ્રગટ થયેલું 'વીરસૂ' નામનું કાવ્ય, અને રા. મગનભાઈ પટેલ કૃત 'ક્ષાત્રપાળ પ્રતાપ', રા. અરદેસર ખબરદારની 'પ્રકાશિકા,' રા. નાનાલાલ કવિનાં 'કેટલાંક કાવ્યોનો ભાગ ૨ જો', રા. મૂળજી દુર્લભજી વેદની સેવાસદન માટે લખેલી 'જાગૃતિમાળા' વગેરે વગેરે ગયે વર્ષે મુદ્રાયન્ત્રોમાંથી પ્રસિદ્ધ થયાં હતાં.

આ ઉપરાંત માસિકોમાં રા. નરસિંહરાવ, સાગર, લલિત, સુમન્ત, કુંજ, સ્નેહજ્યોતિ, નૂતનશ્રી, વિશ્વ, દીવાનો, નાજુક, રા. મોહનલાલ પાર્વતીશંકર, રા. કરીમમહમ્મદ માસ્તર, રા. નર્મદાશંકર બાલાશંકર, રા. મૂળજી દુર્લભજી વેદ, ડૉ. હરિ હર્ષદ ધ્રુવ પ્રભૃતિનાં કાવ્યો પ્રગટ થયાં હતાં. 'સમાલોચક'માં પ્રગટ થતી સવિતાની કવિતા રા. કહાનજી ધર્મસિંહ તરફથી સંગ્રહિત થઈ પ્રકાશ પામવાની છે. 'વસન્ત'માં ઉષા નામના સ્ત્રૈણ તખલ્લુસથી (pseudonym) લખાયેલું 'સાવિત્રી અને સત્યવાન' નું કાવ્ય છપાયું હતું: સવિતાની કવિતા પ્રાચીન પદ્ધતિની છે; તોપણ એ કવિતા કાગળનાં ફૂલો જેવી નહીં પરંતુ કુદરતી તાજાં ખીલેલાં પુષ્પો જેવી છે.

નાજુક દખ્ખણુ હૈદ્રાબાદમાં વસતો પારસી શાયર છે. પીટીટ ચરણનો અનુયાયી છે. એનાં ઘણાં નાનાં કાવ્યો અંગ્રેજીમાંથી તરજુમો કરેલાં હોય છે. હૈદ્રાબાદના જળપ્રલય વિશે અને સતી થયેલી એક પારસણ વિશે લખાયેલાં કાવ્યોમાં કવિત્વની ઝળક ઝળકે છે.

દીવાનો એક સારો ખેલાડી છે. 'ગુજરાતી'માં એના તરફથી દેશભક્તિનાં કાવ્યો છપાય છે. મર્હુમ ખેલાડી અમૃતલાલ કે. નાયકના અવસાન પછી ઉર્દૂ સાહિત્યનો આપણને રસાસ્વાદન કરાવનાર હિંદુઓમાં દીવાનો અગ્રણી છે.

રા. મગનભાઈનું 'ક્ષાત્રપાળ પ્રતાપ'નું કાવ્ય વીરરસની જે ખોટ આપણા સાહિત્યમાં છે તે પૂરવા લખાયું છે. આજથી ઘણાં વર્ષ ઉપર 'સ્વાર્પણ' નામનું કાવ્ય શિવાજીના સંબંધમાં પ્રગટ થયું હતું. તેના જેવું જ આ કાવ્ય નિર્બળ છે. દેશના વાતાવરણમાં થયેલા ફેરફારો મુજબ 'સ્વાર્પણ'માં અને 'ક્ષાત્રપાળ'માં ભાષા, જુસ્સો વગેરેનો વત્તોઓછો ભેદ છે. ક્ષાત્રપાળમાં વૃત્ત, ભાષા, જોડણી વગેરેના સંબંધમાં જે છૂટ લેવાઈ છે તે જોતાં એમ લાગે છે કે આવાં કાવ્યો ન લખ્યાં હોય તો સારું, પછી વીરરસ જમાવવા એવી છૂટ લેવી પડતી હોય તો ઉપાય નથી! કાવ્યની રચના (Structure) અને કળા પણ દૂષિત છે.

હિંદુસ્તાનમાં જ્યારે હિંદુ-મુસલમાનને એક પ્રજા બનાવવાનો વિચાર સ્ફૂર્યો છે ત્યારે એ બન્ને જાતોએ પોતપોતાના પરસ્પરના વિગ્રહ ભૂલવા જોઈએ અને સાટે ભેગા મળી જે જે સેવા એમણે સરસ્વતી, કાર્તિકેય, વિશ્વકર્મા અને ઇન્દ્રદેવની કરી હોય તેનો લોકોમાં પ્રચાર કરી એખલાસ વધારવો જોઈએ. શિવાજી અને પ્રતાપનાં વીરત્વ જ્યાં લગી મુસલમાનોની વિરુદ્ધ બતાવાયાં હતાં એ વાત ભુલાઈ જાય નહીં તેમ જ એ વીરત્વની વીરત્વ તરીકે મુસલમાનો પણ કદર કરતા થાય નહીં ત્યાં સુધી એ વિશે મૌન ધરવું એ અમને મુત્સદ્દીગીરીનું લક્ષણ લાગે છે.

હિંદુઓ શિવાજી મહોત્સવ ઊજવે અને તેનાં વીરત્વનાં યશોગાન ગાય તો મુસલમાનો પણ ઔરંગઝેબનો મહોત્સવ ઊજવશે અને તેનાં જીવનનાં યશોગાન ગાશે.

બાબુ બંકિમચંદ્રે મુસલમાનોનાં જીવન ઘણી જ અધમતાભરેલાં આલેખ્યાં હતાં, ઘણા દેશભક્ત મુસલમાનોને એથી વ્યથા થઈ છે. ખુશીની વાત છે કે બંકિમચંદ્રે એવું જીવન દુરાચરણી ચીતર્યું હતું તે ઝેબુન્નિસાને રા. હરગોવન પ્રેમશંકર કવિએ યોગ્ય ન્યાય પોતાના 'શિવાજી અને ઝેબુન્નિસા' નામના કાવ્યમાં આપ્યો છે.

ગયા વર્ષના વિશિષ્ટ કાવ્યસાહિત્યનું અવલોકન કરતાં આગમચ સાહિત્ય-રત્ન, કાવ્યમંજરી અને કવિતાપ્રવેશ નામના સંગ્રહોની નોંધ લઈશું. રા. જીવાભાઈ પટેલે કાવ્યમંજરીમાં નરસિંહથી દયારામ સુધીના યુગના કાવ્યસાહિત્યમાંથી કેટલાંક સારાં કાવ્યો ગૂંથ્યાં છે. વિસ્તૃત ટિપ્પણથી દરેક કાવ્યનો શબ્દાર્થ અને હાર્દ બતાવવા સારો શ્રમ લીધો છે. પ્રાચીન કવિતાને ત્યારની કવિતાની ભાવનાથી તપાસવી હતી, અને તે ભાવનાને હાલની ભાવનાના સામ્યવૈષમ્યની ચર્ચા કરવી હતી. તેને બદલે રા. રમણભાઈના કવિત્વ વિશેના વિચારો પરથી લેખકે પ્રાચીન કવિતા મૂલવી છે. આથી પરીક્ષણ દૂષિત થયું છે. ગોવર્ધનરામની Inductive Criticism ની પદ્ધતિ અંગીકારી હોત તો સંગ્રહ કાંઈ નવું જ સ્વરૂપ અને તેજ દાખવત.

કાવ્યમાધુર્યકાર રા. હિંમતલાલ ગણેશજી અંજારિયાએ રા. કરીમમહમ્મદ માસ્તરની સહાયથી 'કવિતાપ્રવેશ'માં વિદ્યાર્થીઓને ગુજરાતી કવિતા ક્રમશઃ શીખવવા સરળ પડે એવાં કાવ્યોનો સંગ્રહ કર્યો છે. પ્રાચીન ગુજરાતી પદોના નમૂના આપ્યા છે. પીટીટ વગેરે પારસી શાયરોને પણ ઉદારતાથી સ્થાન આપ્યું છે.

શામળ, પ્રેમાનંદ અને ગિરધરનાં કવનોમાંથી હજુ પણ ઘણા કાવ્યખંડો લઈ શકાયા હોત. રા. રણછોડભાઈ ઉદયરામ, છોટાલાલ સેવકરામ, મનસુખ (ગંજનામુનો કર્તા), રા. ગણપતરામ રાજારામ, પ્રભૃતિનાં કાવ્યોથી પ્રવેશ કરાવવામાં સરળતા થાત. નર્મદાશંકરની કવિતાનું એક સ્વરૂપ – કુદરતવર્ણનનું સ્વરૂપ આ સંગ્રહમાં સ્થાન પામ્યું હોત તો સારું. કોષ ઘણો જ અપૂર્ણ છે. કાઠિયાવાડી દુહાઓ આખ્યાયિકા વિના આપ્યા છે, તેથી અર્થ સમજવાનું બનશે નહીં.

'સાહિત્યરત્ન' માં કાવ્ય, ગદ્ય અને નાટકનાં રત્નોનો સંગ્રહ છે. નિશાળો-પયોગી બનાવવાનું હોવાથી બધાં જ રત્નો એમાં ન હોય તેમ એમાં સંગ્રહા-યેલા ભાગ 'રત્ન' પણ ન હોય એમ બનવું સહજ છે. છતાં પણ આપણા સાહિત્યનું એ ગ્રંથમાં સારું દર્શન થાય છે.

આ ત્રણે ગ્રંથોના ઉપોદ્ઘાતો સંતોષપ્રદ નથી.

રાજકોટની હિંદુકન્યાશાળા તરફથી દલપતકાવ્યમાંથી શાળાપયોગી ગરબીઓ સંગ્રહાઈ પ્રસિદ્ધ કરવામાં આવી હતી.

આમ આપણા સાહિત્યની કદર વધતી જાય છે. આવા સંગ્રહોના અભ્યાસ વધતા જાય છે, અને પરિણામે કવિત્વ જીવનમાં ઊતરશે અથવા સુપ્ત સંસ્કારો જાગ્રત કરશે એવી આશા છે.

અંગ્રેજી વિદ્યાનો પ્રભાવ આપણા જીવન પર વધતો ને વધતો પડતો જાય છે તેમ તેમ સાહિત્યમાં પણ મહત્ત્વના ફેરફાર થતા જાય છે. પરદેશના વિચારો, રૂપો, દૃષ્ટિ આદિની કલમ લાવી અહીંનાં એવાં ઝાડોમાં દાખલ કરવામાં

આવે છે. યુરોપીયન કાવ્યશાસ્ત્રની પરિભાષામાં જેને Romanticism કહે છે તેનો યુગ શરૂ થઈ ગયો છે. Romanticism એટલે શું ? પ્રો. હેરફર્ડ કહે છે :

'It was an extraordinary development of imaginative sensibility. At countless points the universe of sense and thought acquired a new potency of response and appeal to man, a new capacity of ministering to, and mingling with his richest, and intensest life.'

બંગાળમાં તો આ હિલચાલ પુરજોશમાં ચાલે છે. આપણે ત્યાં પણ નવીન સાહિત્ય એનું જ ફરજંદ છે છતાં પુરવેગ ત્યાં કરતાં નરમ છે. Romanticism નું મોટામાં મોટું ફળ 'સરસ્વતીચંદ્ર' છે.

કવિ નર્મદાશંકર અને દલપતરામથી જ આ નવા યુગની શરૂઆત થયેલી. ત્યાર પછી ગ્રેજ્યુએટ કવિઓના રા. નરસિંહરાવ દીવેટિયા અગ્રણી થયા. કુસુમમાલા અને હૃદયવીણા નામના બે કાવ્યસંગ્રહો પ્રસિદ્ધ કર્યા પછી એમની કવિત્વધારા બંધ થઈ ગઈ હતી. વચમાં થોડાંક કાવ્યભાષાંતરો પ્રગટ કર્યાં હતાં. બે એક વર્ષથી પાછી એ ધારા છૂટેલી છે. પરન્તુ જે કવિતાઓ પ્રગટ થઈ છે તેમાં હૃદયવીણાનો જ સૂર છે. પ્રગતિ કે વિકાસ થયેલો લાગતો નથી. ઊલટું એમની શક્તિ હ્રાસ પામતી જણાય છે.

રા. નરસિંહરાવની કવિતાની ગુણપ્રશંસા અનેકવાર રા. રા. રમણભાઈ નીલકંઠે કરી છે, અને ગુજરાત પાસે એ રીતે એ કવિતાની કદર કરાવી છે.

રા. નરસિંહરાવની કવિતાની છાપ અનેક કાવ્યલેખકો ઉપર પડી છે. એમની કવિતામાં કેટલાક અંતર્ગત દોષો છે. તેમ એ દોષોને લીધે બીજાઓના હાથમાં એ જાતની કવિતા વધારે દૂષિત બને છે. 'વિલાસિકા'નું અવલોકન કરતાં રા. નરસિંહરાવે તેમાં (૧) વૃથા તર્કતરંગ (૨) અવિશદતા – ક્લિષ્ટતા અને (૩) લાગણીની અવાસ્તવિકતાના દોષો રહેલા છે એમ બતાવ્યું હતું. આમાં (૪) નિષ્પ્રયોજન શબ્દો અને અલંકારો, (૫) શબવત્ અંગ્રેજીનાં અનુકરણ, (૬) છદ્મમૃદુતા, (૭) કલ્પના અને વિધાનની પુનરુક્તિ (૮) અસ્પષ્ટતા (want of precision) અને (૯) કલ્પના તથા કલાની પંગુતાના દોષો ઉમેરી લો. રા. નરસિંહરાવની કવિતામાં આ દોષો પગલે પગલે નથી જણાતા ? દરેક સ્થળે બોધ મેળવવાની વૃત્તિ રસભંગ નથી કરતી ? કવિત્વ ઘણીવાર કલ્પનાને બદલે ચાતુર્યથી મુગ્ધ નથી થતું ? 'દેશાભિમાન' શબ્દથી ભડકનારામાંના રા. નરસિંહરાવ પણ એક હોય એમ લાગે છે. એમના સમગ્ર કાવ્યસંગ્રહમાં દેશાભિમાનનું એક પણ સારું કાવ્ય છે? જ્યાં સહેજસાજ ઉદ્‌ગાર

કાઢ્યા છે તે કેટલા નિર્ગળ છે? એમણે ઉદ્દીપન કરેલા ભાવો કેટલી બધી વાર અવાસ્તવિક અને અસ્વાભાવિક હોય છે? એમનાં પ્રકૃતિનાં અવલોકન પણ વાસ્તવિક હોય છે? એમનાં વર્ણનો કેટલાં થોડાં આબેહૂબ હોય છે? વર્ણનમાંથી આપોઆપ રસાનુભવ થાય છે? જે વિષયનું અમુક વસ્તુથી સૂચન કરવામાં આવે છે તેનું સ્વાભાવિક રીતે થવું જોઈએ તેવું સૂચન થાય છે? સૂચક અને સૂચિત વિષયોમાં દેખીતો વિરોધ નથી જણાતો? પ્રાસ સાચવતાં અર્થવિરોધ ઘણીવાર નથી થઈ જતો? આવેગ વિચ્છિન્ન થવાથી અને વિચાર સંસ્ખલન પામવાથી ક્ષોભ નથી ઊપજતો? મનુષ્યહૃદયના એમના અનુભવો ન્યૂન નથી લાગતા? કાવ્યનો અંત સ્વાભાવિક રીતે લાવવો, વિવેક વાપરી નકામા અંશો મૂકી દેવાથી અને અગત્યના અંશો પર ભાર મૂકવાથી કલા કેમ સુષ્ઠુ અને સુંદર બનાવવી વગેરે જાણીતી બાબતો એમનાથી કેટલી વાર સચવાઈ છે? સંક્ષેપમાં એમની કવિતામાં intensity અને sincerity અતિશય ન્યૂન લાગે છે. કવેતાઈ બાની (poetic diction) નાં કિંમતી વસ્ત્રાલંકારથી શણગારેલી એમની કવિતા કવિત્વહીન હોવા છતાં સારાં કાવ્ય તરીકે ઘણીવાર આદર મેળવે છે.*

મકરન્દની રસચર્ચાનું પણ યથાર્થ સમીક્ષણ કરવાની જરૂર છે. જેમ દલપતરામ, શામળ ભટ વગેરેને લીધે કવિતાના ખોટા ખ્યાલો ગુજરાતમાં પ્રચલિત થયા છે તેમ રા. નરસિંહરાવ અને રા. રમણભાઈને લીધે પણ કેટલાક ખોટા ખ્યાલો પ્રચારમાં આવતા જાય છે.

ગુજરાતે દક્ષિણની માફક સ્વરાજ્ય ગુમાવ્યું નહોતું એટલે ગુજરાતમાં નવા નવા યુગની રાજકીય ભાવનાઓ પ્રખર સ્વરૂપમાં જન્મી નહોતી. નાના પ્રકારના સાંસારિક રિવાજરસમોમાં કચરાતા ગુજરાતે સંસારસુધારણાનો અને તેની અંદર રહેલી ગૃહસુધારણાનો મહત્ત્વનો પ્રશ્ન ઉપાડી લીધો. ગૃહસુધારણામાં લગ્નનો પ્રશ્ન મોખરે આવ્યો. લગ્ન તે પ્રેમલગ્ન થવાં જોઈએ એ ભાવના જન્મી. ઇશ્ક (passion) અને સ્નેહનાં ગાન ગવાયાં. સૂફીવાદી કવિતાના અનુકરણમાં ઈશ્વરી સ્નેહ કે ઇશ્કનું 'દર્દ' ગવાયું છે? અમને તો ઈશ્વરી સ્નેહના નામે ઇશ્કનું દર્દ જ ગવાયેલું લાગે છે. ગાનારાઓએ જાતે જ ટીકાઓ લખી ભ્રમ ઊભો કર્યો છે.

કલાપીએ પુરુષજીવનમાં સ્નેહશૂન્યતા પૂરનાર સ્નેહરાજ્ઞી મેળવવાની આર્ત્ત ચીસ અને પ્રલંબ રુદન પોતાની કવિતામાં કર્યાં છે, અને એવા રુદનના પડઘા હજુ પણ એમના અવસાન પછી ગુજરાતમાં બંધ પડ્યા નથી.

---

* આ સંબંધમાં, અવકાશ મળ્યે ઉદાહરણસહિત સવિસ્તર વિવેચન પ્રગટ કરવાની ધારણા છે.

ઇશ્ક – સ્નેહશૂન્યતા પછી સ્નેહનું પુણ્યમય દર્શન થવું જોઈએ. તે દર્શન કરાવનાર રા. રા. નાનાલાલ દ. કવિ છે. ગોવર્ધનરામનાં સરસ્વતીચંદ્ર અને કુસુમ સ્નેહ ખાતર નહીં પરંતુ ધર્મ ખાતર પરણે છે.' બીજા દેશોમાં તેઓ સખ્યભાવથી રહેત. અહીં લગ્નગ્રંથિ વિના એ સખ્યભાવ રાખવો મુશ્કેલ હોવાથી દેખાતો દાંપત્યભાવ એમણે સ્વીકાર્યો. બન્નેના જીવનમાં સ્નેહ તો શૂન્યતા પામી જાય છે, અથવા સ્નેહ છે જ નહીં.

કલાપી અને ગોવર્ધનરામની રૂદ્દિષા ઝીલી જગતનાં દુઃખોથી દબાતા રીબાતા લલિતે અશ્રુધારા વહેવડાવી છે. એ અશ્રુસ્નાનથી પાવન થઈ તેઓ ગૃહ-ભાવનાં ગીતો લલકારે છે. સ્નેહ અને સંતતિ સ્ત્રીપુરુષના જીવનમાં કેવો પ્રકાશ લાવે છે તે सोहम् सोहम् અને साम्य ના ભાવો મૂર્ત કરનારની કવિતા બતાવે છે. એમનાં દેશભક્તિનાં કાવ્યોમાં પણ આ જ ભાવો હોય છે. દેશમૈયાનાં બાળક તરીકે જ તેઓ દેશભક્તિની ધૂન જગાવે છે. હિંદુસ્તાનમાં કંપનીનું રાજ્ય મટી ઇંગ્લેંડના રાજાઓનું રાજ્ય થયું તે બનાવને ૫૦ વર્ષ થયાં તે નિમિત્તે લખેલું એમનું કાવ્ય 'રાજદંપતી'ને ઉદ્દેશી લખાયું હતું. એમની કવિતાનો હમણાં સંક્રાન્તિયુગ છે. છાતી ઉપરનો ઓથાર રૂંધણ કરતો મટયો છે, અને પાંખોના ફફડાટ સંભળાય છે. પરંતુ અજાણતાં શબ્દોની ભાવ વિનાની હાથચાલાકી ઘણી-વાર થતી લાગે છે. એમની કવિતામાં લાલિત્ય, માર્દવ અને માધુર્ય છે. હૃદયને સ્પર્શી – હૃદયના તાર ઝણઝણાવી તેમાં સુપ્ત રહેલા અથવા તેને વિહ્વળ કરતા કરુણ ભાવો એમની કવિતામાં અનુકંપા પામી આશ્વાસન મેળવે છે.

આકાશમાં ઊડવા કરતાં એમને ઘરના છાપરા નીચેના ભારટીયા ઉપર બેસી ગાવાનું વધારે ગમે છે. અશ્રુકવિ મટી તેઓ ગૃહકવિ થવા વાંછે છે. હિંદુ ગૃહમાં સ્ત્રીપ્રતિષ્ઠા ઉન્નત કરવા તેઓ પ્રબોધે છે.

એમના ભજનિયામાં દીનતા, દયા, શ્રદ્ધા, અધીનતા છે.

એમણે લખ્યું છે ઘણું; પણ તેમાં સારાં કાવ્યોની સંખ્યા ઓછી છે. સૂર ઘણી વખત એકના એક જ હોવાથી એકતાનતા લાગે છે. ધીમે ધીમે ફેર પડતો જાય છે. ગૃહકાવ્યોના અનુપમ સૂરો જગાડશે એવી આશા છે.

ગૃહભાવના કવિ વિશે લખતાં એક વાતનો ઉલ્લેખ કરવો ઉચિત લાગે છે. આગળ ઉપર કહ્યું તેમ ગુજરાતમાં સંસાર – ઘર સુધારવા ઉપર લક્ષ વિશેષ અપાય છે. જો એ સંસ્કારી, વિશુદ્ધ, પવિત્ર અને સાત્ત્વિક થશે, રસ, વિચાર, ભાવનાથી છલગલશે તો જ આપણા પ્રજાજીવનના મહાપ્રશ્નો ઉકેલવામાં — નિરૂપવામાં અને અનુભવમાં ઉતારવામાં બિલકુલ મુશ્કેલી કે વિલંબ થશે નહીં.

'આજકાલ દેશનું આત્મમાન સૂચવતી 'સ્વરાજ્ય' અને 'સ્વદેશી'ની વીરહાક ચોપાસ વાગી રહી છે તે વચ્ચે થઈને આવતો હિન્દની અબળાનો રોઈ રોઈ બેસી ગયેલો સાદ પણ આપણે જરા વિશેષ કર્ણ દઈ સાંભળવો જોઈએ' એ વાક્યો તેમ જ એના પ્રણેતા વિદ્વાને ટાંકેલો નીચલો અંગ્રેજી ઉતારો શું સૂચવે છે?

If a lesson is to be drawn it surely is that - as individuals there is on place like home, so with a state there is on institution like home; that a community can be great only where there are happy, harmonious and virtuous homes, and that homes can not be happy and harmonious and virtuous unless woman is accorded a worthy place in these homes, with freedom of action, with a consciousness of responsibility with the right, unfettered by circumstance or prejudice, to develop all that is best and noblest in her to the utmost perfection'
(પ્રો. આનંદશંકર ધ્રુવ: નારીપ્રતિષ્ઠા, એ વિષયનું ઐતિહાસિક દર્શન.)

ગુજરાતના સાહિત્યનું - અર્થાત્ હૃદય અને મનનું લક્ષ ગૃહ અને ગૃહદેવી ઉન્નત બનાવવામાં જ પરોવાયેલું છે. પ્રાચીનકાળમાં પણ સંસ્કૃત સાહિત્યે ગુર્જરોના ગૃહોને વધાવ્યાં છે. મધ્યકાલમાં વૈરાગ્ય જ ગવાતો હતો ત્યારે પ્રેમાનંદે ગૃહભાવો ગાયા અને નવા જમાનામાં ગોવર્ધનરામ પણ એ જ ભાવો મૂર્તિમંત કરી આપણને સોંપી ગયા છે. ગૃહભાવોના ઉત્ક્રમણ (evolution) વિશે વિસ્તારથી લખાય એવું છે. પણ આ લઘુ લેખમાં તે અસ્થાને લેખાશે.

લલિત, રા. નાનાલાલ કવિ, રા. મૂળજી વેદ, પ્રભૃતિ કાવ્યલેખકો, બંધુ-સમાજ, રા. અમૃતલાલ પઢિયાર આદિ ગદ્યલેખકો પણ એ જ ભાવનાઓ તરફ આપણું હૃદય આકર્ષે છે. પ્રો. બળવંતરાય ઠાકોર જેવા વિદ્વાન પણ પોતાની અનેક દિશામાં ઘૂમતી સાહિત્યપ્રવૃત્તિને વિરમાવી સંસારના - નાતના - ઘરના પ્રશ્નોની મીમાંસા કરવામાં પડ્યા છે. સંસાર - ગૃહસુધારણા નરી બુદ્ધિથી નહીં પણ સાથે સાથે રસ ઉમેરી કરવી.

પણ આ રસની રેલમાં એટલું બધું નિમજ્જન થતું જાય છે કે આફ્રિકામાં જે વીરત્વ ગુજરાતનાં સંતાનો - નરનારીઓ દાખવે છે તે લેખકની પ્રતિભા ચમકાવતું નથી. ગુજરાતણો ત્યાં રજપૂતાણીઓ અને સ્પાર્ટન રમણીઓ - જેવું હીર જેબાવે છે. હિંદુ મુસલમાન પારસી એક થઈ જઈ, જે ભૂમિમાં તેઓ જન્મ્યા

છે તે ભૂમિનું ગૌરવ અધિક તીવ્ર ઓજસ્વી અને સાત્ત્વિક બનાવે છે. પણ – પણ સરસ્વતીની વીણાના તારો એ કુરુક્ષેત્ર નિહાળતાં ધ્રૂજતા નથી. અમારાં સાહસ, વીરત્વ, પરાક્રમ, અર્પણ, જીવન, ક્યારે દેવી ! ક્યારે વીણાના અને કંઠના મધુર સંગીતમાં રેલાવશો, એ સંગીતથી અમને હલમલાવશો – ઉત્તેજશો ?

'મોટી વાતોમાંથી Romance કે ઇતિહાસ હમણાં ગયાં છે; પણ નાની વાતોમાં બહુ રહ્યાં છે. × × × × ગુજરાતમાં હૃદય છે પણ બહાદુરી નથી : soft છે. Romanceનું એક અંગ છે : બીજું જગાડવું જોઈએ છીએ,' એવી ભાવના જાગી છે એટલે નિરાશ થવાનું કારણ નથી.

રા. અરદેશર એમની 'કાવ્ય રસિકા'માં દલપતરામના અનુયાયી બન્યા અને 'પ્રકાશિકા'માં બેત્રણ ચરણોની ભેગી અસર તળે આવ્યા હોય એમ લાગે છે. આ કહેવાનું તાત્પર્ય એમ નથી કે એમની કવિતા ઉક્ત ચરણોની નકલ જ માત્ર છે, એમનો કવિત્વવારસો ક્યાંથી ઊતરી આવ્યો છે તે જ ફક્ત નિર્દેશવાનો ઉદ્દેશ છે. એમનું પોતાનું વ્યક્તિત્વ સ્પષ્ટ અને સબળ છે. એમણે નવા સૂર જગાડ્યા છે, તેમ દેશમાં ગવાતા સૂર પણ ઝીલ્યા છે.

સારી કવિતા લખવા અગાઉ ઘણી અજમાયશી કવિતા લખાય છે. આવી કવિતા કવિના જીવનચરિત્રમાં કે અવસાન પછી થયેલા કાવ્યસંગ્રહમાં પ્રસિદ્ધ થાય છે. અથવા અપ્રસિદ્ધ જ રહે છે. રા. અરદેશરે રા. નરસિંહરાવની માફક આ સૂત્રનું અનુકરણ નથી કર્યું એટલે એમનાં ત્રણે પુસ્તકમાં કેટલાંક નિર્માલ્ય કાવ્ય સ્થાન પામ્યાં છે. અજમાયશના કાળમાં કાવ્ય કરતાં પદ્યબંધ ઘણી વખત થઈ જાય છે. એમનાં કાવ્યો જોતાં કવિત્વનો દેહ એમને હાથે સારો બંધાતો અને અલંકૃત થતો લાગે છે; પરંતુ એ દેહમાં વસતો આત્મા પ્રફુલ વિકસે તો જ એમનું કવિત્વ ઝળકી ઊઠે.

હેડ઼ ઘડતાં અનેક નવા છંદો – નવી ગરબીઓ એમણે રચ્યાં છે. કેટલીક ગરબીઓ જૂની છે–કાઠિયાવાડ તરફ પ્રચલિત છે, પરંતુ એમનાથી તો નવી જ રચાઈ છે. એમનાં ત્રણે કાવ્યસંગ્રહોના સમગ્ર દર્શનથી રા. અરદેશર ખબરદારને કવેતાઈ બાની (poetic diction) ઉપર સારો કાબૂ છે એમ લાગે છે. તરંગ (fancy) છે – કલ્પનાની છાંટ તેમાં ભરેલી છે. વિધાયક શક્તિ ખીલતી જાય છે. એ સર્વમાં વિચાર વધારે ને વધારે ભળશે તેમ તેમ ગાંભીર્ય વધશે. નવીનતા–ચમત્કાર, મનુષ્યના અંતરમાં નવો પ્રકાશ નાંખે એવો ચમત્કાર એમની કવિતામાં જરા ઓછો છે.

ભાષાની અને શૈલીની કિલષ્ટતા નથી : સરળતા છે. સચોટતા આવવી જોઈએ. ઘટ્ટ બંધારણ થવું જોઈએ. એમની કવિતાઓ શરૂઆતમાં ઘટ્ટ હોય છે,

પછીથી ઓગળી જાય છે. એક જ વિચાર નવનવા દેહ ધારણ કરે છે એટલે વિચાર કે દેહના ચમત્કાર છૂટી પડે છે. ખૂબ વિચારે અને ઓછું લખે તો ઘણી વધારે સારી કવિતા લખી શકે એવાં ઉજમાળાં ચિહ્ન લાગે છે. વિચારો વધશે અને ખીલશે એટલે ચમત્કાર આવશે અને અનુકરણના અંશો હશે તેટલા એની મેળે જશે.

'પ્રકાશિકા' માં સંગીતના અંશ ઉજળા છે. ભાવ પણ હૃદયાકર્ષી છે. ઉત્સાહ સર્વત્ર નજરે ચડે છે. 'માતા અને તેનું બાળ,' 'બરાઈ,' 'હલદીઘાટ' વગેરેમાં વિચાર કરતાં તરંગ અને ભાષાનું પ્રાધાન્ય વધારે છે. 'અટુલી બાળા' અને 'દશરથ અને શ્રવણ વધ' કલાપીનાં અનુકરણ છે. 'અમારો દેશ' અને 'દેશભક્તની યાચના' એ બે કાવ્યોમાં ઉત્સાહ અને શક્તિ છે, ગૌરવ અનુભવાય છે. બીજા દેશભક્તિનાં કાવ્યો કાં તો નિર્માલ્ય છે કે નરમ છે, તોપણ 'અમે દેશી દેશી' અને 'ઓ * દિવ્ય અમારો દેશ' એવાં વચન કાઢનાર પારસી નરવીર માટે ગુજરાતને અને સમગ્ર હિંદને અભિમાન હોવું જોઈએ. 'હિન્દના દાદાનું સ્વદેશાગમન' ઘણું સારું છે. પ્રસંગને અનુકૂળ છંદ વાપર્યો છે. વિચાર, લાગણી અને ભાષા એકરસ થઈ ગયાં છે – spiritથી રસબોળ થયાં છે. રા. અ. ફ. ખબરદારના કવિત્વના શુભ અંશો એમાં પ્રતીત થાય છે. આવું જ સારું કાવ્ય 'આંસુડાં' નામનું છે. પરંતુ લંબાણ જરા વિશેષ થઈ ગયું છે. 'બ્હેનને આંગણે,' 'હાલરડું,' 'નવરાજનાં વધામણાં,' 'દિવ્યરથ,' 'વિદાય,' 'વહાલાની વેણુ,' 'ગોપિકા,' 'બંસરી,' 'વિયોગ,' 'નભગંગા,' એટલાં સારાં કાવ્યો આ સંગ્રહમાં છે.

નવી ગરબીઓમાંની કેટલીક રસભરી છે. ખંડ હરિગીત ઉત્સાહપૂર્ણ છે – spirited છે. શિખરિણીના નવા યોજેલા પ્રસ્તાવ પણ રસપ્રપૂર્ણ છે.

પરંતુ કહેવું જોઈએ કે 'પ્રકાશિકા' કરતાં 'વિલાસિકા' માં એમની કવિતાનો વધારે સારો રસાનુભવ થાય છે.

રા. અરદેશર ખબરદાર આર્યસમાજના અનુયાયી છે. તેઓ પારસી કરતાં હિંદુ વધારે છે. હિંદુ પુરાણોમાંથી કાવ્યયોગ્ય વસ્તુ લે છે; પારસી તવારીખ કે ધર્મશાસ્ત્રમાંથી નહીં. કોંગ્રેસના એક મુખ્ય અગ્રણી સર ફિરોજશાહ મહેતા માટે એમનું હૃદય આંદોલિત થાય છે. પરંતુ જુદીન ઝઘડો એમને જરા પણ ક્ષુબ્ધ કરતો નથી. 'ગોપિકા' અને 'બંસરી' નાં કાવ્યો લખનાર પારસી સન્નારીનું જીવન આલેખતા નથી.

* 'ઓ' ને બદલે 'આ' હોત તો મઝા અનેરી જ આવત.

રા. નાનાલાલ દલપતરામ કવિનો એક કાવ્યસંગ્રહ ગયે વર્ષે પ્રકટ થયો હતો. તે આગમચ 'કેટલાંક કાવ્યો'ના અભિધાનવાળો કાવ્યસંગ્રહ અને 'વસન્તોત્સવ' નામનું ખંડકાવ્ય પ્રગટ થયાં હતાં. રા. નાનાલાલની કવિતા વિશે રા. મણિશંકર રત્નજી ભટ્ટ, રા. નરસિંહરાવ ભોળાનાથ, રા. રમણભાઈ મહીપતરામ, રા. કેશવલાલ હ. ધ્રુવ, રા. ઠાકોરલાલ હરિલાલ અને આ લેખના લખનારે પ્રસંગોપાત વિવેચન કરેલાં છે. 'વસન્તોત્સવ' 'જ્ઞાનસુધા' માં છપાયું ત્યારે રા. નરસિંહરાવે એના પર વિવેચન કર્યું હતું અને ગયે વર્ષે રા. ભાઈશંકર કુબેરજીએ + 'વસન્ત'માં એ કાવ્યનું હાર્દ ખોટી રીતે ઉકેલ્યું હતું. 'જ્ઞાનસુધા'માં * એમની ટીકાનો થોડોક (માત્ર અર્પણપત્રિકાનો) વાસ્તવ જવાબ મળી ગયો છે, અને પૂરેપૂરો મળશે એવી આશા છે.

રા. નાનાલાલની કવિતા ધ્વન્યાત્મક છે અને એમાં રહેલા ધ્વનિનો રસાનુભવ જેમ વિશેષ તેમ આનંદ પણ ઉન્નત અને ચિરસ્થાયી. 'વસંતોત્સવ' ધ્વન્યાત્મક ખંડકાવ્ય છે. વસન્ત એટલે નવજીવન. સવિસ્તર ચર્ચા આ લઘુ લેખમાં કરવી યોગ્ય નથી માટે બીજે કોઈ પ્રસંગે રા. નાનાલાલની કવિતામાં રહેલાં સૌંદર્ય, રસ, પ્રસાદ, પ્રતાપ, સંદેશા આદિની ગુજરાતને પીછાન કરાવીશું.

રા. નાનાલાલ રસપ્રદેશના બંડખોર જેવા સંકુચિત જીવનના કેટલાક પુરુષોને લાગે. પરન્તુ એવો દિવસ આવશે કે રસની રેલ તો વિરલ કવિ-હૃદયની પ્રસાદીમાંથી જ વહે છે એવું ગુજરાત કબૂલશે. રસનું પુણ્યમય, સાત્ત્વિક અને પ્રતાપી દર્શન તો એમની જ કવિતામાં થાય છે. કલાનું પણ સુઘટ અને સુષ્ઠુ દર્શન એ કવિતા કરાવે છે.

ભેદના પ્રશ્ન, યૌવના, માફ કરજે બાલા ! સૌભાગ્યવતી, વિલાસની શોભા, રાજવીર, રાજયુવરાજને સત્કાર આદિ કાવ્યોના ધ્વનિ અને સંદેશાવિસ્તારથી સ્ફુટ કરવાનો આ લેખમાં પ્રસંગ હોવાથી સામાન્ય કથન કરી સંતોષ પામશું.

યૌવના, સૌભાગ્યવતી કે રાજવીર જેવાં ચિત્રકાવ્યોમાં જે જે આનુષંગિક સામગ્રી આલેખી છે તે ધ્યાનમાં લેવાથી મૂળ ચિત્ર સંબંધે ઊઠતા ધ્વનિ સમજાશે અને કાવ્યનું કવિત્વ આનંદ ઉપજાવશે. કેટલાંક ગીતોમાં લગ્નનો પ્રશ્ન છે: લગ્નમાં સ્નેહ – પુણ્યમય સ્નેહને સ્થાન હોવું જોઈએ એ પ્રશ્ન છે. આપણી લગ્નતિથિ, પુનર્લગ્ન, વર્ધમાનપુરી, વિલાસની શોભા, સૌભાગ્યવતી આદિ કાવ્યોમાં કવિનો દાંપત્યસ્નેહ ઝળહળી ઊઠે છે.

રા. નાનાલાલની કવિતામાં રહેલા આશાવાદ, ગંભીર વિચારો, ઉત્કટ કે

+ 'વસન્ત' પુ. ૭, અંક, ૧૦, ૧૧ * 'જ્ઞાનસુધા,' માર્ચ ૧૯૦૯.

સરળ રસ, લલિત અને યોગ્ય પદાવલિ, મનોહર લય, દૂરગામી કલ્પના તીવ્ર અને સતેજ ધાર્મિકતા, એ કવિતાના વાંચનારને આનંદ આપ્યા વિના રહેતાં નથી.

લાઠી ઠાકોર સુરસિંહની કવિતા ગુજરાત વધાવ્યે જાય છે એ આનંદની વાત છે. સરળ ભાષા અને લાગણીમાં જે કવન એણે ગાયું છે તે ગુજરાતનાં સ્ત્રીપુરુષોનાં હૃદયમાં સમભાવ પામ્યું છે. સાગરના ભાષ્યથી તેમ જ રા. મોહનલાલ દવે કે રા. ચંદ્રશંકર પંડ્યા કે રા. અતિસુખશંકર ત્રિવેદી આદિનાં વિવેચનથી એ ‘ કેકારવ ’ વધુ ને વધુ લોકપ્રિય થશે.

નવી કવિતા નવી હોવાથી એનો આદરસત્કાર કરતાં પક્ષાપક્ષી કે મતાંતર સ્વાભાવિક રીતે જન્મ્યાં છે. રા. કમળાશંકર અને રા. તનસુખરામ ત્રિપાઠીની કવિત્વભાવના જુદી હોવાથી નવી કવિતા યથેચ્છ આદરસત્કાર કરનારાઓની ભાવના સાથે તેમનો મેળ નથી ખાતો. પરંતુ અંગ્રેજી કેળવણીના પ્રસાર સાથે, અંગ્રેજી રાજ્યને લીધે જન્મતી રાજકીય, સાંસારિક, ધાર્મિક ભાવનાઓને લીધે, પ્રજાના જીવનમાં નવા cultureની વ્યાપૃતિ થવાથી નવી કવિતા ગુજરાત સત્કારશે એવી અમારી તો દૃઢ પ્રતીતિ છે. સંરક્ષક અને ઉદાર પ્રાગતિક બંનેના સંઘર્ષણથી શુદ્ધ કાંચન કસાય છે અને તેની યોગ્ય કદર દુનિયા કરે છે. પ્રાગતિકોમાં પણ સંરક્ષક વૃત્તિ જન્મે છે તો સંરક્ષકો વધારે સંરક્ષક બને એમાં નવાઈ નથી. રા. નરસિંહરાવ અને રા. રમણભાઈ જેવા એક વખત પ્રાગતિક સુધારક લેખાતા વિદ્વાનો પોતાથી આગળ વધેલાની તરફ મક્કમ સંરક્ષકપણું બતાવે તો જૂના સંરક્ષકો નવામાં નવી થયેલી પ્રગતિથી દૂર નાસે અને તેના તરફ હવામાં તરવાર ઉછાળે એ બનવા જેવું છે. જૂનું એટલું બધું ટકવાનું નથી તેમ નવું એટલું બધું સત્કારવાનું નથી પણ બન્નેમાં રહેલા ઉપયોગી અંશો સ્વીકારાય છે તેમ સાહિત્યમાં પણ થશે. રાજકીય વિષયોમાં વ્યક્તિવાદ જેમ જેમ સ્વીકારાતો જશે તેમ જીવનના બીજા પ્રદેશોમાં પણ તેનો પ્રભાવ પડશે અને વ્યક્તિગત પ્રતાપની કદર ઉદાર હૃદયથી કરવી પડશે.

જગતમાં જન્મ, બાલ્ય, યૌવન છે તેમ વાર્ધક્ય અને મરણ પણ છે. ગયે વર્ષે આપણી સાક્ષર સેવા કરતાં કોણ કોણ ઇહજીવનમાંથી ચાલ્યા ગયા ?

કચ્છના મહારાજાશ્રીના પ્રાઇવેટ સેક્રેટરી રા. રા. છોટાલાલ સેવકરામ પોતાની જ્ઞાતિના વેદાંતી અખા જેવા વેદાંતી હતા; મનસુખરામ સૂર્યરામના સ્નેહી હતા. કાવ્ય ઉપરાંત કોશ, ઇતિહાસ આદિ પ્રદેશોમાં પણ તેઓ ઘૂમ્યા હતા. એમની કવિતા જૂની ઢબની હતી છતાં ઊછળતી, ભેદતી હતી.

કચ્છના રેવન્યુ કમિશનર મિ. સચેદીના નાનજીઆણી ખોજા કોમના વિદ્વાન

ગુજરાતી લેખક હતા. 'ખોજાવૃત્તાંત,' 'ધર્મની સત્યતા,' 'સુખસન્માર્ગ,' 'મુક્તિદર્શક આખ્યાન' આદિ એમની કૃતિ છે. એમનાં વિશાળ વાંચન, શોધક બુદ્ધિ અને ચિંતન આ ગ્રંથોમાં સ્પષ્ટ થાય છે. એમના દૃષ્ટાંતથી અનેક ખોજાઓ – મેમણો – વોરાઓ ગુજરાતી સાહિત્ય સમૃદ્ધ કરવા ઉત્તેજાશે એવી આશા છે.

આ બન્ને પુખ્ત ઉંમરે પહોંચેલા ગૃહસ્થો હતા. પરંતુ ડો. હરિલાલ હ. ધ્રુવના જ્યેષ્ઠ પુત્ર રા. નરસિંહરાવ હ. ધ્રુવ ૨૫ વર્ષ પણ પૂરાં કરી શકયા નથી. મુંબઈમાં મરકીથી યૌવન, આશા, ઉત્સાહમાં ઊછળતો એમનો દેહ અવસાન પામ્યો અને એમના અનેક મનોરથો ભાંગી પડયા. 'ઊજળા વિશ્વના અન્ધ એકાન્તે પ્રજળતી,' તરછોડાયેલી, નિરર્થક લેખાયેલી, ઉત્સાહિની તરુણ બાળાને લગ્નગ્રંથિથી વૈધવ્યમાંથી ઉદ્ધારી હતી. તેના સુપ્ત સંસ્કાર જગાવી સાહિત્ય-ક્ષેત્રમાં તે સંસ્કારો દર્શાવવા તેને પ્રવૃત્ત કરી હતી. એમના જીવનના આ પ્રસંગથી એમની કવિત્વધારા છૂટેલી અને ઝમક દાખવી ગયેલી. શરૂઆતમાં એમની કવિતા એમના પિતાના અનેક દોષોથી ભરેલી હતી. પણ ધીમે ધીમે એઓ રા. નાનાલાલના ચરણ ભણી વળ્યા હતા. કવિતાનો દેહ એ ચરણની ધાટી પર બાંધતાં શીખતા હતા; અને એ દેહમાં પધરાવવાની મૂર્તિ પણ તેજ ઝળકતી હતી એવામાં એમનું જીવન ખરી પડયું. બંગાળી સાહિત્યના વિશાળ અને ગંભીર અભ્યાસી હતા. ગુજરાત બંગાળ જેવું બનાવવા – ગુજરાતી સાહિત્ય બંગાળી સાહિત્ય જેવું સમૃદ્ધ કરવા અભિલાષ રાખતા. એમણે 'વન્દેમાતરમ્'નું ભાષાંતર કર્યું હતું. બંગાળી વાર્તાનાં ભાષાંતર કર્યાં હતાં. એ પદ્ધતિ ઉપર નવી વાર્તા રચવા માંડી હતી. પરંતુ બેત્રણ સિવાય બીજી લખાઈ નહોતી.

પોતાના પિતાનું જીવરચરિત્ર લખવા અતિશય હોંશ હતી. જે જે પ્રદેશમાં પિતા ઘૂમેલા તે તે પ્રદેશનો અભ્યાસ પણ આરંભેલો. આથી એમના પિતાની માફક શક્તિ વિશીર્ણ થયેલી – વિકસેલી નહીં. પોતાના પિતાના અવસાન પછી તેમનું 'ચંદ્ર' માસિક થોડા વર્ષ ચાલી બંધ પડેલું તે એમણે પાછું 'સાહિત્ય'-ને નામે દોઢ પોણા બે વર્ષ સુધી ચલાવ્યું હતું. ત્યાર પછી 'જ્યોતિ'ના નામથી શરૂ કરેલું માસિક ત્રણચાર મહિના ચાલ્યું હતું. મરવા આગમચ સચિત્ર 'જ્યોતિ' કાઢવાની યોજના અને વ્યવસ્થા કરી હતી. પહેલો અંક લગભગ છપાઈ તૈયાર પણ થયો હતો.

ગુજરાતી ભાષાના હિંદુ, પારસી, જૈન, મુસલમાન સેવકોમાં એખલાસ

(entente) વધારવાની હિલચાલ એમણે શરૂ કરી હતી. એઓ અરવિંદ અભિનવ, નરહરિ ધ્રુવ, શ્રીનારાયણ, અનુકૂલચંદ્ર પુરાણી આદિ અનેક તખલ્લુસથી લખતા, સંસાર અને ધર્મની સુધારણા માટે તીવ્ર આગ્રહ એમને હતો. બ્રહ્મસમાજના તેઓ અનુયાયી થયા હતા.

ગયે વર્ષે ગુ. વ. સોસાયટી તરફથી રા. રા. કમળાશંકર પ્રો. ત્રિવેદીનો 'શાંકર-ભાષ્યાનુવાદ' પહેલો ભાગ પ્રગટ થયો છે. 'મહાકાળ'માં પ્રો. કણીઆનું શાંકરભાષ્ય ભાષાંતર પ્રગટ થાય છે. રા. રા. હીરાલાલ શ્રોફે ઉઠાવેલા પ્રશ્નનો (સદ્‌ગુરુ કોણ હોઈ શકે? ગૃહસ્થ કે સંન્યાસી) ઉત્તર હજુ એમના તરફથી અપાયે જાય છે.

રા. રા. અમૃતલાલ સુંદરજી પઢિયારના ગ્રંથોમાં જૂનાની નવી આવૃતિ નીકળતી જાય છે અને નવા પ્રકટ થતા જાય છે.

આમ આપણે સાહિત્યને પોષવા – ઉછેરવા મશગૂલ છીએ. પરંતુ સંગીત આદિ સાહિત્યના સહોદરો પ્રત્યે લક્ષ નથી. સંગીતનાં તત્ત્વો વિશેની ચર્ચા રા. નરસિંહરાવ દિવેટિયા અને રા. ગણપતરાવ બર્વે વચ્ચે ઊભી થઈ છે. રા. અરદેશરે નવી ગરબીઓ આપી છે. રા. લલિત, રા. નાનાલાલ આપણને જૂના રાગો નવા આત્માથી ભરેલા આપે છે. ભાવનગરના નરેન્દ્ર સર ભાવસિંહજી નવનવી સારીગમ ઉપજાવે છે. તેમાં ઊંચો રસ વહી શકે એવી પણ કેટલીક હોય છે. 'સેવા-સદન'માં ભજન થાય છે એટલે નવા–જૂના રાગો અને કવિત્વનો પ્રસાર મુંબઈમાં થવાનો સંભવ છે. બાકી તો સામાન્યતઃ સંગીત એટલે નાટકી ગાયનો, અથવા ઉસ્તાદી નસકુલામણી. બીટહોવન, વેગ્નર વગેરે સુવિખ્યાત પાશ્ચાત્ય ગવૈયાઓ જેવા ગવૈયા ગુજરાતમાં ક્યારે થશે?

ચિત્રકળા ઉપર પણ કાંઈ પણ લક્ષ અપાતું નથી. રવિ વર્માની પાશ્ચાત્ય ચિત્રકળાએ આપણને મુગ્ધ કરી દીધા એટલું જ નહીં પણ નાનાવિધની રસિક કળાઓ એના પ્રભાવ નીચે ચાલી ગઈ છે. ધુરંધર એ જ ચરણનો દક્ષિણી ચિત્રકાર અને મહાત્રે દક્ષિણી શિલ્પી છે. ભેદવાર જ ફક્ત કિરણાલેખની કળામાં કવિત્વ પ્રગટાવતો ગુજરાતી છે. બંગાળામાં દેશજ ચિત્રકળા જન્મી છે અને સત્કારાઈ છે. એવો રસ કે ભાવના આપણા જીવનમાં ઊતર્યાં નથી — જાગ્યાં નથી.

દરેક ગામમાં મકાનો બંધાયાં જાય છે પરંતુ સ્થાપત્યની સુંદરતા, રસિકતા ક્યાંયે અનુભવાતી નથી.

સ્ત્રૈણ રસિકતા કેળવાતી જાય છે-સૂક્ષ્મ થતી જાય છે. ભારે, બેડોળ દાગીનાને બદલે નાજુક, નકશીદાર, મનોહર અલંકારો પહેરાય છે. એમના પોષાકમાં પણ રસ આવતો જાય છે. આંતર જીવન રસથી રેલાતું જશે તેમ તેમ બાહ્ય સુંદરતા પણ ખીલશે.

ગુજરાતમાં હજી સંતોષ નથી, વધારે અને સારાને માટે તૃષા છે: એ વિકાસની ઉત્કંઠા છે.

હજી રસમાં પગ માંડીએ છીએ: એ રસ જીવનમાં ઊતરશે ત્યારે અન્ય દિશાઓ પણ ઊઘડશે. દષ્ટિસીમાનો છેડો નથી, આપણે હજી થાક્યાં નથી.

આપણું યૌવન ઊછળતું, આગ્રહ નિશ્ચયશક્તિવતું છે.

એપ્રિલ ૧૯૦૮

# કાર્યના પ્રદેશ

વીરત્વ તેમ રસિકતા માટે કાઠિયાવાડ સુપ્રસિદ્ધ છે. જે દિવસે મથુરાથી યાદવોએ આવી એ ભૂમિમાં નિવાસ કીધો તે દિવસથી એનાં પુણ્ય ઉદય પામ્યાં છે. એનાં સંતાનોનો ઉજ્જ્વળ ઇતિહાસ સુવિદિત છે. વર્તમાનકાળમાં પણ ભારતવર્ષની અને ગુજરાતની સેવા કરવાના દેદીપ્યમાન પ્રસંગો કાઠિયાવાડીઓએ ઊજવ્યા છે. એવી પુણ્યભૂમિનાં સંતાનો તરફથી અવિરત સાહિત્ય સેવા કરવાને આ પત્ર દ્વારા જે પ્રસંગ ઉપસ્થિત કરવામાં આવ્યો છે તે પ્રસંગ વધાવી લઉં છું અને સેવાના પ્રદેશોનો યથાશક્તિ નિર્દેશ કરવા પ્રવૃત્ત થાઉં છું.

ભારતવર્ષમાં નવું ચેતન આવતું જાય છે, કતર્વ્યના નવનવા પ્રસંગો જન્મતા જાય છે. રાષ્ટ્રભાવના પ્રબળ થતી જાય છે. આવા સમયમાં કેટલાંક લક્ષ્ય પણ નક્કી થતાં જાય છે. ભારતવર્ષ ખંડ છે. એના વિસ્તાર, વસ્તી, હવા, સંસ્કૃતિ આદિની વિવિધતાને લીધે એક દેશ જેવો એનો વિકાસ થવો કઠિન છે, પરંતુ એના જે જે સ્વાભાવિક ભાગો છે તે પ્રત્યેકનો વિકાસ એના વિકાસનું લક્ષ્ય રાખી શકાય છે, બલ્કે આવશ્યક છે. ભારતવર્ષની ઉન્નતિ સાધવી હોય તો ગુજરાતે, મહારાષ્ટ્રે, આન્ધ્રે, કર્ણાટકે, કલિંગે, બંગાળે, હિંદુસ્તાને, પંજાબે, સિંધે, રાજસ્થાને, માળવાએ ઉન્નત થવું ઘટે છે. પ્રત્યેક અંગ વિકસિત થાય તો પછી સમગ્ર ભારતવર્ષ શે પછાત રહેશે ?

આથી પ્રતીત થાય છે કે ભારતવર્ષની ઉન્નતિ માટે ગુજરાતે પોતાની ઉન્નતિ કરવાની છે. ગુજરાતના ઉત્કર્ષ માટે ગુજરાતનાં અંગોએ મહેનત કરવાની છે. કાઠિયાવાડ ગુજરાતનું અંગ છે. એણે પોતાનો ઉત્કર્ષ એવી રીતે સાધવાનો છે કે તેથી ગુજરાત અને ભારતવર્ષનો ઉત્કર્ષ થાય.

ઉક્ત ઉત્કર્ષના માર્ગમાં ક્રમણ કરવાના કેટલાક ઉપાયોનો સંક્ષેપમાં નિર્દેશ કરીશું.

પ્રથમ કાઠિયાવાડમાં સૌએ એકતાની લાગણી કેળવવી અને અનુભવવી. કાઠિયાવાડ એટલું બધું વિભક્ત છે કે સંસારમાં સગપણો છતાં રાષ્ટ્રીય એકતા એનામાં નથી. ગાયકવાડી રાજ્યમાં જે શુભ પ્રવૃત્તિ થતી હોય તે પ્રત્યે

કાઠિયાવાડમાં બીજે આદર, સહાનુભૂતિ કે સહાય નથી. તેમ એક રાજ્યમાં જુલ્મ થતો હોય તો બીજા સુખી રાજ્યની રૈયત તરફથી તેમના મોક્ષ માટે ચળવળ થતી નથી. સંસારની પણ એકતા નથી. ઝાલાવાડ, ગોહીલવાડ, સોરઠ અને હાલારથી સમાજના સંબંધો પણ વિભક્ત છે. પ્રથમ કર્તવ્ય છે કે કાઠિયાવાડીઓએ પોતાની એકતા અનુભવવી. પછી ગુજરાતીઓ તરીકેની એકતા કેળવવી. હજુ કાઠિયાવાડીઓમાં એવું છે કે અમે ગુજરાતીઓ નથી, પણ એ ભૂલ છે, મોટો અપરાધ છે; જેમની જન્મભાષા ગુજરાતી છે તેઓ સર્વે ગુજરાતી છે. કરાંચી, મુંબઈ, રંગુન વગેરે સ્થળે વસતા કાઠિયાવાડીઓમાં અમે ગુજરાતીઓ છીએ એવી ભાવના, એવું અભિમાન હોય તો ભારતવર્ષના વર્તમાન જીવનમાં ગુજરાતીઓનાં 'પ્રતિષ્ઠા અને સન્માન' નથી એવી શોચનીય સ્થિતિ રહેત નહીં. માટે અમે સૌ ગુજરાતીઓ છીએ અને બંગાળીઓ, મહારાષ્ટ્રીયનો વગેરે જેમ પોતાનો ઉત્કર્ષ સાધે છે તેમ અમે પણ સાધીશું, એવા વ્રતનિષ્ઠ થવું જોઈએ. પછી અમે હિંદીઓ છીએ એવી ઉત્તમ લાગણીથી પ્રજ્વલિત થવું જોઈએ.

આ ભિન્ન ભિન્ન શ્રેણીની એકતા જગાડવા, પોષવા અને વધારવા કેળવણીની જરૂર છે. કાઠિયાવાડમાં દેશી રાજ્યો છે; પરદેશમાં કાઠિયાવાડીઓ વિપુલ દ્રવ્ય ઉપાર્જન કરે છે. આવી સ્થિતિમાં પ્રાથમિક શિક્ષણથી કોઈ સ્ત્રીપુરુષ વિમુખ હોવાં ન જોઈએ. ઉચ્ચ શિક્ષણને માટે હજુ વધારે સંસ્થા સ્થાપવાની જરૂર છે. માત્ર બે જ કૉલેજો એ શરમાવનારું છે. દશ કૉલેજો અથવા એક યુનિવર્સિટી કાઠિયાવાડ સહજ નિભાવી શકે એમ છે. શિક્ષણના સર્વવિધના પ્રચાર માટે જેટલી જેટલી દિશામાંથી પ્રયાસ થઈ શકે એમ હોય તે સર્વનું વ્યવહારુ સૂચન થઈ કાર્યમાં પરિણમવું જોઈએ.

એકતા સાધવામાં લગ્નવ્યવહાર જબરું સાધન છે. એટલે સ્ત્રીકેળવણીનો વિશેષ પ્રચાર થાય તો સારું. માતાઓ સુશિક્ષિત હશે તો ભવિષ્યની પ્રજા ઝોળીમાંથી ઉદાત્ત ભાવના અને ચારિત્ર્યવાળી થશે.

આ જમાનો લોકશાસનનો છે. કાઠિયાવાડમાં હજુ એક વ્યક્તિનું શાસન છે. ભારતવર્ષનું લક્ષ્ય લોકશાસન અથવા રાજનિયંત્રિત લોકશાસન છે. એ પ્રકારના રાજ્યવહીવટના સિદ્ધાંતો શા છે? એ સિદ્ધાંતો અમલમાં આણવા માટે પ્રજા કેવા ચારિત્ર્યથી સંપન્ન હોવી જોઈએ? એ ચારિત્ર્ય શી રીતે સંપાદન કરવું? જુદાં જુદાં રાજ્યોનો વહીવટ કેવો છે? રૈયતને કેટલે દરજ્જે લાભ કે હાનિકારક છે? લોકશાસનની દૃષ્ટિએ સંતોષપ્રદ છે? કેવા નાના ફેરફારોથી એ વહીવટ લોકશાસન રફ્તે રફ્તે થઈ શકે? જુદાં જુદાં રાજ્યોની જુદી જુદી રાજ્યવહીવટ

પદ્ધતિના મુકાબલાથી રૈયતનું સુખ અને રાજ્યતંત્ર પર તેમના અંકુશ અને પ્રભાવના માર્ગ સૂઝે એવી ચર્ચા થવી જોઈએ.

લોકશાસનનું આવશ્યક અંગ લોકપ્રતિષ્ઠા છે. ખેડૂતો, વેપારીઓ, કારીગરો વગેરેની દરેક રાજ્યમાં રાજ્યપ્રતિષ્ઠા કેવી છે? શી રીતે તે સાદી થઈ શકે?

કાઠિયાવાડના રાજ્યવહીવટની નીડર, નિષ્પક્ષપાત, રાષ્ટ્રીય ચર્ચા કરનાર પત્રની ખાસ જરૂર છે. કોઈ પણ જાતની લાંચરુશ્વત લીધા વિના લોકોન્નતિનું જ લક્ષ્ય રાખી કામ કરવાનું છે.

પ્રજાઓમાં ચેતન જગાડનાર સામગ્રીઓમાં ઇતિહાસનું સ્થાન ઊજળું છે. કાઠિયાવાડનો ઇતિહાસ જેવો તેવો નથી. નવા યુગના નવા રાષ્ટ્રીય ચેતનને પોષે એવો, છતાં સત્યથી મુક્ત નહીં એવી રીતે ઇતિહાસ લખાવો જોઈએ.

દંતકથાઓ, વાર્તાઓ, દોહા, સોરઠા, ભજનો, રમતો, ઉખાણાં, રિવાજો વગેરે ભૂતકાળનું રસિક ચિત્ર ઊભું કરતી સામગ્રીનો સંગ્રહ અને રક્ષણ થવા ઉપરાંત આ નવા યુગને અનુરૂપ એવી સામગ્રીઓ નવેસરથી ઘડાવી જોઈએ.

સાહિત્યે પોતાનું સ્વરૂપ ફેરવવું જોઈએ. રાજાઓનાં ખોટાં વખાણ એ કવિતાનો કાર્યપ્રદેશ નથી. ભક્તિના નવા આવેશ, અનુભવ કે સ્વરૂપ વિનાનાં લૂખાં ભજનિયાં રચાતાં બંધ થવાં જોઈએ. વીરરસોત્પાદક કાવ્ય લખવા માટે કાઠિયાવાડના રાજાઓ, સેનાનીઓ, બહારવટિયાઓ, ચાંચિયાઓ, વેપારીઓનાં વૃત્તાંતો મોજૂદ છે. કુદરત એટલી બધી વિવિધ છે — સમુદ્ર છે, નદીઓ છે, તળાવો છે, ડુંગરો છે, ધારો છે, જંગલો છે, વાડીઓ છે, પશુપંખીઓ જાતજાતનાં છે—તે સર્વે નવનવી જાતની કવિતાની પ્રેરક નીવડે એવી છે.

જે એકતા, જે રાષ્ટ્રીય ચેતનનો પ્રારંભમાં ઉલ્લેખ કર્યો છે તેને ઉદ્દેશીને નવું સાહિત્ય થવું જોઈએ. હવે માત્ર એક રજપૂતના નાના લશ્કરને પાનો ચડાવવાનો નથી પણ આખી પ્રજાને જાગૃત કરી જીવનસંગ્રામમાં તેને વિજયવંતી કરવાની છે. હવે માત્ર એક ગામડાના નિરક્ષર લોકને ધર્મનો ગમે તેવો બોધ કરવા ભજનિયાં લખવાનાં નથી, પણ આખી પ્રજાની ધર્મભાવના જાગૃત થઈ પ્રદીપ્ત રહે એવાં પરમ સ્તોત્રો લખવાનાં છે. ઘણા વર્ષ થયાં કાઠિયાવાડે સરસ્વતીદેવીનું અપમાન કર્યું છે. તેનું દિવ્ય પદ ધૂળમાં રગદોળ્યું છે. સમય આવ્યો છે, હવે નિજસ્વરૂપ પામવાનો.

૧૫-૭-૧૬

# નવલકથા

નાની વાર્તામાં ફક્ત એક જ પાત્ર હોય છે. અમુક પ્રસંગથી તેની સાંસારિક અથવા માનસિક સ્થિતિ તદ્દન પલટાઈ જાય છે. નવલકથામાં અનેક પાત્રોનું સંઘર્ષણ થવાથી એકબીજાનાં જીવન અરસપરસ રંગાય છે. આપણી હંમેશની જિંદગીમાં આપણા સહવાસમાં જે જે વસ્તુઓ આવે છે તેની અસર આપણા પર થયા વિના રહેતી નથી. આપણી જિંદગી પ્રતિબિંબરૂપે દેખાડનાર નવલકથા હોવાથી સંસારની વાસ્તવિકતા ત્યાં સંપૂર્ણપણે જળવાઈ રહે છે.

અંગ્રેજી સાહિત્યના સંસર્ગમાં આવ્યા પછી નવલકથાનું સાહિત્ય આપણે ઉપજાવ્યું છે. 'નવલકથા' શબ્દ જ અંગ્રેજી 'નૉવેલ' ઉપરથી પ્રચારમાં આવ્યો છે, નૉવેલ શબ્દ પણ વપરાય છે. બંગાળમાં ઉપન્યાસ શબ્દ પ્રચારમાં છે. વિદેહ મણિલાલ નભુભાઈએ 'સંસારચિત્ર' શબ્દ સૂચવ્યો હતો.

નવલકથાનું સાહિત્ય પરદેશથી આવ્યું છે છતાં નવા વતનના સંસ્કાર પામ્યું છે. ગુજરાતી સાહિત્યના પ્રદેશમાં નજર ફેરવીએ તો નવલકથાની ગરજ સારે એવું સાહિત્ય શામળે લખ્યું હતું એમ માલૂમ પડે છે. રાગબદ્ધ કે છંદોબદ્ધ લેખ લખવાનો પ્રચાર એટલો બધો હતો કે પ્રેમાનંદનાં નાટકો બાદ કરતાં ગદ્યમાં તે વખતે ઘણા જ જૂજ ગ્રંથો લખાયા છે. શામળે વાર્તાઓ છંદોબદ્ધ જ કરી છે. શામળે વસ્તુ હિંદી ગ્રંથો, ભાટચારણોના રાસા, જૈનના રાસા, ફારસી કિસ્સા આદિ સ્થળેથી સંગ્રહ્યું છે. તેના લખાણનું સ્વરૂપ તેણે તુલસી, વચ્છરાજ, વગેરે ગુર્જર કવિઓ તેમ જ કેટલાક હિંદી કવિઓના લખાણોની ધાટી પર ઘડ્યું છે.

આધુનિક ગુર્જર સાહિત્યના ઉદયકાળે શામળની અસર ઘણી જ હતી. એના મુખ્ય અનુયાયી કવીશ્વર દલપતરામ હતા. શામળની જ ધાટી પર એમણે નાનપણમાં એક વાર્તા પણ લખી હતી. સુતરીયા નામના એક પારસી લેખકે 'કુળવંતી વિલાપ' નામની વાર્તા શામળના જ ચીલામાં ચાલી રચી છે.

ગુજરાતમાં નવલકથા – જનસ્વભાવ, સંસારના પ્રતિબિંબનું દર્શન કરાવનાર તરીકે જવલ્લે જ લખાઈ છે. એક સમર્થ પ્રજાના આચારવિચાર સાથે થયેલા

સંઘટનના પરિણામે જે જે પ્રવૃત્તિઓ ઉત્પન્ન થાય અને તેમાંથી જે જે સંદેશાનું વહન થાય તે સંદેશા પહોંચાડવા સાધનોની જરૂર પડે છે. શરૂઆતમાં 'નાટકો'-ને સાધનો તરીકે વાપરવામાં આવ્યાં. તે વખતના સંસારસુધારા વિશેનાં નાટકો જોઈશું તો આપણી ખાતરી થશે કે નવલકથા જો ત્યારે સારી રીતે ખેડાઈ હોત તો નાટકો ન લખાત. કરસનદાસ મૂળજી, નગીનદાસ તુલસીદાસ, રણછોડભાઈ, ઉદયરામ વગેરેની કૃતિનાં અને 'કાન્તા'ના નિર્માણમાં અતિશય ફરક છે. રણછોડભાઈનાં જયકુમારી વિજયમાં લાંબા સંવાદ, લાંબા પત્રો વગેરે નવલકથાને યોગ્ય પ્રસંગો ઘણા છે. ત્યાં શામળની અસર ઘણી પ્રબળ જોવામાં આવે છે. કજોડાં, કન્યાવિક્રય, પ્રેમલગ્ન, મદ્ય અને વેશ્યાના સહવાસથી થતી ખુવારીનું દિગ્દર્શન કરાવવા, જનસમૂહને તે માર્ગેથી દૂર ખસેડવા નાટકો લખાતાં. હાલ નાટકોનું એ કર્તવ્ય ખલાસ થયું છે. નાટક સંબંધીની આપણી ભાવના દિન-પરદિન વધતી જાય છે. શેકસપિયરનાં નાટકોનો પરિચય થતાં આપણી તત્સંબંધી ભાવના તદ્દન ફેરવાઈ ગઈ છે; તેનું પરિણામ એવું આવ્યું છે કે હવે નાટક લખવાની હિંમત કરતાં વિશિષ્ટ સાક્ષરો અચકાય છે. રા. રા. દોલતરામ કૃપારામ પંડ્યાનું 'અમરસત્ર' કેટલું બધું નિર્માલ્ય છે! સંસ્કૃત નિયમાનુસાર નાટક લખવા બેઠા પરંતુ નિર્માણશક્તિની ઊણપ હોવાથી એમનું નિબંધન નિકૃષ્ટ પંક્તિમાં આવી ગયું છે! પ્રારંભમાં નાટકથી જે હેતુ સારવા ઉદ્દેશ રખાતો તે હેતુ સાધવા નવલકથાનો હાલ આશ્રય લેવામાં આવે છે. વસ્તુસ્થિતિ આમ બદલાઈ છે છતાં પ્રારંભનો આચાર હજુ તદ્દન નાબૂદ થયો નથી. 'વસન્ત'માં પ્રસિદ્ધ થતું 'બાલસિંહ મોતીબા'નું નાટક તે સમયનો સંપ્રદાય જાળવી રાખે છે.

નવલકથાસાહિત્યનો પરિચય થતાં આપણી ભાષામાં નવલકથાનો જન્મ થયો. વાર્તા, કહાણી, ટુચકા, કિસ્સા આદિથી નવલકથા કેવી રીતે જુદી પડે છે તે જાણવું આવશ્યક છે. વાર્તા, કહાણીમાં અમુક હકીકત, વૃત્તાંત કેવી રીતે બન્યાં હતાં તે વર્ણવવા ઉપરાંત બીજું કાંઈ વિશેષ નથી હોતું. ટુચકામાં અમુક ખાસિયતના મનુષ્યો વિશેના હાસ્યોત્પાદક પ્રસંગો અથવા શિખામણ મળે એવા પ્રસંગોનું ટૂંકું કથન હોય છે. કિસ્સામાં કોઈ પણ પ્રકારનું ઐક્ય નથી હોતું; અદ્ભુત પ્રસંગો એક પછી એક આવતા જાય છે; મુખ્ય નાયકના પાત્ર ઉપર જ વિશેષ ધ્યાન અપાય છે, તેનાં પરાક્રમ, ગૌરવ, મહિમા વધારવામાં જ જ્ઞાન, પ્રતિભા આદિ શક્તિઓનો ઉપયોગ થાય છે. મુખ્ય નાયકનાં પાત્ર નિર્મવામાં પુષ્કળ લક્ષ આપવાથી બીજાં પાત્રોનું નિર્માણ સારું થઈ શકતું નથી.

નવલકથા અને ઉપરના કથાપ્રભેદોમાં મોટો ભેદ વસ્તુગુંફન પરત્વે હોય

છે. વાર્તા આદિમાં વસ્તુ હોય છે પરંતુ ગુંફનમાં વપરાયેલું કૌશલ નવલકથામાં ઓતપ્રોત હોય છે તેનાથી અતિશય નિકૃષ્ટ હોય છે.

વસ્તુનું મુખ્ય કર્તવ્ય એક પ્રશ્ન ( issue ) ઉદ્ભૂત કરવો અને તેનો નિર્ણય કરવો. છેવટે નિરાકરણ શું થશે તે જાણવાની જિજ્ઞાસાથી પ્રેરાઈ વાંચનાર રસમાં ખૂડી એકચિત્તથી આખી કથા વાંચી જાય છે. વાર્તા, કહાણી - કિસ્સામાં ઘણી વેળા પ્રશ્ન ઉત્થાપિત કરવામાં આવતા જ નથી – કદી કદી આવે છે તો તેનું નિરાકરણ ઝટ પામી જવાય છે. વાંચનારનો રસ કિસ્સાનવીસ અદ્ભુત પ્રસંગો, ભાષાની છટા, વાક્ચાતુર્ય વગેરેથી જમાવે છે. નવલકથા આમનો આશ્રય લે છે છતાં વસ્તુગુંફન પરત્વે ઉત્પન્ન થયેલું કલાવિધાન ઓર જ પ્રકારની રસિકતા લાવે છે. ×

વસ્તુને આરંભ અને અંત હોવાં જોઈએ. આરંભથી અંતમાં ક્રમશઃ જવાનું જોઈએ, વચ્ચે અટકી પડવું ન જોઈએ. આરંભથી ક્રમશઃ વિકાસ પામતાં પરાકોટિએ પહોંચી ત્યાંથી ક્રમશઃ અંતે પહોંચવું જોઈએ. અમુક આકારમાં વસ્તુ ગૂંથાવું જોઈએ. આકાર લક્ષમાંથી ખસી ન જવો જોઈએ. આકારની ઘટના જોઈએ તેવી કરવા માટે જિંદગીને બરાબર તપાસવી પડે છે, પસંદગી કરવી પડે છે, સરસમાં સરસને અગાડી લાવવાનું હોય છે. ઘણું અપહ્નુત રાખી થોડાં ઉત્કૃષ્ટનું દર્શન કરાવી શકાય છે. રંધો મારી છોલી લીસું કરવું પડે છે. ઓપી, તાસી, ચળકતું કરવું પડે છે. વસ્તુના સર્વ અંગની નિષ્પત્તિ – નિર્મિતિ સમપ્રમાણમાં થવી જરૂરની છે; એવું કૌશલ વપરાવું જોઈએ કે જેનું દર્શન કરાવવું આવશ્યક હોય તેનું જ દર્શન થાય. જે અપહ્નુત રાખવું હોય તે

× વસ્તુગુમ્ફન પ્રશ્નની કેટલી સેવા બજાવે છે તેનો એક દાખલો આપવાથી તેનું મહત્ત્વ સમજાશે. સરસ્વતીચંદ્ર અને કુમુદસુન્દરીનાં લગ્ન થવાનાં હતાં પરંતુ થયાં નહીં. કુમુદસુંદરી પ્રમાદધન સાથે પરણી; અમુક કારણસર પ્રમાદધન નદીમાં અદૃશ્ય થયો. કુમુદસુંદરી કુંવારી છે. હવે સરસ્વતીચંદ્રની સાથે કોનું લગ્ન થાય છે—કુમુદનું કે કુસુમનું તે જાણવાની ઉત્કંઠા 'સરસ્વતીચંદ્ર'નો ત્રીજો ભાગ વાંચ્યા પછી દરેક વાંચનારને થઈ હતી. 'સરસ્વતીચંદ્ર'ના ચોથા ભાગ વિશે છૂટીછવાઈ જે હકીકત બહાર આવતી તે સાંભળતી વખતે પણ 'લગ્ન'નો જ પ્રશ્ન ઉઠતો. ૧૯૦૧ ની દિવાળી વખતે ચોથો ભાગ પ્રસિદ્ધ થયો. મુંબઈથી એ ભાગ ખરીદી લેખક પોતાને દેશ જતો હતો. આણંદના સ્ટેશને દાક્તર નાડ તપાસવા આવ્યો. એક પ્રવાસી મિત્ર 'સરસ્વતીચંદ્ર' વાંચતો હતો. ખાના આગળ આવતાં જ દાક્તરે સવાલ પૂછ્યો: 'સરસ્વતીચંદ્રનો ચોથો ભાગ બહાર પડ્યો ? છેવટે કોનાં કોનાં લગ્ન થયાં ?' લેખકે જવાબ આપ્યો કે કુસુમ અને સરસ્વતીચંદ્ર પરણ્યાં. દાક્તરની જિજ્ઞાસા સંતૃપ્ત થઈ. અમારા ખાનામાં બેઠેલાની નાડ જોયા વિના આગળ તે ચાલ્યો ગયો. છેવટે શું થયું તે જાણવાની ખાતર કિંમત વધારે લાગેલી હોવા છતાં ચોથા ભાગનો ઉપાડ કેટલેક સ્થળે સપાટાબંધ થયો હતો.

અપહ્નુત જ રહે. કથાના વાણાતાણામાં કોઈ પણ તરેહની ખૂંચ રહી જવી ન જોઈએ. એક અંગ્રેજ લેખકના નીચેના શબ્દ ધ્યાનમાં લેવા જોગ છે.

'Like the composition of a picture or a symphony, a *plot in the first place* should be decorative, it must disclose the beauty of balance, it must partake of the nature of a pattern. A plot cannot be like life: but life may on rare occasions, by sheer accident, fail into a design and so resemble a plot just, as ink spilt on a tablecloth will sometimes make a design.'

વસ્તુ નિર્દિષ્ટ થયા પછી વિગત, હકીકતનો સવાલ રહે છે. સૌ સૌની તાકાત મુજબ વિગતનું આલેખન થાય છે. વિગત એકની એક હોય તોપણ વસ્તુ-ગુમ્ફન પરત્વે પ્રતિભાશાળી જે ચિરંજીવતા તેને માટે પ્રાપ્ત કરી શકે છે તે હલકી પ્રતિનો લેખક નથી મેળવી શકતો. વિગત લાંબી કે ટૂંકી, છવાયેલી કે ખીચોખીચ રાખવી એનો આધાર જે વખતે તે નિબંધ રચાય તે વખતની સાક્ષર આબોહવા ઉપર હોય છે.

પોતાની સન્મુખ જેટલી વિગત હોય તેટલીનો ઉપયોગ ન કરતાં તેમાંથી પસંદ કરી પોતાની કૃતિને ઉત્કૃષ્ટ બનાવવા તરફ કેટલાકનું લક્ષ હોય છે. કેટલાક બધી વિગતનો ઉપયોગ કરી ધારેલો અર્થ સાધે છે.

વિગત માટે બે વાદ છે. મનુષ્યજીવન જેવું છે તેવું ને તેવું જ આલેખવું કે તેની સત્પળો જ આલેખવી ? મનુષ્યજીવનમાં કલહ, અસંતોષ, ઈર્ષ્યા, વ્યભિચાર, ઇત્યાદિ પાપની અધમોધમ કોટિનું દર્શન કરાવી સદ્‌ગુણ તરફ મનુષ્યોને દોરવા એમાં ખરું કલાવિધાન સમાયું છે ? દુર્ગુણ, પાપ ન હોત તો સદ્‌ગુણ, પુણ્યની કિંમત સમજાત નહીં. જગતમાં આ સર્વ દ્વંદ્વનું સંઘટ્ટન થાય છે, તેનું પરિણામ અનેકધા આવે છે, ને તે પરિણામનું નિરૂપણ ધર્મ વિવિધ રીતે કરે છે. સંઘટ્ટનનું દર્શન કરાવવું આવશ્યક છે, પરંતુ પાપના કર્દમમાં ખદખદતા કીડાનું જીવન, તેમને ખમવી પડતી વેદના, નિરન્તર એવા સહવાસમાં રહેવાથી ઊપજતી નિષ્ઠુરતા, — તેમાંથી પરિણમતી આત્મા અને મનુષ્યત્વને હાનિ આદિનું ભયંકર અને કારમી રીતે દર્શન કરાવવું એ કલાવિધાનનો હેતુ છે એવું એક વાદ સ્થાપિત કરે છે. મનુષ્યજીવનનું ખાસ લક્ષણ પાપનો કર્દમ નથી પરંતુ કદી કદી સ્વપ્ન માફક આવતી ધન્ય પળો છે – તેમને પકડી યથાસ્થિત આલેખન આપવામાં જ કલાવિધાયકનું કર્તવ્ય છે એવી બીજા વાદની ભાવના છે.

મનુષ્યોની અધમતાને નિર્દયતાથી ચીતરવી એ ઘણાંને નહીં રુચે; તેથી પ્રથમ વાદને સર્વત્ર વિજય મળે એ શંકાસ્પદ છે. એમ છતાં એ વાદની ઘણી અસર થઈ છે. એ વાદનો મુખ્ય સિદ્ધાંત એવો છે કે જેવું વર્ણન કરવું હોય તે જાતે જોઈતપાસી આવવું જોઈએ. વિગતમાં કોઈ પણ પ્રકારની ભૂલ ન આવવી જોઈએ. જે સ્થળનું, ત્યાં વસતા જે લોકોનું વર્ણન કરવું હોય તે સ્થળે જઈ તેમના ભેગા થોડો કાળ રહી ત્યાંની પૂર્ણ માહિતી મેળવી ધારેલું કામ હાથમાં લેવું. ઘણી વખત અંગ્રેજી વર્તમાનપત્રોમાં વાંચીએ છીએ કે ફલાણો ફલાણો લેખક ફલાણા ગામમાં પોતાની નવી નવલકથા લખવા ગયો છે. આપણે ત્યાં તો 'સુવર્ણપુર' અને 'રત્નનગરી' તથા 'સુન્દરગિરિ' જેવાં ઉટંગ સ્થળો નીપજાવી કાઢવાનો પવન પડશે ત્યારે હયાત સ્થળોનો જોઈએ તેવો ઉપયોગ થશે.

ઇતિહાસ કે કોઈ વિજ્ઞાન શાસ્ત્ર પરત્વેના વિષય પર નવલકથા લખવી હોય તો તે વિષયનું પરિપૂર્ણ જ્ઞાન સંપાદવું આવશ્યક ગણાય છે. જે સમયનો ઇતિહાસ ઉપયોગમાં લીધો હોય તે સમયના રીતરિવાજ; આચારવિચાર; રાજકીય કે આર્થિક સ્થિતિ; પહેરવેશ, સરસામાન વગેરેની સંપૂર્ણ માહિતી મેળવવી જોઈએ. 'વનરાજ ચાવડા'માં વનરાજને આ જમાનાનો મનુષ્ય બનાવ્યો છે એ કાળવ્યુત્ક્રમની જબરી ભૂલ લેખાય. 'સિદ્ધરાજ જયસિંહ'માં પારસીઓની હાલની ઉદારતાનું ચિત્ર આપવું એ પણ એ જ દોષને આધીન છે. સ્થળનાં વર્ણન હોય તેવાં જ આપવાથી તે સ્થળો યાત્રાસ્થાન થઈ પડયાં છે – અમુક પ્રદેશનાં વાસ્તવ વર્ણન આપવાથી તેમના વિશેનું જ્ઞાન અવિચ્છિન્ન સ્થિતિમાં ફેલાય છે.*

* 'સાહિત્ય' ૧૯૦૪

# નર્મદજયંતી

અમદાવાદની ગુજરાત સાહિત્ય સભા (પૂર્વની ધી સોશિયલ એન્ડ લિટરરી એસોસિયેસન) તરફથી ગુર્જર સાક્ષરોની જયંતી પાળવાનો ઉપક્રમ ગયા વર્ષથી આરંભાયો છે. ગયે વર્ષે ત્રણ જયંતી ઊજવાઈ હતી. આ સાલ નર્મદાશંકરની જયંતીથી શરૂઆત થઈ છે. તા. ૨૪ મી ઑગસ્ટે, આ જયંતી પળાઈ હતી. તે વખતે રા. રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીનો લખેલો લેખ વંચાયો હતો. આ લેખ વસન્ત (શ્રાવણ)માં છપાયો છે. તેનો સાર નીચે લખ્યા મુજબ છે :

નર્મદાશંકરના પિતા લાલશંકર દવે સુરતના વડનગરા બ્રાહ્મણ હતા. તેઓ લહિયાનો ધંધો કરતા. કેળવણીના આરંભકાળે શિલાછાપમાં છપાતી ચોપડીઓ તેઓ લખતા, અર્થાત્ તેમનાં હાથનાં લખેલાં પુસ્તકોથી કેળવણીનું બીજ રોપાયું હતું. આથી એક રીતે ગુજરાતના અર્વાચીન વિકાસ સાથે તેમનો સંબંધ છે. આ જ લાલશંકરના દીકરા નર્મદાશંકરે પોતાની સ્વશક્તિથી લખેલાં પુસ્તકોથી ગુજરાતી સાહિત્યની અને ગુજરાતના જનમંડળની અનન્ય અને અપૂર્વ સેવા કરી.

નર્મદાશંકર મુંબઈમાં જ ઊછર્યા હતા. નાનપણમાં તેઓ બહુ શાણી અને ઠાવકી પ્રકૃતિના હતા. અભ્યાસકાળમાં પણ રમતગમતથી તે દૂર રહેતા અને બાલ્યમાંથી જ બુદ્ધિચમત્કાર તો તેમનામાં જણાયો હતો. એમની પત્ની ઉંમરે થવાથી આઠ મહિના પર્યંત કોલેજમાં કરેલો અભ્યાસ છોડી સુરત જઈ ઘર માંડવું પડયું. નિર્વાહ માટે નાનીસરખી નોકરી સ્વીકારી.

મુંબઈની હવા, નવી કેળવણીનો આંજી નાંખતો પ્રકાશ, સત્ત્વવાળું મન અને યૌવનનું સામીપ્ય એ ચારે તત્ત્વો આ વખતે નર્મદાશંકરમાં એકઠાં થયાં હતાં; અને તેના સંયુક્ત બળે તેની મનોવૃત્તિઓ અનેક અનેક દિશામાં ઉછાળા મારતી હોય એમ જણાય છે. સાથે સાથે નવા જમાનાનો રાગ પણ લાગ્યો હતો. નિબંધો લખવા, મંડળીઓ સ્થાપવી, તેમાં ભાષણો આપવાં—અપાવવાં વગેરે ઊંચી આકાંક્ષાવાળાં અને જનસમાજને ફાયદો કરનારાં કૃત્યો શરૂ થઈ ગયાં હતાં. વિદ્વાન દાખલ પ્રસિદ્ધિ મેળવવાનો ઉત્તેજક અભિલાષ તેમનામાં ઉત્પન્ન થઈ ચૂકયો હતો. 'ભભકાદાર હોદ્દો મેળવી કે મહાવિદ્યા ભણી કે

સુધારાનાં કામ કરી કોઈ પ્રકારે હું દુનિયામાં નામાંકિત શી રીતે થાઉં ? તેની જ તુલના અને બુદ્બુદો રાતદિવસ ઊઠ્યા કરતા હતા. સુરતમાં દલપતરામ અને તેમની કવિતા સંબંધી કંઈક શ્રવણ થયું હતું. ધીરા ભગતનાં પદોથી કવિતાનો અભ્યાસ આરંભાયો હતો. પત્નીના મરણથી પાછા મુંબઈ આવી વસ્યા હતા. ત્યાં ભણવું, કમાવું, ચોરી કરવી એ બધું આનંદને માટે છે ને મને જ્યારે પદો બનાવવાથી જ આનંદ થાય છે ત્યારે હું તો એ જ કામ કરીશ – શેર જુવાર તો મળી રહેશે – એ મહાન નિશ્ચય સાથે નર્મદે પોતાનું કવિજીવન શરૂ કર્યું.”

‘શેર જુવાર તો મળી રહેશે’ એ કેવી શ્રદ્ધા ! ધનનો વૈરાગ્ય એ મોટાઈ કમાવાનું પહેલું પગથિયું છે. હોદ્દાનો અભિલાષ છોડી દઈ નર્મદાશંકરે ‘કવિ’ થઈને પ્રસિદ્ધિ મેળવવાનો નિશ્ચય કર્યો. સંસ્કૃત વ્યાકરણ, છંદશાસ્ત્ર, અલંકાર-શાસ્ત્ર વગેરે સર્વ સિદ્ધ કર્યા વિના ‘કવિ’ પદ ધારણ કરવું ઠીક ન લાગવાથી ઘણી મહેનત, ખંત અને નમનતાઈથી તત્સંબંધી ગ્રંથો મેળવી તેમનો પરિચય કર્યો. બધી સામગ્રી સંપાદન કર્યા પછી સને ૧૮૫૮ના નવેમ્બર માસમાં નોકરીનું રાજીનામું આપી, નર્મદાશંકરે શારદાસેવનમાં કાળ નિર્ગમન કરવાનું કઠિન વ્રત લીધું. આ વખતે નર્મદનું વય ૨૪ વરસનું હતું.

કવિ થવાનો ઉચ્ચાભિલાષ, અને તેને માટે સામગ્રી સંપાદન કરવામાં વાપરેલી ઊંચી ખંત ઉપરથી નર્મદાશંકર કેવા earnest હતા તે જણાય છે. Earnestness એ મોટાઈનું પ્રથમ લક્ષણ છે. નર્મદ ‘કવિ,’ લેખક અને પ્રજાને ઉપદેશ કરનાર તરીકે પ્રસિદ્ધ થયો. આ સ્વાંગ તેણે કેવી રીતે પાર પાડ્યો તે અજાણ્યું નથી. મુંબઈમાં હજી સુધી ‘કવિ’ એ શબ્દ નર્મદાશંકરનો જ બોધક છે. આટલા ઉપરથી ‘કવિ’ જનમંડળની હૃદયગુહામાં કેવો પ્રબળ પ્રતિબોધ પાડી શક્યા છે એ સહજ સમજાશે. કલમથી પ્રસિદ્ધ થવાનો તેમનો મનોરથ સર્વ રીતે સફળ થયો. તે સફળતા તે હલકી લોકપ્રિયતા માત્ર જ નહીં. લેખક અને શારદાના ઉપાસક તરીકે તેમ જ ગુજરાતી ભાષાની તેમણે અદ્વિતીય સેવા બજાવી. ગુજરાતી ભાષાના પ્રથમ કોષકર્તા તરીકે તેમ જ ગુજરાતી ભાષાના અર્વાચીન ગદ્યના પ્રથમ પ્રણેતા તરીકે નર્મદાશંકરની કીર્તિ જ્યાં સુધી ઇતિહાસ રહેશે ત્યાં સુધી કાયમ રહેશે. તેમનાં પદ્યો પણ ગુર્જર સાહિત્યમંડળમાં તેમને ઊંચું સ્થાન આપે છે.

કવિ પોતે કહી ગયા છે કે સને ૧૮૫૮ જે અરસામાં એમણે કલમ માત્રથી નિર્વાહ કરવાનો નિશ્ચય કર્યો તે વખતથી તેઓ ‘સંસ્કારી’ સુધારક થયા, એટલે એમનું કવિજીવન એમના સુધારકજીવન સાથે જ શરૂ થયું એમ કહી

શકાય. કવિતા દ્વારા એમણે સુધારાના વિષયો ઉપર બહુ અસરકારક ઉપદેશ કર્યા, અને તે કવિતામાં દેખાતી કવિના આત્માની સત્યનિષ્ઠાથી સુધારાના સંબંધમાં તેઓ મુંબઈના જનમંડળ ઉપર સંગીન સંસ્કાર પાડી શક્યા. થોડા વર્ષના ગાળામાં વૈધવ્યચિત્ર, હિન્દુઓની પડતી વગેરે સુધારા સારુ પ્રોત્સાહન કરે એવાં આપણાં જનસમાજનાં દયાજનક ચિત્રો તેમણે પ્રસિદ્ધ કર્યાં, અને એ કાવ્ય-ગ્રંથોને સુધારાનું 'બાઇબલ' એવું કોઈકવાર નામ આપવા સુધી પણ મિત્ર-મંડળમાં હિંમત ધરતા. તાત્પર્ય કે પોતાની આ કૃતિઓથી કવિ પૂર્ણ સંતોષ પામ્યા હતા, પોતે પોતાને કૃતકૃત્ય માનતા હતા, અને નવલરામભાઈ કહે છે કે, 'આ વખતનો કવિના જીવનનો કીર્તિરંગ ન્યારો જ હતો.'

'હિંદુઓની પડતી' તેમણે સને ૧૮૬૪માં લખી; નર્મગદ્ય સને ૧૮૬૫માં બહાર પડ્યું. તે પછી કવિ નર્મકોષ કરવામાં રોકાયા. તે દરમિયાન તેમના વિચારો ધીમે ધીમે બદલાતા ગયા, અને પરિણામ એવું આવ્યું કે સુધારાના 'બાઇબલ'નો લખનાર કવિ 'ધર્મવિચાર'માં પ્રાચીન ધર્મનો ચુસ્ત ઉપાસક અને આવેશવાન ઉપદેશક થયો. આ વિચારસંક્રમણ, વૃદ્ધાવસ્થા કે મરણસામીપ્યનું ચિહ્ન ન હતું એમ રા. નવલરામ પોતાના જ્ઞાનથી નિઃશંક કહે છે. અને તે કાળનું તથા નર્મદની પોતાની પ્રવૃત્તિના પ્રવાહનું દર્શન કરતાં આપણને પણ તે વિચાર સ્વાભાવિક સંક્રમણ લાગશે, તેના હૃદયના ખરાપણાની સાક્ષી પૂરશે, તથા સત્યશોધન અને સત્યસ્વીકાર કરવાના તેના ઉદાત્ત વ્રતનો જ પૂરાવો આપશે.

'રાજ્યરંગ' લખવાના પ્રસંગે જુદા જુદા ઇતિહાસ જોતાં એમની દૃષ્ટિ-મર્યાદાનો વિસ્તાર થયો, નવું દૃષ્ટિબિન્દુ મળ્યું, ને તે પ્રકાશથી સુધારક વિચારો ફેરવાયા. નર્મદના એક પરમપ્રિય મિત્ર કીસનદાસ બાવાને ત્યાં એક સારો વાંસળી વગાડનારો આવ્યો હતો. તેણે એવી કુશળતાથી વાંસળી વગાડી કે શ્રોતા તલ્લીન થઈ ગયા. અને એક કલાક સુધી નર્મદાશંકર પણ જાણે સમાધિગ્રસ્ત થઈ ગયા. આ અનુભવ પછી શ્રીકૃષ્ણ ભગવાનની વાંસળી અને તેણે ગોપીને ઉત્પન્ન કરેલો મોહ વગેરે વાતોમાં કવિને સત્યના અંશો જણાવા માંડ્યા. તે વખતથી હિંદુ-સ્તાનના પ્રાચીન ધર્મને શંકાથી નહીં પણ શ્રદ્ધાથી એમણે અવલોકવા માંડ્યો. સુધારકોની લોકપ્રિયતા insincerity વગેરેની સ્થિતિ થઈ. આ બધી પરિ-સ્થિતિથી પ્રાચીન પ્રવાહ નિમગ્ન થઈ કવિએ જ્ઞાનમાર્ગનું શરણ શોધ્યું. સુધારાનું 'બાઇબલ' લખનાર સનાતન સિદ્ધાંત સ્વીકારવા શક્તિમાન થયો. આ સ્થળે કહેવું જોઈએ કે સુધારાનું 'બાઇબલ' પણ કેવળ સત્યવિહીન નથી.

નવા સંયોગોને અનુકૂળ થવારૂપ આપણા જ દૃષ્ટિબિન્દુથી આપણી પરીક્ષા કરી આપણા પ્રાચીન પ્રવાહથી વિશ્લેષ ન થાય તેવી રીતે સાધ્ય વસ્તુને ધ્યાનમાં રાખી ફેરફાર કરવા તેની હિમાયત કરવી એમાં કાંઈ જ ખોટું નથી. સર્વથા આવશ્યક છે. અને આટલું ધ્યાનમાં રાખ્યા પછી નર્મદના 'બાઇબલ'માંથી આપણે ઘણો ઉપદેશ લઈ શકીએ છીએ. તે સત્યનિષ્ઠા, તે શ્રદ્ધા, તે સત્ય જોવાની અને નિરૂપણ કરવાની શક્તિ, હઠીલા અને અશિક્ષિત જનસમાજ આગળ તે કટુ સત્યો તે રીતે રજૂ કરવામાં સમાયેલી નીડરતા, તે અંતરાત્માનો જુસ્સો, તે હૃદયદ્રવ્યનો ઉકળાટ, ટૂંકામાં સમાજસક્તિમાં તે દૈવી સર્વસ્વદાન, જે 'સુધારાના બાઇબલ'માં અને નર્મદાશંકરના જીવનચરિત્રમાં પગલે પગલે જણાય છે તેના ઉપર આપણું ધ્યાન ખેંચવાની આવશ્યકતા છે. સુધારાના સવાલોને વેગથી પ્રસિદ્ધિમાં આણવામાં ઇષ્ટ માનેલા માર્ગે પોતે ચડવામાં અને જનમંડળને ચડાવવાનો યત્ન કરવામાં, અને આખરે આત્મનિરીક્ષણ કરી પોતાના જ ઉપદેશેલા સુધારા સંબંધી સત્યાસત્યનો નિર્ણય કરવા ઉપર પોતાનું અને જનસમાજનું આવેશથી ધ્યાન ખેંચવામાં નર્મદાશંકરે આપણા દેશની અપૂર્વ સેવા બજાવી. સુધારાના સિદ્ધાન્તોનો આરંભથી એના મન ઉપર વેગવાન કાબૂ નહોતો તે સિદ્ધાન્તો રજૂ કરવામાં સત્ય અને નિર્દયતા અથવા પ્રેમ અને શૌર્યનો માર્ગ ન સ્વીકાર્યો હોત તો નર્મદાશંકર પણ તે કાળના અનેક સાધારણ માણસોની પેઠે શંકામાં ને શંકામાં જ નિર્વાણ પામત. નર્મદાશંકરના આત્માનો આ ઇતિહાસ એક પ્રસિદ્ધ સત્યની સાક્ષી પૂરે છે કે યોગ, અનન્ય યોગ, પછી તે ગમે તે વસ્તુમાં હોય તે પરિણામે સત્ય વસ્તુનું દર્શન કરાવે છે.

નર્મદાશંકરે સુરતના પોતાના બંગલા ઉપર 'પ્રેમ અને શૌર્ય'નો મંત્ર આલેખ્યો હતો. આ બે પરમ સિદ્ધાન્તને પહોંચાડનાર ઊર્મિઓને પોતાની જીવનનૌકાનો ધ્રુવ કરનાર કેટલા વિરલા છે? અને એમાં શો શક છે કે આ કાળમાં આપણા જનસમાજની આ જ અમૃતવલ્લી છે. બંધુઓ! આપણા મુડદાલ જીવન ઉપર જરાક નજર કરો આપણે જે રીતનું જીવન ગાળીએ છીએ તે રીતનું જીવન તો આપણાં વૃક્ષો પણ ગાળે છે. તે પણ આપણી પેઠે પૃથ્વીમાંથી જીવનરસ ખેંચી પોતાના શરીરનું પોષણ કરે છે. તે પણ આપણી પેઠે પુષ્પપરાગથી ફલોત્પત્તિ કરે છે. બંધુઓ! આપણામાં શું વૈશેષ્ય છે જેથી આપણે મનુષ્યતાનું અભિમાન રાખવાને હકદાર થઈએ? જીવવાનો યત્ન કરો. જીવનનાં કોઈક લક્ષ્ય નક્કી કરો, તે સિદ્ધ કરવાને 'પ્રેમ અને શૌર્ય'નો મહામંત્ર રાખી સત્યપ્રયત્નો કરો. જે ઊંચા અભિમાનથી નર્મદના લેખો ભરાયા છે તે અભિમાનથી

આપણે ભરાઈએ તો ગયેલી સ્થિતિ પાછી કમાવામાં કંઈ વિલંબ નહીં થાય. અભિમાન, અભ્યાસ, વિચાર, નિશ્ચય, ઉત્સાહ અને આગ્રહ એ દરેક કામમાં વિજયનાં પગથિયાં છે, અને ધૈર્યથી એનું અવલંબન કરીએ તો એવું શું છે કે જે આપણે પુનઃસંપાદન ન કરી શકીએ? આપણે અત્યારે અનેક રીતે અસંતુષ્ટ રહેવાનાં કારણો છે; તેનો ઉપાય પણ આપણા હાથમાં જ છે, અને તે ઉપાય એ જ કે, 'ધીરવીર' થવું, આપણે આપણું શીલ જમાવવું. નિઃસંશય સમજો, અને પૂર્ણ શ્રદ્ધા રાખો કે શીલ એ જ સર્વને માટે સર્વ કામ માટે અમૂલ્ય ચિંતામણિ છે. નર્મદ પણ જીવનભર આપણી પરીક્ષા કરી કહે છે:

'સ્વધર્મ ઉપર આસ્થા, જિતેન્દ્રિયપણું, શમદમ, શાન્તિ, સંતોષ, મહાત્મ્ય, ઔદાર્ય, સત્ય, પ્રામાણિકપણું, દયા, પરોપકાર, ગુણજ્ઞપણું, એ મનુષ્ય માત્રોના ઉચ્ચ સદ્‌ગુણો આપણામાં નિસ્તેજ છે. કેવળ સંસારી સ્વાર્થ, સંશય, ભ્રમ, જૂઠ, કપટ, અપ્રામાણિકપણું, અસંતોષ, આશા, તૃષ્ણા, લોભ, ધનવંત કે મિત્રના આશ્રયથી ઉદ્યમ ખોળવો, સ્વાશ્રયનો વિચાર જ નહીં, બીજાનું સારું ખમાય નહીં, સ્ત્રી–વિષયમાં લલુતા, કામચોરી, કાળચોરી, વચનચોરી, ધનચોરી એ સર્વત્ર જોવામાં આવે છે. જ્યાં સુધી સદ્‌ગુણ પાળવા જ એવી ભક્તિ નહીં થાય ત્યાં લગી ધર્મ, અર્થ કે કામ કોઈપણ વિષયમાં ખરું મોટું ઊજળું કાર્ય પોતાના આલોકના કે પરલોકના કલ્યાણને અર્થે કે આલોકના સર્વેના કલ્યાણના અર્થે થવાનું નથી. અનેક પ્રકારની અવ્યવસ્થા છતે પણ ધીરજ રાખવી, દુઃખને ખમવું, પણ નીતિનું ઉલ્લંઘન કરવું નહીં એવી નિશ્ચયબુદ્ધિ, વૃત્તિ થયે જ લાભ છે' અને બીજે ઠેકાણે:

'ધીટ થઈને દુઃખ વેઠવું, બુદ્ધિનું અભિમાન મૂકી પરંપરાનું ધર્માચરણ પાળવું, પરદેશી ધર્મ, નીતિ, વસ્તુ ઉપર મોહ ન રાખવો, નિશ્ચય તથા ખંત અને ધૈર્ય તથા સત્યે ઉદ્યોગ કરવો. બીજા શબ્દોમાં ધીરવીર થવું, શીલનું સેવન કરવું, એ જ આપણી અત્યારની અસંતુષ્ઠિનાં કારણો દૂર કરવાનો અને આપણે જ વાંકે ખોવાઈ ગયેલાં આપણાં બળ, પરાક્રમ અને લક્ષ્મીનો પુનઃ સંયોગ પ્રાપ્ત કરવાનો ખરો ઉપયોગ છે.'

ખરાપણું એ નર્મદના જીવનની કૂંચી હતી. નર્મદ ખરો ગુજરાતી હતો. ગુજરાતી ભાષા, ગુજરાતનું સાહિત્ય, ગુજરાતના રીતરિવાજ, ગુજરાતનો ધર્મ, ગુજરાતની ખૂબી તથા ખામીઓનો તે પૂર્ણ અભ્યાસી હતો. તેણે જે લખ્યું છે તે ખરી સ્વદેશભક્તિ, ખરા બન્ધુભાવથી, ખરા પ્રેમ અને શૌર્યથી લખેલું છે, તેનું આખું જીવન જાણે આ બે ભાવનાઓનો ગુજરાત અને ગુજરાતીઓને ઉદ્દેશીને સાક્ષાત્કાર કરવામાં જ ગાળ્યું છે. ગુજરાત આને માટે તેનું અત્યંત આભારી છે.

# રા. બા. નંદશંકર તુળજાશંકર

'સમાલોચક'(જુલાઈ–સપ્ટેમ્બર)માં 'વિદ્યમાન ગુર્જર ગ્રન્થકારો'ના શિરોનામની લેખાવલીની શરૂઆત થઈ છે. પહેલો લેખ 'કરણઘેલા'ના કર્તા રા. બા. નંદશંકર તુળજાશંકર સંબંધી છે. રા, બા. નંદશંકર સુરતના રહેવાસી વડનગરા નાગર જ્ઞાતિના ગૃહસ્થ છે. તેમનો જન્મ ઈ. સ. ૧૮૩૫ના એપ્રિલ માસમાં સુરત શહેરમાં થયો હતો. તેમના પિતાની દ્રવ્ય સંબંધીની સ્થિતિ સારી નહોતી. તે સમય અનુસાર સુરતમાં જેટલું જ્ઞાન મેળવી શકાય તેટલું જ્ઞાન તેમણે પંદર વરસની બાળવયે મેળવી લીધું હતું. અભ્યાસમાં હોંશિયારી બતાવવાથી શિક્ષક મિ. ગ્રેહામની તેમના ઉપર મહેરબાની થઈ હતી. મુંબઈ જઈ અભ્યાસ વધારવાની શક્તિ ન હોવાથી ૧૫–૧૬ વરસની વયે મોનિટરની જગ્યાએથી ચઢતાં ચઢતાં તેઓ એક હેડમાસ્તરની જગ્યા મેળવવાને ભાગ્યશાળી થયા.

મુંબઈ એલ્ફિન્સ્ટન પાઠશાળા નવી સ્થપાઈ ત્યારે દક્ષિણી અને પારસી વિદ્યાર્થીઓના પ્રમાણમાં ગુજરાતી વિદ્યાર્થી ઘણા થોડા હતા; તેથી તેમને સમજાવી મુંબઈ અભ્યાસ કરવા માટે મોકલવાનું કામ કેળવણીખાતાના વડા મિ. હાવર્ડ તરફથી રા. નંદશંકરને સોંપવામાં આવ્યું હતું. તે કાર્યને અંગે તેઓ મુંબઈ આવ્યા, ને એલ્ફિન્સ્ટન પાઠશાળામાં વખતોવખત જઈ ગુજરાતી અભ્યાસનો ક્રમ કેમ ચાલે છે તે ઉપર દેખરેખ રાખવા લાગ્યા. રા. નંદશંકરને તે વખતે કેટલાંક અંગ્રેજી પુસ્તકોનું ગુજરાતીમાં ભાષાંતર કરવાનું કામ સોંપવામાં આવ્યું હતું, અને તે પ્રસંગે તેમણે ત્રિકોણમિતિ વગેરે અંગ્રેજી પુસ્તકો ઉપરથી તથા માર્ગોપદેશિકા સંસ્કૃત ઉપરથી ગુજરાતી વિદ્યાર્થીઓ માટે તૈયાર કર્યાં હતાં. આ જ વખતે તેમને મિ. ગ્રેહામે* એક સારી નવલકથા ગુજરાતી ભાષામાં લખવા કહ્યું, તે ઉપરથી તેમણે 'કરણઘેલો' એ નામનું સુપ્રસિદ્ધ પુસ્તક લખ્યું. તે છપાવી પ્રસિદ્ધ કરવાની શક્તિ તેમની ન હોવાથી તે પ્રસિદ્ધ કરવાનો હક તેમણે સરકારને આપ્યો તેના બદલામાં સરકારે તેમને રૂ. ૧,૦૦૦નું ઇનામ આપ્યું.

---

* કરણઘેલામાં લખ્યું છે કે મિ. રસલની સૂચનાથી ગ્રંથ લખ્યો.

મ્યુનિસિપાલિટી, લિટરરી અને સોશિયલ મંડળીઓમાં ઉત્સાહથી તેઓ ભાગ લેતા. વર્તમાનપત્રોમાં લખવાનો પણ તેમને શોખ હતો. 'ગુજરાત મિત્ર' ના તેઓ અંગ્રેજી લેખક હતા. મર્હુમ રા. સા. મહીપતરામ ઈંગ્લેંડથી આવ્યા તે વખતે તેમનો પક્ષ લેવામાં મુખ્ય ભાગ રા. બા. નંદશંકરે લીધો હતો. તેમની જ્ઞાતિમાં લગ્ન, સીમંત અને મરણ વખતે નકામા ખરચ કરવાના રિવાજો સામે તેઓ હિમ્મતથી લડ્યા ને ફાવ્યા. પોતાના કુટુંબમાં લગ્નની વય પણ તેમણે વધારી છે.

સર થીઓડર હોપ સુરતના કલેક્ટર હતા ત્યારે રા. બા. નંદશંકરની નોકરીની કુશળતાથી સંતુષ્ટ થઈ રેવન્યુ ખાતામાં સારી નોકરી આપવાનું સૂચવ્યું. ઈ. સ. ૧૮૬૪માં રૂ. ૩૮૦/–ના પગારે તે ખાતામાં તેઓ જોડાયા. સને ૧૮૬૮માં તેઓ મામલતદાર થયા. અંકલેશ્વર અને ધંધુકે મામલતદારી કર્યા પછી દેવગઢબારીયાના એડમિનિસ્ટ્રેટર નિમાયા. ત્યાં ૧૮૭૧–૭૫ સુધી રહી રાજ્યની સ્થિતિ સુધારી. તેમની કાર્યકુશળતાથી પ્રસન્ન થઈ સરકારે તેમને લુણાવાડા અને સુંથરામપુરના એડમિનિસ્ટ્રેટર નીમ્યા. ઈ. સ. ૧૮૮૦માં કચ્છના દીવાનની જગ્યા તેમને મળી. ઈ.સ. ૧૮૮૬માં દીવાનગીરી છોડવી પડી ત્યારે રાવે તેમના કાર્યથી સંતુષ્ટ થઈ રૂ. ૧૦,૦૦૦નું ઇનામ આપ્યું. કચ્છમાંથી તેઓ રેવાકાંઠાના પોલિટિકલ એજંટના આસિસ્ટંટની પદવીએ નીમાઈ આવ્યા. ૧૮૭૭માં દિલ્હી દરબાર વખતે રેવાકાંઠાના પો. એજંટને દિલ્હી જવું પડ્યું ત્યારે પોતાનો ચાર્જ રા. નંદશકરને આપવાનો હુકમ આપ્યો હતો. તેમની કાર્યદક્ષતાથી સંતુષ્ટ થઈ સરકારે એ ચાર્જ એમને સોંપાવ્યો હતો. આ જ વખતે એમને 'રાવબહાદુર' નો ખિતાબ તથા ચાંદ એનાયત થયા હતા. સને ૧૮૮૪માં રાજપીપળાના અંગ્રેજ એડમિનિસ્ટ્રેટરના મદદનીશ તરીકે તેમની નિમણુક થઈ. સને ૧૮૯૦માં ૫૫ વરસની ઉંમરે આંખોમાં કંઈક અચાનક વિકાર થયાથી પેન્શન પર રિટાયર થયા. હાલ તેઓ નિવૃત્તિમાં પોતાનો કાળ નિર્ગમે છે. રાવબહાદુરના જીવન સંબંધી માત્ર એટલું જ કહેવું બસ છે કે તેમની જનમંડળમાં સંપૂર્ણ ખ્યાતિ હોવાથી તેઓ એક ગૃહસ્થ, અધિકારી અને વિદ્વાનને કરવા યોગ્ય કાર્ય કરી લક્ષ્મી અને કીર્તિથી સંતુષ્ટ થઈ કુટુંબની અભિવૃદ્ધિનો ઉદય જોતા સુખથી વાર્ધ્ધક્યની વિરતિ લેતા સ્વદેશમાં જ બેઠેલા છે.

ગુજરાતી ભાષા બોલનારી પ્રજામાં 'કરણઘેલા'એ દિગંત ડંકો વગાડી તેમને આધુનિક ઐતિહાસિક નવલકથાકારનું કીર્તિવંત પદ અપાવેલું છે.

કાઠિયાવાડના જ્યુડિશિયલ આસિસ્ટંટ મિ. કીનકેડે મુંબઈના સુપ્રસિદ્ધ માસિક 'ઇસ્ટ એન્ડ વેસ્ટ'માં આ ગ્રન્થ પર એક અવલોકન લખ્યું છે. તેમાં ગ્રન્થની સારી પ્રશંસા કરી છે.

'સમાલોચક'માં લખ્યું છે કે 'કરણઘેલા'ની લોકપ્રિયતામાં હજુ સુધી કોઇએ ભાગ પડાવ્યો નથી, તે ખોટું છે. 'સરસ્વતીચંદ્ર'ની કીર્તિ આગળ 'કરણઘેલા'ની કીર્તિ ઝાંખી છે. કરણઘેલાની કીર્તિ વર્ણનપરત્વે છે. વસ્તુગૂંફન છે પણ બહુ ઊંચા પ્રકારનું નથી. પાત્રાલેખન તો બહુ નિકૃષ્ઠ પ્રતિનું છે.

ગ્રન્થનો હેતુ તે વખતનું બને તેટલું ખરું ચિત્ર આપવાનો છે. આ ઉપરાંત હાલમાં સારી ગણાતી રાજ્યવ્યવસ્થા, સંસારવ્યવસ્થા વગેરે તે વખતે પણ કંઇક અમુક સ્થિતિમાં હતાં એમ પણ બતાવ્યું છે. ભૂત પર કંઇક આરોપ થયો છે. 'કરણઘેલા'ના અનુકરણથી લખાયેલાં 'વનરાજ ચાવડો' અને 'સિદ્ધરાજ જયસિંહ'માં આ આરોપ સંપૂર્ણપણે થયો છે. આમ કરવાથી ભૂતમાંથી વર્તમાન ઘટાવવા કંઇક સંદેશા, આદેશો, સાર્ગ જડે અને નવુંજૂનું લાગવાથી તેનો યોગ્ય સત્કાર થાય એવો હેતુ પણ ખરો.

'સમાલોચક'માં રા. બા. નંદશંકરની તસ્વીર આપવામાં આવી છે.

# ડાહ્યાભાઈ ધોળશાજી

ઈ. સ. ૧૮૯૪માં અમદાવાદની મીશન સ્કૂલમાં गम् गच्छ નાં રૂપાખ્યાન શીખનારને સ્વપ્નેય પણ ખ્યાલ નહોતો કે ઈ. સ. ૧૯૦૬માં અર્થાત્ બાર વર્ષ જેટલી ટૂંક મુદત બાદ પોતાના સંસ્કૃત શિક્ષકના જીવનની જાહેર સેવાની નોંધ લેવાનો પ્રસંગ આવશે.

આઠદશ વર્ષ જેટલા અલ્પ સમયમાં શ્રી દેશી નાટક સમાજના મર્હુમ માલિક રા. રા. ડાહ્યાભાઈ ધોળશાજી લોકાદરની પૂર્ણ જાહોજલાલીમાં વિદેહ થયા એ બીના ઉક્ત સ્મૃતિસંસ્કાર પ્રદીપ્ત કરે છે એટલું જ નહીં પણ પોતાનાં નાટકોમાં ઠેર ઠેર જે ઉપદેશ અંશસ્વર તરીકે ગાયો છે તે તેમના પોતાના જ જીવનમાં તેમણે સાક્ષાત્કાર કર્યો એવી પ્રતીતિ કરાવે છે.

એ અંશસ્વર કયો ?

> 'કાચા કાચો કુમ્ભ છે, જીવ મુસાફર પાસ,
> તારો ત્યાં લગી જાણજે, જ્યાં લગી શ્વાસોશ્વાસ.'

વીણાવેલી.

જીવન નશ્વર છે; પંખીનો મેળો જામ્યો છે, ઘડી પછી તે વીખરાઈ જશે, પાણીમાં વાદળનો પડછાયો પડ્યો છે, પળ પછી પડછાયો વિલુપ્ત થશે; ચાંદની પથરાઈ છે, ચંદ્ર અસ્ત થયો ને સર્વત્ર અંધકાર ફેલાયું; મનુષ્યની મેદની જામી છે, માણસો વેરાયાં અને બધે સુનકાર છે; કાયાનો ઘડો કાચો છે, અને ફૂટતાં વાર નથી : આવી રીતે રા. રા. ડાહ્યાભાઈએ ઇહજીવન નાશવંત છે એવો ઉપદેશ બોધ્યો છે.

સંસાર પ્રત્યે વિરાગ ઉપદેશનારાનાં દૃષ્ટિબિંદુ વિવિધ હોય છે. સંસારના કર્દમમાં પચી રહી વિશાળ આકાશમાં ઊડવાની જેને સહેજ પણ અભિલાષા નથી, અર્થાત્ અધમ જીવન જીવનારને ઉન્નત આચરણો આચરવાની વૃત્તિ નથી તેને અધમતામાંથી ઉદ્ધારવા નશ્વરતાનો બોધ કરવામાં આવે છે : અધમતા અનેકરંગી હોય છે! સ્વહાનિપ્રદ ને પરહાનિપ્રદ એવાં બે વિશાળ સ્વરૂપ થઈ શકે. બેશક જગતની ઘટના એવી છે કે પોતાને અધમ કરનાર વસ્તુ જગતને

પણ અધમ બનાવે છે અને તેથી ઊલટું પણ થાય છે. ફક્ત સ્પષ્ટતાને ખાતર ઉક્ત સ્વરૂપો લખ્યાં છે.

રા. રા. ડાહ્યાભાઈનું રંગભૂમિ પર વિહરતું વિશ્વ સાંકેતિક છે તેથી જે વસ્તુસંવિધાન અને પાત્રઘટના ત્યાં ગોચર થાય છે તે પણ સાંકેતિક છે. પાપનું સૂક્ષ્મ અને તીક્ષ્ણ પૃથક્કરણ નથી તેમ જુગુપ્સા કે સંપૂર્ણ વૈરાગ્ય ઊપજે એવું કલાવિધાન નથી. પશ્ચાત્તાપના દાવાનળમાં શુદ્ધ થતાં કંચન પાત્રો જેવાં ઉત્કૃષ્ટ પાત્રો જવલ્લે જ દર્શન દે છે. Poetic Justice(અર્થાત્ કવિઓની સૃષ્ટિમાં વપરાતી ન્યાયબુદ્ધિ – સત્યનો જય અને પાપનો ક્ષય)નું અવલંબન લેવામાં આવ્યું છે. પોતાના બધા પાસા અવળા પડે અને છેવટે જીવનનો હેતુ નિષ્ફળ નીવડે એ શઠપાત્રોના અનુભવ છે. તેઓની અધમતા, સ્વાર્થસાધના, ઈર્ષ્યા, અસૂયા, કામવાંછના, અહંતા આદિમાં સમાયેલી છે. પોતાનો હેતુ બર લાવવા અનેક પ્રપંચો તેઓ રમે છે. પોતાનું મમત્વ પ્રતિપાદવા નાનાવિધના અનાચારો આચરે છે. આવી જેની રહેણી છે તેઓ પૂર્ણ અંશે આત્મશ્રદ્ધાશીલ હોવા જોઈએ. દુનિયા ઉથલાવી નાખવાની – ધાર્યું સાધવાની શક્તિ આપણામાં છે એવી જ્યાં લગી પ્રતીતિ ન હોય ત્યાં લગી તેમનાથી એક ડગલું પણ ભરવું બને એમ નથી. ઉત્તમ જીવનોને આત્મશ્રદ્ધા (Self confidence) ઉન્નત પથે લઈ જાય છે પરંતુ પામર જીવો તો તેથી અભિમાની, દમામી, મમતીલા, જોહુકમી અને ખારીલા થાય છે. આપણા લૌકિક નીતિશાસ્ત્રે આ દુર્ગુણોની સખત ખંખેરણી કરી છે. નીતિતત્ત્વો એવાં વિચિત્ર છે કે મર્યાદામાં રહીને દુર્ગુણો પણ સદ્ગુણો થઈ શકે છે અને મર્યાદા છોડતાં જ સદ્ગુણો દુર્ગુણો થઈ જાય છે. રાજ્યની લગામ તાણીને પકડવી જોઈએ પણ તે નિયમસર. હદબહાર ખેંચાણ થતાં જુલ્મના રૂપમાં બાદશાહી કબર ફેરવાઈ જાય છે અને પરિણામે પદભ્રંશના કે વિદ્રોહ થાય છે. તે જ પ્રમાણે અભિમાન, મમત, દમામ વગેરે પણ શુભ અને કલ્યાણકારી કામો કરી શકે છે એ વાત રા. ડાહ્યાભાઈના લક્ષ બહાર રહી ગઈ હતી. ઉચ્છૃંખલ દુર્ગુણોનાં હાનિપ્રદ પરિણામો જ એમણે બતાવ્યાં છે. એ દુર્ગુણોનું જનન અને પોષણ શી રીતે થાય છે તે યથાર્થ જાણવાની ઉત્કંઠા અતૃપ્ત જ રહે છે.

દુર્ગુણોને ધિક્કારવામાં આવ્યા છે તે તેમના અનિષ્ટ પરિણામને લીધે જ નહીં – જન સમાજને જાલીમ નુકસાન તેઓથી થાય છે તે સારુ નહીં પણ મનુષ્યની નિર્બળતા અને અંધતાની ખાતર.

> 'દયા કરે તે કોઈ ન કરશો, મૂર્ખ કરે અભિમાન;
> આપણું ચિંતવ્યું તુચ્છ મનાતરું, કાળ કથા આગળતણી;
> ગર્ભમાં મરતાઈ મેરે પાસ, ધાર્યું કરે ભગવાન — દયા૦'

મનુષ્યથી પર કોઈ એક શક્તિ છે – જે દશા, સમય, નસીબ કે કર્મના નામે રા. ડાહ્યાભાઈના નાટકમાં ઉલ્લેખાઈ છે – તેને આધીન માનવી છે, તેનો નચાવ્યો તે નાચે છે. ભવિષ્યનું ક્ષિતિજ ધુમ્મસથી આવૃત્ત છે – ત્યાં શું છે તે કહી પણ નથી શકાતું. જરાક દોડતાં ઊંધે માથે ખોખ જેવા ખાડામાં નિપાત થવાનો છે છતાં આંધળો થઈ માનવી દોડી જાય છે. છતાં 'હું' 'હું' કરતો તે ફરે છે તે ખોટું છે – અહંભાવ રાખવો તે પાપાચરણ છે. સમયના સામર્થ્ય આગળ અહંભાવ ટકતો નથી – મગતરાં જેવાં માનવીને ચોળાતાં વાર શી ?

વસ્તુસ્થિતિ આમ છે ત્યારે વર્તવું શી રીતે ? દશાને તાબે થાઓ. સુખ-દુઃખ સરખાં ગણો. જે સ્થિતિ પ્રાપ્ત થાય તેનો તિરસ્કાર ન કરતાં તે આદરથી સત્કારો. મુફલીસ ભટકતા કઠિયારા સાથે પિતાએ વીણાને પરણાવી, પોતાના કર્મમાં જે હશે તે થશે એમ ધારી પતિભાવ સંપૂર્ણતઃ કઠિયારાની શુશ્રુષામાં સમર્પ્યો. પોતાને વેઠવી પડતી આસમાનીસુલ્તાનીમાં મેવાડનો વીરકિરીટી રાણો પ્રતાપ પણ આ જ સિદ્ધાંતના અન્વયે સહેજ પણ વિષમતા વિના જીવન ગાળે છે.

આ સિદ્ધાંતો અમને તો ઊણા લાગે છે. 'હું' 'હું' કરતો માનવી સંસારનું શ્રેય કેમ ન સાધી શકે ? ઉદાત્ત અહંભાવવાળો વોશિંગ્ટન કે મીકાડો પોતાના દેશનો ઉદ્ધાર કરી શકે છે, વિજ્ઞાની કે વૈદ નવી નવી શોધખોળ કરી શકે છે, અને માનવીની અપ્રતિમ સેવા બજાવી શકે છે. સેનાની રણક્ષેત્રમાં વિજય મેળવે છે ઇત્યાદિ. કર્તવ્યનો ઉચ્ચ આદર્શ નિષ્કામના અને સમર્પણમાં મનાયો છે; અહંભાવને ભસ્મીભૂત કરવામાં નહીં. વીણાના જીવનની ખરી કસોટી એનો પતિ રાજકુંવર ન નીકળતાં કઠિયારો જ રહ્યો હોત ત્યારે થાત. ગરીબ દેખાતા નાયકો અન્તે રાજબીજ નીવડે એવો સંપ્રદાય ઉચ્ચ આદર્શો ઉત્પન્ન કરી શકતો નથી. જીવનની નશ્વરતા દુઃખીને દિલાસો દેવા બોધાય તો ઠીક છે. સુખદુઃખ ફરતા ફરતી છાંયડી જેવાં છે એમ માનવાથી દુઃખની વેદના ઓછી થાય છે પણ તેથી કર્તવ્યપરાયણતા પ્રદીપ્ત થતી નથી. પોતાનું કે પારકાનું કલ્યાણ કરવાની વૃત્તિ અને આચરણ ઉદ્‌ભવતાં નથી. સંસાર ક્ષણ-ભંગુર છે એવા નિરાશાવાદથી જનસમાજને અનેકધા હાનિ થાય છે. સમાજ કદાચ, નિર્વીર્ય, બેનૂર, અશક્ત અને વખતે તો અતીવ અધમ થાય છે. હિંદુસ્તાનને આજ નિરાશાવાદનો ખપ નથી. પ્રોત્સાહક આશાવાદનો નિનાદ દિશાઓ મુખરિત કરશે—શતકોની બધિરતા દૂર કરશે ત્યારે જ આ પતિત દેશનો ઉદ્ધાર થશે. 'એક ફૂલ ખરે તે માટે શોચો નહીં પણ બીજાં ફૂલછોડ વાવો' એવો ઉપદેશ પીશું ત્યારે જ અમારું જીવન પ્રફુલ્લ ખીલશે.

પણ અધમ બનાવે છે અને તેથી ઊલટું પણ થાય છે. ફક્ત સ્પષ્ટતાને ખાતર ઉક્ત સ્વરૂપો લખ્યાં છે.

રા. રા. ડાહ્યાભાઈનું રંગભૂમિ પર વિહરતું વિશ્વ સાંકેતિક છે તેથી જે વસ્તુસંવિધાન અને પાત્રઘટના ત્યાં ગોચર થાય છે તે પણ સાંકેતિક છે. પાપનું સૂક્ષ્મ અને તીક્ષ્ણ પૃથક્કરણ નથી તેમ જુગુપ્સા કે સંપૂર્ણ વૈરાગ્ય ઊપજે એવું કલાવિધાન નથી. પશ્ચાત્તાપના દાવાનળમાં શુદ્ધ થતાં કંચન પાત્રો જેવાં ઉત્કૃષ્ટ પાત્રો જવલ્લે જ દર્શન દે છે. Poetic Justice (અર્થાત્ કવિઓની સૃષ્ટિમાં વપરાતી ન્યાયબુદ્ધિ – સત્યનો જય અને પાપનો ક્ષય)નું અવલંબન લેવામાં આવ્યું છે. પોતાના બધા પાસા અવળા પડે અને છેવટે જીવનનો હેતુ નિષ્ફળ નીવડે એ શઠપાત્રોના અનુભવ છે. તેઓની અધમતા, સ્વાર્થસાધના, ઈર્ષ્યા, અસૂયા, કામવાંછના, અહંતા આદિમાં સમાયેલી છે. પોતાનો હેતુ બર લાવવા અનેક પ્રપંચો તેઓ રમે છે. પોતાનું મમત્વ પ્રતિપાદવા નાનાવિધના અનાચારો આચરે છે. આવી જેની રહેણી છે તેઓ પૂર્ણ અંશે આત્મશ્રદ્ધાશીલ હોવા જોઈએ. દુનિયા ઉથલાવી નાખવાની – ધાર્યું સાધવાની શક્તિ આપણામાં છે એવી જ્યાં લગી પ્રતીતિ ન હોય ત્યાં લગી તેમનાથી એક ડગલું પણ ભરવું બને એમ નથી. ઉત્તમ જીવનોને આત્મશ્રદ્ધા (Self confidence) ઉન્નત પથે લઈ જાય છે પરંતુ પામર જીવો તો તેથી અભિમાની, દમામી, મમતીલા, જોહુકમી અને ખારીલા થાય છે. આપણા લૌકિક નીતિશાસ્ત્રે આ દુર્ગુણોની સખત ખંખેરણી કરી છે. નીતિતત્ત્વો એવાં વિચિત્ર કે મર્યાદામાં રહીને દુર્ગુણો પણ સદ્‌ગુણો થઈ શકે છે અને મર્યાદા છોડતાં સદ્‌ગુણો દુર્ગુણો થઈ જાય છે. રાજ્યની લગામ તાણીને પકડવી જોઈએ પણ નિયમસર. હદબહાર ખેંચાણ થતાં જુલ્મના રૂપમાં બાદશાહી કબર ફેરવાઈ જાય છે અને પરિણામે પદભ્રંશના કે વિદ્રોહ થાય છે. તે જ પ્રમાણે અભિમાન, મમત, દમામ વગેરે પણ શુભ અને કલ્યાણકારી કામો કરી શકે છે એ વાત રા. ડાહ્યાભાઈના લક્ષ બહાર રહી ગઈ હતી. ઉચ્છૃંખલ દુર્ગુણોનાં હાનિપ્રદ પરિણામો જ એમણે બતાવ્યાં છે. એ દુર્ગુણોનું જનન અને પોષણ શી રીતે થાય છે તે યથાર્થ જાણવાની ઉત્કંઠા અતૃપ્ત જ રહે છે.

દુર્ગુણોને ધિક્કારવામાં આવ્યા છે તે તેમના અનિષ્ટ પરિણામને લીધે જ નહીં – જન સમાજને જાલીમ નુકસાન તેઓથી થાય છે તે સારુ નહીં પણ મનુષ્યની નિર્બળતા અને અંધતાની ખાતર.

'દશા કરે તે કોઈ ન કરશે, મૂર્ખ કરે અભિમાન;<br>પ્રાણી બિચારું તુચ્છ મગતરું, કાળ કથા અણજાણ;<br>હુંપદમાં મરડાઈ મરે પણ, ધાર્યું કરે ભગવાન — દશા૦'

મનુષ્યથી પર કોઈ એક શક્તિ છે – જે દશા, સમય, નસીબ કે કર્મના નામે રા. ડાહ્યાભાઈના નાટકમાં ઉલ્લેખાઈ છે – તેને આધીન માનવી છે, તેનો નચાવ્યો તે નાચે છે. ભવિષ્યનું ક્ષિતિજ ધુમ્મસથી આવૃત્ત છે – ત્યાં શું છે તે કહી પણ નથી શકાતું. જરાક દોડતાં ઊંધે માથે બોખ જેવા ખાડામાં નિપાત થવાનો છે છતાં આંધળો થઈ માનવી દોડી જાય છે. છતાં 'હું' 'હું' કરતો તે ફરે છે તે ખોટું છે – અહંભાવ રાખવો તે પાપાચરણ છે. સમયના સામર્થ્ય આગળ અહંભાવ ટકતો નથી – મગતરાં જેવાં માનવીને ચોળાતાં વાર શી ?

વસ્તુસ્થિતિ આમ છે ત્યારે વર્તવું શી રીતે ? દશાને તાબે થાઓ. સુખ-દુઃખ સરખાં ગણો. જે સ્થિતિ પ્રાપ્ત થાય તેનો તિરસ્કાર ન કરતાં તે આદરથી સત્કારો. મુફલીસ ભટકતા કઠિયારા સાથે પિતાએ વીણાને પરણાવી, પોતાના કર્મમાં જે હશે તે થશે એમ ધારી પતિભાવ સંપૂર્ણતઃ કઠિયારાની શુશ્રુષામાં સમર્પ્યો. પોતાને વેઠવી પડતી આસમાનીસુલ્તાનીમાં મેવાડનો વીરકિરીટી રાણો પ્રતાપ પણ આ જ સિદ્ધાંતના અન્વયે સહેજ પણ વિષમતા વિના જીવન ગાળે છે.

આ સિદ્ધાંતો અમને તો ઊણા લાગે છે. 'હું' 'હું' કરતો માનવી સંસારનું શ્રેય કેમ ન સાધી શકે ? ઉદાત્ત અહંભાવવાળો વૉશિંગ્ટન કે મીકાડો પોતાના દેશનો ઉદ્ધાર કરી શકે છે, વિજ્ઞાની કે વૈદ નવી નવી શોધખોળ કરી શકે છે, અને માનવીની અપ્રતિમ સેવા બજાવી શકે છે. સેનાની રણક્ષેત્રમાં વિજય મેળવે છે ઇત્યાદિ. કર્તવ્યનો ઉચ્ચ આદર્શ નિષ્કામના અને સમર્પણમાં મનાયો છે; અહંભાવને ભસ્મીભૂત કરવામાં નહીં. વીણાના જીવનની ખરી કસોટી એનો પતિ રાજકુંવર ન નીકળતાં કઠિયારો જ રહ્યો હોત ત્યારે થાત. ગરીબ દેખાતા નાયકો અન્તે રાજબીજ નીવડે એવો સંપ્રદાય ઉચ્ચ આદર્શો ઉત્પન્ન કરી શકતો નથી. જીવનની નશ્વરતા દુઃખીને દિલાસો દેવા બોધાય તો ઠીક છે. સુખદુઃખ ફરતા ફરતી છાંયડી જેવાં છે એમ માનવાથી દુઃખની વેદના ઓછી થાય છે પણ તેથી કર્તવ્યપરાયણતા પ્રદીપ્ત થતી નથી. પોતાનું કે પારકાનું કલ્યાણ કરવાની વૃત્તિ અને આચરણ ઉદ્‌ભવતાં નથી. સંસાર ક્ષણ-ભંગુર છે એવા નિરાશાવાદથી જનસમાજને અનેકધા હાનિ થાય છે. સમાજ કદાચ, નિર્વીર્ય, બેનૂર, અત્રાણુ અને વખતે તો અતીવ અધમ થાય છે. હિંદુસ્તાનને આજ નિરાશાવાદનો ખપ નથી. પ્રોત્સાહક આશાવાદનો નિનાદ દિશાઓ મુખરિત કરશે—શતકોની બધિરતા દૂર કરશે ત્યારે જ આ પતિત દેશનો ઉદ્ધાર થશે. 'એક ફૂલ ખરે તે માટે શોચો નહીં પણ બીજો ફૂલછોડ વાવો ' એવો ઉપદેશ પીશું ત્યારે જ અમારું જીવન પ્રફુલ્લ ખીલશે.

વળી મનુષ્યને અંધ અને દશાનું રમકડું ગણવાથી ‘અનુભવ’ એવી વસ્તુને નિષ્કાસન આપવામાં આવે છે—મનુષ્યનું મનુષ્યત્વ ખૂંચવી લેવામાં આવે છે. દશાના દાબમાં રહેનાર સ્વતંત્ર નથી એમ માન્યા છતાં સ્વતંત્ર આચરણ કરે છે. Determinismમાં માન્યા છતાં આચરણો Free Willથી આચરે છે. રા. ડાહ્યાભાઈની ફિલસૂફી આટલે અંશે ન્યૂન લાગે છે.

કર્મને આધીન થવામાં પણ એક પ્રકારનો અહંભાવ રહ્યો છે. કઠિયારા સાથે પરણેલી વીણા, વેષધારી મારવાડના કુમાર સાથે પરણેલી વેલીના ઉપર મનમાં સરસાઈ ભોગવે છે અને છેલ્લા પ્રવેશમાં એ જ અહંભાવ પિતાને ટાણો મારવાની યુક્તિ રચવાની પ્રેરણા કરે છે. દશા, સમો, કર્મ આદિનો પ્રભાવ સ્વીકાર્યા છતાં પરિણામ આવું આવે છે.

વળી નૈરાશ્ય જે પ્રગટ કરવામાં આવ્યું છે તે હિમ જેવું છે. બાળી નાખે એવું છે. જેમના દહાડા નબળા નથી—જેઓ વૈભવમાં રાચે છે તેમના તરફ જ નૈરાશ્યના કટાક્ષ ફેંકવામાં આવ્યા છે. વસંતમાં વિહરનારને પાનખરનું સ્મરણ આપવાથી કે યૌવનમાં મહાલનારને વાર્ધકયનું ચિત્ર બતાવવાથી શો અર્થ સરતો હશે? ઉત્સાહ, ઉમંગ, આશા, અભિલાષા, ઉડ્ડયન આદિ જગાવવા જો દશાના ફેરફારો વિશે કહેવામાં આવ્યું હોત તો કેવું સારું થાત? મહેનત કરો —મંડ્યા રહો—કોઈક દિવસ પણ ઉત્તર કે દક્ષિણ ધ્રુવના પ્રદેશમાં પહોંચશો, કોઈક દિવસ પણ હિમાલયના ઉત્તુંગતમ શિખરે માનવી જઈ ઊભો રહેશે, કોઈક દિવસ પણ પૃથ્વી અને બીજા ગ્રહો વચ્ચે અવરજવર થશે, કોઈક દિવસ પણ માનવી પ્રયોગશાળામાં ઊપજાવી શકશો એવો ઉપદેશ જગતનું કલ્યાણ સાધે છે; નૈરાશ્યમાંથી આશા પ્રગટાવે ત્યારે જ જીવનસાફલ્ય.

સહેજ વિસ્તારથી રા. ડાહ્યાભાઈના ઉપદેશોનો પ્રધાન ઉપદેશ વિવેચ્યો છે. વિરક્તિ આગળ કહ્યું તેમ વિવિધ કારણસર ઉપદેશવામાં આવે છે. કર્દમમાં ન પડી રહે —ઉડ્ડયનની પળો વિરલ છે માટે તેનો થાય તેટલો શુભ ઉપયોગ કરી લે. પાપાચરણથી તારું અને જગતનું નુકસાન થાય છે, ક્ષણભંગુર જીવનમાં એટલું નુકસાન શા માટે કરે છે? માથે આવી પડેલી દશામાં વિષમતા વિના જીવન ગાળ: આદિ આદિ પ્રસંગો માટે સંસારનો વૈરાગ્ય અને ક્ષણભંગુરતાનો ઉપદેશ લાભપ્રદ છે.

સાથે સાથે રા. ડાહ્યાભાઈનાં શઠપાત્રો વિશે સંક્ષેપમાં વિવેચન કરી લઈશું. આ પાત્ર સંસ્કૃત નાટકોમાં હાલ જે સ્વરૂપમાં તે ગુર્જર રંગમભૂમિ પર જોવામાં આવે છે તે સ્વરૂપમાં નથી. શેકસપિયર અને અંગ્રેજી નવલકથાનો પ્રભાવ જેમ જેમ આપણી રંગભુમિ પર વધતો ગયો તેમ તેમ આ પાત્રનો વિકાસ થતો ગયો. એ પાત્રોમાં શેકસપિયરના આએગો (Iago)ની છાયા જણાય છે. પ્રપંચ, સ્વાર્થ, સ્રીલંપટતા અને ભોળાઓને પોતાનાં રમકડાં બનાવવાની કળાના તેઓ

ઉસ્તાદ હોય છે. સતીને તેઓ હેરાન કરે છે – તેનું સતીત્વ કસે છે. સતીત્વ આ પ્રમાણે કસવામાં આવે છે તેમ પૂજ્યભાવથી પ્રશંસવામાં આવતું હોય તો કૌશલ ઉત્તમ થાય.

કરુણાંત પ્રબંધોમાં જેવું શાઠ્ય કુશળ અભિનય દ્વારા પાડી શકાય છે તેવું સુખાંત પ્રબંધોમાં નથી થતું. શઠપાત્રોની શઠતા એકતાનાત્મક હોય છે. વિવિધરંગી નથી હોતી. વળી એક જ નટ દરેક નાટકમાં શઠ થતો હોવાથી શઠની શઠતા કરતાં તે નટના વ્યક્તિત્વ પર પ્રેક્ષકોનું લક્ષ જાય છે. અભિનય પણ બીબાંની ભાત જેવા થઈ જાય છે. શઠ અને તેના સાગ્રીતોની પાત્રતા મારફત સાંકેતિક રીતે સમાજમાં પ્રચલિત અનર્થો રા. ડાહ્યાભાઈએ ઝાટકી કાઢ્યા છે. વ્યભિચાર, વેશ્યાસંગ, મદ્યપાન, લોભ વગેરે સપાટામાં આવી ગયા છે. શઠની પાત્રતા આગળ નાયકની પાત્રતા ઝાંખી પડી જાય છે. આ દૂષણ ઇંગ્લેંડની રંગભૂમિનું પણ છે. ગુર્જર રંગભૂમિ પર રા. ડાહ્યાભાઈને લીધે જ આજ શઠ અવિરલ થયો છે.

શઠ અને નાયિકાને સંઘર્ષણમાં આવવાના અનેક પ્રસંગો બને છે. શઠની મોહજાળમાં તે સપડાતી નથી અને પોતાના શીલને અખંડ જાળવી રાખે છે. જૈન સૂરિઓના કથાનક પરથી રા. ડાહ્યાભાઈએ પોતાનાં નાટકોનાં વસ્તુ લીધાં છે. સૂરિઓ શીલનો મહિમા હંમેશ ગાતા. એટલે રા. ડાહ્યાભાઈનાં નાટકોમાં પણ એનો મહિમા ગવાયેલ જ. શીલ અને પાતિવ્રત્ય સંબંધી પાત્રોનાં સંભાષણો અને ગાયનો દરેક નાટકમાંથી મળશે.

'સખી ! જેને પતિનું માન – તેનાં ગાંધર્વ ગાયે ગાન;
પામે દેવી સમાન સન્માન – રમે રામા રસિક લઈ તાન.'

વીણાવેલી.

'કરે કામની શું સંસારે, વારે વારે પતિને સંભારે
બધી આળ પંપાળ વિસારે, પતિ રામનું નામ ઉચ્ચારે—
ભલેને દાબો બ્રહ્માંડભારે, ભલેને કાપો તિક્ષણ ધારે—
દેહ ગેહ શુદ્ધિ નહીં, તૂટી ગઈ જગપ્રીત,
ઝોરી તો ગાતી ફરે, રસીઆનું રસગીત;
ખાન પતિનું ને પાન પતિનું ગાન પતિ ગુલતાન.'

વીણાવેલી.

'પટોળીએ ભાત પડી, પડી તે તો પડી પડી
સાચી પ્રીત સમજવી જેવી એક ચુંદડી
ફાટતાં બેહાલ થતાં ભાત દીસે ખડી ખડી
પતિવૃત્ત પટોળીએ પ્રીતભાત તેવી પડી
કમજાત પતિવ્રત રત્ન અરેરે ગુમાવે.'

સરદારબા.

એક પત્નીવ્રત અને એક પતિવ્રત એ રા. ડાહ્યાભાઈની ભાવના છે; બેશક એક પત્નીના મૃત્યુ બાદ બીજું લગ્ન પતિ કરી શકે છે. પતિ પરમેશ્વર છે — પૂજ્ય છે; પત્ની પર ગમે તેવો જુલમ ગુજારવાનો અધિકાર તેને છે. પત્નીનો તિરસ્કાર તે કરે છે. રા. ડાહ્યાભાઈ વનિતાદ્વેષી નથી; તેમનાં નાટકોમાં વનિતાસન્માન છે. તોપણ 'ઉદયભાણ'માં ભાણજીનું ભાણીબા વિશેનું ગાયન, પત્ની વિશે પતિને ખોટી ભંભેરણીથી ઉપજતો સંશય વગેરે આપણને ખૂંચે છે. જ્યાંથી પોતાનાં વસ્તુ લીધાં હતાં તેના સંસ્કારોને લીધે આવું થયું હશે. સ્ત્રીઓથી પોતાના પતિઓનો ઉદ્ધાર થતો એવું ઘણાં નાટકોમાં આલેખાયેલું છે.

શીલનો મહિમા વિષયપરત્વેના વિરોધને લઈ ગવાયો છે. શીલવતી સતીનો પ્રભાવ સંતતી પર, પાપવાંછનાહીન અનુચરો અને સમાગમીઓ, કે પ્રજા પર પડ્યો હોય એવું વિધાન નથી; સાધુની સાધુતા વધારે, વીરનું વીરત્વ ઉત્તેજે, અર્થાત્ મનુષ્યની દૈવી સંપત અધિક ઓજથી પ્રકટાવે એવા પ્રસંગ શીલગૌરવ દર્શાવવા યોજાયા નથી. આસુરી સંપતનો વિનાશ કરવા સાથે દૈવી સંપતને વધારે કલ્યાણ કરતું કલાવિધાન હિતાવહ અને પ્રેય છે.

નીતિના સબળ પાયા પર જ દરેક નાટકની ઈમારત ચણાયેલી છે. રા. ડાહ્યાભાઈ એટલા બધા નીતિપ્રચારણ માટે આતુર હતા કે રુચિરતાની ક્ષતિ થાય તેવે પ્રસંગે પણ નીતિતત્ત્વો પ્રત્યક્ષ રીતે ઉદ્‌ઘોષ્યા વિના રહેતા નહીં. તેમનાં ગાયનોમાં એ તત્ત્વોનો સંભાર છે, પ્રલંબ ભાષણો દ્વારા એ તત્ત્વો ભાર દઈ પ્રેક્ષકો સમક્ષ રજૂ થતાં. આ દેશની પ્રજાને 'શીખામણીયાં' લખાણ (didactic writings) વધારે અસર કરે છે. રા. ડાહ્યાભાઈનાં નાટકોમાં આ તત્ત્વોનો જેટલો વિસ્તૃત ઉપયોગ થઈ શકે તેટલો કરવામાં આવ્યો હતો. સરળ પણ સચોટ ભાષામાં, કહેવતો, સંસ્કૃત અને ગુજરાતી ગ્રંથોના અભ્યાસે હાથ લાગેલા અલંકારો જેમાંના કેટલાંક વર્ષો થયાં હિન્દુ સમાજને પરિચિત હતાં તેમનો ઉપયોગ કરી પોતાને કહેવાનું રા. ડાહ્યાભાઈ કહેતા. એમના નાટક પર આ પ્રમાણે નીતિના પટા ઉજ્જવળ અને વિશાળ પડ્યા છે. પરોક્ષ ઉપદેશ જે કલાવિધાનનો પ્રધાન ઉદ્દેશ છે તે આજના અશિક્ષિત કે અલ્પ શિક્ષણવાળા શ્રોતાઓને માટે હિતાવહ નથી એમ માની પ્રત્યક્ષ ઉપદેશ એમણે ઉચ્ચ નાદે કર્યો છે.

રા. ડાહ્યાભાઈની કૃતિનાં મુખ્ય લક્ષણ તપાસતાં પાત્રતા વિશે પણ વચ્ચે ચર્ચા કરી. વસ્તુસંવિધાન તપાસતાં પણ એમણે બજાવેલી સેવાની કદર પિછાનીશું. ગુર્જર રંગભૂમિ પર સંસ્કૃત નાટકોના વિદૂષક અને રંગલાનો અવતાર હાસ્યરસ ઉપજાવવા લાવવામાં આવતો. આથી સંકલના શિથિલ રહેતી અને રસનિષ્પત્તિમાં

ક્ષતિ લાગતી. પારસી કંપનીઓએ આ દિશામાં સુધારો કર્યો હતો. રા. ડાહ્યાભાઈએ વિદૂષકને રૂખસદ આપી હાસ્યરસ જમાવવા અને સાથે સાથે ઉપદેશ આપવા ઉપકથા યોજી નાટકના મૂળ વસ્તુમાં સંયોજી લીધી. પ્રારંભમાં ઉપકથા છૂટી રહેતી. રફતે રફતે કૌશલથી ઉપકથા દાખલ કરવામાં આવી. મોલીયરનાં નાટકોની કથાને ગુજરાતી લેબાસમાં આપણી રંગભૂમિ પર આણ્યાં. આથી કાંઈક કૌશલ ઊંચું થયું. આ ફેરફાર પ્રેક્ષકોને પસંદ પડચો અને બીજી કંપનીઓએ પણ અખત્યાર કીધો. વાણિયા, વોરા, બાવા, પારસી, સસરાજમાઈ, અનેકપત્નીવિવાહ વગેરે કોમો અને સંબંધો તેમ જ સંસ્થાઓનાં દૂષણોથી જે રીતે આપણો સમાજ આનંદ મેળવે છે — એ દૂષણોના ઉપહાસથી એમનાથી થતી હાનિ સમજે છે તે જ રીતે એ સર્વનો રા. ડાહ્યાભાઈએ ઉપયોગ કીધો છે.

આજની આપણી રંગભૂમિના અધ્યક્ષોનો હાસ્યરસનાં શક્તિ અને સ્થાન વિશેનો અભ્યાસ અધૂરો છે એ અસંદિગ્ધ વાત છે. શૃંગાર અને હાસ્ય, વીર અને હાસ્ય, કરુણ અને હાસ્ય તથા અદ્‌ભુત કે જુગુપ્સા અને હાસ્યના સમવાય કેવા અને કેટલે અંશે યોજવા જોઈએ તે હજુ રંગભૂમિના રસશાસ્ત્રીઓને શીખવાનું છે. હાસ્યોત્પાદક પ્રવેશો હલકા પ્રેક્ષકોને રીઝવવા, મોજમાં રાત ગાળવા આવેલાની વૃત્તિ સંતોષવા, કરુણ કે શૃંગારનું આધિક્ય છાંટવા, કે 'સીનરી' ગોઠવવામાં લાગતો વખત મેળવવા નાટકના તખ્તા પર ભજવવામાં આવે છે. રા. ડાહ્યાભાઈનાં નાટકોના આ પ્રસંગો પણ સાંકેતિક છે; આ જ દિવસે દિવસે નવીન થતા જતા આપણા સંસારનું તેઓ નિરીક્ષણ કરતા હતા એવી પ્રતીતિ કરાવનાર પ્રસંગો જવલ્લે જ એમની કલમથી લખાયા છે. 'ઇલેક્શન અને કવોરન્ટાઇન'નો ખેલ ફક્ત અપવાદરૂપ છે. તેમાં પણ ઉપહાસ અગ્રસ્થાને છે — પ્રતિનિધિરાજ્યતન્ત્ર આદિ નવીન પાશ્ચાત્ય રાજકીય પ્રશ્નો સમાજ સરળતાથી સમજી ઉપયોગમાં લઈ શકે એવા દૃષ્ટિબિન્દુનો આશ્રય લેવામાં નથી આવ્યો. કૉલેજનું શિક્ષણ લેનાર રા. ડાહ્યાભાઈએ પોતાનાં નાટકો દ્વારા રાજ્ય, સંસાર, ગૃહ અને ધર્મના પ્રશ્નો ચર્ચી શ્રોતાઓમાં અલૌકિક પ્રબળ ચેતન જગાવ્યું હોત તો જે જે સેવાઓ એમણે કરી છે તે વધુ શ્રેયસ્કર અને ચિરંજીવ થઈ હોત — ભારતના આધુનિક ઇતિહાસ ઘડનારની કક્ષામાં તેઓ સ્થાન પામ્યા હોત.

ગાયનોના સંગીત વિશે ચર્ચા કરતાં અતિ વિસ્તાર થાય માટે આજ તે મુલતવી રાખવી વાજબી ગણાશે. રા. ડાહ્યાભાઈના ગરબા યોગ્ય લોકાદર પામ્યા છે. કાઠિયાવાડના રાસડા રા. રા. વાઘજી આશારામ ઓઝાએ નાટકોમાં દાખલ કર્યા. રા. રા. ડાહ્યાભાઈની રસિકતા આ રાસડાઓની રસનિષ્પાદન શક્તિ, પ્રેક્ષ

(Scene) તરીકે અને સંગીત પરત્વેની ખૂબી પામી શકી. દરેક ખેલમાં એકેકો ગરબો સ્થાન પામ્યો. આ દેશના આલંકારિકોએ નાનાવિધની નાયિકા વર્ણવી છે તેવી નાયિકાના પ્રસંગો આછા પ્રકૃતિવર્ણનોથી રંગી ગરબામાં રા. ડાહ્યાભાઈએ આણ્યા છે. લય લલિત, સૂરાવટ મધુર અને ભાષા કોમળ છે; અલંકાર રુચિકર છે; શૈલી સરળ અને સાદી છે; વચ્ચે વચ્ચે પ્રાચીન કાવ્યોની ભાષા, કે અલંકારો કે વિચારો સૌરસ્યથી ગોઠવ્યા છે. ગોપીગીતો અથવા કલગીતોરાની છટેલ મસ્તી કે અનીતિ છેકી નાંખી તેમની મનોહરતા, શ્રુતિપ્રિયતા, સુગમ્યતા, લાલિત્ય, માધુર્ય અને પ્રવાહીત્વ પોતાનાં ગીતોમાં રા. ડાહ્યાભાઈ લાવ્યા છે. આજનાં ઘણાં નાટકી ગાયનોમાં અસંબદ્ધતા, શિથિલતા, નિરર્થકતા, અવિશદતા, પ્રયોજનહીન શબ્દપ્રાચુર્ય વગેરે જે અરુચિકર તત્ત્વો હોય છે તે દૂષણો રા. ડાહ્યાભાઈનાં લગભગ બધાં ગીતોમાં નથી; બેશક સંપૂર્ણ અંશે શુદ્ધ તો બધાં નથી જ. હલકાં જોડકણાંને બદલે રસભર્યાં એમણે રચ્યાં છે. ગરબા અને નાયિકાને ગાવાનાં ગીતોના ભાવ સારા આલેખવા પ્રયત્ન કરવામાં આવ્યા છે. કંચનીઓનાં ગીતો પણ ઉસ્તાદી સંગીતની પ્રસાદી પામ્યાં છે. 'મોરી ધીરેસે ગગરી ઉતાર લીજો રે'થી શરૂ થતું ગીત ઉદાહરણ તરીકે બસ થશે. અલંકારો વર્ણવતાં જ ધારેલો ભાવ ઉદ્દીપન કરે—અર્થાત્ આજના પ્રેક્ષકવર્ગને સહેજ પણ આયાસ વગર તે ભાવ સમજાય એવાં પસંદ કરવામાં આવ્યાં છે.

'સંસારને રૂડે રસોડે દેવતા દુઃખનો ભર્યો;
પેઠો વિપચદૂધ લાલચે તો મનબિલાડા ઠારે મુઓ;
સાચે ન સુખનો રોટલો છે પાણીમાંનો છાંયડો,
કૂતરા ખુએ કર્મમાં હાડકાંનો હાયડો.'

મોહિનીચંદ્ર

'કળી કુમળી કેમ ઉપાડે, કોવાડાના માર,
ગુલાબના ઢગલામાં શોભે ધગધગતા અંગાર;
અંગ આપણું અબળા કહીએ, કહો ભાઈ અંગ તજીને રહીએ' વગેરે

વીણાવેલી.

'પોપટ પૂરીને પૂરું પાંજરે ન પાણી પાય,
મામો કહીને દૂધ સાપને તો દેવા જાય.'

વીણાવેલી.

'બાંધે હવામાં બાપડાં પાપી બરફનાં માળીયાં,
કાળનો ઉકળાટ થાતાં હાય વહેતાં ચાલીયાં.'

સરદારબા.

'પતિપરાયણ તારામતી ભીડ, નારાયણે જ નિવારી,
નરસિંહ મહેતાની હોંસથી હૂંડી, શામળીયાએ સ્વીકારી;
કંકોતરી વિના શ્રીકિરતારે પરણાવી ઓખાકુમારી.'

ઉદયભાણ.

આવાં અનેક ઉદાહરણો ટાંકી શકાય. કેવા કેવા પ્રકારનાં ઉપમાનો રા. ડાહ્યાભાઈ વાપરતા તેનો ખ્યાલ આપવા ઉપરનાં ઉદાહરણો પૂરતાં થશે એવી આશા છે. દંભી જોગ, કે સંસારીઓની અધમતા અને નિર્બળતા ખંખેરતાં અથવા ઈશ્વર પર ભરોસો રાખતાં જૂના ગુજરાતી કવિઓની શૈલી અખત્યાર કરી છે; તેથી તે તે ભાવવાળાં ગીતો લોકપ્રિય થયાં છે. 'તુંહી તુંહી'થી શરૂ થતું સરદારબા નાટકમાંના ગુરુનું ગીત, 'જોજો કૌતક જગનું કામ સધાય ઠગનું' એ ધમલાનું ગીત, 'નથી જગતમાં સાથ સંબંધી વિના ત્રિભુવન નાથ' એ ભીખીનું ગીત, 'સુંદર શામળીઆ, નામ જપીશ, નિત્ય તારું' એ વીણાનું ગીત ઇત્યાદિ ગીતો વિશે પ્રશંસાવચન કથવાની જરૂર રહી નથી. 'વીણાવેલી'-માં કુંભારોનું ભજન, 'ઉમાદેવડી'માં પૂજારીનું ભજન વગેરે પણ જૂનાં ભજનોની ધાટી પર રચાયેલાં હોવાથી શ્રોતાઓને રુચ્યાં છે; બેશક નવીનતા, ચમત્કાર કે ગાંભીર્ય નથી.

ઉપમાનો રમણીય કે સાધારણ વપરાયાં છે, કેટલેક સ્થળે તો ક્ષતિ ઊપજે છે.

'લોભના લગડે નહીં લાધે – પ્રેમતણું પરવાળ જો,
સ્વારથ કાકાકૌઆ કોટે નહીં પ્રીત મોતીમાળ જો.'

વિજયાવિજય.

અહીંયા સ્વાર્થને કાકાકૌઆનો સંબંધ શો રીતે બેસાડ્યો છે? કાકાકૌઆ કોટે મોતીમાળ કેમ ન શોભે? શ્વેત અને શ્વેતના સમાગમથી સુન્દરતા અલૌકિક પ્રકાશી નીકળ્યા વિના રહે જ નહીં.

જગતમાં તે નરને ધિક્કાર – તજે જે પરણી ઘરની નાર,
બગાડે મૂરખ તે સંસાર, ભેળવે દીવેલમાં કંસાર.'

વીણાવેલી.

'કોને કહીયે કજોડાની કહાણી રે,
જેમ બળદ પીલાયે ઘાણી રે.'

સરદારબા.

વગેરે સ્થળે અવિશદતા અને ગ્રામ્યતા છે.

ભાષા અમુક અંશે સંસ્કારી રા. ડાહ્યાભાઈએ વાપરી છે. વર્ણસગાઈ પર ઝોક જબરો છે.

'બોલો મારા પ્રેમી પોપટજી બોલ બોલો,
બોલો બોલો મેના બોલાવે.'

ઉદયભાણ.

'કોઈ ફૂલ લ્યો રે ફૂલ—
ફૂલ સાથે દિલ છે ફૂલ રે—'

ઉમાદેવડી.

'જપતી પ્રીતમની જપમાળા જુવતી જો અલબેલી,
જોબન રસરંગે જોની આ બની ઘેલી.'

અશ્રુમતી.

'પ્રીતમની પાછળ હું જોગણ બની,
વ્હાલાની વાંસે વિજોગણ બની રે—'

વિજયાવિજય.

આ ઉતારાઓ વર્ણસગાઈ, અનુપ્રાસ આદિ શબ્દાલંકારોનો કેવો વપરાશ થયો છે તે દાખવે છે. બેશક ગુજરાતમાં જે જાતની કવિતા આજ દિન લગી પ્રચારમાં છે— જે કવિતા લોકો હોંશથી વાંચે છે તેના કેટલાક ગુણો પોતાના ગાયનોમાં આણ્યાથી રા. ડાહ્યાભાઈએ લોકપ્રિયતા મેળવી એ સ્વાભાવિક છે.

ફક્ત ગાયનો જ પ્રગટ કરવામાં આવે છે— સમગ્ર નાટકો છાપવામાં આવતાં નથી એટલે વિવેચન સંપૂર્ણતઃ યથાર્થ થઈ શકવાનો સંભવ નથી. ગદ્યની ભાષા,– વિવિધ વૃત્તિ દાખવતી ભાષા કેવી રીતે ઘડાઈ હતી, કેવા પ્રકારના સંવેગનો પાસ દેવામાં આવતો— એ વિશે ચર્ચવાને સાધનો નથી. ઉપદેશ આપતી વખત આલંકારિક ભાષાનો બહોળે હાથે ઉપયોગ કરવામાં આવે છે. આથી કહેવાનું સચોટ રીતે કહેવાય છે અને નટ શાબાશીની તાળીઓથી વધાવાય છે. કલ્પના કરતાં 'દુનિયાદારી' તરંગ (fancy) આવી ભાષા રચવામાં સહાય આપી શકે છે. ઉચ્ચ કવિત્વની આશા ખપુષ્પ મળે તો ફળીભૂત થાય. 'ગૌડબંગાળાકાશી' બંગાળની ભીખારણોની એક પછી એક ઊથલાતી છબી ઐકચનું ભાન કરાવતી નથી તેમ જ જોનાર બાળકોને ફક્ત અલ્પજીવી આનંદ આપે છે, પણ તેમનાં જ્ઞાનને વધારતી નથી. એ જ પ્રમાણે કેટલીક વખત અલંકારપરંપરા સાંભળવાથી સૌરસ્યનું બાષ્પીભવન થાય છે, ઐકતા ખંડિત થાય છે અને શ્રોતાઓનાં જ્ઞાન કે અનુભવ હતાં તેવાં ને તેવાં રહે છે. રા. ડાહ્યાભાઈ વધારે જીવ્યા હોત તો એમનું કલાવિધાન હજુ વિકસત અને આવી ખામીઓ જતી રહી હોત.

અભિનય પરત્વે બોલતાં કહેવું પડશે કે આજની આપણી રંગભૂમિ પર જેટલા અભિનયદોષ થાય છે તે સર્વથી પૂરે અંશે રા. ડાહ્યાભાઈના ખેલો મુક્ત નથી. 'ટેબલો 'ના અભિનયની ખૂબી પીછાની તેને રંગભૂમિ પર સ્થાન આપવા

માટે પ્રેક્ષકો રા. ડાહ્યાભાઈના અતીવ આભારી છે. અમુક વૃત્તિ કે સંવેગ મૂક અને નીરવ રીતે પ્રકૃષ્ટ સ્વરૂપમાં દાખવનાર અભિનયની કિંમત આંકવા લેખિની અસમર્થ છે. જ્યારે હૃદયમાં તુમુલ તોફાન ચાલે છે, ભક્તિ અને પૂજ્યભાવના મહાઘોષ ગડગડે છે, વૈરવૃત્તિ ભડભડ ભભૂકતી હોય છે ઇત્યાદિ પ્રસંગે માનવીની વાચા નિર્બળ થાય છે; ફક્ત તેના મુખ અને શરીરનાં બીજાં અંગોના હાવભાવથી હૃદયમાં ચાલતા વ્યાપારનાં પ્રભાવ કે માપ પમાય છે. 'ટબલો' ક્રમશઃ તીવ્ર થતા જતા સંવેગ કે વિકારની પ્રબળ અને પ્રલંબ અસર નીરવ અભિનયથી ઉપજાવે છે. કરુણરસ જ્યારે ઘાડો જામ્યો હોય ત્યારે રસિક કલાવિધાન 'ટબલો'-નો ઉપયોગ કરે તો પ્રેક્ષકોને નવો પ્રકાશ – નવું જીવન જગાવતું ચેતન આપી શકે.

વસ્તુ, ગીત, ભાષા અને અભિનય સંબંધી 'ઉપર ચુટકી' કરેલી ચર્ચા આજના પ્રેક્ષકો વિશે સંક્ષેપમાં કાંઈ કહેવાને પ્રેરે છે. પૈસો કમાવા નાટકો ભજવવામાં આવે છે. દુકાનદાર પોતાનો માલ કેમ વધારે ખપે – પોતાને અધિક લાભ શાથી થાય એ વિચાર કરી વર્તે છે. તે જ પ્રમાણે નાટકવાળાઓ પોતાને ત્યાં પ્રેક્ષકની ઠઠ શાથી જામે અને પોતાને ત્યાં કેવી રીતે ટંકશાળ પડે એ હેતુ લક્ષમાં રાખી પોતાનો ધંધો ચલાવે છે. પ્રેક્ષકોની રુચિને અનુસરવાથી નાટ્યકલા અધોગતિ પામે તો ઉક્ત દૃષ્ટિબિન્દુથી તેઓ દોષમુક્ત. પ્રેક્ષકોની રુચિ શું અધોગતિ આણે એવી છે? પ્રેક્ષકો કોણ હોય છે? સારો દિવસ કામ કરી થાકી ગયેલા લોકો જેઓ થાક ઉતારવા અને પોતાના સંસ્કારને અનુરૂપ આનંદ અને ગમ્મત મેળવવા નાટ્યગૃહમાં જાય છે. સખત મજૂરી કરનાર અધિક અંશે વિકારોને વશ હોય છે. પીઠામાં કે વેશ્યાલયમાં, આરામયશ માટે મળેલી રાત્રિ, નિર્ગમવાને બદલે અમુક વર્ગ નાટકશાળામાં રાત ગાળે છે. ઉક્ત સ્થળે પોષાતી વૃત્તિઓ નાટકશાળામાં ન પોષાય તો તેઓ નાટકોને ઉત્તેજન અને દ્રવ્યસહાય આપતા અટકી જાય. પૈસો રળવા બેઠેલા માલિકો એ વર્ગથી ઉપજતી દ્રવ્યની ખોટ ખમવા તૈયાર નથી; એટલે નાટકોમાં અધમતા, ક્ષુદ્રતા કે ગ્રામ્યતા પ્રવેશે જ. બીજો વર્ગ અભણ અને અસંસ્કારી શ્રીમંતોનો છે. પૈસાના તુમાખમાં છકેલા મોજશોખ માણવાનું સ્થળ નાટકશાળામાં શોધે છે. જ્યાફત અને નાચરંગની મઝા નાટકના તખ્તા પર ઘૂમતાં પાત્રો પાસેથી મેળવે છે. આ દેશને જોઈએ એવા ધર્મનાં ધતીંગથી મોકળા જાહેર વિનોદો બહુ થોડા છે; ને જે છે તે પણ વિલુપ્ત થતા જાય છે. આવા સમામાં નાટકો વિનોદો મેળવવા જોવા જવાય એ સ્વાભાવિક છે. અંગ્રેજોના આવ્યા પહેલાં ભવાઈ કે કલગીતોરાવાળાની મહેફિલ કે અફીણીયાનો

ડાયરો કે હોળી જેવા બિભત્સ તહેવારો વિનોદ ને વિરામ મેળવવાનાં સાધનો હતાં. જ્યારે આવાં અધમ સાધનોનો સંપ્રદાય પ્રચલિત હોય ત્યારે નાટકો ઉચ્ચગ્રાહી ભજવાય એ અસંભવિત છે. જે દેશમાં સહેજ પણ સંકોચ વિના અશ્લીલ ભાષાનો બારે પહોર ને બત્રીસે ઘડી ઉપયોગ થતો હોય, સ્ત્રીચરિત્ર અને એવી જાતના વિષયો વંચાતા કે ચર્ચાતા હોય ત્યાંના વતનીઓ પાસે ઊંચા સંસ્કારની આશા રાખવી એ ફોકટ છે. સંસ્કૃત અને ઇંગ્લિશ સાહિત્યના ગાઢ વાંચન — બેશક જીવનપર્યંત રહેતો સમાગમ તો નહીં જ – છતાં પણ જે દેશના ગ્રેજ્યુએટોની રસવૃતિ હલકી ટળી શકતી નથી, ત્યાંની રંગભૂમિ પર ઉત્કૃષ્ટ ભાવનામય કૃતિ ભજવાતી જોવાની અભિલાષા વ્યર્થ છે. નાટકશાળામાં પ્રેક્ષકો મઝા અને ગમ્મતને માટે જાય છે – જ્ઞાન કે અનુભવ લેવા નહીં. ધાર્મિક વધારે ધાર્મિક થાય, કે પાપી ઓછો પાપી થાય એવા હેતુથી અથવા નવીન ભાવના મેળવવા ત્યાં કોઈ જતું નથી.

જેઓની રસવૃત્તિ સંસ્કારી નથી, કેળવાયેલી નથી, જગતમાં અનુપમ અને ઉન્નત સાહિત્યનો જેમને સમાગમ નથી તેવા પ્રેક્ષકોને માટે ઉચ્ચ પ્રકારનાં નાટકો ન રચાય એ સર્વ રીતે વાસ્તવિક છે.

રા. રા. ડાહ્યાભાઈ આ બધું સમજતા હશે. પોતાના પ્રેક્ષકોને ધીરે ધીરે સંસ્કારી કરવા, તેમની સન્મુખ તેમને પચે એવા આદર્શો મૂકવા, બને તેટલી ભભક ઓછી રાખી સંગીન ઉપદેશ આપવો – એવા કાંઈક એમના હેતુ હશે. પોતાની શક્તિના પ્રમાણમાં તેઓથી બન્યું તેટલું એમણે કર્યું છે — છતાં એમની વિદ્યા જોતાં વધારેની અપેક્ષા રહે છે.

રા. રા. ડાહ્યાભાઈની કૃતિ વિશે સહેજસાજ કહ્યા પછી એમના જીવન વિશે બોલવાનું રહે છે. દઢતા અને મંડ્યા રહેવાના ઉત્તમ ગુણો એમનામાં હતા. શરૂઆતમાં આગ લાગવાથી તેમ જ બીજાં કારણોથી તેમને ખમવું પડ્યું હતું. છતાં નાસીપાસ ન થતાં પોતાનું ચિત્ત નાટકના પેશામાં લગાડી પોતાની કંપનીને આજની સ્થિતિ સંપાદી આપી. તેમ જ પોતાના જીવનનું સાર્થક્ય કીધું છે. અમદાવાદના 'આનંદભવન' 'થિયેટર'માં પોતાની પુનર્જીવિત કંપની પાસે 'ભોજરાજા' નો ખેલ ભજવાવ્યો હતો તે વખત અને આજનો ખેલ જોતાં રા. ડાહ્યાભાઈની બુદ્ધિ, હિંમત અને કાર્યકુશળતાનો ખ્યાલ આવશે.

જ્યારે દુકાળના પંજામાં આ દેશ સપડાયો હતો ત્યારે પોતાનાં નાટકો ભજવી તેથી થતી ઊપજ રાંકાંઓના નિર્વાહ અર્થે એમણે આપી દીધી હતી.

આવાં અપૂર્વ સ્વાર્થત્યાગ અને વિરલ દાનશીલતા તેમનામાં હતાં. પોતાની કોમની સેવા કરવા માટે, દુઃખી બંધુઓની વહાર કરવા માટે અને નાટકના ધંધાને સહેજ ઉન્નત કરવા માટે શ્રી માંગરોળ જૈન સભા તરફથી આજનો પ્રસંગ ઊજવાય એ સુસંગત અને યોગ્ય છે. આ પરાસ્ત દેશની અલ્પ પણ જે સેવા કરે છે, તે તેનું પ્રારબ્ધ ઉઘાડવામાં મદદ કરે છે — તે આ દેશનો ઉદ્ધાર સમીપ આણતી જાય છે માટે તે તે સેવાની કદર બુઝાવી જોઈએ અને ઋણ ફિટાવવું જોઈએ. શ્રી માંગરોળ જૈન સભાએ આવો સ્તુત્ય સમારંભ યોજ્યો માટે તેમને અનેકવાર ધન્યવાદ છે અને જેમના સ્મારક માટે અત્રે આપણે મળ્યા છીએ તેમની અને તેમના ધંધાની યોગ્ય કિંમત જો આજે આપણાથી અંકાઈ હશે તો સભાનો પ્રયાસ સફળ, ઉપયોગી અને આદરણીય લેખવો જોઈશે.

# મલ્હાર ભીકાજી બેલસરે

સ્વર્ગસ્થ રા. મલ્હાર ભીકાજી બેલસરેનો જન્મ તા. ૨૨ મે ૧૮૫૩માં થયો. એમનું મૂળ વસ્તીસ્થાન પુણા જિલ્લામાં જેજુરીની પાસે આવેલું બેલસર ગામ હતું. તેમના પિતાનું નામ ભીકાજીપંત અને દાદાનું નામ મલ્હારરાવ હતું, એટલે જે તેમના દાદાનું નામ તે જ તેમનું નામ હતું. તેમના દાદા અસલ પેશવાઈમાં મરાઠી સરદાર હતા; અને કુલાબા જિલ્લાના નાગોઠણા પ્રાંતના પાગેદાર હતા. તેમના પિતાજી પંત અશિક્ષિત હોવાથી ભિક્ષુકવૃત્તિ કરતા. ભીકાજીપંતને ચાર પુત્ર અને બે પુત્રીઓ હતી. પુત્રોનાં નામ રંગોપંત, બાપુજી, મલ્હારરાવ અને ખંડેરાવ. પુત્રીઓનાં નામ બયાબાઈ અને બજુબાઈ, એટલે કે કૈલાસવાસી મલ્હારરાવ પોતાના પિતાના ત્રીજા પુત્ર હતા પણ અનુક્રમમાં ચોથા વંશજ હતા. ભીકાજીપંતે કુલાબા જિલ્લાના પેણ ગામમાં પોતાનું ઘરબાર બાંધીને વસતિસ્થાન કર્યું. રંગોપંત થાણા જિલ્લાના મોખાડા, ઉંબરગામ પેટાના મહાલકરી હતા. બાપુજી પેણ તાલુકાના સરકારી વકીલ હતા.

કૈલાસવાસી મલ્હારરાવે પોતાના મોટા ભાઈની સાથે રહીને થાણામાં અંગ્રેજી ભાષાના નીચલા ધોરણોનો અને મુંબઈની એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલમાં ઉપલા ધોરણોનો અભ્યાસ કર્યો અને સને ૧૮૭૦માં મેટ્રિક્યુલેશન પરીક્ષામાં પાસ થયા. ત્યાર પછી મુંબઈની એલ્ફિન્સ્ટન કૉલેજમાં આગળ અભ્યાસ કરીને સને ૧૮૭૩ માં એફ. એ. ની પરીક્ષા પાસ કરી. ઈ. સ. ૧૮૭૫માં રાજકોટ હાઈસ્કૂલમાં સંસ્કૃતના શિક્ષક નિમાયા. નોકરી પર હતા તોપણ તેમની વિદ્યાભિરુચિ પહેલાંની માફક કાયમ હતી. રાજકોટથી સુરત, સુરતથી પાછા રાજકોટ અને રાજકોટથી જૂનાગઢ બદલી થઈ. જૂનાગઢ ૧૮૭૭ થી ૧૮૮૩ સુધી પાંચ વર્ષ રહ્યા. આ બધે ઠેકાણે સુદૈવથી તેમના ઉપરી હેડમાસ્તર મર્હુમ રા. સા. ઉત્તમરામ નરભેરામ મહેતાજી જ હતા. રા. સા. ઉત્તમરામ તેમને અતિ ઉદ્યોગી, ઉત્સાહી અને પાપભીરુ સમજીને તેમના પર પ્રીતિ રાખતા.

જૂનાગઢ હાઈસ્કૂલમાંથી બદલાઈને વીરમગામની ઍંગ્લો વર્નાક્યુલર સ્કૂલના હેડમાસ્તર તરીકે નિમાયા. ત્યાં સને ૧૮૮૭ સુધી રહ્યા. વીરમગામ આવ્યા પછી તેઓએ ગુજરાતી ભાષાનું માર્મિકપણે અધ્યયન કરવા માંડ્યું. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ જાહેર કર્યા પ્રમાણે જ્હોન સ્ટુઅર્ટ મિલનું લિબર્ટી નામક

ગ્રંથનું ભાષાંતર સોસાયટી તરફ મોકલ્યું. તે પરીક્ષક કમિટીમાં મુકાઈને સર્વોત્તમ ઠર્યું, અને તેને માટે રૂ. ૧૫૦ નું ઇનામ મળ્યું. વીરમગામમાં પ્રાર્થનાસમાજ, નેટિવ જનરલ લાઇબ્રેરી, લોકહિતવર્ધક સભા અને જોઇન્ટ સ્ટૉક કંપની ઊભી કરીને તેની મારફત પહેલું છાપખાનું સ્થાપન કર્યું. સિવાય વીરમગામની મ્યુનિસિપાલિટીમાં ચેરમેન (Chairman) તરીકે સાર્વજનિક કામો કરતા હતા. તે વખતે વીરમગામમાં સબ-જજ રાવબહાદુર લાલશંકરભાઈ હોવાથી તેમની સાથે પ્રથમ પરિચય થયો. વીરમગામની લોકહિતવર્ધકસભાની મારફતે મુંબઈ અને કલકત્તામાં સને ૧૮૮૫ અને ૧૮૮૬ ની સાલમાં ભરાયેલી ઇંડિયન નેશનલ કોંગ્રેસોમાં ડેલિગેટો મોકલ્યા.

વીરમગામથી સને ૧૮૮૭ માં અમદાવાદની હાઈસ્કૂલમાં બદલી થઈ. અહીંયાં તેમને ગુજરાતી ભાષામાં એક સારી ગુજરાતી-અંગ્રેજી ડિક્ષનરીની ઘણી જ ખોટ છે એવું જણાયું, અને ત્યારથી ડિક્ષનરી લખવાનું કામ શરૂ કરવા માંડ્યું. એટલામાં રા. રા. હરિશંકર પાઠક તરફથી તેમને દ્રવ્ય સંબંધી મદદ મળી. તે ડિક્ષનરી ઈ. સ. ૧૮૯૫ માં છપાઈને બહાર પડી. આવી ડિક્ષનરી ગુજરાતી ભાષામાં પ્રથમ હોવાથી પહેલી આવૃત્તિની નકલો બેત્રણ વરસમાં ખપી ગઈ. બીજી આવૃત્તિ ઘણા વિસ્તૃત પ્રમાણ પર લખવાનું કામ ઈ. સ. ૧૮૯૯ માં હાથમાં લીધું. તે આવૃત્તિ ઈ. સ. ૧૯૦૫ માં છપાઈને બહાર પડી. આ ડિક્ષનરીના કામમાં વિશેષ કરીને રેવરન્ડ ડૉ. ટેલર તરફથી કેટલીક સૂચનાની અને મિસિસ ટેલર તરફથી શબ્દસંગ્રહની સારી મદદ મળી હતી. ઈ. સ. ૧૯૦૧ માં અમદાવાદ શહેરમાં સનાતન ભારત ધર્મ મહાપરિષદનું દ્વિતીય અધિવેશન થયું તેના તેઓ મુખ્ય સેક્રેટરી હતા.

ઈ. સ. ૧૯૦૩ માં તેઓ અમદાવાદની મેલ ટ્રેનિંગ કોલેજમાં વાઈસ પ્રિન્સિપાલ નિમાયા. પોતાની માતૃભાષા મરાઠી છતાં ગુજરાતી જેવી પારકી ભાષામાં પ્રાવીણ્ય સંપાદન કરીને ગુજરાતની ટ્રેનિંગ કોલેજમાં વાઈસ પ્રિન્સિપાલની પદવી મેળવી એ તેમને વિશેષ ભૂષણાસ્પદ છે. ડિક્ષનરી જેવું ભારતી કામ એક હાથે થવાથી તેમના જ્ઞાનતંતુ પર ઘણી જ ખરાબ અસર થઈ, તેમને અપસ્માર (Appoplexy)નો રોગ થયો અને છેવટે ઈ. સ. ૧૯૦૬ની ૪ થી એપ્રિલ બુધવારે (ચૈત્ર સુદ ૧૦ ને દિવસે) સવારમાં કલાક ૬-૪૫ મિનિટે તેમનું દેહાવસાન થયું.

પ્રાર્થનાસમાજના પંથના તેઓ ઘણા ચુસ્ત અનુયાયી હતા. તેઓ વીરમગામ હતા ત્યારે તેમણે રા. બા. લાલશંકરભાઈની મદદથી પ્રાર્થનાસમાજ સ્થાપ્યો; તે હજુ ત્યાં ચાલે છે. અમદાવાદ આવ્યા પછી તેઓ અમદાવાદ પ્રાર્થનાસમાજના

સભાસદ થયા. સમાજમાં તેઓ ઘણી વાર ઉપદેશ કરતાં તેમ જ વાર્ષિકોત્સવ વખતે પુરાણ વાંચતા.

સંસાર સુધારાના સંબંધમાં તેઓ સુધારણાવાદી હતા. લોકરૂઢિને ચુસ્ત વળગી ન રહેતા. હાલના કાળને અનુસરીને લોકોએ પોતે રૂઢિ પાડવી જોઈએ એવો તેમનો મત હતો. હાલના જમાનાની આગળ, કે જેમાં દિનપ્રતિદિન નવી શાસ્ત્રીય શોધો બહાર પડે છે અને લોકોની ઐહિક યાત્રા સુખકર થતી જાય છે, એવા જમાનાની આગળ, કૂપમંડુક જેવી સંકુચિત વૃત્તિથી દૃઢ થયેલી સ્થાનિક રૂઢિઓ નાબૂદ કરવી જોઈએ, એવું તેઓ ધારતા.

એલ્ફિન્સ્ટન કોલેજમાં વિદ્યાર્થી તરીકે શીખતા હતા ત્યારથી ભાષા સાહિત્ય સંબંધી વિષયોનો તેમને ઘણો શોખ હતો. ગુજરાત પ્રાંતમાં પ્રથમ નોકરી મળી ત્યારથી ગુજરાતી ભાષાનું બીજી ભાષાઓ સાથે (સંસ્કૃત અને મરાઠી) ઘણું જ મળતાપણું છે એમ માલૂમ પડવાથી ગુજરાતી ભાષાનું બારીકાઈથી નિરીક્ષણ કરીને અધ્યયન કરવા લાગ્યા. પહેલવહેલાં તો ગુજરાતી લોકોની મધ્ય વસ્તીમાં રહીને કાંઈ નવાઈ જેવી કહેવતો, શબ્દપ્રબંધો અને વાક્યો માલૂમ પડતાં તે પોતાની સ્મરણવહીમાં નોંધ કરી રાખતા અને બીજી (એટલે મરાઠી, સંસ્કૃતમાં) ભાષામાં તેવી જ કહેવતો, વાક્યો વગેરેની સાથે સરખાવતાં ભેદ માલૂમ પડે તો તે ભેદ શાથી થયો, તેનું બીજા આસીસ્ટંટ માસ્તરો સાથે વિવેચન કરતા.

અમદાવાદ હાઈસ્કૂલમાં હતા ત્યારે રા. રા. અમીધર રણછોડજી દેસાઈ અને રા. રા. તાપીશંકર પ્રાણશંકર દવે તરફથી વિવેચન કરવામાં મદદ મળતી.

કૈલાસવાસી મલ્હારરાવે પ્રસિદ્ધ કરેલાં પુસ્તકો :

૧. હિંદુસ્તાનની રાજ્યપદ્ધતિ.

2. System of Government in India.

3. Guj. Eng. Dictionary (Two editions).

4. Dr. Bhandarkar's Sanskrit First Book in Gujarati. ( 3 editions )

5. Translation into Gujarati of R. S. Tarkhadker's ( તર્ખડકરની ) Marathi Translation Series. ( in 3 Parts ).

૬. સ્વાતંત્ર્ય.

મરાઠી ભાષામાં એકે પુસ્તક પ્રસિદ્ધ કર્યું નથી. સ્વાભાવિક રીતે મરાઠી ભાષામાં લખવા કરતાં ગુજરાતી ભાષામાં ગ્રંથો લખવા તરફ તેમની વધારે પ્રવૃત્તિ હતી. નં ૨નું પૂના મેલ ટ્રેનિંગ કોલેજના આસિસ્ટંટ માસ્તર મિ. વિષ્ણુ નાટેકરે મરાઠીમાં ભાષાંતર કર્યું છે.

આ સિવાય તેમણે ઉર્દૂ, લેટીન અને ફ્રેંચ ભાષાનો અભ્યાસ કર્યો હતો. સાધારણપણે બીજા વિષયો કરતાં ભાષાસાહિત્ય વિષય તરફ વધારે લાગણી હતી.

તેમણે મરાઠી ભાષાની કેન્ડી અને મોલ્સ્વર્થની ડિક્ષનરીઓની સુધારાવધારા સાથે બીજી આવૃત્તિ છપાવવાનો પ્રયત્ન કર્યો હતો. તેને માટે તે વખતના કેળવણી ખાતાના વડા મિ. જાઈલ્સે જોઈતા શબ્દો, વાક્યો ઇત્યાદિનો સંગ્રહ કરવાનો મધ્ય વિભાગના મરાઠી શાળા માસ્તરોને હુકમ કર્યો હતો. અને તે પ્રમાણે મિ. હરિશંકર પાઠકને કેટલાંક manuscripts મળ્યાં છે. તેને માટે મરાઠી લેખકોની એક કમિટી નિમાઈ ને તેના મેનેજિંગ એડિટર ( Managing Editor ) કૈ. મલ્હારરાવ હતા.

# ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી

નડિયાદના નાગરવેપારી ધીરજરામ ત્રવાડી મુંબઈ, સુરત અને નડિયાદમાં વેપાર કરતા હતા. તેઓ પોતાના ધંધામાં બાહોશ અને કુનેહબાજ હતા, તેમ જ ધર્માદા કરવામાં અત્યંત ઉદાર હતા. ગોવર્ધનરામના પિતા માધવરામ ત્રવાડીની ઉંમર જ્યારે દશેક વર્ષની હતી ત્યારે ધીરજરામનો કાળ થયો; અંતકાળે વેપારની સુપ્રત પોતાના જમાઈ નવલરામને કરી, તેમ જ કુટુંબ અને વેપારની પ્રતિષ્ઠા વધારનાર કોઈ મહાત્મા આવશે એવી ભવિષ્યવાણી કહી. કાશીથી કે તે તરફના પ્રદેશમાંથી કુટુંબક્લેશને લીધે નાસી આવેલા મુનિમહારાજ નામના સાધુને, ત્રવાડી કુટુંબમાં, ધીરજરામની ભવિષ્યવાણીને લીધે, તેમની વિધવા ઉમીયાકોરે સ્થાન આપ્યું. મુનિમહારાજના વહીવટથી વેપાર અસલ મુજબ ધીકતો રહ્યો; પણ એમણે વૈભવ પુષ્કળ વધારી દીધો. સાસુના મરણ પછી એ વૈભવ ઘટાડવા ગોવર્ધનરામનાં માતુશ્રીએ મુનિમહારાજને કહ્યું : 'મહારાજ ! હાટ એનું એ છે, પણ વાણિયો બદલાયો છે.' ઇંગિત સમજી મુનિમહારાજે વૈભવ ત્યાગી માધવરામનાં બાળગોપાળ ગોવર્ધનરામ અને શણગારલક્ષ્મીને ઉછેરવામાં બાકીનું જીવન ગાળ્યું. બચપણમાં જ આવા સાધુનો ગોવર્ધનરામને સમાગમ થયો.

વિ. સં. ૧૯૧૧ની વિજયાદશમી જેવા પુનિત અને ઇતિહાસપ્રસિદ્ધ દિવસે માધવરામનાં પત્ની શિવકાશીએ નડિયાદમાં પોતાના પિયરના ઘરમાં ગોવર્ધનરામને જન્મ આપ્યો. બાળક જન્મથી જ અનારોગ્ય રહેતો. એક સંબંધીના હૃષ્ટપુષ્ટ બાળક સાથે તેનો વિનિમય કરવાની માતાને ઉત્કંઠા થયેલી પણ તે સંબંધીની અનિચ્છા વગેરેને લીધે ઉત્કંઠા અતૃપ્ત રહી અને કુલોદ્ધારક ને કુલદીપક બાળક કુળમાં જ ઉછર્યો. સમગ્ર જીવનપર્યંત ગોવર્ધનરામની તબિયત વિવિધ વ્યાધિથી પીડિત રહેતી. તેનાં બીજ કદાચ આમ નાનપણના અનારોગ્યને લીધે ખોવાયેલાં.

પિતાની વેપારની મોટી પેઢી મુંબઈમાં હોવાથી ગોવર્ધનરામનો ગુજરાતી અભ્યાસ બુદ્ધિવર્ધક શાળામાં થયો હતો.

વિ. સં. ૧૯૧૭માં મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી, જેઓ ધીરજરામ ત્રવાડીના ભાઈ શિવરામના પૌત્ર થતા હતા તે મુંબઈ ભણવા ગયા. બે વર્ષ પછી

